# સુખ-શાંતિ અને સફળતાની ચાવી

## ઈસ્લામની અખ્લાકી સંસ્કારિક વ્યવસ્થા

કુર્આન શરીફ - હદીષ શરીફ — સીરત અને ઈતિહાસની રોશનીમાં


✲ સંપાદક ✲

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **સુખ-શાંતિ અને સફળતાની ચાવી**
**ઈસ્લામની અખ્લાકી સંસ્કારિક વ્યવસ્થા**

સંપાદક : **(હઝ. મવ.) મૂફ્તી ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા.**
(મોહતમીમ : દારૂલ ઉલૂમ માટલીવાલા)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૯, હિ.સ. ૧૪૪૦

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૩૦૦



: કિતાબ મેળવવાનું સ્થળ :
**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**
ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,
ભરૂચ–૩૯૨૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)
ફોન : ૦૨૬૪૨–૨૨૩૮૬૪, ૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

## ઈસ્લામમાં અખ્લાક (સંસ્કાર)ની મહત્વતા

માનવજાતની દુનિયા તથા આખિરતની સફળતા માટે ઈસ્લામે ત્રણ પ્રકારની બાબતો જરૂરી ઠરાવી છે. તેમાંથી કોઈમાં પણ ઉણપ રહી જશે, તો દુનિયા-આખિરતની સુખ-શાંતિ તથા સફળતાઓ મુશ્કેલ બની જશે.

સર્વપ્રથમ તો અકીદાઓમાં સુધારણાનું તેનું લક્ષ્ય છે. એકેશ્વરવાદ (તૌહીદ), રિસાલત (આપ સલ. ઉપર ઈમાન લાવી આપને અલ્લાહપાકના અંતિમ રસૂલ માનવા) અને આખિરત (મૃત્યુ બાદનું જીવન)ના અકીદાઓને પાયારૂપ ગણવામાં આવ્યા છે.

બીજા ક્રમે ઈબાદતો (ઉપાસના) સબંધી બાબતો આવે છે. જેમાં તેમની અદા કરવાની રીત તથા તેમનો સમય અને સવાબ વગેરે બાબતોની વિગતવાર ચર્ચા થાય છે.

ઈસ્લામી તઅલીમમાં ત્રીજા ક્રમે અખ્લાક (વ્યવહાર)ની શુદ્ધતાને ઘણું જ મહત્વ આપવામાં આવ્યું છે. આજકાલ દીનદાર તથા ઈબાદતગુઝાર લોકોમાં પણ આ બાબતે ઘણી બેદરકારી જોવા મળે છે. સામાન્ય મુસ્લિમો તો બિચારા અખ્લાકનું મહત્વ નથી જાણતા, પરંતુ દીનદાર (ખવાસ) વિશેષજનો પણ તેના ઉપર વિશેષ કોઈ ધ્યાન નથી આપતા. જેને લઈ આપણા સમાજી અને વહેવારિક જીવનમાં લડાઈ-ઝઘડા અને મનદુઃખોની ભરમાર થઈ ગઈ છે.

અખ્લાકનો ભાવાર્થ બંદાઓના આપસી હક્કો અને જવાબદારીઓના

તે સબંધો છે, જેને પૂરા કરવા દરેક માણસ માટે જરૂરી છે. માણસ જ્યારે આ દુનિયામાં આવે છે, તો દુનિયાની દરેક વસ્તુ સાથે તેનો થોડો ઘણો સબંધ પેદા થઈ જાય છે. આ સબંધ સારી રીતે બજાવવાનું નામ ''અખ્લાક'' છે. તેના પોતાના માં-બાપ, બાલ-બચ્ચા, સગા-સબંધીઓ, દોસ્ત બિરાદરો બધાથી જ સબંધો છે. બલ્કે તેનાથી આગળ વધીને પોતાના મહોલ્લા, વતન-દેશ અને બધા જ નાગરિકો, ત્યાં સુધી કે મૂંગા જાનવરો-પ્રાણીઓ સાથે પણ કોઈ ન કોઈ પ્રકારનો સબંધ લાગેલો જ રહે છે. આ સબંધોને લઈ તેના ઉપર અમૂક ફર્ઝો લાદવામાં આવ્યા છે.

માનવજગતની બધી ખુશી અને ખુશહાલી તથા અમન-શાંતિ આ જ અખ્લાકના પ્રતાપે છે. સરકારો, સમાજસેવકો તથા સેવાભાવી સંસ્થાઓ વગેરે તેને આગળ ધપાવવાની કોશિશો કરે છે. ધર્મનું પણ તેમાં મહત્વનું યોગદાન છે. અને તેથી જ સર્વશ્રેષ્ઠ ધર્મ-મઝહબ તે જ છે, જેમાં અખ્લાકનું સ્થાન મહત્વનું હોય. ચોક્કસ વાત છે કે, ઈસ્લામ જે અલ્લાહપાક તરફથી આખિરી દીન અને સંપૂર્ણ જીવન વ્યવસ્થાના રૂપે ઉતારવામાં આવ્યો છે, અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માનવજાત માટે ''વિશ્વ રહમત'' બનાવી મોકલવામાં આવ્યા છે, તે ધર્મમાં અખ્લાકને કેમ ભૂલી શકાય ? બલ્કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતે પોતાની જવાબદારી નક્કી કરતાં ફરમાવ્યું કે, ''હું સારા અખ્લાક-સંસ્કારને સંપૂર્ણ રીતે પૂરા કરવા માટે મોકલવામાં આવ્યો છું.''

હઝરત જઅફર (રદી.)એ હબ્શા (એબિસિનીયા)ના બાદશાહ સમક્ષ ઈસ્લામ તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જે છબી રજૂ કરી, તેમાં ઈસ્લામના પાયા (સ્થંભ)ના અકીદા રજૂ કરવાની સાથે ફરમાવ્યું કે, હમો લોકો મુરદાર (મૃત જાનવરો) ખાતા હતા, બૂરાઈઓ કરતા હતા, પડોશીઓને સતાવતા હતા, ભાઈ-ભાઈ ઉપર ઝુલ્મ (અત્યાચાર) કરતા હતા, તાકાતવાળા કમઝોરો ઉપર અત્યાચાર કરતા હતા. તે દરમ્યાન અલ્લાહપાકે હમારામાંથી જ એક નબી મોકલ્યા, જેમણે હમોને પથ્થરોની મૂર્તિઓને પૂંજવાથી રોક્યા, સાચુ બોલવાની તાકીદ કરી તથા ખૂનખરાબા અને લડાઈ-ઝઘડાથી દૂર રહીએ,

યતીમો (અનાથો)નો માલ ન ખાઈએ, પડોશીઓને આરામ પહોંચાડીએ, પાકદામન (ચારિત્ર્યવાન) સ્ત્રીઓ ઉપર ખરાબ આક્ષેપબાઝી ન લગાડીએ, આ બધી બાબતો શિખવાડી. *(મુસ્તદરક)*

એક જગ્યાએ અખ્લાકનું વિગતવાર વર્ણન કરતાં ફરમાવ્યું :

- અને આપનો પરવરદિગાર હુકમ કરી ચૂક્યો છે કે, તેના સિવાય કોઈની બંદગી કરો નહીં.
- (પોતાના) માં-બાપની સાથે ભલાઈથી વર્તો; અગર તે બન્નેમાંથી એક અથવા બન્ને આપની સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય, તો તેમને "હું" પણ કહેવું નહીં અને તેમને તરછોડો નહીં અને તેમની સાથે ઘણા અદબથી વાત કરો, અને તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝૂકીને જ રહો અને એવી દુઆ માંગ્યા કરો કે, હે પરવરદિગાર ! એ બન્ને પર રહમ કર, કે જેવી રીતે એમણે મને નાનપણમાં (દયાભાવથી) ઉછેર્યો છે. તમારા દિલોમાં જે કંઈ છે, તેને તમારો પરવરદિગાર ખૂબ જાણે છે, જો તમે ભલાઈ કરનાર હશો તો. બેશક, (તૌબા કરી) રજૂ થનારાઓને તે બખ્શનાર છે.
- સગા-વહાલાને તેનો હક્ક આપો.
- મોહતાજો અને મુસાફરોને પણ.
- અને (માલને) નકામો ઉડાવો નહી. (કેમકે) બેશક, ઉડાઉ લોકો શયતાનોના ભાઈબંધ છે, અને શયતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુક્રો છે.
- પોતાનો હાથ પોતાની ગરદન સાથે બંધાયેલો ન રાખો અને ન તેને તદ્દન ખોલી દેવો જોઈએ. નહીં તો ઠપકો સાંભળતા ખાલી હાથ થઈ જશો. બેશક, આપનો પરવરદિગાર જેના માટે ચાહે છે, રોજી ખોલી દે છે અને (જેના માટે ચાહે છે) તંગ કરી દે છે. બેશક, તે પોતાના બંદાઓ(ની સ્થિતિ અને મસ્લિહત)ને ખૂબ જાણનાર (અને) જોનાર છે.
- મોહતાજીની બીકથી પોતાની અવલાદને મારી નાંખો નહીં, (કારણ કે)

અમે જ તેમને પણ તથા તમને પણ રોજી આપીએ છીએ. બેશક, તેમને મારી નાંખવું બહુ મોટો ગુનોહ છે.

- વ્યભિચારની પાસે પણ ન જાઓ. બેશક, તે બહુ બેશરમીની વાત છે, અને ખોટો માર્ગ છે.
- જે જીવને મારવું અલ્લાહપાકે હરામ કર્યું છે તેને કતલ ન કરો, પરંતુ જાઈઝ રીતે. અને જે કોઈ નાહક માર્યો જાય, તો અમે તેના વારિસને (કિસાસનો) અધિકાર આપ્યો છે, તો તે (ખૂનીને) કતલ કરવાના વિષયમાં (શરીઅતની) હદથી વધે નહીં. બેશક, તે તરફદારીના પાત્ર છે.
- યતીમના માલની પાસે પણ ન જાઓ, પરંતુ એવી રીતે કે જે (યતીમ માટે) બેહતર હોય. એટલે સુધી કે, તે પોતાની જુવાનીએ પહોંચી જાય.
- (શરીઅત મુજબ) કરારને પૂરો કરો. બેશક, (એવા) કરાર વિશે પૂછપરછ થશે.
- જ્યારે (કોઈ ચીઝ) માપીને આપો, તો માપ પૂરુ ભરીને આપો. અને (જ્યારે) તોલીને આપો, તો સીધી (ખરી) તરાજુ (ત્રાજવુ)થી તોલો; એ બેહતર છે. અને પરિણામે પણ સારૂં છે.
- જે વાતની ખબર ન હોય તેની પાછળ ન પડો. (કારણ કે) બેશક, કાન અને આંખ તથા દિલ એ સૌની (કિયામતમાં) તેના (કામો) વિશે પૂછ થશે.
- જમીન પર ઈતરાઈને ચાલ નહીં. બેશક, તુ ધબકારા સાથે (ચાલી) જમીનને ફાડી-ચીરી શકીશ નહીં તેમજ (અકડવાથી) લાંબો થઈ પર્વતોને કદી પહોંચી શકીશ નહીં.
- આ સઘળા બૂરા કામો આપના પરવરદિગારની નજીક તદ્દન નાપસંદ છે. (હે નબી સલ. !) આ વાતો તે હિકમતની વાતો માંહેની છે, જેને આપના પરવરદિગારે આપના તરફ વહી દ્વારા મોકલી છે. અને (હે માનવી !) અલ્લાહપાકની સાથે બીજા કોઈને મઅ્‌બૂદ ઠેરવજો નહીં, નહીં તો ઠપકા સાંભળી ધક્કા ખાતો દોઝખમાં નાંખવામાં આવશે.

*(બની ઈસ્રાઈલ : ૨૩ થી ૩૯)*

- હે દીકરા ! નમાઝ કાયમ રાખ.
- (લોકોને) સદ્કાર્યોની આજ્ઞા કર અને દુરાચરણોથી અટકાવ.
- વળી, (એમાં) જે સંકટ તારા ઉપર આવી પડે, તેને સહન કર. બેશક, એ મહા હિમ્મતના કામ છે.
- લોકોના તરફ (અભિમાનથી) પોતાના ગાલ ન ફુલાવ તથા પૃથ્વી પર ઈતરાજીથી ન ચાલ. બેશક, અલ્લાહપાકને કોઈ ઈતરાજીવાળો ગર્વિષ્ઠ પસંદ નથી.
- તારી ચાલમાં મધ્યમ ગતિ રાખ અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. બેશક, સૌથી બૂરો અવાજ ગધેડાનો અવાજ છે.

*(સૂરએ લુકમાન : ૧૭ થી ૧૯)*

કુર્આન શરીફમાં અખ્લાકની સુધારણાને "તઝકિયહ" (સફાઈ) તથા "હિકમત"ના શબ્દોથી સંબોધી આ પ્રમાણેની અખ્લાકી વાતોનો ઉલ્લેખ કરી તેમની મહત્વતા દર્શાવવામાં આવી છે.

ઈસ્લામમાં બંદાઓના હક્કોનો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે. અને અખ્લાકનો વધુ સબંધ પણ બંદાઓના દરમ્યાન આપસી મામલાઓથી જ છે. માટે અખ્લાકનું મહત્વ વધી જાય છે.

## ઈબાદતોની વ્યવસ્થા પણ શાંતિ માટે :

ઈસ્લામમાં ચાર બુન્યાદી અરકાન (સ્થંભ) નમાઝ, રોઝા, ઝકાત, હજ્જનું મહત્વ ચોક્કસ બુન્યાદી છે, પરંતુ તેમાં પણ ધ્યાનથી જોઈએ તો અખ્લાકની સુધારણાનો ખ્યાલ રાખવામાં આવ્યો છે. નમાઝ વિશે ફરમાવ્યું કે, તે બેશર્મી અને બૂરાઈની વાતોથી રોકે છે. રોઝા વિશે ફરમાવ્યું કે, તે તકવા (અલ્લાહ તઆલાનો ડર)ની તઅલીમ આપે છે. ઝકાત તો સંપૂર્ણ બંદાઓની હમદર્દી, લાગણી અને ખ્યાલ રાખવા માટેનો જ સબક આપે છે. અને હજ્જમાં પણ આપસી મેળમેળાપ અને સામૂહિક તકલીફો સમજી તેને દૂર કરવાનો સબક મળે છે. એટલા જ માટે હજ્જના ફર્ઝનું વર્ણન કરતાં ફરમાવ્યું કે, તેમાં વ્યર્થ વાતો, ગુનાહના કામો અને લડાઈ-ઝઘડા ન કરવામાં આવે.

હજ્જના (અમૂક) મહિના પ્રખ્યાત છે. પછી જેણે તેમાં હજ્જ માથે લીધી, તો તેણે હજ્જમાં સ્ત્રી મેળાપ અને કોઈ પણ ગુનોહ તેમજ (કોઈપણ પ્રકારનો) ઝઘડો (ફસાદ) કરવો જોઈએ નહીં. અને તમે જે કંઈ નેકી કરો છો, તેને અલ્લાહ તઆલા જાણે છે; અને (જ્યારે હજ્જ માટે નીકળો ત્યારે મુસાફરીનો) ખર્ચ જરૂર સાથે લઈ લો. કારણ કે ખર્ચ (સાથે લેવા)માં સૌથી મોટો ફાયદો (ભીખથી) બચવું છે. અને હે બુદ્ધિશાળીઓ ! (આ હુકમો બજાવી લાવવામાં) મારાથી ડરતા રહો. *(સૂરએ બકરહ : ૧૯૭)*

## ઈમાન અને ઉચ્ચ અખ્લાક :

ઈમાનનો સબંધ દિલથી છે, અને જુબાનના ઈકરારથી તેની ખબર પડે છે, પરંતુ ઈમાનની ઓળખાણ અને તેના પરિણામો અખ્લાકથી જ માલૂમ પડે છે. એટલા જ માટે સૂરએ મુઅમિનૂનમાં ઈબાદતોની સાથે અખ્લાકને પણ ઈમાનવાળાઓની જરૂરી સિફતો (ગુણો)માં ગણવામાં આવ્યા છે.

- અલબત્ત, તે ઈમાનવાળા (અઝાબથી) નજાત પામ્યા, જેઓ પોતાની નમાઝમાં ડરનાર છે.
- અને જેઓ નકામી બાબતથી અળગા રહેનારા છે.
- અને જેઓ ઝકાત આપતા રહે છે.
- અને જેઓ પોતાની ઈન્દ્રિયોની (હરામથી) સંભાળ રાખે છે; પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની લૌંડીઓથી, કેમકે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી. પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે, તો તેઓ જ હદથી વધી જનારા છે.
- અને જેઓ પોતાની (પાસેની) અમાનતોને અને પોતાના કરારોને જાળવી રાખે છે.
- અને જેઓ પોતાની (ફર્ઝ) નમાઝોની કાળજી રાખે છે, એવા જ લોકો વારિસ થનારા છે. જેઓ (શીતળ છાયાના બગીચાઓ) ફિરદૌસના વારિસ થશે (અને) તેઓ તેમાં જ સદા રહેશે. *(સૂરએ મુઅ્મિનૂન : ૧ થી ૧૧)*

## તક્વો અને ઉચ્ચ અખ્લાક :

તકવાવાળા લોકોની ઓળખાણ દર્શાવતાં પણ અખ્લાકનું વર્ણન કરવામાં આવ્યું છે :

- નેકી માત્ર એટલી જ નથી કે, તમારૂં મુખ પૂર્વ કે પશ્ચિમ તરફ કરો, પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહ તઆલા પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓ(ની હસ્તી) પર અને (સર્વ આકાશી) કિતાબો અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે.
- અને તે (માણસ) અલ્લાહપાકની મુહબ્બતના ખાતર (હાજતમંદ) સગા-વહાલાંને અને નાદાર યતીમોને તથા મોહતાજોને અને (સાધન વગરના) મુસાફિરો અને (લાચારીએ) સવાલ કરનારાઓને તથા (કેદીઓ અને ગુલામોની) ગરદનો છોડાવવામાં માલ આપતો હોય અને નમાઝ કાયમ રાખતો હોય તેમજ ઝકાત પણ આપ્યા કરતો હોય.
- અને (એ ઉપરાંત) એ લોકો જ્યારે કોઈ કરાર કરે, તો પોતાનો કરાર પૂરો કરનારા હોય.
- અને ગરીબાઈ તથા દુઃખમાં અને (કાફિરો સામે) રણસંગ્રામમાં દ્રઢ રહેનારા હોય. આ લોકો જ સાચા છે અને આ લોકો જ (ખરા) પરહેઝગાર (ગણવાને) લાયક છે. *(સૂરએ બકરહ : ૧૭૭)*

આ આયતોથી માલૂમ પડ્યું કે, તકવાનું પહેલુ પરિણામ ઈમાન છે. એવી રીતે બીજુ પરિણામ ઉચ્ચ અખ્લાક છે.

## ઉચ્ચ અખ્લાક અને નેક બંદા હોવાનો શર્ફ :

કુર્આને પાકમાં અલ્લાહપાકના નેક બંદાઓનું તથા તેમના સારા ગુણોનું વર્ણન કર્યું છે. તેમાં પણ અખ્લાકને મહત્વનું સ્થાન આપવામાં આવ્યું છે :

- અને રહમાનના (ખાસ) બંદા તે છે, જેઓ પૃથ્વી પર ધીમા પગે ચાલે છે, અને જ્યારે તેમનાથી નાદાન લોકો (અજ્ઞાનતાની) વાત કરવા લાગે છે ત્યારે કહે છે કે, સાહેબ સલામત.

- અને તે લોકો જેઓ પોતાના પરવરદિગારની આગળ સિજદા અને કિયામની હાલતમાં રાતો ગુજારે છે, અને તે લોકો જેઓ દુઆ માંગે છે કે, હે અમારા પરવરદિગાર ! અમારાથી જહન્નમના અઝાબને દૂર રાખ. બેશક, તેનો અઝાબ પૂરેપૂરી બરબાદી છે. બેશક, તે દોઝખ બૂરુ ઠેકાણું અને બૂરુ રહેઠાણ છે.
- અને તે લોકો જ્યારે ખર્ચ કરે છે, તો (ગુનાહના કામમાં) નકામો ખર્ચ કરતા નથી અને ન (સવાબના કામમાં) ઓછો ખર્ચ કરે છે. અને તેમનો ખર્ચ એની વચ્ચે મધ્યમસર હોય છે.
- અને તે લોકો કે જેઓ અલ્લાહ તઆલાની સાથે બીજા કોઈ મઅ્બૂદને પૂજતા નથી.
- અને જે(ના કતલ કરવા)ને અલ્લાહ તઆલાએ હરામ કર્યું છે, તેને કતલ કરતા નથી, પરંતુ હક પર.
- અને વ્યભિચાર કરતા નથી અને જે કોઈ એવાં કામ કરે, તે ગુનાહમાં જઈ પડ્યો. કિયામતના દિવસે તેનો અઝાબ વધતો જશે, અને તેમાં તુચ્છ બનીને સદા પડ્યો રહેશે, પરંતુ જેણે તૌબા કરી અને ઈમાન લાવ્યો તેમજ નેક કામ કરતો રહ્યો, તો અલ્લાહપાક તેમની બુરાઈઓને ભલાઈ-ઓથી બદલી નાંખશે અને અલ્લાહપાક મોટો બખ્શનાર (અને) દયાળુ છે. અને જે કોઈ (ગુનાહથી) તૌબા કરે અને (તે પછી) નેક કાર્ય કરે (તો તે પણ છૂટી જશે) કેમકે તે અલ્લાહપાકની તરફ ખાસ રીતે રજૂ થાય છે.
- અને તે (ખાસ બંદા)ઓ બેહૂદા કામોમાં ભાગ લેતા નથી અને કદાચ અયોગ્ય કામો આગળથી પસાર થાય, તો સહનશીલતાથી નીકળી જાય છે.
- અને તે લોકો કે જ્યારે તેમને અલ્લાહપાકના હુકમો વડે નસીહત કરવામાં આવે છે, તો તે હુકમો પર આંધળા-બહેરા બની પડતા નથી (બલ્કે ધ્યાન દઈ સાંભળે છે).
- અને તે લોકો કે જેઓ દુઆ માંગતા રહે છે કે, હે અમારા પરવરદિગાર!

અમારી પત્નીઓ તથા અવલાદ તરફથી અમને આંખોની ઠંડક આપ અને અમને પરહેઝગારોના આગેવાન બનાવી દે. આ (સદ્‌ગુણી) લોકોને પોતાના (દીન તથા નેકી પર) અડગ રહેવાના કારણે (જન્નતમાં) હવેલી-ઓના ઝરૂખાઓનો બદલો મળશે અને ત્યાં (ફરિશ્તા) દુઆ તથા સલામ કહેતા તેમના સ્વાગત માટે આવશે. તેમાં તેઓ સદા રહેશે. તે કેવું સરસ ઠેકાણું અને રહેઠાણ છે. (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, અગર તમે તેની બંદગી ન કરો, તો મારો પરવરદિગાર તમારી કંઈ જ પરવા રાખતો નથી. તો પછી (હે કાફિરો !) તમે તો (ખુદાઈ હુકમોને) જૂઠાડી ચૂક્યા તો હવે એ (તમારા માટે) વબાલ થશે. *(સૂરએ ફુરકાન : ૬૩ થી ૭૭)*

- તથા (તેમના માટે છે) જેઓ મહાન ગુનાહો અને નિર્લજ્જતાના કામોથી અળગા રહે છે.
- અને જ્યારે તેમને ક્રોધ ચઢે ત્યારે માફ કરી દે છે, તથા (તેમના માટે છે) જેઓ પોતાના પરવરદિગારની આજ્ઞાનું પાલન કરે છે અને નમાઝ પઢે છે.
- અને તેમના (મુખ્ય) કામો આપસની સલાહથી થાય છે.
- અને અમે જે કંઈ તેમને આપ્યું છે, તેમાંથી દાન આપે છે.
- તથા તે લોકો (માટે છે) કે, જ્યારે તેમના ઉપર જુલ્મ થાય ત્યારે તેઓ વ્યાજબી બદલો લે છે, અને બુરાઈનો બદલો તો તેના પ્રમાણે જ બુરાઈ છે, છતાં જે કોઈ માફ કરી દે અને સમાધાન કરી લે, તો તેનો બદલો અલ્લાહપાકના શિરે છે.
- બેશક, તેને જુલ્મ કરનારા ગમતા નથી, અને જે કોઈ પોતાના ઉપર જુલ્મ થવા પછી સરખો (વ્યાજબી) બદલો લે, તો એવા લોકો પર કંઈ પકડ નથી. પકડ તો માત્ર તેઓના ઉપર જ છે, જેઓ લોકો પર જુલ્મ ગુજારે છે અને દેશમાં નાહક શરારતો કરે છે; એવા લોકો માટે જ દુઃખદાયક શિક્ષા છે. અને જે માણસે (બીજાના જુલ્મને) સહન કર્યું અને માફ કર્યું, તો અલબત્ત એ હિમ્મતના કામોમાંથી છે. *(શૂરા : ૩૭ થી ૪૩)*

- અને પોતાના પરવરદિગારની બખ્શિસ તથા તે જન્નત તરફ દોડો કે જેની પહોળાઈ આકાશો અને પૃથ્વી સમાન છે, (અને) જે અલ્લાહ તઆલાથી ડરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે. જેઓ સુખમા અને તંગીમાં દાન આપ્યા જ કરે છે.
- અને ક્રોધને દબાવે છે, તેમજ લોકો(ના અપરાધ)ને માફ કરે છે અને અલ્લાહપાક એવા ભલાઈ કરનારાઓને દોસ્ત રાખે છે.
- અને એવા લોકો કે જ્યારે કદી કોઈ નિર્લજ્જ કામ (જેમકે વ્યભિચાર વગેરે) કરી બેસે છે અથવા પોતાના હકમાં ખોટું કામ કરી લે છે, તો (તરત) અલ્લાહપાકને યાદ કરે છે. ફરી પોતાના ગુનાહોની માફી ચાહે છે અને અલ્લાહપાક સિવાય ગુનાહોને કોણ માફ કરી શકે છે ? અને તેઓ પોતાના (બૂરા) કામ પર જાણી જોઈને અડી પણ રહેતા નથી.

*(સૂરએ આલિ ઈમરાન : ૧૩૩ થી ૧૩૫)*

- અને અમે પોતાનું આ કલામ તેઓની પાસે લાગલગાટ એક પછી એક મોકલતા રહ્યા, કે જેથી તેઓ બોધ ગ્રહણ કરે. જે લોકોને અમે એના પહેલાં કિતાબ (તવરાત) આપી છે, તેઓ (માંહેના ન્યાયીઓ) આ (કુર્આન)ના ઉપર ઈમાન લાવે છે, અને જ્યારે તેમની સામે (કુર્આન) પઢવામાં આવે છે, ત્યારે તેઓ કહે છે કે, અમે એના ઉપર ઈમાન લાવ્યા. બેશક, એ અમારા પરવરદિગારનું મોકલેલું સત્ય છે. અમે તો એના (ઉતરવાથી) પહેલાં પણ માનનાર હતા. તે લોકો પોતાના (ઈમાન પર) કાયમ રહેવાના કારણે પોતાનો સવાબ બમણો મેળવશે.
- વળી, તેઓ બુરાઈ (તથા ઈજા)ને ભલાઈ (તેમજ સહનશીલતા)થી ટાળી દે છે.
- અને અમારી આપેલી રોજીમાંથી દાન આપે છે, અને જ્યારે તેઓ કોઈ બેહૂદી વાત સાંભળે છે, ત્યારે તેનાથી મોઢું ફેરવી લે છે અને કહે છે કે, અમારી કરણી અમારા માટે અને તમારી કરણી તમારા માટે છે. અમારા તમને સલામ અને અજ્ઞાનો(ની સંગત)ને ચાહતા નથી.

*(સૂરએ કસસ : ૫૧ થી ૫૫)*

- અલબત્ત, નેક લોકો એવા પ્યાલાથી પીણું પીશે કે જેમાં કપૂરની મેળવણી હશે. એટલે તે એક નહેર છે, જેમાંથી અલ્લાહપાકના (ખાસ) બંદા પીશે (અને ચાહે ત્યાં) તેઓ તેની નહેરો વહેતી કરી લઈ જશે. તેઓ મન્નતોને પૂરી કરે છે અને એવા દિવસથી ડરે છે કે, જેની સખ્તી સામાન્ય હશે.
- અને અલ્લાહ તઆલાના પ્રેમને લીધે નિરાધાર અને યતીમ તથા કેદીને ખાવાનું ખવડાવે છે (અને કહે છે કે), અમે તો માત્ર અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે જ તમને ખવડાવીએ છીએ અને તમારાથી કંઈ બદલો ચાહતા નથી કે આભાર માનવું ઈચ્છતા નથી. અમે તો પોતાના પરવર-દિગાર તરફના એક ઉદાસીવાળા સખ્તીના દિવસનો ડર રાખીએ છીએ.

*(સૂરએ દહ્ર : ૫ થી ૧૦)*

## હદીષ શરીફમાં ઉચ્ચ અખ્લાકનું મહત્વ :

- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે અખ્લાકના સૌથી ઉચ્ચ સ્થાને બિરાજમાન હતા. કુર્આન શરીફમાં અલ્લાહપાકે આપ (સલ.) વિશે ફરમાવ્યું કે, ''આપ અખ્લાકના ઉચ્ચ સ્થાને બિરાજમાન છો.''
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દુઆઓમાં પણ ઉચ્ચ અખ્લાકની દરખાસ્ત શામેલ છે. *(મુસ્લિમ શરીફ)*
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, મુઅમિનોમાં સૌથી સંપૂર્ણ મુઅમિન તે છે, જેના અખ્લાક સારા હોય. *(તિરમિઝી શરીફ)*
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, આદમી સારા અખ્લાકને લઈ તે દરજ્જો પ્રાપ્ત કરી શકે છે, જે દિવસભર રોઝા અને રાત-ભર નવાફિલ પઢવાવાળાને પ્રાપ્ત થાય છે. *(અબૂ દાઉદ શરીફ)*
- આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, તમારામાં શ્રેષ્ઠ વ્યક્તિ તે છે, જેના અખ્લાક સારા હોય. *(બુખારી શરીફ)*
- એક હદીષ શરીફમાં છે કે, કિયામતના દિવસે ત્રાજવામાં ઉચ્ચ અખ્લાકથી વધુ વજની કોઈ વસ્તુ નહીં હશે. કારણ કે ઉચ્ચ અખ્લાકવાળી વ્યક્તિ અખ્લાકને લઈ હંમેશા રોઝા રાખનાર અને નમાઝ પઢનારના દરજ્જે

પહોંચી જાય છે. *(તિરમિઝી શરીફ)*

- એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, તમારામાં મારાથી સૌથી વધુ નજીક અને પ્યારી વ્યક્તિ ઉચ્ચ અખ્લાકવાળી વ્યક્તિ છે. અને મારાથી સૌથી વધુ દૂર અને નાપસંદ વ્યક્તિ બૂરા અખ્લાકવાળી વ્યક્તિ છે. *(મુસ્નદે અહમદ)*
- કુર્આન શરીફની જેમ હદીષોમાં પણ ઈમાનની તકમીલ (પૂર્ણતા) માટે અખ્લાકનું વારંવાર વર્ણન કરવામાં આવ્યું છે. ઈમાનની ૭૦ (સિત્તેર)થી વધુ શાખાઓ છે. અને શર્મ-હયા પણ તેમાંથી એક છે. તૌહીદ ઈમાનની સૌથી મોટી શાખા છે, અને નાની શાખા રસ્તામાંથી તકલીફ આપનાર વસ્તુ હટાવવી છે. માણસ સંપૂર્ણ મુઅમિન નથી બની શકતો, જ્યાં સુધી કે પોતાના મુસલમાન ભાઈ માટે પણ તે જ વસ્તુ પસંદ ન કરે, જે પોતાના માટે કરે છે. મુસલમાન તે છે, જેની ઝબાન અને હાથથી મુસલમાન સુરક્ષિત રહે. મુઅમિન કોઈને મ્હેણું-તાણું નથી મારતો, બદ્દુઆ (શ્રાપ) નથી આપતો, ગાળ-ગલોચ નથી કરતો અને બદઝબાન નથી હોતો. *(બુખારી શરીફ, મુસ્લિમ, તિરમિઝી)* જે મુઅમિન છે, તે પોતાના મહેમાનનો આદર કરે છે.

## આપ ( સલ. )ની અખ્લાકી શિક્ષણની રીતો :

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને નબી બનાવી મોકલવાના મુખ્ય કારણોમાંથી લોકોને સારા સંસ્કાર અને સારી વાતોનો હુકમ કરવાનો છે. એટલા જ માટે હદીષ શરીફમાં ફરમાવ્યું કે, ‘‘હું શિખવાડનાર બનાવીને મોકલવામાં આવ્યો છું.’’

એક ઉસ્તાદ અને શિખવાડનાર માટે પહેલી શર્ત એ છે કે, તે નરમી અને સખ્તી બન્નેવના મોકા સમજી તે પ્રમાણે વર્તે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના અખ્લાકી તઅલીમના તરીકાઓ ઉપર વિચારીએ છીએ તો બન્નેવ વસ્તુઓનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઘણી જ બારીકાઈથી ખ્યાલ રાખેલો જણાય છે. પોતાની ઝાત માટે કદી બદલો નથી લીધો, પરંતુ અલ્લાહપાકના અહકામો માટે જરૂર સખ્તી ફરમાવી છે. *(બુખારી શરીફ)*

કુરૈશની ઔરત ચોરી કરતાં પકડાઈ ગઈ. લોકોએ તેની સિફારીશ કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નારાઝ થઈ ગયા અને ફરમાવ્યું કે, તમારાથી પહેલાની કૌમો એટલા જ માટે હલાક થઈ ગઈ કે, તે લોકો સમાજના ગરીબ વર્ગને ગુનાહની સઝા આપતા હતા અને માલદારો ગુનોહ કરતા હતા, તો તેમને હલકી સઝા (અથવા કોઈ બહાને સઝાથી મુક્તિ) આપી દેતા હતા.

આ સખ્તીનો દાખલો છે, તો નરમીનો પણ દાખલો છે કે, એક ગામડીયો માણસ મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સહેનમાં પેશાબ કરવા બેસી ગયો. સહાબાએ કિરામ તેને ઉઠાડવા લાગ્યા, તો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, તમે લોકો નરમી માટે મોકલવામાં આવ્યા છો, સખ્તી માટે નહીં. પછી ગામડીયાને બોલાવી શાંતિથી સમજાવ્યો કે, આ અલ્લાહપાકનું ઘર છે. અને પછી તેના ઉપર પાણી વહાવી દેવાનો હુકમ કર્યો.

**તઅલીમનો બીજો તરીકો** અને રીત એ છે કે, ફઝીલતની બાબતોને સારા ઉદાહરણોથી અને બૂરાઈઓને ખરાબ ઉદાહરણોથી તથા નફરત પેદા કરનાર સૂરતોમાં રજૂ કરવામાં આવે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર આયત ઉતરી, જેમાં સદકાની ફઝીલત બતાવી કે, એક અનાજનો દાણો જમીનમાં વાવીએ છીએ અને તેનાથી સેંકડો દાણા ઉગી નીકળે છે. એ જ પ્રમાણે એક નેકીનો બદલો સેંકડોની સંખ્યામાં મળશે.

એ જ રીતે રિયાકારી-દંભથી નેકીઓ બરબાદ થવાનું ઉદાહરણ આ રીતે દર્શાવ્યું કે, કોઈ માણસ અનાજનો એક દાણો પહાડની એવી ચટ્ટાન ઉપર વાવી દે, જેના ઉપર થોડી માટી લાગેલી હોય, તો જરા જોરથી વરસાદ પડશે અને તે દાણો માટી સાથે વહી જઈ બરબાદ થઈ જશે. એ જ પ્રમાણે ઈખ્લાસ વગરની ઈબાદત બેકાર થઈ જશે.

ગીબતની બૂરાઈ બયાન કરવા માટે ગીબત કરનારને બકરીનું મરેલુ

બચ્ચુ અને મરેલા ગધેડાની લાશ ખાવાનો હુકમ કર્યો. તેણે કહ્યું કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! એને કોણ ખાઈ શકે ? ફરમાવ્યું કે, તમે થોડીવાર પહેલાં પોતાના મરેલા ભાઈ (માઈઝ રદી.)ની જે ગીબત કરી, તે આ મુડદા ગધેડાને ખાવા કરતાં ખરાબ કામ હતું.

**તઅલીમનો ત્રીજો તરીકો** અને રીત એ છે કે, સારા કામો અને ખરાબ કામોને તેમના સારા-નરસા પરિણામ બયાન કરી વિગતવાર વર્ણન કરવામાં આવે, જેથી સારા કામો કરવાની પ્રેરણા અને ખરાબ કામોથી નફરત પેદા થાય. જેમકે શરાબની બૂરાઈ બયાન કરવા માટે ફરમાવ્યું કે, "શયતાન એ ચાહે છે કે, તમારા વચમાં આપસમાં દુશ્મની અને નફરત વધે અને તમોને અલ્લાહપાકની મદદ અને નમાઝથી ગાફિલ કરી દે."

કદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે લોકોથી સવાલ કરતા અને લોકોથી જવાબ સાંભળવાની તલબ જોઈ એવો જવાબ આપતા કે, તરત દિલોમાં ઊતરી જતો. બતાવવા માટે એક વખતે સવાલ કર્યો કે, તમે જાણો છો કે મુફલિસ કોણ છે ? લોકોએ કહ્યું કે, જેની પાસે રૂપિયા-પૈસા અને સામાન ન હોય. ફરમાવ્યું કે, મારી ઉમ્મતનો મુફલિસ (કંગાળ) તે માણસ છે, જે કિયામતના દિવસે નમાઝ, રોઝા, ઝકાત અને નેકીઓ લઈને આવશે, પરંતુ કોઈને ગાળ આપી હશે, કોઈના ઉપર આક્ષેપ કર્યો હશે, કોઈનો માલ ખાઈ ગયો હશે, કોઈનું ખૂન વહાવ્યું હશે, તો તેની નેકીઓમાંથી આ બધાને આપવામાં આવશે. જ્યારે તેની નેકીઓ ખતમ થઈ જશે અને તેના ઝિમ્મે લોકોનું કાંઈ બાકી રહી ગયું હશે, તો તેમની બૂરાઈઓ આના નામે લખવામાં આવશે. અને પછી તેને જહન્નમમાં મોકલી દેવામાં આવશે. *(મુસ્લિમ શરીફ)*

એ જ પ્રમાણે પહેલવાન વિશે પૂછ્યું. સહાબાએ બહાદુર, કુશ્તીમાં પછાડનાર વ્યક્તિને પહેલવાન કહ્યો. તો ફરમાવ્યું કે, પહેલવાન વ્યક્તિ તે છે, જે ગુસ્સો પી જાય અને પોતાના નફસ ઉપર કાબૂ રાખે. *(મુસ્લિમ શરીફ)*

- આપ (અલયહિસ્સલામ) અમૂક મોકાસર અમૂક લોકોના સ્વભાવનો ખ્યાલ રાખી તેમને ખાસ વસ્તુઓની નસીહત કરતા હતા. જેમકે હઝરત

અબૂઝર (રદી.)ને કોઈ ખાસ નસીહત કરી, તો હઝરત મુઆઝ (રદી.), હઝરત ઉબાદહ બિન સામિત (રદી.)ને કોઈ અલગ નસીહત કરી.

- કદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મુસલમાનોની અલગ-અલગ અખ્લાકી વાતો ઉપર બયઅત પણ લીધી.
- કદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કોઈ અખ્લાકી સવાલ કરી લોકોનું ધ્યાન કેન્દ્રિત કરતા અને પછી લોકોના સવાલ પહેલાં પોતે જ જવાબ આપી દેતા હતા.
- કદી આપ (સલ.) એક વાતનો વારંવાર ઉલ્લેખ કરી સવાલ દોહરાવતા હતા, જેથી સાંભળનારા તેની મહત્વતાને ધ્યાનમાં લઈ ઘણી લગન અને ધગશથી જવાબ પૂછતા હતા કે, અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! શું વાત છે ? અને પછી આપ (સલ.) જવાબ આપતા. જેનો ઘણી જ જલ્દી અસર થતો હતો.

આ પ્રમાણે ઉચ્ચ અખ્લાક-સંસ્કાર તથા ખરાબ અખ્લાક-બૂરાઈઓ બન્નેવને વિગતવાર વર્ણન કરી તેને ખૂબ મહત્વનું સ્થાન આપ્યું છે. ઈસ્લામી ઈતિહાસ સાક્ષી આપે છે કે, પૃથ્વીના આટલા વિશાળ તટ ઉપર વિભિન્ન કૌમો અને કબીલાઓ ઉપર મુસ્લિમોની ફતહ ફક્ત તલવારના જોરે નથી થઈ, બલ્કે ઈસ્લામી તઅલીમ અને ઉલમાએ કિરામ, નેકદિલ ન્યાયપ્રિય બાદશાહો તથા સુફિયાએ કિરામના અખ્લાક, વર્તાવ અને રહેમદિલીને કારણે જ સદીઓ સુધી હુકૂમતો બાકી પણ રહી. આજનો મુસ્લિમ સમાજ અન્ય સમાજોની દેખાદેખી અને તેમની સંસ્કૃતિથી અંજાઈને તથા દુનિયાની મુહબ્બતને કારણે ઈસ્લામી સંસ્કારોથી ઘણો દૂર થઈ ગયો છે, બલ્કે ઈસ્લામી અખ્લાકની જાણકારી અને જ્ઞાન પણ ધરાવતો નથી, કે તેના ઉપર અમલ કરી શકે.

કિતાબ લખવાનું કારણ એ જ છે કે, આપણો મુસ્લિમ સમાજ ઉચ્ચ ઈસ્લામી અખ્લાક જાણી તેના ઉપર અમલ કરે. જેથી આપણું દુન્યવી જીવન પણ સુખ-શાંતિવાળુ ગુજરે. આપણે એકબીજાના હક્કો અદા કરનારા બનીએ, બલ્કે ઉપકાર, રહેમ અને કરૂણા દાખવી માનવતાની મહેંક પ્રસરાવીએ.

આખિરતની ઝિંદગીની કામ્યાબી તથા સફળતાનો આધાર પણ ઉચ્ચ અખ્લાક ઉપર મર્યાદિત છે. માટે ઉચ્ચ અખ્લાકવાળો વર્તાવ કરી દુન્યા-આખિરતની ભલાઈઓ પ્રાપ્ત કરીએ.

સાથે ગેરમુસ્લિમ ભાઈઓ સુધી પણ કિતાબ પહોંચાડવાનો શુભ આશય છે. કારણ કે આપણી બદઅખ્લાકી-કુસંસ્કારો અને વહેવારિક બુરાઈઓને લઈ તે બિચારા આપણા વહેવારોને જ ઈસ્લામ સમજી બેઠા છે. તો તેમને પણ ઈસ્લામી અખ્લાકની બારીકીઓ તથા લોકોના હક્કોની અદાયગી પ્રત્યેની સભાનતા અને જીવનના પ્રત્યેક પાસા વિશે ઈસ્લામી અખ્લાકની વિશાળતાની જાણકારી મળે. અને અખ્લાક બાબતે ઈસ્લામની કાળજી તથા તેની મહત્વતાનો ખ્યાલ આવે.

આશા છે કે, કિતાબ વાંચવાવાળા અમલની નિય્યતથી વાંચે તથા મુસ્લિમ-ગેરમુસ્લિમ ભાઈ-બહેનો સુધી પહોંચાડવાની કોશિશ કરે. અલ્લાહ તઆલા લખનાર-વાંચનાર તથા બધા જ ભાઈ-બહેનોને ઉચ્ચ ઈસ્લામી અખ્લાક જીવનમાં ઉતારવાની તૌફીક આપે, આમીન.





# અખ્લાકી તઅલીમના પ્રકારો

ઈસ્લામી અખ્લાકી તઅલીમ-શિક્ષણનું વાંચન કરવામાં આવે છે, તો આ વાત સ્પષ્ટ થાય છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મારફતે માનવજાતને જે અખ્લાકી શિક્ષણ મળ્યું, તેને ત્રણ ભાગમાં વહેંચી આપ્યું છેઃ

- હક્કો-જવાબદારીઓ.
- ફઝાઈલ-રઝાઈલ (સારી વાતોનું પ્રોત્સાહન, ખરાબ વાતોથી નફરત)
- અદબો-આચારસંહિતા.

ઈસ્લામની પહેલી તઅલીમ એ છે કે, દરેક માણસ ઉપર બીજા માણસો બલ્કે જાનવરો સુદ્ધાંના જે હક્કો અને જવાબદારીઓ લાગુ પડે છે, તેનો હક્ક પહેલો છે. માટે આ અખ્લાકનો પહેલો પ્રકાર ગણાશે.

બીજી વસ્તુ માણસની ઝાતી ચાલ-ચલગત, વર્તણૂંક અને ઉચ્ચ સંસ્કારો છે. જેને ફઝાઈલે અખ્લાક કહેવામાં આવે છે. અને તેની તુલના (મુકાબલા)માં અમૂક બૂરાઈઓ છે, જેને "રઝાઈલ" કહેવામાં આવે છે. જેમકે સચ્ચાઈને ફઝાઈલ અને જૂઠને રઝાઈલ કહે છે.

ત્રીજો પ્રકાર કોઈ પણ કામને સારી રીતે અને ઉમદા તરીકાથી બજાવ-વાનું છે. જેને આદાબ કહેવામાં આવે છે. જેમકે ઉઠવા-બેસવા, ખાવા-પીવા અને કપડાં પહેરવા વગેરે બાબતોમાં ઈસ્લામી અખ્લાકનો ખ્યાલ રાખવો.

**હક્કો-ફરજો :**

કુર્આન શરીફમાં ફરમાવ્યું : "અને તેમના માલમાં માંગનાર તથા (બિન સવાલી) નિરાધારોનો ભાગ હતો." *(સૂરએ ઝારિયાત : ૧૯)*

"અને જેમના માલમાં અમૂક ભાગ ભિખારી તથા નિરાધારો માટે છે.

*(સૂરએ મઆરિજ : ૨૪/૨૫)*

માટે આપ કુટુંબીજનોને તેમનો હક આપો તથા મોહતાજ અને મુસાફિરને (પણ આપો). આ તે લોકો માટે બેહતર છે, જેઓ અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના ચાહક છે. અને તેઓ જ છૂટકારો પામનાર છે. *(સૂરએ રૂમ : ૩૮)*

અલ્લાહ તઆલાએ જ્યારે કોઈ માણસને પોતાના તરફથી દૌલત આપી છે, તો તેનો તકાઝો છે કે, જેમને આ વસ્તુ નથી મળી, તેમને થોડુ થોડુ આપવામાં આવે.

હદીષ શરીફમાં ફરમાવ્યું કે, તમારી પત્નીનો તમારા ઉપર હક્ક છે, તમારા મહેમાનનો તમારા ઉપર હક્ક છે, બચ્ચાઓનો હક્ક છે, તમારી જાત તથા શરીરનો હક્ક છે, આંખોનો પણ હક્ક છે.

ઈસ્લામનું આ હક્કનું વર્તુળ ફક્ત સગા-સબંધીઓ પુરતુ મર્યાદિત નથી, બલ્કે સામાન્ય વ્યક્તિથી લઈ જાનવરો સુદ્ધાંના હક્કો હદીષ શરીફમાં વિગતવાર દર્શાવ્યા છે. જાનવરોની ઉપર જરૂરતથી વધારે બોજ ન લાદો, જરૂરત વગર જાનવર ઉપર બેસી ન રહો, તેને સવારી માટે વાપરો, પોતાની બેઠક ન બનાવો. જ્યારે ઘાસ-પાણીના વિસ્તારમાંથી પસાર થાઓ, તો ખૂબ ઘાસ-પાણી ખવડાવો-પિવડાવો. પક્ષીઓના માળામાંથી તેમના બચ્ચાં લઈ તેમને સતાવો નહીં.

## હક્કો, સંસ્કારો અને આચારસંહિતાનું વર્ણન

માં-બાપના હક્કો, અવલાદના હક્કો, માં-બાપની જીમ્મેદારીઓ, માં-બાપ પર બાળકોના હક્કો, બાળકોના સ્વાસ્થ્યની સારસંભાળ, બાળકોને બગડતા રોકવાના ઉપાયો, છોકરીઓની સંભાળ, વારસા-વહેંચણીમાં પુત્રી-ઓનો હક્ક, બિન ઈસ્લામી અને ધિક્કારપાત્ર રિવાજ : દહેજ, માંગનાર ભિખારી છે, પતિ-પત્નીના હક્કો-ફરજો, પત્ની પર પતિનો હક્ક, સફળ જીવનની ચાવી, સગા-સબંધીઓના હક્કો, સગાઈ તોડવી, પાડોશીના હક્કો, થોડીકવારનો પાડોશી, મહેમાનગીરીની આચારસંહિતા, યતીમો-અનાથોના હક્કો, બેવા (વિધવા) સ્ત્રી સાથે સદ્‌વ્યવહાર, બીમારના હક્કો, મુસ્લિમોનો પરસ્પરનો વર્તાવ, સામાન્ય લોકોના હક્કો, જાત મહેનત-સ્વમાનપણું, દુશ્મનો

સાથે વર્તાવ, કેદીઓના હક્કો, પશુ-પક્ષીઓના હક્કો.

**ઉચ્ચ અખ્લાક-સારા સંસ્કારો :**

સચ્ચાઈ-સત્ય બોલવું, સખાવત-દાન કરવું, પાકદામની-ચારિત્ર્ય-પવિત્રતા (શર્મો-હયા), બદનિગાહીથી બચવાનો એક નાયાબ નુસ્ખો, પ્રમાણિકતા-અમાનતદારી, પરિપૂર્ણ બનો, રહેમ-દયા, ન્યાય-ઈન્સાફ, ન્યાય માટેની ઝુંબેશ, વાયદાની પાબંદી, એહસાન-ઉપકાર કરવો, માફી-દરગુજર, શુક્ર એક સર્વોચ્ચ ઈબાદત, આપ (સલ.)ના સબ્ર-શુક્રની પ્રેરણાદાયક ઘટના, શુક્ર-સબ્રની ટેવ પાડો, સબ્ર-શહનશિલતા, અલ્લાહપાકના રસૂલ (સલ.)ની વિનમ્રતા, તવાઝુઅ-વિનમ્રતા, જ્ઞાન અને વિનમ્રતા, વાતચીતમાં મિઠાશ, ઈસાર-બીજા માટે તકલીફ ઉઠાવવી, ભલામણ-સિફારિશ, બલીદાન, રોઝી કમાવાની ફઝીલત, હલાલ રોઝી, હકગોઈ-સાચા બોલી હોવું, સમયનું મહત્વ, ભૂલ કબૂલવી, ઈસ્તિકામત-અડગ રહેવું, ગરીબો સાથેનો વ્યવહાર, સવારની બરકતો અને આપણી ગફલતો, મશ્વેરો, તવક્કુલ એટલે શું ? તવક્કુલનો સાચો સબક, શાંતિ તથા સલામતી માંગો, મુસીબત પણ નેઅમત છે.

**બૂરા અખ્લાક-ખરાબ સંસ્કારો :**

બુરાઈઓનું વર્ણન, જૂઠના પ્રકારો, જૂઠનો અનોખો પ્રકાર : લોકો કહે છે, એપ્રિલ ફૂલનો પ્રારંભિક ઈતિહાસ તથા તેના નુકસાનો, કરારભંગ ઈસ્લામમાં જાઈઝ નથી, બેઈમાની-અપ્રમાણિકતા, અમાનતમાં ખયાનત-અપ્રમાણિકતા, દગાબાઝી-ગદ્દારી, આક્ષેપબાઝી-બોહતાન, ચાડી-ચૂગલી, ગીબત-બદગોઈ, ગીબતનો માહોલ અને તેના કારણો, જીભનો દુરૂપયોગ, ટીકા જ્યારે હદ વટાવી જાય, દ્વીમુખી હોવું, દંભથી બચો, બદગુમાની-ખોટું ગુમાન કરવું, ખોટા વખાણ અને ખુશામત, કંજૂસાઈ, સ્વાર્થ-લાલચ, જગતનો મોટો ફિત્નો : પેટ, ચોરી, માપતોલમાં કમી, ધોકાથી સંતાડીને લેવું, રૂશ્વત, લાંચ અને આપણો સમાજ, લાંચ : વધતુ નાસૂર, વ્યાજુ વહેવાર, ગુસ્સો-ક્રોધ, ઉતાવળીયુ પગલું, કીના-કપટ, ઝુલ્મ-અત્યાચાર, ઘમંડ-તકબ્બુર, રિયાકારી-દંભ કરવો, ઉડાઉપણું (ફુઝૂલખર્ચી), ઈસ્રાફ-દુર્વ્યયથી બચો, મોબાઈલના નુકસાનો, આપણી બગાડવૃત્તિ, હસદ-ઈર્ષા, ગાળો ભાંડવી-

અપશબ્દો બોલવા, દારૂ પીવુ-નશીલા પદાર્થો લેવા, હરામ કમાણીનો વબાલ, હરામ માલની નહૂસત, ભિખારીવૃત્તિ : સમાજના ચહેરા પર કાળો ડાઘ, નિર્દોષની હત્યાથી બચો, અપશુકન અને ઈસ્લામ, આત્મહત્યા : ચિંતાજનક સામાજીક સમસ્યા, કરજ અને તેનો વબાલ.

**ઈસ્લામી અદબો-માન મર્યાદાઓ, આચારસંહિતાઓ :**

મુલાકાત સબંધી, સલામ, ખાવા-પીવાના અદબો, છીંક વિશે ઈસ્લામી અદબો, લિબાસ સબંધી ઈસ્લામી આદેશ, ઈસ્લામમાં તંદુરસ્તીનું મહત્વ, પાકી અને સફાઈ, મિસ્વાક અને તેની વિશેષતાઓ, રમતગમત-મનોરંજન ઈસ્લામની નજરે.

# સંપૂર્ણ મુઅમિનના ગુણો

હઝરત અબૂ ઉમામહ (રદી.) નબીએ કરીમ (સલ.)નું ફરમાન નોંધે છે કે મારા મતે મારા મિત્રોમાં સૌથી વધારે ઈર્ષ્યાપાત્ર તે મુઅમિન છે, જે હળવોફુલ હોય, નમાઝનો સારો એવો ભાગ તેને મળ્યો હોય, પોતાના પરવરદિગારની ઈબાદત સારી રીતે અંજામ આપનારો હોય, અને એકાંતમાં અલ્લાહપાકની ફરમાંબરદારી કરનારો હોય, (તેની સાથોસાથ) લોકોમાં ગુમનામ હોય, આંગળીઓ વડે તેની તરફ ઈશારો કરવામાં ન આવતો હોય, તેની રોઝી જરૂરત જેટલી હોય તો પણ તેને સંતોષ હોય. પછી આપ (સલ.)એ ચપટી વગાડી કહયું કે, તેનું મૃત્યુ જલ્દી આવે છે, તેની પાછળ રડનારાઓ ઓછા હોય છે, અને તેની મીરાસ (વારસો) ઓછો હોય છે.

*(તિરમિઝી, મિશ્કાત : ૨/૪૪)*

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉમ્મતને ખુદાની ખુશી મેળવવાની રીતો વિવિધ રીતે બતાવતા રહે છે. જેથી લોકો તેને અપનાવી દીન-દુન્યામાં સફળતા મેળવે તથા નિષ્ફળતાથી બચી જાય.

ઉપરોકત હદીષ શરીફ પણ આ સંદર્ભે જ છે. આ હદીષ શરીફમાં મુઅમિનની છ (૬) વિશેષતાઓ દર્શાવી રહયા છે. જેણે તેને વાંચી-સમજીને પોતાના અમલમાં આણી, તેની પર દુન્યા ઈર્ષ્યા કરશે. ખુદ નબીએ કરીમ

(સલ.) આવા સૌભાગ્યવાનોને મળનારા સવાબ તથા અલ્લાહ તઆલાની ખુશીના લીધે ઈર્ષ્યાપાત્ર ઠરાવે છે. આવા નેક માણસની બન્ને જહાંની કામિયાબીમાં કોઈ શંકા નથી.

પહેલી વિશેષતા એ છે કે તે હળવોફુલ હોય છે. મતલબ કે માનસિક રીતે શાંત તથા નચિંત હોય છે. માલ-દૌલત એટલી નથી કે તેની સુરક્ષા કે તેમાં વધારો કરવાની ચિંતા હોય. તેમજ પરિવારજનોની ખોટી ઈચ્છાઓ સંતોષવાની તેને ફિકર નથી. આવી બધી ભાંજગડના બદલે તે આખિરતની તૈયારીમાં વ્યસ્ત હોય છે.

આજે બેંક બેલેન્સ વધારવાના ચક્કરમાં માણસ એવી ઉલ્ઝનોમાં ફસાય જાય છે કે તે આખિરતની તૈયારીમાં લાગી નથી શકતો. દુન્યાની પાછળ દોટ મૂકયા પછી એ વિશ્રામ લેવાનું વિચારે છે, ત્યાં તો મૃત્યુ સામે આવીને ઉભું થઈ જાય છે. અને માણસ બધું છોડીને ચાલી નીકળે છે.

અલ્લાહના રસૂલ (સલ.)એ આ હદીષમાં એ માણસની પ્રસંશા કરી છે, જેણે પોતાની જાતને હળવીફુલ રાખી છે. જાણે કે તેને તકદીર પર ભરોસો છે. જે લખ્યું છે તે મળવાનું જ છે. પછી ચિંતા શેની ? વાસ્તવમાં તકદીર પર ભરોસો જ માણસને માનસિક શાંતિ આપી શકે છે.

સંપૂર્ણ મુઅમિનની બીજી ખાસિયત એ છે કે તે ખુશૂઅ્-ખુઝૂઅ્ સાથે (તન-મનપૂર્વક) વધારેમાં વધારે નમાઝ પઢતો હોય. ફરાઈઝ તો અદા કરતો જ હોય, નવાફિલ નમાઝો પણ પઢતો હોય છે. જે માણસ જેટલી નમાઝ પઢશે એટલો અલ્લાહપાકની નજીક હશે. આજે આપણે નમાઝ પઢી લીધી તો પઢી, નહીંતર છોડી દીધી. જાણે કે તે કોઈ ગૌણ બાબત હોય. મૂડ હોય તો પઢવાની અને મૂડ ન હોય તો છોડી દેવાની ! શું એક મુસલમાન માટે નમાઝથી પણ વધારે કોઈ બાબત મહત્વપૂર્ણ હોય શકે ખરી ?

બીજી સમસ્યા એ છે કે કેટલાક લોકો નમાઝ કાળજીપૂર્વક પઢે છે, પરંતુ ખુશૂઅ્-ખુઝૂઅ્ની કાળજી નથી રાખતા. તેમનું તન મસ્જિદમાં હોય છે, અને મન મસ્જિદની બહાર ભટકી રહયું હોય છે. તેઓને કેટલી રકઅતો

થઈ, કે ઈમામ સાહેબે શું તિલાવત કરી તેની કોઈ ખબર નથી હોતી. સૃષ્ટિના શહેનશાહ સમક્ષ ઉભેલો હોવા છતાં ધ્યાન તેની બાજુ નથી, અન્ય બાજુ છે. આ મુઅમિનની શાન નથી.

ત્રીજી સમસ્યા એ છે કે નફિલ નમાઝો છોડી દેવામાં આવી રહી છે. ભાગતા-દોડતા ફર્ઝ નમાઝ માટે આવે છે અને નફિલો પઢયા વગર જતા રહે છે. જો કે કાલે કિયામતના દિવસે નફિલ નમાઝો બહુ સહાયક નીવડશે. તેની કિંમતનો અંદાજો ત્યારે થશે, જ્યારે અલ્લાહ તઆલા એમ કહેશે કે મારા બંદાની ફર્ઝ નમાઝમાં કંઈક કમી હોય તો તેને તેની નફિલ નમાઝો વડે પૂરી કરી દો. આવા મહાનતમ્ અમલમાં કોતાહી કરવી કામિલ મુઅમિનને છાજે એમ નથી.

ત્રીજી ખાસિયત એ કે તે પોતાના પરવરદિગારની ઈબાદત બહુ કાળજી-પૂર્વક કરતો હોય. તેમાં સુસ્તી ન હોય. ખુદાની ઈબાદતના બે પાસા છે :

(૧) આદેશ બજાવી લાવવા. મતલબ દા.ત. નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત વિગેરે અદા કરવા. બંદાઓ સાથે તેમના દરજ્જા મુજબ સદ્વ્યવહાર કરવો, વિગેરે.

(૨) બીજુ પાસુ એ કે નિષિધ્ધ (મનાઈ ફરમાવેલ બાબતો)થી દૂર રહેવું. મતલબ કે, જે બાબતોની મનાઈ કરવામાં આવી છે, દા.ત. જૂઠ બોલવાથી, ધોકો આપવાથી, અધિકાર ઝૂંટવી લેવાથી, કોઈને તકલીફ આપવાથી બચતો રહે. અને સતત એની ચિંતા રાખે કે નામએ અઅમાલ (કર્મપોથી)ને કેવી રીતે ગુનાહોની કાળાટથી દૂર રાખી શકે ? જે માણસ અલ્લાહપાકની આવી રીતે ઈબાદત કરતો હોય, તે સાચે જ ઈર્ષ્યાપાત્ર છે. આવા મુસલમાનને અલ્લાહ તરફથી સંપૂર્ણ ઈમાનની દૌલત મળી ગઈ છે.

ચોથી ખાસિયત એ છે કે તે જાહેરમાં દીન પર અમલ સહિત એકાંતમાં પણ દીન પર અમલ કરનારો હોય છે. તેનું દિલ શુધ્ધ ભાવનાથી ભરેલું હોય છે. તેનું દરેક કાર્ય માત્ર અલ્લાહપાક માટે હોય છે. તે અલ્લાહ તઆલાની ફરમાંબરદારી દ્વારા ખુદાની ખુશી મેળવે છે. ચાહે તેને કોઈ જુએ કે ન જુએ.

આ ગુણ તેવા જ માણસમાં વિકસી શકે છે, જેને એવો વિશ્વાસ હોય કે તેનો રબ તેને પ્રત્યેક ક્ષણે જોઈ રહયો છે. અને તે ખુદાથી કયારેય છુપાય શકશે નહીં. આવો માણસ પણ ઈર્ષ્યાપાત્ર છે.

પાંચમી ખાસિયત એ છે કે તે લોકોની નજરોથી છુપાયેલો હોય. સામાન્ય લોકો તેને બહુ સન્માનની નજરોથી ન જોતા હોય. મજલિસમાં તે આવે તો કોઈનું તેની તરફ ધ્યાન ન જાય, તેમજ તેના માટે જગ્યા ખાલી કરવામાં આવતી ન હોય. અર્થાત્ ખ્યાતિ તથા પદ લાલસાથી તે બચતો હોય. અને ગુમનામીનું જીવન જીવતો હોય. લોકો તેની ઈઝઝત કરે, લોકો તેની વાત ધ્યાનથી સાંભળે, એવી તેને ઈચ્છા નથી થતી.

આજે કીર્તિ તથા કંચનની બોલબાલા છે. લોકો દેખાડા ખાતર તથા લોકોનું ધ્યાન આકર્ષવા માટે નિતનવા નુસ્ખાઓ અજમાવે છે. ખ્યાતિ પ્રાપ્ત કરવા માટે જાઈઝ નાજાઈઝ વચ્ચેનો ભેદ ભૂલાય જાય છે. હલાલ-હરામ વચ્ચેનો ફરક ભૂંસાય જાય છે. પદ લાલસાનું ભૂત જ્યારે માથા પર સવાર થઈ જાય છે તો તે એવી ખરાબ હરકતો કરી બેસે છે, જે કોઈ શરીફ માણસ વિચારી પણ નથી શકતો.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઉપરોકત હદીષ શરીફમાં એવા મુઅમિનની પ્રસંશા ફરમાવી છે, જે દુન્યવી સબંધોથી કપાયેલો હોય, તથા ગુમનામ જીવન જીવતો હોય. જો કૌમની સેવા માટે લોકોના દબાણવશ તેને જાહેર જીવનમાં આવવું પણ પડે તો માત્ર ખુદાની ખુશ્નૂદી ખાતર જ તે સેવા કરે. એ જ તેનો હેતુ હોય, દિલમાં તેને તેની ઈચ્છા ન હોય.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ સંપૂર્ણ મુઅમિનની છટ્ઠી ખાસિયત એ વર્ણવે છે કે તેની પાસે માલદૌલત જરૂર પુરતી હોય. વધારાની માલદૌલત મેળવવા કરતાં તેને તેનાથી જ સંતોષ હોય. આ સંતોષ તે જ માણસ મેળવી શકે છે, જેની અંદર ધનલાલસા ન હોય. આજકાલની જેમ નહીં કે માણસે પોતાની જરૂરિયાત એટલી વધારી લીધી છે કે થોડાકથી તેનું મન ધરાતું નથી. અને વધારેમાં વધારે ધન એકઠું

કરવા માટે તે મજબૂર બની જાય છે. અને આ ઈચ્છા જ્યારે પ્રબળ બને છે, ત્યારે માણસ શરીઅતના આદેશોને પણ ઘોળીને પી જાય છે. અને તે કોઈ પણ ભોગે રૂપિયા બનાવવામાં લાગી જાય છે. જે એક સાચા મુઅમિનની શાન નથી.

આ છ (૬) ખાસિયતો જણાવ્યા પછી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે, આવા માણસનું મૃત્યુ જલ્દી આવે છે. હદીષ શાસ્ત્રીઓ આ વાકયનું અર્થઘટન કરતાં ફરમાવે છે કે મૃત્યુ વખતે તેનું પ્રાણપંખેરૂ જલ્દીથી, સરળતાથી ઉડી જાય છે. ધન તથા પદની લાલસા ન હોવાના લીધે અને હંમેશા આખિરતની ચિંતાના લીધે રૂહ-આત્મા જલ્દીથી શરીર છોડી દે છે. તેમાં કોઈ અડચણ ઉભી થતી નથી. જેવી રીતે તેનું જીવન હળવું હોય છે, તેનું મૃત્યુ પણ હળવું હોય છે.

આગળ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે, અલ્લાહનો આ નેક બંદો દુનિયાથી એવી સ્થિતિમાં રૂખ્સત થશે કે, તેની પાછળ રડનારાઓ બહુ ઓછા હશે. કારણ કે તેની ઓળખ બહુ ઓછા લોકોમાં હશે. એટલે તેની જુદાઈના ગમમાં રડનારાઓ પણ ઓછા હશે. પરંતુ અલ્લાહના દરબારમાં તેનું સ્થાન બહુ ઊંચું હશે. જાણવા મળ્યું કે માત્ર જનાઝામાં મોટી ભીડ એકઠી થઈ જાય કે ખરખરો કરવાવાળાઓની લાંબી કતાર લાગી હોય તે જ માત્ર આખિરતની નજાત માટે પુરતુ કે આવશ્યક નથી, બલ્કે મૂળ વસ્તુ તે ખાસિયતો તથા ગુણો છે જેનો ઉલ્લેખ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઉપરોકત હદીષમાં દર્શાવ્યા છે.

અંતે કામિલ મુઅમિનની એક આખરી ઓળખ બતાવતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે તે દુનિયામાંથી એવી સ્થિતિમાં જાય છે કે, તેની પાછળ માલસામાનની લાંબી યાદી કે બેંક બેલેન્સ નથી હોતું. તેના બદલે તેનો વારસો ઓછો હોય છે. પરિણામતઃ તેના ગુજર્યા પછી તેના વારસોમાં ઝઘડા નથી થતા કે નવા નવા વારસો ફૂટી પડતા નથી.

અલ્લાહપાક આપણા બધાને આ વિશેષતાઓ ધારણ કરનાર બનાવે અને કામિલ નસીબ ફરમાવે.

# ઉચ્ચ અખ્લાક-સારા સંસ્કારો
# સચ્ચાઈ-સત્ય બોલવું

અખ્લાકી ખૂબીઓમાં શ્રેષ્ઠ સ્થાન સચ્ચાઈને પ્રાપ્ત છે. કારણ કે આ એક ખૂબીમાં નૈતિક, મનોવૈજ્ઞાનિક તથા લોજીક રીતે ઘણી બધી ખૂબીઓ અને સંસ્કારો સમાય જાય છે.

માણસની દરેક વાત અને અમલના ઠીક (સહીહ) હોવા માટેની બુન્યાદ (માપદંડ) એ છે કે, તેનું દિલ અને તેની જબાન બન્નેવ એકબીજા સાથે સમન્વય રાખતા હોય, કરણી અને કથની એક હોય, આનું જ નામ સચ્ચાઈ છે. જે સાચો નથી હોતો, તેનું દિલ દરેક બુરાઈનું ઘર બની જાય છે.

હદીસ શરીફમાં છે કે, એક વ્યક્તિએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં આવી અર્જ કર્યું કે, મારી તબીઅતમાં ચાર બુરાઈઓ છે : (૧) બદકાર-વ્યભિચારી છું, (૨) ચોર છું, (૩) દારૂ પીવું છું, (૪) જૂઠ બોલું છું. આ ચારમાંથી આપ જે એક બાબતે કહેશો તેને હું છોડી આપીશ. આપ (સલ.)એ ફરમાવ્યું કે, જૂઠ છોડી આપો. તેમણે જૂઠ ન બોલવાનો વાયદો કર્યો. હવે જ્યારે રાત પડી તો દારૂ પીવાનું તથા ચોરી કરવાનું મન થયું અને વ્યભિચારનો પણ ખ્યાલ આવ્યો તો તરત વિચાર્યું કે, સવારે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પૂછશે કે તમે ચોરી, દારૂ અને વ્યભિચારનો ગુનો કર્યો, તો શું કહીશ ? જો ઈન્કાર કરૂં તો જૂઠ કહેવાશે અને સાચું બોલીશ તો ચોરી, શરાબ, વ્યભિચારની સજા થશે. આવું વિચારી ત્રણેવ ગુનાહોથી દૂર રહ્યા. સવાર થઈ તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં આવી અરજ કરી કે, હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! જૂઠ ન બોલવાને લઈ ચારેવ બૂરી આદતોથી હું બચી ગયો. આ સાંભળી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઘણા ખુશ થયા. *(સીરતુન્નબી : ભાગ-૬, પેજ-૧૭૧)*

આ રિવાયત સચ્ચાઈનું પરિણામ બતાવે છે કે, સાચો માણસ દરેક બુરાઈથી બચી જશે. તે ઈમાનદાર હશે, વાયદો પૂરો કરશે, બહાદુર હશે, સાફદિલ હશે, દેખાવ કરનાર નહીં હશે, તેના દિલમાં નિફાક નહીં હોય, તે

ખુશામદી (ચાપલૂસી) નહીં હોય, તે ભરોસા લાયક હશે, લોકોને તેની કરણી-કથની ઉપર ભરોસો હશે.

સચ્ચાઈ અલ્લાહપાકની સિફત છે. કુર્આન શરીફમાં છે કે, અલ્લાહ તઆલાથી વધીને કોણ સાચો હશે ? *(સૂ.નિસાઅ્)* જન્નતનો વાયદો કરતા ફરમાવ્યું : અલ્લાહપાકનો વાયદો સાચો છે અને અલ્લાહપાકથી વધુ સાચી વાત કોની હશે ? *(સૂ.નિસાઅ્ : રૂકૂઅ-૧૮)* અને હમો સાચા છીએ. *(સૂ.અન્આમ, રૂકૂઅ-૧૮)* અને જે રસૂલ સચ્ચાઈ સાથે આવ્યા અને જેણે તેમને સાચા માની લીધા, તેવા જ લોકો પરહેઝગાર છે. *(સૂ.ઝુમર : રૂકૂઅ-૪)* છેલ્લી આયતમાં સચ્ચાઈથી શરીઅત મુરાદ છે. જેથી એ પણ સ્પષ્ટ થયું કે, ઈસ્લામ સંપૂર્ણ સચ્ચાઈ છે.

કુર્આન શરીફમાં બધા જ નબીઓ તથા નેક બંદાઓ-બંદીઓ માટે સચ્ચાઈનો શબ્દ વપરાયો છે. ‘‘અને (હે નબી સલ. !) આ કિતાબમાં ઈબ્રાહીમ (અલૈ.)નું વર્ણન કરો. બેશક, તે મહા સત્યવાદી નબી હતા.’’ *(સૂ.મરયમ-૪૧)* અને આ કિતાબમાં મૂસા (અલૈ.)નું પણ વર્ણન કરો. બેશક, તે (અમારા) ખાસ બંદા હતા અને તે રસૂલ (તથા) નબી હતા. *(સૂ.મરયમ-૫૧)* અને આ કિતાબમાં ઈસ્માઈલ (અલૈ.)નું પણ વર્ણન કરો. બેશક, તે વાયદાના સાચા હતા અને તે રસૂલ (તથા) નબી હતા. *(સૂ.મરયમ-૫૪)* અને આ કિતાબમાં ઈદ્રીસ (અલૈ.)નું પણ વર્ણન કરો. બેશક, તે સત્યવાદી નબી હતા. *(સૂ.મરયમ-૫૬)* તેણે જેલમાં જઈ અરજ (કરી કે) હે યૂસુફ (અલૈ.) ! હે સત્યવાદી ! *(સૂ.યૂસુફ-૪૬)* (તે પછી) અલ્લાહપાક ફરમાવશે : આ તે જ દિવસ છે કે સાચાઓને તેઓનું સત્ય (આજે) કામ લાગશે, (એટલે) તેઓને માટે એવા બગીચા હશે, જે(ના મહેલો)ની નીચે નહેરો વહેતી હશે. તેમાં જ તેઓ સદા સર્વદા રહેશે. (કારણ કે) અલ્લાહ તઆલા તેઓથી રાજી થયો અને તેઓ અલ્લાહ તઆલાથી રાજી થયા છે. એ જ મહાન સફળતા છે. *(માઈદહ-૧૧૯)* તે ઈમાનવાળાઓમાં કેટલાક લોકો એવા છે કે, તેમણે જે વાતનો અલ્લાહ તઆલાથી કરાર કર્યો હતો, તેને સાચો કરી દેખાડ્યો. ફરી તેઓમાંથી કોઈ તો પોતાની મન્નત પૂરી કરી ચૂક્યો અને તેઓમાંથી કોઈ રાહ જોઈ રહ્યો

છે અને તેમણે (તેમાં) લેશમાત્ર ફેરફાર કર્યો નથી. *(અહઝાબ-૨૩)* અને ઈમાનવાળાઓને તકવો તથા સાચા લોકો સાથે રહેવાનો આદેશ આપવામાં આવ્યો છે. "હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરતા રહો અને (કરણીમાં) સાચાઓનો સંગ રાખો." *(સૂ.તૌબા-૧૧૯)* સચ્ચાઈને મોમિનની નિશાની અને જૂઠને મુનાફિકની નિશાની બતાવવામાં આવી છે. *(બુખારી, મુસ્લિમ, મુ.માલિક)*

એક રિવાયતમાં છે કે, સચ્ચાઈ નેકીનો રસ્તો બતાવે છે અને નેકી જન્નત તરફ લઈ જાય છે. અને માણસ સાચું બોલતો રહે છે, ત્યાં સુધી કે તે સિદ્દીકનો દરજ્જો પ્રાપ્ત કરે છે. અને જૂઠ બુરાઈનો રસ્તો બતાવે છે અને બુરાઈ દોઝખ (નર્ક) તરફ લઈ જાય છે. અને માણસ જૂઠ બોલતો રહે છે, ત્યાં સુધી કે અલ્લાહપાકના નઝદીક જૂઠો લખી દેવામાં આવે છે. *(બુખારી શરીફ)*

હઝરત ઈબ્ને અસદ હઝરમી (રદી.) ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે કે, સૌથી ખરાબ ખિયાનત એ છે કે તમે પોતાના ભાઈથી એવી વાત કરો, જેમાં તે તમોને સાચા સમજી રહ્યો હોય, હાલાંકે તમે તેનાથી જૂઠ બોલી રહ્યા હોય. *(અબૂ દાવૂદ)*

એ જ પ્રમાણે લોકોને હસાવવા માટે જૂઠ બોલવાવાળાની બરબાદીની આપ (સલ.)એ બદ્દુઆ કરી છે. *(તિરમિઝી શરીફ)* એક હદીસ શરીફમાં છે કે, માણસના જૂઠા હોવા માટે બસ એટલું જ કાફી છે કે, તે દરેક સાંભળેલી વાત વર્ણન કરવા માંડે. *(મુસ્લિમ શરીફ)*

ઝબાનની સચ્ચાઈની જેમ દિલ અને અમલની સચ્ચાઈ પણ જરૂરી છે. જેથી જૂઠી બનાવટ અને નિફાક જેવી બાબતો સ્પષ્ટ થઈ જાય.

હઝરત અબૂ ઉમામહ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, "હું તે શખ્સ માટે જન્નતના કિનારે એક મહેલની બાંહેધરી લઉં છું, જે હક્ક પર હોવા છતાં લડાઈ-ઝઘડો નહીં કરે. અને તે શખ્સ માટે જન્નતના વચલા ભાગમાં મહેલની ખાત્રી આપું છું, જે મજાકમાં પણ જૂઠ નહીં બોલે, અને હું જન્નતના ઉપલા દરજ્જામાં તે શખ્સ માટે મહેલની જીમ્મેદારી લઉં છું, જે પોતાના અખ્લાક-વર્તન સારા બનાવી લે." *(અબૂ દાઉદ)*

હદીષ શરીફનો સાર એ છે કે, અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સમક્ષ લડાઈ-ઝઘડા તથા જૂઠથી બચવાની તથા સારી વર્તણૂંકની એવી ફઝીલત ખોલવામાં આવી હતી. અને અલ્લાહ તઆલાને ત્યાં આવી વિશેષતા ધરાવતા લોકો માટે એવા સ્થાનની જાણકારી આપવામાં આવી હતી કે આપ અલૈહિસ્સલામે હક પર હોવા છતાં ઝઘડો નહીં કરનાર, જૂઠ નહીં બોલનાર તથા સદ્‌વર્તાવ કરનાર માટે અનુક્રમે જન્નતના નિચલા, વચલા તથા ઉપલા વર્ગમાં એક-એક મહેલનો વાયદો કરી લીધો.

આપનો વાયદો સાચો છે. તેમાં શંકાને કોઈ સ્થાન નથી. અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ આ સ્થાનો પર મહેલ અપાવવાની બાંહેધરી લીધી છે. જે લોકો પોતાની અંદર આ વિશેષતા પેદા કરી લેશે તેઓ માટે આ વાયદાઓ પણ અન્ય નવાજેશો સહિત પુરા કરાશે.

અત્રે એ સ્પષ્ટતા કરી લઈએ કે આ વાયદાઓ એવા માણસો માટે છે, જેમણે ઈસ્લામના બુનિયાદી સિધ્ધાંતોનું અનુસરણ કર્યુ હશે. અને મોટા મોટા ગુનાહોથી બચ્યા હશે કે તૌબા કરી લીધી હશે. જે લોકો બુનિયાદી રીતે ઈસ્લામ સાથે સબંધ નથી રાખતા તથા જેઓ ગુનાહે કબીરહથી બચતા નથી કે તેનાથી તૌબા કરતા નથી એવા લોકો આ ખુશખબરીના હકદાર નથી થઈ શકતા.

હઝરત ઉબાદહ બિન સામિત (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘તમે છ વાતોની જીમ્મેદારી લઈ લો (અને તેને પુરી કરી દો) તો હું તમારા માટે જન્નતની જીમ્મેદારી લઉં છું. તે છ વાતો આ મુજબ છે :

- જ્યારે બોલો તો સાચું બોલો.
- જ્યારે વાયદો કરો તો પુરો કરો.
- અમાનત રાખો તો પુરેપુરી પાછી આપો.
- વ્યભિચાર (ઝીનાકારી)થી બચો.
- જે વસ્તુ જોવાની મનાઈ કરવામાં આવી છે, પ્રયત્ન કરો કે તેના પર નજર નહીં પડે.

- પોતાના હાથોથી કોઈ નાજાઈઝ કામ ન કરો. *(મુસ્નદે અહમદ)*

આ હદીષ શરીફનું અર્થઘટન પણ એ જ છે કે, જે માણસ ઈસ્લામના બુનિયાદી આદેશોના પાલન સહિત આ છ બાબતો પર અમલ કરશે, તો એવા માણસ માટે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) તરફથી જન્નતની ખુશખબરી છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : ‘‘સાચો તથા પ્રમાણિક વ્યાપારી (કિયામતના દિવસે) નબીઓ, સિદીકો અને શહીદો સાથે હશે.’’ *(તિર્મિઝી શરીફ)*

અલ્લાહુ અકબર ! ખુદાપાકના સાંનિધ્ય(નજીક)ના આ ઉચ્ચ સ્થાનો માત્ર એ વાત પર મળશે કે એક માણસ વ્યાપાર-વ્યવહારમાં સાચો તથા ઈમાનદાર હતો.

સત્યનો વિરોધાર્થી શબ્દ અસત્ય છે, જૂઠ છે. ઈસ્લામ સત્યનો આગ્રહ રાખે છે તેનો મતલબ એ છે કે, તે જૂઠને પસંદ નથી કરતો. અત્રે જૂઠની ખરાબી દર્શાવતી બે હદીષો લખવામાં આવી રહી છે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, મુનાફિક (ડંભી)ની ત્રણ નિશાનીઓ છે : જ્યારે તે બોલે તો જૂઠુ બોલે, વાયદો કરે તો પુરો ન કરે. અને જ્યારે તેની પાસે અમાનત રાખવામાં આવે તો તે બેઈમાની કરે. *(બુખારી શરીફ)*

બુનિયાદી રીતે ડંભ તો એ છે કે કોઈ શખ્સ દિલથી અલ્લાહપાક તથા રસૂલ (સલ.) પર ઈમાન (વિશ્વાસ) ન રાખે, પરંતુ દેખાડો ઈમાનનો કરે. આવા લોકો આપના કાળમાં હતા. આ વર્ગના લોકો તો જહન્નમી છે, તેમાં કોઈ શંકા નથી. આ સિવાય અન્ય પ્રકારના મુનાફિકો પણ મોજૂદ હતા, હોય છે. તેઓ ઈસ્લામ કે મુસ્લિમો સાથે વેરભાવ તો નથી રાખતા, પરંતુ તેઓ વફાદારીની બાબતમાં બહુ કમજોર પુરવાર થાય છે. જ્યારે પણ કોઈ કપરી ઘડી આવે અને અગ્નિ પરીક્ષા આપવી પડે, ત્યારે તેમના પગ લપસી પડે

છે. તેઓ ઈસ્લામ કરતાં પોતાના હિતો સાચવે છે અને તેઓ બલિદાન આપવાની તૈયારી નથી દર્શાવતા. યુધ્ધ કરવું પડે તો દિલચોરીપૂર્વક શામેલ થતા હતા. ઝકાત, સદકો તેમને ભારે લાગતો હતો, ઈસ્લામના શત્રુઓ સાથે પણ તેમના સુંવાળા સબંધો હતા. કુર્આન શરીફમાં આ વર્ગ વિશે ઘણું કહેવાયું છે. નીચે અમે તેનો એક નમૂનો આપી રહયા છીએ :

અમુક લોકો એવા છે કે, જેઓ એમ કહે છે કે, અમે અલ્લાહપાક પર ઈમાન લઈ આવ્યા. તો જ્યારે અલ્લાહપાકના મામલામાં તેમને તકલીફ પહોંચાડવામાં આવે છે, તો લોકોની હેરાનગતીને અલ્લાહના અઝાબ જેવું સમજે છે. (મતલબ કે અલ્લાહ તઆલાના અઝાબથી બચવાના બદલે આ દુનિયાના અઝાબથી બચવા માંગે છે) અને જો અલ્લાહ પાકની મદદ આવી જાય તો તેઓ એમ કહેશે કે, અમે તો તમારી સાથે હતા. તો શું અલ્લાહ તઆલાને ખબર નથી કે વિશ્વ આખાના માનવીઓના દિલમાં શું છે ? અલ્લાહપાક ચોક્કસ જ આસ્થા ધરાવનારાઓને પણ જાણી લેશે અને ડંભ આચરનારાઓને પણ જાણી લેશે.

ઉપરોક્ત બન્નેવ પ્રકારના ડંભીઓના કેરેકટરની કેટલીક ખાસ ખાસ નિશાનીઓ હતી, જે પૈકી ત્રણને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ હદીષ શરીફમાં બયાન કરી છે. અર્થાત્ જૂઠ, કરારભંગ અને બેઈમાની. આ હદીષ શરીફનું અર્થઘટન એ છે કે આ ખરાબ કામો નિફાક (ડંભ)ની વિશેષ નિશાનીઓ છે. કોઈ સાચા ઈમાનવાળાની અંદર આ દુર્ગુણો ન હોવા જોઈએ. ઈમાન લાવ્યા પછી માણસમાં આ પ્રકારની ગેરવર્તણૂંક હોય તેને ડંભ કહેવાય છે.

સારાંશ કે, આ પ્રકારની બુરાઈઓ ધરાવનાર એવો મુનાફિક (ડંભી) નથી થઈ જતો, જે કાફિરનો જ એક પ્રકાર છે. પરંતુ તેની અંદર મુનાફિકોની નિશાનીઓ હોય છે.

હઝ. અબૂ ઉમામહ (રદી.) રિવાયત કરે છે કે, મુઅમિનના સ્વભાવમાં દરેક બુરી આદત જન્મે એ શકય છે, જૂઠ તથા બેઈમાની સિવાય.

*(મુસ્નદે અહમદ)*

મતલબ કે, જુઠૂં બોલવું અને બેઈમાની કરવી એટલી ગંદી આદતો છે કે જે માણસમાં ઈમાનનો થોડોક પણ અંશ હશે તે આવી આદતોથી જરૂર દૂર રહેશે.

હઝરત અબ્દુલ્લાહ બિન આમિર (રદી.)થી રિવાયત છે કે, રસૂલે અકરમ (સલ.) અમારા ઘેર તશરીફ લાવ્યા. હું બાળક હતો. મારી માંએ મને બોલાવ્યો અને કહયું : ‘‘આવ, હું તને કંઈક આપું.’’ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મારી માતાથી પૂછયું કે, ‘‘શું તમે કંઈક આપવાના હતા ?’’ તેમણે કહયું કે, હા, ખજૂર આપવાની હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ‘‘જો બાળકને આમ કહયા પછી કે તને કંઈક આપીશ અને કાંઈ નહીં આપશો તો અલ્લાહપાકને ત્યાં તે પણ એક જૂઠ લખાય જશે. *(મુસ્નદે અહમદ)*

મતલબ, બાળકોને ફોસલાવવા માટે પણ જૂઠ બોલવામાં ન આવે. જો કે જૂઠના જુદા જુદા સ્વરૂપો છે, એ પણ હકીકત છે. તેમાં સૌથી ખરાબ પ્રકારનું જૂઠ એ છે કે, જે કોઈને નુકસાન પહોંચાડવા માટે, કોઈનો અધિકાર ઝૂંટવી લેવા માટે અથવા કોઈને દગો દેવા માટે કે બેઈમાની કરવા માટે બોલવામાં આવે. પરંતુ મજાકમાં બોલવામાં આવેલ જૂઠ પણ જૂઠ જ છે. અને એક મુસ્લિમે તેનાથી પણ બચવું જોઈએ. પછી બાળકોને કંઈક આપવાના બહાને બોલાવવામાં આવે ને કંઈક આપવામાં ન આવે તો બાળકો પણ જૂઠ બોલવાનું શીખશે. તેમના દિલમાંથી જૂઠની બુરાઈ નીકળી જશે.

હઝરત અબૂબક્ર (રદી.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે, શું હું તમને બતાવું કે સૌથી મોટા ગુનાહો કયા કયા છે ? અમે લોકોએ કહયું : જરૂર. આપ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર ઠેરવવું, માં-બાપ સાથે ખરાબ વર્તાવ કરવો, જૂઠી ગવાહી આપવી અને જૂઠ બોલવું. હઝરત અબૂ ઉમામહ (રદી.) ફરમાવે છે કે, આપ ટેકો લગાવી બેસેલા હતા, આ શબ્દો કહેતી વેળા આપ સીધા બેસી ગયા અને પોતાના શબ્દો વારંવાર દોહરાવવા માંડયા, અહીં સુધી કે અમે વિચાર્યું કે, કાશ ! આપ હવે ખામોશ થઈ જાતે. *(બુખારી શરીફ)*

# સખાવત-દાન કરવું

સખાવતનો અર્થ થાય છે : ‘‘પોતાના કોઈ હક્કને ખુશી સાથે બીજાને હવાલે કરવો.’’ આની ઘણી સૂરતો છે. કોઈની ઉપર પોતાનો જે હક્ક હોય તેને માફ કરવો, પોતાનો બચેલો માલ કોઈને આપવો, પોતાની જરૂરતનો ખ્યાલ કર્યા વગર બીજાને આપી દેવો, પોતાની જરૂરત રોકીને બીજાને આપવું, બીજા માટે પોતાની શારીરિક શક્તિ ખર્ચ કરવી, પોતાના દિલો-દિમાગ કોઈના કામ માટે લગાડવા, તેની ફિકરો રાખવી, પોતાની જાન-માલ, ઈજ્જત-આબરૂ, સ્વમાન વગેરેની કુર્બાની આપવી, બીજાને બચાવવા અથવા હક્ક-સચ્ચાઈની મદદ માટે પોતાની જાતને મુસીબત-ખતરામાં નાંખવી, આ બધી જ બાબતો સખાવતના વિવિધ પ્રકારો છે. જેમને ઓળખ માટે અલગ-અલગ નામોથી સંબોધવામાં આવે છે.

આ અર્થઘટનથી માલૂમ પડ્યું કે, સખાવતનું શિક્ષણ કેટલું વિશાળ ભાવાર્થ ધરાવે છે અને અખ્લાક-સંસ્કારના કેટલા પેટા વિભાગો એમાં શામેલ છે. આ બધાનો હેતુ એ જ છે કે, પોતાની ઝાતથી બીજા લોકોને ફાયદો પહોંચાડવામાં આવે. સૂ.બકરહની શરૂમાં અલ્લાહપાકે નેક લોકોના અમુક વિશેષણોનો ઉલ્લેખ કર્યો છે, તેમાં એક આ પણ છે. *(સૂ.બકરહ : રૂકૂઅ-૧)* હમે એમને જે રોઝી આપી છે, તેમાંથી થોડું અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરે છે. અમુક મુફસ્સિરોએ આ આયતમાં ખર્ચ કરવાથી ‘ઝકાત’ મુરાદ (અભિપ્રેત) લીધી છે. પરંતુ સહીહ વાત આ છે કે, આયતનો સબંધ ફક્ત ઝકાત અને માલથી જ નથી, બલ્કે દરેક પ્રકારની માલી (આર્થિક), વ્યવહારિક, બૌધ્ધિક, જ્ઞાનિય, મશ્વેરારૂપી કોઈ પણ પોતાની સલાહિય્યત કે અનુભવથી લોકોને ફાયદો પહોંચાડવાનો છે.

ઈમાન પછી ઈસ્લામના બે ખાસ સ્થંભ નમાઝ અને ઝકાત છે. ઝકાતની અસલ રૂહ સખાવત છે. જેમ નમાઝ અલ્લાહપાકના દરેક પ્રકારના હક્કોની બુન્યાદ છે, તેમ ઝકાત (સખાવત) બંદાઓના દરેક પ્રકારના હક્કોની બુન્યાદ છે. જ્યાં સુધી કોઈ માણસમાં સખાવતની સિફત (વિશેષણ) પેદા નહીં થાય,

ત્યાં સુધી તે કોઈ પણ માણસ કે જાનવર સાથે પ્રેમ અને હમદર્દી દાખવી શકતો નથી. એટલા જ માટે ઈસ્લામે ઝકાતને ફર્ઝ (જરૂરી) ઠરાવી માણસની આ ભાવનામાં ચેતના જગાડી છે. સમસ્ત કુર્આન શરીફ ખર્ચ કરવા અને બખ્શીશ કરવા (આપવા)ના હુકમ અને વખાણથી ભરેલું છે. સૂ.બકરહમાં અલ્લાહ તઆલાની રાહમાં ખર્ચ કરવાની ખાસ કરીને તાકીદ કરવામાં આવી છે : "હે ઈમાનવાળાઓ ! અમે તમને જે વસ્તુઓ આપી છે, તેમાંથી તે દિવસ (એટલે કિયામત)ના આવતા પહેલાં ખર્ચ કરો કે જેમાં (નેકીઓની) લેવડ-દેવડ કે દોસ્તી (નો ફાયદો) નથી, તેમજ (અલ્લાહપાકના હુકમ સિવાય કોઈની) ભલામણ કંઈ જ (કામ આવનાર) નથી, અને કાફિરો પોતે જ ઝુલ્મી છે." *(સૂ.બકરહ-૨૫૪)*

સખાવતમાં નિય્યતની પાકી હોય, કોઈના ઉપર ઉપકાર જતલાવવાનો હેતુ ન હોય. "જે લોકો પોતાનો માલ અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરે છે, તેઓના ખર્ચ કરેલા માલની મિસાલ (અલ્લાહપાકને ત્યાં) તે દાણાં સમાન છે, જે સાત કંટીઓ કાઢે (અને) દરેક કંટીમાં સો દાણાં હોય, અને જેને અલ્લાહ તઆલા ચાહે છે તેના માટે એથી વધુ કરી આપે છે, અને અલ્લાહપાક ઘણો ઉદાર (અને) જાણનાર છે. જે લોકો પોતાનો માલ અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરે છે, ફરી ખર્ચ કર્યા પછી (જેને આપ્યું છે તેને જીભથી) ઉપકાર જણાવતા કે (વર્તનથી) સતાવતા નથી, તે જ લોકોને પોતાના પરવરદિગાર પાસે તેનો બદલો મળશે. અને ન તેઓએ (સવાબ) ઘટવાનો કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (લાચારીના સમયે) નરમીથી (યોગ્ય) જવાબ આપવો અને (માંગનાર અસભ્યતા કરે તો તેને) માફી આપવી તે એવી ખયરાતથી (હજાર દરજ્જે) બેહતર છે, જેની પાછળ (માંગનારની) સતામણી થાય અને અલ્લાહપાક બેપરવા (અને) સહનશીલ છે. હે ઈમાનવાળાઓ ! પોતાની ખયરાતને ઉપકાર જતાવી અથવા ઈજા પહોંચાડી બરબાદ કરો નહીં, તે માણસની માફક કે જે પોતાનો માલ લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે, અને તે અલ્લાહ તઆલા પર તેમજ કિયામતના દિવસ પર ઈમાન રાખતો નથી, તો તેની મિસાલ (ઉદાહરણ) એક લીસા પથ્થર સમાન છે કે જેના ઉપર

સહેજ માટી (ચઢી ગઈ) હોય, પછી તેના ઉપર જોશભેર વરસાદ પડે તો તેને તદ્દન ચોખ્ખો કરી નાંખે. એવા લોકોને પોતાની કમાઈ (એટલે નેકીઓનો સવાબ) સહેજ પણ હાથ લાગશે નહીં. અને અલ્લાહ તઆલા કાફિરોને (આખિરતમાં જન્નતનો) માર્ગ પણ દેખાડશે નહીં. અને જે લોકો પોતાનો માલ અલ્લાહપાકની ખુશી મેળવવા અને (દીનમાં કઠણ કાર્યોમાં ભોગ આપવા) પોતાના દિલને મક્કમ રાખવા માટે ખર્ચ કરે છે, તેઓને (ખયરાતની) મિસાલ એક ઉંચી જગ્યાએ આવેલા એવા બગીચા સમાન છે, જેના ઉપર ભારે વરસાદ વરસ્યો હોય, તેથી તેણે પોતાના ફળો બમણાં (ચોગણાં) આપ્યા અને જો તેના ઉપર ભારે વરસાદ વરસ્યો નહીં તો પણ તેને ઝીણો વરસાદ જ બસ છે, અને અલ્લાહપાક તમારા કામોને ખૂબ જ જુએ છે.'' *(સૂ.બકરહ : ૨૬૧ થી ૨૬૫)*

''અને એવો ઉપકાર ન કરો કે (ફરી તેનો) વિશેષ બદલો ચાહો.'' *(સૂ.મુદસ્સિર-૬)* ''હે ઈમાનવાળાઓ ! પોતાની કમાણીમાંથી ચોખ્ખી (પવિત્ર) વસ્તુ તથા અમે જમીનમાંથી જે ચીજો તમારા માટે ઉત્પન્ન કરી છે, તેમાંથી (નેક કામમાં) આપ્યા કરો અને તેમાંથી એવી રદ્દી ચીઝ આપવાનો ઈરાદો પણ ન કરો કે જેને તમે પોતે પણ આંખમિચામણાં કર્યા વિના લઈ શકો નહીં. અને યકીન રાખો કે અલ્લાહ તઆલા બેપરવા (અને) ખૂબીઓવાળો છે. શયતાન તમને નિર્ધનતાથી ડરાવે છે અને તમને નઠારી વાત (એટલે કંજૂસી)ની સલાહ આપે છે અને અલ્લાહપાક (સારી વસ્તુ આપવા પર) પોતાના તરફથી તમારા ગુનાહો માફ કરવાનો અને (બદલામાં) વધુ આપવાનો વાયદો કરે છે. અને અલ્લાહપાક બહુ ઉદાર, સઘળુ જાણનાર છે. અલ્લાહપાક જેને ચાહે છે તેને (દીનમાં) સદ્‌બુધ્ધિ આપે છે અને જેને સદ્‌બુધ્ધિ મળી, તો બેશક તેને ઘણી જ ખૂબીઓ મળી. અને તે જ લોકો બોધ ગ્રહણ કરે છે કે જેઓ બુધ્ધિશાળી છે. અને તમે જે કંઈ ખર્ચ કરો છો અથવા કોઈ મન્નત માનો છો, તો બેશક અલ્લાહપાક તેને જાણે છે. અને (કિયામતમાં) જુલ્મીઓનો તો કોઈ પણ બેલી થશે નહીં. જો તમે સદકા (ખયરાત)ને જાહેર કરીને આપો તો પણ સારી વાત છે. અને જો તમે તેને છૂપાવીને મોહતાજોને આપો તો આ (છૂપાવવું) તમારા માટે વધુ સારૂં છે. અને (તેની બરકતથી) અલ્લાહપાક

તમારા કેટલાક ગુનાહો પણ મટાડશે અને અલ્લાહ તઆલા તમારા કરેલા કામોની ખૂબ ખબર રાખે છે.

*(સૂ.બકરહ : ૨૬૭ થી ૨૭૧, આલિ ઈમ્રાન : રૂકૂઅ-૧૦, માઈદહ : રૂકૂઅ-૩)*

“અને કેટલાક ગામડિયા એવા પણ છે, જે અલ્લાહ તઆલા પર અને કિયામતના દિવસ પર (સંપૂર્ણ) ઈમાન રાખે છે અને (નેક કાર્યોમાં) ખર્ચ કરવાને અલ્લાહપાકની નજદીકીનું કારણ અને રસૂલ (સલ.)ની ખુશ્નૂદીનું સાધન ગણે છે. જાણી લો કે, તેમના માટે તે (ખર્ચ કરવું) ખરેખર (અલ્લાહ તઆલાની) નજદીકીનું કારણ છે. અલ્લાહપાક તેમને પોતાની (ખાસ) રહમત (જન્નત)માં જરૂર દાખલ કરશે. બેશક, અલ્લાહ તઆલા બહુ બખ્શનાર, મહા દયાળુ છે.” *(સૂરહ તૌબા : ૯૯)*

“જેઓ સુખમાં અને તંગીમાં દાન આપ્યા જ કરે છે અને ક્રોધને દબાવે છે, તેમજ લોકો(ના અપરાધ)ને માફ કરે છે અને અલ્લાહપાક એવા ભલાઈ કરનારાઓને દોસ્ત રાખે છે.” *(આલિ ઈમ્રાન : ૧૩૪)*

“તો જેણે (અલ્લાહના માર્ગમાં દાન) આપ્યું તેમજ તે (અલ્લાહપાકથી) ડરતો રહ્યો અને ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને સત્ય માની, તો અમે તેને સરળતા તરફ ચલાવીશું.” *(અલ્લયલ : ૫ થી ૭)*

“ખરેખર, તમારી દૌલત અને તમારી અવલાદ માત્ર કસોટી જ છે. અને અલ્લાહપાકની પાસે મહાન સવાબ છે. માટે તમારી યથાશક્તિ અલ્લાહ તઆલાથી ડરતા રહો અને (તેના હુકમ) સાંભળો અને માનો, તેમજ પોતાના જ ભલા ખાતર ખયરાત કરો અને જે કોઈ પોતાના મનની કંજુસાઈથી બચાવવામાં આવ્યો, તો એવા લોકો જ (આખિરતમાં) સફળ થનાર છે. અગર તમે અલ્લાહપાકને ભલી રીતે (ખરા દિલથી) કરજ ધીરશો, તો તે તમારા માટે તેને વધાર્યા કરશે અને તમારા ગુનાહ પણ માફ કરી દેશે અને અલ્લાહપાક કદરદાન (અને) સહનશીલ છે.” *(તગાબુન : ૧૫ થી ૧૭)*

ઉપરોક્ત આયતોમાં નેક કામો અને ગરીબોની જરૂરતોમાં ખર્ચ કરવાને સફળતાની ચાવી દર્શાવવામાં આવી છે. કૌમોની પ્રગતિનો ઘણો મોટો આધાર

પોતાની દૌલતને નેક કામો અને ગરીબોમાં વહેંચવા ઉપર છે. એનો મહત્વનો ફાયદો એ છે કે, દૌલત અમુક વ્યક્તિઓમાં જ ઘેરાયેલી ન રહે. અમુક વ્યક્તિઓ દેશની મહત્વના ચાવીરૂપ વેપારો ઉપર કબ્જો જમાવી બેસી ન જાય અને કંજુસાઈ તથા લાલચને કારણે સારા કામો કરવાથી રોકાય ન જાય. માણસને સખાવતથી રોકનારા બે પ્રકારના ખોટા વહેમો છે : (૧) મારી પોતાની વસ્તુ હું બીજાને કેમ આપું ? (૨) બીજા લોકોને આપીશ તો મારા માલમાં કમી થઈ જશે અને મારી જરૂરતના સમયે મને તકલીફ-અડચણ આવશે. ઈસ્લામે પોતાની તઅલીમમાં આ બન્નેવ વસવસા અને ખોટા વહેમોનો ખાતમો કરી દીધો છે.

ઈસ્લામે માલની હકીકત દર્શાવી કે, એ તમારો નથી, બલ્કે હકીકતમાં માલ અલ્લાહપાકની જ મિલ્કત છે. તે જ એનો માલિક છે. "(તો) તમે અલ્લાહ તઆલા પર તથા તેના રસૂલ (સલ.) પર ઈમાન લાવો અને જે (માલ)માં તેણે તમને (પોતાના) નાયબ બનાવ્યા છે, તેમાંથી (તેની રાહમાં) ખર્ચ કરો. પછી તમારામાંથી જે લોકો ઈમાન લાવ્યા અને (તેની રાહમાં) ખર્ચ કરતા રહ્યા, તેમના માટે મહાન સવાબ છે." *(હદીદ-૭, આલિ ઈમ્રાન-૧૮)*

"તેના જ કબ્જામાં આકાશો અને પૃથ્વી(ના ખજાના)ની ચાવીઓ છે. તે ચાહે તેના માટે રોજી ખોલી દે છે અને (ચાહે તેને) માપથી રોજી આપે છે. બેશક, તે દરેક વસ્તુને જાણે છે." *(શૂરા : ૧૨)*

"પણ આપણને જ્યારે આપનો પરવરદિગાર અજમાવે છે, એટલે (જાહેરમાં) તેને માન અને નેઅમત આપે છે, ત્યારે તે (અભિમાની બની) કહે છે કે, મારા પરવરદિગારે મારી આબરૂ (કીર્તિ) વધારી." *(સૂ.ફજ્ર : ૧૫)*

"અને શું તેઓએ જાણ્યું નથી કે, અલ્લાહપાક જેના માટે ચાહે છે, તેને માટે રોજી બહોળી કરી દે છે, અને (જેના માટે ચાહે છે) તંગ કરી દે છે. ખરેખર, એમાં તે લોકો માટે (ઘણી) નિશાનીઓ છે, જેઓ ઈમાન રાખે છે."

*(સૂ.ઝુમર : ૫૨)*

"જે કોઈ માત્ર દુનિયાની ઝિંદગી(નો લાભ) અને તેની શોભા ચાહે

છે, તો અમે તેઓના અમલનો બદલો દુનિયામાં જ આપી દઈશું અને તેઓને તેમાં કંઈ ઓછું આપવામાં નહીં આવે. એ લોકો જ (એવા) છે, જેઓના માટે આખિરતમાં આગ સિવાય કંઈ નથી. અને તેઓએ દુનિયામાં જે કંઈ કર્યું હતું, તે આખિરતમાં વ્યર્થ સાબિત થશે અને જે કંઈ કરી રહ્યા છે, તે (ખરૂં જોતાં) નકામું જ છે.'' *(સૂ.હૂદ : ૧૫-૧૬)*

હદીસોમાં પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ વિભિન્ન પ્રકારના ઉદાહરણો અને દૃષ્ટાંતો આપી સખાવતની ફઝીલત અને તાકીદ દર્શાવી છે. ફરમાવ્યું કે, તમો માલને બાંધી ન રાખો, નહીં તો તમારા ઉપર પણ બાંધી રાખવામાં આવશે. *(મુસ્લીમ)* એક વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કુર્આન શરીફની આયત **'અલ્હાકુમુત્તકાસુર...'** (માલ-દૌલતની વધુ હવસે તમોને ગાફિલ કરી દીધા) પઢી, પછી ફરમાવ્યું કે, આદમના પુત્ર (ઈન્સાન)નો એ હાલ છે કે, તે ''મારો માલ, મારો માલ''ની બૂમો પાડે છે, પરંતુ હકીકતમાં તારો માલ તે જ છે જે તેં સદકો કર્યો અને ખાઈ-પીને ખતમ કર્યો તથા પહેરીને જુનો-પુરાણો કરી દીધો. *(તિરમિઝી શરીફ)*

આ પણ સખાવત નથી કે ઝિંદગીભર તો પોતાનો માલ પોતાના કલેજાથી લગાડી રાખ્યો (ખર્ચ ન કર્યો), અને મૌત સામે આવી ગઈ ત્યારે અફસોસ કરે. એવા લોકો માટે કુર્આન શરીફમાં ફરમાવ્યું : ''અને જે કંઈ અમે તમને આપ્યું છે, તેમાંથી કંઈક એ પહેલાં દાન આપો કે તમારામાંથી કોઈનું મૃત્યુ આવી પહોંચે ત્યારે તે કહેવા લાગે કે, હે મારા પરવરદિગાર ! તેં મને થોડીક (વધુ) મુદત-મોહલત કેમ ન આપી કે જેથી હું ખયરાત કરી લેત અને નેક લોકોમાં (શામિલ) થઈ જાત !'' *(સૂ.મુનાફિકૂન : ૧૦)*

## પાકદામની-ચારિત્ર્ય-પવિત્રતા (શર્મો-હયા)

આંખ અને દિલની પવિત્રતા અને શર્મો-હયા બધી જ અખ્લાકી ખૂબી-ઓની જાન છે. જેનો સબંધ ઈજ્જત અને આબરૂથી છે. એટલા જ માટે ઈસ્લામે તેને અખ્લાકી ખૂબીઓમાં મહત્વનું સ્થાન આપ્યું છે.

સૂરએ મુઅ્મિનૂનમાં મુસ્લિમોના જે વિશેષ ગુણો દર્શાવ્યા છે, તેમાં આ

શર્મવાળી ખૂબીનો પણ ખાસ ઉલ્લેખ કર્યો છે.

“અલબત્ત, તે ઈમાનવાળા (અઝાબથી) નજાત પામ્યા, જેઓ પોતાની નમાઝમાં ડરનાર છે, અને જેઓ નકામી બાબતથી અળગા રહેનારા છે, અને જેઓ ઝકાત આપતા રહે છે, અને જેઓ પોતાની ઈન્દ્રિયોની (હરામ)થી સંભાળ રાખે છે; પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની લોંડીઓથી. કેમકે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી. પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે તો તેઓ જ હદથી વધી જનારા છે. અને જેઓ પોતાની (પાસેની) અમાનતોને અને પોતાના કરારોને જાળવી રાખે છે અને જેઓ પોતાની (ફર્ઝ) નમાઝોની કાળજી રાખે છે, એવા જ લોકો વારિસ થનારા છે. જેઓ (શીતળ છાયાના બગીચાઓ) ફિરદૌસના વારિસ થશે (અને) તેઓ તેમાં જ સદા રહેશે. *(સૂ.મુઅ્મિનૂન : ૧ થી ૧૧)*

“જેઓ પોતાની શહવતની જગ્યાને (હરામથી) જાળવી રાખનારા છે, પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની (શરઈ) લોંડીઓથી, કેમકે (એમાં) તેમને કંઈ ઠપકો નથી. ફરી જે કોઈ એ સિવાય (કામવાસના) શોધે તો તે લોકો જ હદથી વધી જનારા છે.” *(સૂ.મઆરિજ : ૨૯ થી ૩૨)* જે મુસ્લિમોને અલ્લાહપાકની બખ્શીશ અને મોટા ઈન્આમનો વાયદો કર્યો છે, તેમાં આ ખૂબીનું પણ વર્ણન છે.

ઈસ્લામમાં નિકાહનો હેતુ જ મર્દ અને ઔરતને શર્મો-હયાના બંધનમાં રાખી પોતાની મનેચ્છાઓ સારી રીતે પૂરી કરવાનો છે, તથા પોતાના શિયળ (શર્મગાહ)ની રક્ષા કરવાનો છે. ધણીની ગેરહાજરીમાં પણ તે પોતાની ઈઝ્ઝતની રક્ષા કરે છે. *(સૂ.નિસાઅ્ : ૪)*

નબીઓના ખાસ ગુણોમાં આનો ઉલ્લેખ કર્યો છે : “અને તે સ્ત્રી (બીબી મરયમ અલૈ.)નું વર્ણન કરો, જેણીએ પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું. પછી અમે તેણીમાં પોતાની રૂહ (હઝ. જિબ્રઈલ અલૈ. મારફતે) ફૂંકી દીધી અને તેણીને તથા તેણીના પુત્રને જગતવાળાઓ માટે (અમારી કુદરતની) એક નિશાની બનાવી દીધી.” *(સૂ.અમ્બિયા : ૯૧)*

"અને જે સ્ત્રીના ઘરમાં તે રહેતા હતા તે (તેના પર મોહિત થઈ) તેનાથી પોતાની વાસના પૂર્ણ કરવા તેને લલચાવવા લાગી અને સૌ બારણાં બંધ કરીને કહેવા લાગી કે, યૂસુફ (અલૈ.) ! જલ્દી આવો. તેમણે કહ્યું : અલ્લાહની પનાહ ! (વળી) તે મારો મુરબ્બી છે, તેણે મને સારી રીતે રાખ્યો છે. (માટે મારાથી એવું નહીં બને) બેશક, નાશુક્રાઓ (કદી) સફળતા પામતા નથી. અને તે સ્ત્રીએ તેમની ફિકર કરી અને તેમણે પણ ઔરતની ફિકર કરી. જો તેમણે પોતાના પરવરદિગારની દલીલ જોઈ ન હોત (તો બચી શકત નહીં), પણ એ જ દલીલ દેખાડી દો, જેથી અમે તેમને બુરાઈ અને નિર્લજ્જતાથી દૂર રાખીએ. બેશક, તે અમારા ચુનંદા બંદાઓ માંહેના હતા." *(સૂ.યૂસુફ : ૨૩-૨૪)*

બાદશાહે (સ્ત્રીઓને) પૂછ્યું : તમારી શું બીના છે, જ્યારે તમે યૂસુફ (અલૈ.)ને પોતાના તરફ વાળવા કહ્યું ? સ્ત્રીઓએ કહ્યું કે, અલ્લાહપાક માટે જ સૌ પાકી છે, અમે તેમનામાં જરા પણ બુરાઈ જોઈ નથી. (ત્યાર પછી) અઝીઝની પત્ની બોલી : "હવે તો સત્ય ઉઘડી જ ગયું. (મૂળ વાત એ છે કે) મેં જ તેમને પોતાના તરફ વાળવા ચાહ્યું હતું અને તે તો (એ બાબતમાં) તદન સાચા છે." *(સૂ.યૂસુફ : ૫૧, આલિ ઈમ્રાન : રૂકૂઅ-૪)*

આપ (સલ.)ની પવિત્ર પત્નિઓના વખાણ કરતાં ફરમાવ્યું : "ગંદી સ્ત્રીઓ ગંદા પુરૂષોને લાયક હોય છે, અને ગંદા પુરૂષો ગંદી સ્ત્રીઓને લાયક હોય છે. અને પવિત્ર સ્ત્રીઓ પવિત્ર પુરૂષોને લાયક હોય છે, અને પવિત્ર પુરૂષો પવિત્ર સ્ત્રીઓને લાયક હોય છે. તેઓ એવી વાતોથી પાક છે, જેને એ (મુનાફિક) લોકો બકતા રહે છે. તેઓ (માટે) બખ્શિશ અને (જન્નતમાં) માનભરી રોજી છે." *(સૂરહ નૂર : ૨૬)*

આ બુરાઈથી દૂર રહેવા માટે ફરમાવ્યું : "વ્યભિચારની નજીક પણ ન જાઓ."

ફક્ત ઝિના (વ્યભિચાર) કરવાની મનાઈ નથી ફરમાવી, બલ્કે તેનાથી નજીક જવાની પણ મનાઈ ફરમાવી. એનાથી ઈશારો છે કે, આ બદીથી બચવું જેમ જરૂરી છે, તેમ તેના તરફ લઈ જવાવાળી વસ્તુઓથી બચવું પણ

જરૂરી છે. અને જેમ ઝિનાથી બચવામાં સવાબ મળશે, તેમ તેના તરફ આકર્ષિત કરતી વસ્તુઓથી બચવામાં પણ સવાબ મળશે. એકાંતમાં કોઈ સ્ત્રીથી મળવું, તેની તરફ લાલચુ નજરોથી જોવું, તેના બદનને સ્પર્શ કરવો, નરમી અને લચકથી મલકાતા-મલકાતા વાતો કરવી અને બીજી કોઈ પણ બેહૂદી હરકતો કરવી ઈમાન અને અખ્લાકી શરાફત-ઈઝ્ઝત વગેરેથી વિરોધાભાસ છે. અને તેનો પણ ગુનોહ લાગુ પડશે. એટલા જ માટે કુર્આન શરીફમાં પુરૂષો તથા સ્ત્રીઓને અલગ-અલગ રીતે સંબોધી પોતાની નજરો નીચી કરવાનો તથા શર્મગાહની હિફાઝત કરવાનો આદેશ આપ્યો. જ્યારે કે બીજા હુકમો અને આદેશોમાં સ્ત્રી-પુરૂષને અલગ-અલગ રીતે સંબોધવામાં નથી આવતા, બલ્કે પુરૂષોમાં સ્ત્રીઓને પણ શરીક સમજવામાં આવે છે.

"(હે નબી સલ. !) ઈમાનવાળા પુરૂષોને ફરમાવી દો કે, પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે. એમાં તેમના માટે વધારે સફાઈ છે. બેશક, અલ્લાહ તઆલા તેને જાણે છે, જે કંઈ લોકો કરતા રહે છે. અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે અને પોતાના શણગાર(ની જગ્યાઓ) જાહેર ન થવા દે, પરંતુ તેમાંથી જે ભાગ(નું દરેક વખત છૂપાવવું અશક્ય હોવાથી ઘણું કરી તે) ખુલ્લા રહે છે અને તેણીઓને જોઈએ કે પોતાની ઓઢણીઓ પોતાની છાતી પર નાંખી રાખે, અને પોતાના શણગાર(ની જગ્યાઓ જાહેર) ન થવા દે, પરંતુ પોતાના પતિઓની આગળ અથવા પોતાના પિતા અથવા પોતાના પતિના પિતા અથવા પોતાના દીકરા અથવા પોતાના પતિના પુત્રો અથવા પોતાના ભાઈઓ અથવા પોતાના ભત્રીજા અથવા પોતાના ભાણેજોની આગળ અથવા પોતાની (સ્વધર્મી) સ્ત્રીઓ અથવા પોતાની લોંડીઓ અથવા મર્દોમાંથી તે કામકાજ કરનાર જેમનું શહવત તરફ કંઈ જ ધ્યાન ન હોય તેમની આગળ અથવા એવા છોકરાઓ આગળ જેમને હજુ સ્ત્રીઓના ભેદની માહિતી નથી, અને સ્ત્રીઓ (ચાલવામાં) પોતાના પગ જોરથી મૂકે નહીં કે જેથી તેણીઓનું છૂપું ઘરેણું જણાઈ આવે. અને હે ઈમાનવાળાઓ ! તમે સૌ અલ્લાહપાકની આગળ તૌબા કરો કે જેથી તમે

ભલાઈ મેળવો.'' *(સૂરએ નૂર : ૩૦-૩૧)*

''બેશક, મુસલમાન પુરૂષો તથા મુસલમાન સ્ત્રીઓ અને ઈમાનદાર પુરૂષો તથા ઈમાનદાર સ્ત્રીઓ અને બંદગી કરનાર પુરૂષો તથા બંદગી કરનાર સ્ત્રીઓ અને (વર્તન તેમજ કથનમાં) સાચા પુરૂષો તથા સાચી સ્ત્રીઓ અને દીની કામોમાં કષ્ટ વેઠનાર પુરૂષો તથા કષ્ટ વેઠનાર સ્ત્રીઓ, અને નમ્ર પુરૂષો તથા નમ્ર સ્ત્રીઓ, અને દાન આપનાર પુરૂષો તથા દાન આપનાર સ્ત્રીઓ, અને રોઝહદાર પુરૂષો તથા રોઝહદાર સ્ત્રીઓ અને પોતાના ગુપ્ત અવયવોની સંભાળ રાખનાર મરદો તથા સંભાળ રાખનાર ઔરતો અને અલ્લાહપાકને બહુ યાદ કરનાર પુરૂષો તથા બહુ યાદ કરનાર સ્ત્રીઓ, એ સૌને માટે અલ્લાહપાકે (ગુનાહોથી) માફી અને મહાન સવાબ તૈયાર રાખ્યો છે.''

*(સૂરએ અહઝાબ : ૩૫)*

કોઈના ઘરે પરવાનગી વગર દાખલ થવાની મનાઈ કરવામાં આવી. ''ઈમાનવાળાઓ ! તમે પોતાના (ખાસ) ઘરો સિવાય (બીજા) કોઈ ઘરમાં દાખલ ન થાઓ, જ્યાં સુધી કે પરવાનગી ન મેળવો, અને તે ઘરવાળાઓ પર સલામ ન કરી લો. એ (પરવાનગી લેવું) તમારા માટે બેહતર છે (અને આ વાત એટલા માટે બતાવી) કે જેથી તમે ખ્યાલ રાખો. ફરી જો તે (ઘરો)માં તમને કોઈ ન જણાય તો (પણ) તેમાં ન જાઓ, જ્યાં સુધી કે તમને પરવાનગી ન મળે. અને જો તમને એ જવાબ મળે કે (હમણાં) પાછા જાઓ, તો તમે પાછા ચાલ્યા આવો. એ જ વાત તમારા માટે વધારે પવિત્ર છે. અને તમે જે કંઈ કરો છો, તેને અલ્લાહપાક જાણે છે. તમારા ઉપર એવા ઘરોમાં દાખલ થવાનો કંઈ ગુનોહ નથી, જ્યાં કોઈ વસ્તુ ન હોય (અને) તેમાં તમારો કંઈ સામાન હોય અને અલ્લાહપાક તેને જાણે છે, જે કંઈ તમે જાહેર કરો છો અને જે કંઈ છૂપાવો છો.'' *(સૂ.નૂર : ૨૭ થી ૨૯, સૂ.અહઝાબ : ૬)*

પુરૂષ પારકી સ્ત્રીથી કોઈ જરૂરતની વસ્તુ માંગે તો પરદા પાછળથી માંગે. સ્ત્રીઓને ઘરેથી પરદા સાથે નિકળવાનો આદેશ આપ્યો.

*(સૂ.અહઝાબ : રૂકૂઅ-૮)*

નેક લોકોના વખાણમાં ફરમાવ્યું : ''અને તે લોકો કે જેઓ અલ્લાહ

પાકની સાથે બીજા કોઈ મઅ્બુદને પૂજતા નથી અને જે(ના કતલ કરવા)ને અલ્લાહ તઆલાએ હરામ કર્યું છે તેને કતલ કરતા નથી પરંતુ હક પર. અને વ્યભિચાર કરતા નથી અને જે કોઈ એવા કામ કરે તે ગુનાહમાં જઈ પડ્યો.''

*(સૂ.ફુરકાન : ૬૮)*

''હે નબી (સલ.) ! જ્યારે આપની પાસે મુસલમાન સ્ત્રીઓ આ વાતો પર આપની પાસે બયઅત (કરાર) કરવા આવે કે અલ્લાહપાકની સાથે ન કોઈ વસ્તુને શરીક ઠેરવશે, અને ન ચોરી કરશે, અને ન વ્યભિચાર કરશે, અને ન પોતાના બાળકોની હત્યા કરશે, અને ન જૂઠી તોહમત લગાડશે, જેને પોતાના હાથો અને પગો વચ્ચે ઘડી કાઢે, અને ન કોઈ જાઈઝ કામમાં (હે નબી સલ. !) આપની નાફરમાની કરશે, તો તેણીઓને બયઅત કરી લો અને તેણીઓ માટે અલ્લાહ તઆલાથી માફી માંગ્યા કરો. બેશક, અલ્લાહપાક ઘણો બખ્શનાર દયાળુ છે.'' *(મુમ્તહિનહ : ૧૨)*

## બદનિગાહીથી બચવાનો એક નાયાબ નુસ્ખો

એક મિત્રે કહયું કે, લગભગ ૨૦-૨૨ વર્ષ પહેલાં હઝ. સૂફી સાહેબ હજ્જના પ્રવાસ વખતે બોમ્બે પધાર્યા. અને અમુક દિવસો રોકાયા. હું અન્ય વડીલોની જેમ તેમની સેવામાં પણ આવતો-જતો હતો. મારા કેટલાક વડીલોએ હઝ. સૂફી સાહેબથી મારો પરિચય પણ કરાવી દીધો હતો. એક દિવસે એકાંતમાં હઝરત સૂફી સાહેબે મને કહયું, લોકોએ તમારા વિશે એમ તો સારા અનુમાનો જ પ્રગટ કર્યા છે, પરંતુ આપની હાજરી વખતે મારું મન ડહોળાય જાય છે. પછી ઘણા બધા ગુનાહોનો ઉલ્લેખ કર્યો. પછી છેલ્લે કહયું કે, ''તમારી અંદર પારકી સ્ત્રીઓને જોવાની કુટેવ (બદનિગાહી) તો નથી ને ?'' જ્યારે સુફી સાહેબે આ કહયું ત્યારે મારી આંખોમાં અશ્રુધારા વહેવા લાગી. અને મેં કહયું કે, ''તમારી વાત સાચી છે. હું આ રોગમાં બહુ ખરાબ રીતે સપડાયેલો છું. અને તેના પર મારો કોઈ કાબૂ નથી.'' સુફી સાહેબે કશુંક પઢયું અને છાતી દબાવી મારા પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું અને દુઆ આપી. મને બિલ્કુલ એવુ લાગ્યું કે, તે બીમારી એવી નીકળી ગઈ

છે, જેવી રીતે લોટમાંથી વાળ ખેંચી લેવામાં આવે. ઘણી મુદ્દત સુધી મારી આવી જ સ્થિતિ રહી. અને હું તે રોગથી બિલ્કુલ સુરક્ષિત રહયો. ઘણા વર્ષો પછી ફરી તે જ બીમારીએ હુમલો કર્યો. મેં સુફી સાહેબને પત્ર પાઠવ્યો અને મારી મનઃસ્થિતિની જાણ કરી. તેના જવાબમાં તેમનો એક વિગતવાર પત્ર મને મળ્યો. પત્રના જે ભાગમાં બદનિગાહી વિશે ચર્ચા કરી છે. વાંચકો તેને શબ્દશઃ વાંચી શકે એ હેતુથી અહીં આપી છે :

સ્ત્રી-પુરૂષ વચ્ચે શારીરિક આકર્ષણ તદ્દન સ્વાભાવિક છે. જે અનેક ફાયદાઓ ખાતર અલ્લાહે ઈરાદાપૂર્વક રાખ્યું છે. દા.ત. માનવ વંશ ચાલવો, સભ્યતા તથા સમાજનું સુવ્યવસ્થાપન, પ્રેમનો સ્વાદ તથા ફાયદાઓ જાણવા વગેરે... જ્યારે આ આકર્ષણનો ગેરઉપયોગ થાય છે તો તેના પરિણામો બિલ્કુલ ઉંધા તથા ખોફનાક આવે છે. દા.ત. વંશ ખરાબ થાય છે. સંસ્કૃતિ પડી ભાંગે છે. નિર્લજ્જતા વ્યાપી જાય છે. સમાજ છિન્નભિન્ન થઈ જાય છે. શયતાની શાસનની સ્થાપના થઈ જાય છે. અલ્લાહથી સબંધ વિચ્છેદ થઈ જાય છે, વગેરે...

બદનિગાહીને એમ તો દરેક માણસ ખરાબ કહે છે. પરંતુ જોવાનું એ છે કે, આમ કહેવું વાસ્તવિક ધોરણે છે કે માત્ર શાબ્દિક સ્તરે છે. જો માત્ર વાણીવિલાસ હશે તો આ રોગથી કયારેય મુકિત નહીં મળશે. અને જો વાસ્તવિક ધોરણે આમ કહેતો હશે તો બદનિગાહીની કયારેય હિંમત નહીં કરશે. અને શયતાનના બહેકાવાથી જો કયારેક કુંડાળામાં પગ પડી પણ જશે તો વહેલાસર તૌબાની તૌફીક મળી જશે. આ વિચાર કે ‘‘બદનિગાહી ખરાબ છે’’ ને વાસ્તવિક ધોરણે લઈ જવા માટેની કેટલીક યુકિતઓ તમારા માટે લખી રહયો છું, એ તમને બહુ ઉપયોગી નિવડશે.

- પોતાની પત્નીના સ્વાસ્થ્યની સારસંભાળ રાખો.
- કપડાં, ઘરેણાં તથા સૌંદર્ય પ્રસાધનો દ્વારા તેને શણગારો.
- નાની અમથી બદનિગાહી થઈ જાય તો પોતાની પત્ની પાસે આવી ઈચ્છાપૂર્તિ કરી લો. અને આમ શયતાનના હુમલાને ખાળો.

**ચેતવણી :** ઉપરોકત ત્રણેય બાબતોમાં એટલું ધ્યાન રાખો કે તેના પર અમલ કરતી વખતે મનેચ્છાઓને એટલી બેકાબૂ ન બનાવી દો કે દીનના અન્ય જરૂરી કામોમાં વિક્ષેપ (ખલેલ) થવા લાગે.

જેવી રીતે દરેક રોગ ખરાબ તથા ખોફનાક હોવાને બધા સ્વીકારે છે, પરંતુ જ્યાં સુધી તેનું દ્રશ્યરૂપ દેખાડી દેવામાં ન આવે ત્યાં સુધી તેનાથી કદાચ હંમેશ માટે ધૃણા (નફરત) ઉત્પન્ન થતી નથી.

જેવી રીતે દરેક રોગ ખરાબ હોય છે, પરંતુ તેનાથી એટલી ધૃણા નથી થતી, જેટલી ધૃણા તેના દ્રશ્યરૂપ જોયા પછી થાય છે. દા.ત. ટી.બી.ના જંતુઓ જોવામાં આવે, કેન્સરના જંતુઓ જોવામાં આવે તો તેનાથી ધૃણા વધારે ઉત્પન્ન થશે. આવી જ રીતે દરેક ગુનાહના જંતુ અલગ અલગ રંગ તથા પ્રકારના હોય છે. તથા તેની ખાસ અસરો હોય છે.

બદનિગાહી પણ એક રોગ તથા ગુનો છે. તેના જંતુઓ તો હું દેખાડી નથી શકતો, પરંતુ તેની કેટલીક ખરાબ અસરો હું જણાવું છું. બદનિગાહીના કારણે શારીરિક ક્ષેત્રે જે ઝહેર ઉત્પન્ન થાય છે તેના કારણે કયારેક આંખો નબળી થાય છે તો કયારેક હૃદય કમજોર થઈ જાય છે. બદનિગાહીથી થતા આ બધા નુકસાનો જીવનભર ચાલતા રહે છે અને બંદો ગાફિલ રહે છે. અને બંદાની સમજમાં કશું જ નથી આવતું કે આ કયા કારણે થઈ રહયું છે.

હદીષોમાં તેના ઈશારાઓ સાંપડે છે. દા.ત. વ્યભિચાર (ઝિના)થી દુકાળ પડે છે, પ્લેગ ફાટે છે, વગેરે. એવી જ રીતે બદનિગાહીથી આજીવિકા (રોઝી કમાવા)ની તંગી, સંતાન પ્રાપ્તિથી મહરૂમી, દિલની પરેશાની વિગેરે જેવી મુસીબતો આવી પડે છે. આ બધા નુકસાનો વિશે મન લગાવી વારંવાર ઊંડો વિચાર કરવાથી વાસ્તવિક સ્તર પ્રાપ્ત કરવામાં સહાયતા મળશે.

જ્યારે પણ બદનિગાહીનો હુમલો થાય ત્યારે પહેલી ફુરસદે વુઝૂ કરી બે રકાત તૌબાની નિય્યતે પઢે. પછી તૌબા કરે અને આ શયતાની અમલના દીની-દુન્યવી નુકસાનો વિશે એટલું વિચારે કે દિલમાં એવી વાત બેસી જાય કે આ નરી મુર્ખામી તથા બેકાર પ્રવૃત્તિ છે.

શરીઅત મુજબ પાપના આચરણ પછી ગુનો બને છે, એટલે જ્યારે ઈચ્છા થાય તો તેને દબાવી દેવામાં આવે તો પણ પુરતું છે. કારણ કે જ્યાં સુધી ઈચ્છા પર અમલ કરવામાં નહીં આવે, ત્યાં સુધી ખુદા તરફથી પકડ થશે નહીં. પરંતુ તપશ્ચર્યા વડે જ્યાં સુધી રોગને નબળો કરવામાં નહીં આવે ત્યાં સુધી આ ખેંચતાણ સતત ચાલતી રહેશે. એટલે જ સુફીઓએ મુરાકબા (ધ્યાન)ને અખત્યાર કર્યો છે, અને બદનિગાહીની બીમારી મુરાકબા-મુજાહદા વડે એવી રીતે સારી થઈ જાય છે કે પત્ની સિવાય અન્ય પર નજર પડતાં ઉબકા આવવા માંડે છે. આ માટે પ્રયત્ન માત્ર એટલા માટે જરૂરી છે કે સરળતાપૂર્વક સત્ય માર્ગે ચાલી શકાય. નીચે કેટલીક બાબતો લખવામાં આવી છે, જે આ સંદર્ભે ઉપયોગી છે :

- રસ્તામાં ચાલતી વખતે આંખોનો એટલો જ ઉપયોગ કરવામાં આવે, જેટલો રસ્તો જોવા માટે જરૂરી હોય. અન્યથા નજર નીચી રાખવામાં આવે. બહાર નીકળતાં પહેલાં જ તેનો ઈરાદો કરી લેવામાં આવે. અને ચાલતી વખતે તેના પર અમલ કરવામાં આવે અને રસ્તો પુરો થયા પછી જોઈ લેવામાં આવે કે નજર નીચી રાખવાનું બન્યું કે નહીં ?
- જો નજર નીચી રાખવાની તૌફીક ન મળી હોય તો બે રકઅત તૌબાની નમાઝ પઢવામાં આવે. અને નવેસરથી નિશ્ચય કરવામાં આવે. જ્યાં સુધી નજર કાબૂમાં નહીં આવે ત્યાં સુધી આમ કરતો રહે.
- રસ્તામાં ચાલતી વખતે તસ્બીહ હાથમાં રાખે અને કોઈ ઝિક્ર ચાલતી વખતે નક્કી કરી લેવામાં આવે. દા.ત. ઈસ્તિગફાર અથવા કલિમએ તય્યિબહ (નક્કી કરેલ ઝિક્ર કરતો રહે).
- જો પારકી સ્ત્રી પર નજર પડી જ જાય તો તરત જ નજર હટાવી લે. પોતાની માતાને ધ્યાનમાં લાવવાનું શરૂ કરે. જ્યાં સુધી દિલ તથા નજર પાક ન થઈ જાય ત્યાં સુધી પોતાની માતા વિશે વિચારતો રહે.
- જો શયતાનના બહેકાવવાથી જાણી જોઈને કોઈને જોવા માટે નજર ઉઠાવે તો આ વખતે પણ નજર (બળપૂર્વક) નીચી કરી જહન્નમ (નર્ક)

વિશે વિચારવામાં આવે. એવું વિચારે કે તેની સજારૂપે આંખોમાં સીસુ ભરવામાં આવી રહયું છે.

- જહન્નમનો વિચાર કર્યા પછી જેટલી વખત નજર પડી હોય તેટલા કોરડા પોતાના હાથે જ એકાંતમાં પોતાની ખુલ્લી પીઠ પર વીંઝવામાં આવે. એક રસ્સી ગજવામાં જ રાખે. તેનું નામ ''શરીઅતનો કોરડો'' રાખે. જ્યારે પણ બદનિગાહીનું પાપ થઈ જાય ત્યારે કોઈપણ નજીકની મસ્જિદમાં જઈ અથવા કોઈ એકાંત જગ્યામાં જઈ પોતાની ખુલ્લી પીઠ પર કોરડા ફટકારે. જો તરત જ એકાંતવાળી જગ્યા ન મળે તો ઘેર પરત ફર્યા બાદ આ સજા પોતાની ઉપર લાગુ કરે.
- જ્યારે બદનિગાહી થઈ જાય તો દર બદનિગાહી પેટે એટલી રકઅતો દંડ પેટે પઢે, જેથી મન પર બોજો પડે.
- જ્યારે બદનિગાહી થઈ જાય તો નીચેનું લખાણ પોતાને જ પોતાના નામથી સંબોધી સંભળાવે :

હે ફલાણા ! તારું નામ આટલું ઉંચું અને તારું કામ આટલુ નીચું. હે ફલાણા ! તું લોકો સામે મૌલવી-મૌલાના બની ફરે છે, અને લોકોથી છુપાઈને વ્યભિચારીઓ જેવી હરકતો કરે છે. લોકો ભલે તેને જાણતા નથી, પરંતુ ઉપરવાળો તો જાણે છે ને ! હે ફલાણા ! જાહેરમાં તો તુ તસવ્વુફ તથા સુલૂકના માર્ગે ચાલનારો દેખાય છે, અને મોટા બુઝુર્ગોથી તારો સબંધ છે, પરંતુ તારો વાસ્તવિક સબંધ એવી હરકતો સાથે છે જે જહન્નમ સુધી પહોંચાડનાર છે. હે ફલાણા ! તુ શાનભાન ધરાવે છે, છતાં એવી મૂર્ખતા આચરી રહયો છે. હે ફલાણા ! કેટલો ખરાબ તારો વ્યાપાર થઈ રહયો છે કે આવી હરકતો બદલ તુ દુનિયાનો અઝાબ કમાય રહયો છે, તથા આખિરતનો અઝાબ તારી રાહ જોઈ રહયો છે. શું તુ ત્યાં સુધી તૌબા નહીં કરશે, જ્યાં સુધી તારી આ હરકતો કરવાની ક્ષમતા બાકી રહેશે ? બસ, હવે તૌબા કર.

મને આશા છે કે, ઈન્શાઅલ્લાહ આટલું લખાણ જો તમે ધ્યાનપૂર્વક

વાંચશો અને તેના પર અમલ કરશો તો આ નાપાક બીમારી જતી રહેશે. અલ્લાહ તઆલા આપણા બધાને તથા આપને પવિત્રતા અતા ફરમાવે અને ગંદકીઓથી બચાવે. *(બદનઝરીકા ઈલાજ : પૃ–૧૪૫/૧૫૦)*

## પ્રમાણિકતા-અમાનતદારી

આપસી લેવડદેવડના વહેવારિક સબંધોમાં પ્રમાણિકતા અને અમાનત-દારી બુન્યાદી સ્થાન ધરાવે છે. માણસ પોતાના કારોબાર-વહેવારમાં ઈમાનદારી દાખવે અને કોઈનો જે પણ પ્રકારનો હક્ક હોય તેને પૂરી પ્રમાણિક્તાથી આપી દે, તેને અરબીમાં “અમાનત” કહેવામાં આવે છે. અલ્લાહપાકે પોતાની શરીઅત જે તેણે માનવજાત માટે મોકલી, તેના માટે પણ ‘અમાનત’નો શબ્દ વાપર્યો છે. *(અહઝાબ-૭૨)* આ આયતથી સ્પષ્ટ થાય છે કે, પૂરી શરીઅત અલ્લાહપાકની એક અમાનત છે. માટે આપણી ફરજ બને છે કે, તેના હુકમ પ્રમાણે તેના આદેશો પૂરેપૂરા બજાવીએ, નહીં તો આપણે અપ્રમાણિક કહેવાઈશું.

અલ્લાહપાકના ફરિશ્તા જે વહી લઈને આવતા હતા, તેમના માટે પણ ‘અમાનત’નો શબ્દ વપરાયો છે. “અને આ (કુર્આન) સર્વે જગતના પરવર-દિગારનું ઉતારેલું છે. તેને પ્રામાણિક ફરિશ્તા (હઝ. જિબ્રઈલ અલૈ.) લઈને ઉતર્યા છે.” *(શુઅરાઅ : ૧૯૨-૧૯૩)*

અલ્લાહપાકના મુકદ્દસ નબીઓ માટે પણ આ વિશેષણ વધુ પ્રમાણમાં વપરાયું છે. કારણ કે તેમણે અલ્લાહપાકની અમાનત પૂરેપૂરી બંદાઓ સુધી પહોંચાડી દીધી હતી. નેક મુસલમાનો માટે પણ ફરમાવ્યું. *(નિસાઅ્ : રૂકૂઅ-૮)*

અમાનતનો સબંધ ફક્ત રૂપિયા-પૈસા અને જમીન-જાગીર સાથે જ મર્યાદિત નથી, બલ્કે દરેક માલી, કાનૂની અને અખ્લાકી (સંસ્કારિક) બાબતો સાથે પણ છે. એટલા જ માટે હદીષ શરીફમાં મજલીસ અને બેઠકની વાતોને અમાનતથી સંબોધી છે. સલાહ-મશ્વેરો લેવા-દેવાને પણ અમાનત ફરમાવી છે. કોઈની પ્રાયવેટ વાતને છૂપાવવી પણ અમાનત છે. કોઈ જગ્યાએ માણસ નોકરી કરે છે, તો તેનો ટાઈમ તથા કામ પુરૂ કરવું બન્નેવ અમાનત છે. આ

ટાઈમ-કામમાં સુસ્તી કરવી અપ્રમાણિક્તા ગણાશે.

"જે લોકો પોતાની (પાસેની) અમાનતોને તેમજ પોતાના વચનોને જાળવી રાખનારા છે, તથા જેઓ પોતાની સાક્ષીઓ પર ખરી રીતે કાયમ રહેનારા છે." *(મઆરિજ : ૩૨-૩૩)*

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે માંહોમાંહે અમુક મુદત સુધીનો ઉધારનો મામલો કરો તો તેને લખી લો. અને (તે મામલાને) તમારી વચ્ચે કોઈ લખનારે ન્યાયસર લખવો જોઈએ, અને લખનાર (તેઓને) લખી આપવાથી ઈન્કાર ન કરે, તેને જોઈએ કે અલ્લાહપાકે તેને જેવું (લખતાં) શીખવ્યું છે, તેવું લખી આપે. અને જે માણસ ઉપર દેણ છે, તે લખાવી આપે, અને પોતાના પરવરદિગાર અલ્લાહપાકથી ડરે અને તેમાંથી (લખાવવામાં) જરા પણ ઓછું કરે નહિ, પછી જો તે માણસ જેના જિમ્મે દેણ છે તે બેવકૂફ અથવા લાચાર હોય અથવા પોતે (બતાવીને) લખાવી શકતો ન હોય તો તેના મુખત્યાર ખરેખરું લખાવે, અને (આ લખાણ ઉપરાંત) તમારામાંના (મુસલમાન) પુરૂષોમાંથી બે પુરાવા (પણ) રાખો, પછી જો બે પુરુષ ન મળે તો એક પુરૂષ અને બે સ્ત્રીઓ (રાખો), એવા સાક્ષીઓમાંથી જેઓને (વિશ્વાસપાત્ર હોવાથી) તમે પસંદ કરો છો, (બે સ્ત્રીઓ) એ કારણથી કે જો બે સ્ત્રીઓમાંથી એક (કંઈક) ભૂલી જાય તો તેમાંની એક બીજીની યાદ અપાવે, અને તે સાક્ષીઓને જ્યારે (પુરાવા માટે) બોલાવવામાં આવે ત્યારે તેઓ ઈન્કાર કરે નહિ, અને મામલો નાનો હોય કે મોટો; તેની મુદત આવતાં સુધી તેના લખવામાં કંટાળો કરો નહિ, (આ લખી લેવું) અલ્લાહપાકની પાસે વધુ ઈન્સાફ કાયમ રાખનાર અને સાક્ષી માટે પણ વધુ સહાયભૂત છે. વળી, એ વાત બહુ વાજબી છે કે (તે મામલા સબંધી) તમે કોઈ શંકામાં પડો નહિ, પરંતુ કોઈ સોદો હાથોહાથ હોય, જેની આપસમાં લેવડદેવડ કરો છો, તો તેને નહિ લખવામાં તમારા ઉપર કંઈ દોષ નથી, પણ જ્યારે સોદો કરો તો સાક્ષી રાખી લ્યો અને લખનાર તેમજ સાક્ષીને કષ્ટ ન આપવામાં આવે. અને જો તમે એવું કરશો તો એમાં તમને ગુનાહ થશે અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, અને અલ્લાહપાક તમને (યોગ્ય હુકમો) શીખવે છે, અને અલ્લાહપાક દરેક વસ્તુથી માહિતગાર

છે. (૨૮૨) અને જો તમે મુસાફરીમાં હો અને કોઈ (દસ્તાવેજ) લખનાર ન મળે તો કબજાગીરો થવું જોઈએ. ફરી જો (એવા સંજોગે) એકબીજાનો ભરોસો કરે (જેથી ગીરોની આવશ્યક્તા ન સમજે) તો જેનો ભરોસો કરવામાં આવ્યો છે, તેણે બીજાનો હક સંપૂર્ણ આપી દેવો જોઈએ અને પોતાના પરવરદિગાર અલ્લાહપાકથી ડરવું જોઈએ. અને તમે સાક્ષીને છુપાવો નહિ, અને જે કોઈ તેને છુપાવશે, તો બેશક તેનું દિલ પાપી છે અને અલ્લાહ તઆલા તમારા કરેલા કામોને ખૂબ જાણે છે. *(સૂ.બકરહ : ૨૮૨-૨૮૩)*

"હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાક અને રસૂલ (સલ.)ની ખયાનત ન કરો તેમજ આપસની અમાનતોમાં (પણ) ખયાનત ન કરો અને તમે (તેનું) નુકસાન તો જાણો છો." *(સૂ.અન્ફાલ : ૨૭)*

"(પછી) તે બન્નેમાંથી એકે કહ્યું કે, હે પિતા ! એમને નોકરીએ રાખી લો. અલબત્ત, બેહતર નોકર જેને આપ રાખવા ચાહો એવા માણસ છે, જે બળવાન (અને) પ્રામાણિક હોય. તેમણે (હઝ. મૂસા અલૈ.થી) કહ્યું : હું ચાહું છું કે, મારી આ બન્ને દિકરીઓમાંથી એકને આપની સાથે પરણાવી દઉં. એવી શરતે કે, આઠ વર્ષ આપ મારી નોકરી કરો, પછી જો આપ દસ વર્ષ પૂરા કરો તો એ તમારા તરફથી (ઉપકાર) છે. અને અમે તમારા ઉપર કોઈ સખ્ની નાખવા ચાહતા નથી. અગર અલ્લાહ તઆલાએ ચાહ્યું તો આપ મને નેકબખ્નોમાંથી જોશો. હઝ. મૂસા (અલૈ.)એ કહ્યું કે, આ કરાર મારી અને તમારી વચ્ચે થઈ ચૂક્યો, આ બન્ને મુદતોમાંથી ગમે તે પૂરી કરી આપું તો ફરી મારા ઉપર કંઈ બળજબરી ન થાય અને જે કરાર આપણે કરીએ છીએ, તેના ઉપર અલ્લાહપાક (પૂરતો) સાક્ષી છે." *(સૂ.કસસ : ૨૬ થી ૨૮)*

હદીષ શરીફમાં અમાનતોના ઘણા વિશાળ પ્રકારો દર્શાવી એક-એકની વિસ્તૃત છણાવટ કરવામાં આવી છે. જેમાં અમાનત નથી, તેના ઈમાનમાં ખોટ છે. પતિ-પત્ની, ગ્રાહક-વેપારી, નોકર-માલિક વગેરે દરેક પોતપોતાના હક્કો અદા કરવામાં કોતાહી (ઉણપ) કરશે, તો તે ખિયાનત-અપ્રમાણિકતા ગણાશે.

હદીષ શરીફમાં છે કે, સ્ત્રીઓ અલ્લાહપાક તરફથી અમાનત છે. માટે તેમના ઉપર ઝુલ્મ ન કરો. અલ્લાહપાકથી ડરો. કિયામતની નિશાનીઓમાંથી છે કે, સૌથી પ્રથમ ઉમ્મતના દિલોમાંથી અમાનતનો ખ્યાલ નીકળી જશે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સીરત (જીવનચરિત્ર)માં એક અનોખી ઘટના એ છે કે, જ્યારે આપ (સલ.)એ મદીના મુનવ્વરહ હિજરતનો ઈરાદો કર્યો, તો હઝરત અલી (રદી.)ને પોતાના નાયબ બનાવ્યા, જેથી તેઓ પેલી અમાનતોને તેમના માલિકો સુધી પહોંચાડી દે, જે આપ (સલ.) પાસે મૂકેલી હતી. આપ (સલ.)ના જીવનની આ ઘટના ઘણી જ ધ્યાનપાત્ર છે અને આંખ ઉઘાડનારી પણ.

કુરૈશીઓ એવા હતા કે તેઓ પોતાની માલો-દૌલત આપ (સલ.)ની પાસે અનામતરૂપે મૂકી જતા હતા. જો કે તેમની અને આપ (સલ.)ની વચ્ચે સખત દુશ્મની હતી. એવી દુશ્મની જે જગજાહેર છે, બલ્કે ઈતિહાસમાં આવી શત્રુતાની કોઈ મિસાલ (જોડ) મળતી નથી.

એક તરફ (મૂર્તિપૂજા સહિત) અનેક બૂરી ટેવોથી તેઓનો મનમેળ થઈ ગયો હતો અને આપ (સલ.) તેને છોડવાની વાત કરતા હતા. તેની સજારૂપે મક્કાના અનેક મુશ્રિકો આપને તથા આપના સાથીઓને એવી શારીરિક અને માનસિક પીડાઓ આપતા હતા કે તે સાંભળીને રૂંવાટા ઉભા થઈ જાય. ત્યાં સુધી કે તેમણે પહેલા હબ્શહ્ (એબિસિનિયા) અને પછી મદીના મુનવ્વરહ હિજરત કરવા માટે મજબૂર કર્યા. અને આપનો સંપૂર્ણ સામાજિક બહિષ્કાર કર્યો, અને અબૂ તાલિબની ઘાટીમાં સતત ત્રણ વર્ષ સુધી આપને તથા આપના સાથીઓને કેદ જેવી સ્થિતિમાં રાખી મૂક્યા. તેમ છતાં તે લોકો કેવા હતા કે પોતાનો માલ આપ (સલ.)ની પાસે અનામતરૂપે રાખતા હતા ! અને આપ (સલ.) તેમના અસહ્ય જુલમો-સિતમ હોવા છતાં પણ કેવી રીતે તેમના માલની સુરક્ષા કરતા હતા !

શું વિશ્વમાં એવા બે વર્ગો છે, જે એકબીજાથી નફરત કરતા હોય અને એકબીજાને મારવા તત્પર હોય તેમ છતાં એક સમૂહ બીજા સમૂહ પાસે એવી

વસ્તુઓને અનામત તરીકે મૂકે, જેનો નાશ થઈ જવાનો ભય હોય.

કોઈ દેશ, સમાજ કે પાર્ટીના ઈતિહાસમાં કોઈ એક પણ એવો સભ્ય છે, જે આવી ખૂબીઓ ધરાવતો હોય. અને તેની ઉપર લોકોનો આવો દૃઢ વિશ્વાસ હોય ? એક દૃષ્ટાંત પણ કોઈ બતાવી શકે છે કે એક શખ્સ યુદ્ધ હોય કે શાંતિ, પ્રેમમય વાતાવરણ હોય કે નફરતથી ભરપૂર માહોલ, બન્ને સ્થિતિમાં અમાનતદારી (પ્રમાણિકતા) અને શરાફત (ભદ્રતા)નો આવો ઉચ્ચ નમુનો પેશ કરે. દોસ્ત, દુશ્મન, વિરોધીઓ અને હિમાયતીઓ બધા સાથે પ્રમાણિકતા તથા ન્યાયપૂર્વક વર્તન કરે. અને જેના મતે પ્રમાણિક્તાની કિંમત લાગણીઓ તથા ભૌતિક હિતો અને હેતુઓથી વધારે હોય, અને જેની ઉપર નિકટવર્તીઓ અને દૂરના લોકો, શત્રુઓ તથા મિત્રો બધાનો સરખો વિશ્વાસ હોય, જેની ઉપર વિશ્વાસ કરવો એક સર્વસ્વીકૃત બાબત હોય. માનવજગતના ઈતિહાસમાં કોઈની પાસે આવું એક પણ દૃષ્ટાંત છે ?

## પરિપૂર્ણ બનો

હઝરત ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે, મને એ વાત જાણવા મળી છે કે, હકીમ લુકમાન (અલૈ.) થી પૂછવામાં આવ્યું કે, આપને જે ઉચ્ચ સ્થાન મળ્યું છે, તે કેવી રીતે મળ્યું ? તેમણે જવાબ આપ્યો : ‘‘સાચી વાત બોલવા તથા અમાનત અદા કરવાના તેમજ નિરર્થક કામો છોડવાના લીધે મને આ સ્થાન મળ્યું છે.’’ *(મુઅત્તા, મિશ્કાત : ૨૪૫)*

ડહાપણની વાતો લોકો સમક્ષ રજૂ કરવી અને લોકોને દુષ્કાર્યોથી દૂર રહેવાની શીખ આપવી એ કાંઈ નવી વાત નથી. બલ્કે દરેક દેશકાળમાં એવી મહાન વિભૂતિઓ પાકતી રહી છે, જેના વડે માનવજાતના માર્ગદર્શનનું ભગીરથ કાર્ય આગળ ધપતું રહ્યું. ઈસ્લામી ઈતિહાસના પૃષ્ઠો આવા સૌભાગ્યવાનોના નામોથી ભરેલા પડેલા છે. પરંતુ જ્ઞાન તથા ડહાપણના હિસાબથી જુઓ તો સૌથી આગવું નામ હઝ. લુકમાન (અલૈ.)નું છે. જેમની સૌથી મહત્વપૂર્ણ વિશેષતા એ છે કે, કુર્આને પાકમાં અલ્લાહપાકે તેમની કેટલીક નસીહતો (બોધવચનો)નો ઉલ્લેખ કરી તેઓને અમર બનાવી દીધા.

(જેથી કિયામત સુધી લોકો તેમના કથનોથી લાભ ઉઠાવતા રહે.) તેઓ પોતાના કાળની અત્યંત મહત્વપૂર્ણ હસ્તી હતી. તેમના મોઢામાંથી નીકળેલા શબ્દો ડહાપણથી ભરપૂર હતા. દૂર દૂર સુધી તેમની ખ્યાતિ પ્રસરેલી હતી. લોકો ઉંટ, ઘોડાઓ પર પ્રવાસ ખેડી દૂર દૂરથી તેમની મૂલ્યવાન વાણી સાંભળવા આવતા અને કંઈક મેળવીને પાછા જતા. તેમણે આ ઉચ્ચતા સત્તા-સંપત્તિ કે સૌંદર્યના જોરે મેળવી ન હતી, ન તેઓ કોઈ સવર્ણ જાતિના સભ્ય હતા, બલ્કે કેટલાક વૃત્તાંત લેખકોએ એ વાતની સ્પષ્ટતા કરી છે કે, તેઓ ગુલામવંશ સાથે સબંધ ધરાવતા હતા. આકાએ (માલિકે) તેમના જ્ઞાનથી પ્રભાવિત થઈને તેઓને આઝાદ (મુક્ત) કરી દીધા. તેઓ હબ્શી વંશના હતા, મતલબ અત્યંત શ્યામવર્ણ તથા કદરૂપા હતા, તે છતાં પણ લોકોના મનમાં તેમનું એટલું માન હતું કે, તેનું ઉદાહરણ મળવુ મુશ્કેલ છે. હજ્જારો વર્ષ વીતી ગયા છતાં આજ સુધી લોકો તેમના બોધવચનોથી ફાયદો ઉઠાવી રહ્યા છે. અને આ સિલસિલો કિયામત સુધી ચાલતો રહેશે.

ઉપરોક્ત રિવાયતમાં જે ત્રણ ખૂબીઓના કારણે અલ્લાહપાકે તેમને સિધ્ધિઓથી નવાજવાની વાત કહી, અત્રે તે ત્રણ ખૂબીઓની સંક્ષિપ્ત છણાવટ કરવામાં આવી રહી છે :

પહેલી ખૂબી (સદ્ગુણ)નો ઉલ્લેખ કરતાં હઝ. લુકમાન અલૈહિસ્સલામ ફરમાવે છે કે, મારી ઈઝઝતનું રહસ્ય એ છે કે, મેં સત્યનો પાલવ મજબૂતી-પૂર્વક પકડી લીધો છે. ઘરમાં હોઉં કે બહાર, એકાંતમાં હોઉં કે જાહેરમાં, સંબોધિત સ્વજન હોય કે પારકો, ફાયદો થઈ રહ્યો હોય કે નુકસાન, કોઈ ખુશ થતો હોય કે ખફા, મેં દરેક સ્થિતિમાં સત્યને મારૂં લક્ષ્યબિંદુ બનાવી રાખ્યું અને ક્યારેય તેની અવગણના નહીં કરી. આ એક સનાતન સત્ય છે કે, સત્ય એ છૂટકારાનું સાધન છે, જ્યારે અસત્ય (જૂઠ)થી બરબાદી તથા ફજેતી સિવાય કાંઈ નથી મળતું.

આજકાલ જૂઠ એક કળા બની ગઈ છે. મુસ્લિમોના દરેક વર્ગમાં જૂઠ સામાન્ય થઈ ગયું છે. એવું લાગે છે કે, લોકોના દિલોમાંથી તેની બુરાઈ નીકળી ગઈ છે. જો કે ઈમાન તથા જૂઠ એકીસાથે સંભવી નહીં શકે. અર્થાત્

કોઈ શખ્સ પરિપૂર્ણ મુઅમિન હોય અને જૂઠ્ઠો પણ હોય એ અશકય છે. એક રિવાયતમાં છે કે, અલ્લાહ પાકના રસૂલ (સલ.)થી પૂછવામાં આવ્યું કે, શું મુસલમાન ડરપોક હોય શકે છે ? રસૂલુલ્લાહ (સલ.)એ જવાબ આપ્યો : હા. પછી પૂછવામાં આવ્યું કે, શું મુસલમાન કંજૂસ હોય શકે છે ? આપ (સલ.)એ જવાબ આપ્યો : હા. પછી પૂછવામાં આવ્યું કે, શું મુસલમાન જુઠ્ઠો પણ હોય શકે છે ? આપ (સલ.)એ કહ્યું : નહીં.

*(મુઅત્તા માલિક, મિશ્કાત : ૧/૪૧૪)*

એક બાજુ અલ્લાહપાકના નબી (સલ.)નું આ ફરમાન છે અને બીજી બાજુ જૂઠનું ચલણ વધતું જાય છે. સ્થિતિ અહીં સુધી પહોંચી ચૂકી છે કે, સ્ટેજ પર લોકોને માત્ર ખુશ કરવા કે હસાવવા ખાતર જૂઠ્ઠી વાતો કહેવામાં આવી રહી છે. આ હરકતની મનાઈ કરતાં એક હદીષ શરીફમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, તે શખ્સ બરબાદ થાય, જે લોકોને હસાવવા માટે જૂઠ બોલે. તે બરબાદ થાય, તે બરબાદ થાય.

*(મુસ્નદે અહમદ, મિશ્કાત : ૪૧૩)*

વિચાર કરો ! જે માણસની બરબાદીનું એલાન પયગમ્બરના મોઢેથી કરી દેવામાં આવ્યું હોય, તેને બરબાદ થવાથી કોણ બચાવી શકે છે ? જો બિનમુસ્લિમો તરફથી સ્ટોરી ટેલીંગના નામે જૂઠ બોલવાની સ્પર્ધા-ઓ યોજવામાં આવે છે, તો આધુનિક સંસ્કૃતિના ચાહક કેટલાક મુસ્લિમો પણ તેમાં કોઈનાથી પાછળ નથી. તેઓ ખુદાપાકની પકડથી બેખૌફ થઈ જૂઠમાં સપડાતા જઈ રહ્યા છે. અને મનઘડત કિસ્સાઓ તથા જૂઠ્ઠા જોકસ સંભળાવવાનું ચલણ મુસ્લિમોમાં પણ વધી રહ્યું છે. આ સબંધે એક રિવાયત આ મુજબ છે :

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, બંદો જ્યારે કોઈ વાત કહે અને તે કહેવાનો હેતુ માત્ર એ હોય કે લોકો હસે, તો એના કારણે તે જહન્નમમાં એટલે દૂર જઈને પડે છે કે, જેનું અંતર આકાશ તથા જમીનના અંતરથી વધારે હોય છે. માનવીની જીભ લપસી જાય એ પગ લપસી જવાથી પણ ખતરનાક હોય છે. *(બયહકી, મિશ્કાત : ૪૧૩)*

આવી કોમેડી-મિમિક્રી કરનારા કલાકારોની વાતોથી લોકો હસે છે. પરંતુ

રહમતના ફરિશ્તા તેનાથી દૂર ભાગે છે. કારણ ? એક રિવાયત તેની પર પ્રકાશ ફેંકે છે : અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે બંદો જૂઠ બોલે છે, તો તેના જૂઠના કારણે જે દુર્ગંધ ફેલાય છે, એના કારણે (રહમતના) ફરિશ્તાઓ તેનાથી એક માઈલ દૂર ચાલ્યા જાય છે.

*(તિરમિઝી, મિશ્કાત : ૪૧૩)*

સારાંશ કે, વાતચીત દરમિયાન ચાહે ગંભીરતાપૂર્વક વાત થતી હોય કે મજાક-મસ્તી થતી હોય, દરેક સ્થિતિમાં સત્યોચ્ચાર જ કરવો જોઈએ. અને જૂઠથી બચવું જોઈએ. આ એક મુસલમાન માટે અનિવાર્ય છે. એટલું જ નહીં, પણ બાળકોને ફોસલાવવા કે રમાડવા માટે પણ જૂઠ બોલવાની છૂટ નથી.

હઝ. અબ્દુલ્લાહ બિન આમિર (રદી.) ફરમાવે છે કે, એક દિવસની વાત છે. મારી માંએ મને બોલાવ્યો. તે વખતે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) અમારા ઘરમાં બેઠા હતા. તો તેણીએ કહ્યું : અહીં આવ, તને કંઈક આપું. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પૂછ્યું : તમારો ઈરાદો શું આપવાનો હતો ? મારી માંએ કહ્યું કે, હું તેને ખજૂર આપવા માંગતી હતી. આપ (સલ.)એ ફરમાવ્યું કે, જો તમે એને કાંઈ પણ આપવાની ન હોતે, તો તમારી કર્મપોથીમાં એક જૂઠ લખી લેવામાં આવતે. *(અબૂ દાવૂદ, મિશ્કાત : ૪૧૬)*

તો આવો ! આપણે પાકો ઈરાદો કરીએ કે, ઈન્શાઅલ્લાહ આપણે કોઈપણ ભોગે જૂઠથી બચીશું અને સચ્ચાઈ અપનાવીશું.

એક રિવાયતમાં આ કાર્યની ફઝીલત આ શબ્દોમાં વર્ણવી છે કે, ‘‘જે માણસ જૂઠને ખરાબ-ખોટું સમજી છોડી દે, તો જન્નતના ખૂણામાં તેના માટે એક મહેલ બનાવવામાં આવશે. અને જે હક્ક (સત્ય) પર હોવા છતાં ઝઘડો નહીં કરે, તેના માટે જન્નતની વચ્ચે મહેલ બાંધવામાં આવશે. અને જે પોતાના વર્તાવને ઓર વધારે સુંદર બનાવશે, તો તેના માટે જન્નતના સર્વોચ્ચ સ્થાને મહેલ ચણવામાં આવશે.’’ *(તિરમિઝી, મિશ્કાત : ૪૧૨)*

અલ્લાહપાક તમામ મુસ્લિમોને સત્ય સાથે સૌંદર્ય બખ્શે, આમીન.

હઝરત હકીમ લુકમાન (અલૈ.) બીજા સદ્‌ગુણોનો ઉલ્લેખ કરતાં કહે છે

કે, મારી મહાનતાનું રહસ્ય પ્રમાણિકતા (અમાનતદારી)માં છે. જેને માન-સન્માન જોઈતું હોય, તે પોતાને પ્રમાણિકતાથી શણગારી લે. એની બરકતથી અલ્લાહ તઆલા લોકોના દિલોમાં તેનું માન-સન્માન નાંખી દેશે. અને આખિરતમાં ઉંચું સ્થાન આપશે.

અમાનતનો શબ્દ બહુ વિશાળ અર્થ ધરાવે છે. જેમ સુરક્ષા ખાતર મૂકવામાં આવેલી વસ્તુ અમાનત (અનામત) છે, એવી જ રીતે સગાં-સબંધીઓ, પાડોશીઓ તથા ધંધાના ભાગીદારોના અધિકારો એ પણ અમાનત છે. જેમાં અપ્રમાણિકતા આચરનારાઓએ એ વાતથી ડરવું જોઈએ કે, ક્યાંક તેનું ઈમાન જ ચાલ્યું ન જાય. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ બેઈમાનીને ઈમાન માટે ખતરો બતાવ્યો છે. ફરમાવે છે કે, જેની અંદર અમાનતદારી નથી, તેનું ઈમાન નથી. અને જે વાયદો પૂરો નથી કરતો, તેનો કોઈ ધર્મ નથી.

*(બયહકી, મિશ્કાત : ૧૫)*

અમાનતનો સબંધ માત્ર માલ-દૌલત તથા બંદાના હક્કો સાથે જ નહીં, ખુદના વ્યક્તિત્વ સાથે પણ છે. પોતાના અસ્તિત્વને ગુનાહોથી બચાવવું પણ અમાનતદારી છે. અને ગુનાહોમાં રચ્યાપચ્યા રહેવું ખુદની સાથે અપ્રમાણિકતા આચરવી છે.

અમુક લોકો એમ સમજે છે કે, બિનમુસ્લિમની અમાનત હડપ કરવામાં કોઈ વાંધો નથી, આ વાત બિલ્કુલ ખોટી છે. આમ કરવાથી મુસ્લિમો તો બદનામ થાય જ છે, ઈસ્લામ પણ બદનામ થાય છે. અમાનત કોઈની પણ હોય, ચાહે મુસ્લિમની હોય કે બિનમુસ્લિમની હોય, દોસ્તની હોય કે દુશ્મનની હોય તે શરીઅતની નજરમાં અમાનત છે. તેને હડપ કરી લેવી નાજાઈઝ તથા હરામ છે. અલ્લાહપાકે અમાનત તેના હકદારોને સોંપી દેવાનો આદેશ આપ્યો છે. *(સૂરએ નિસાઅ્)*

આ આયત પર વિચાર કરવાથી જાણવા મળે છે કે, જેની અમાનત હોય, તેનો ધર્મ, વર્ણ, જાતિ કે કૌમ કોઈપણ હોય, અલ્લાહ તઆલાનો આદેશ એ છે કે, તેની અમાનત તથા અધિકાર તેને પહોંચાડી દો. આ જ ઈસ્લામી શિક્ષા તથા શરીઅત છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફત્હે મક્કા વેળા બયતુલ્લાહ શ.ની ચાવી હઝરત ઉસ્માન બિન તલ્હા (રદી.)ને સોંપતાં સૂરએ નિસાઅ્‌ની ઉપરોક્ત આયત તિલાવત ફરમાવી હતી. જો કે આપ વિજયી શાસક હોવાના નાતે એ ચાવી પોતાની પાસે પણ રાખી શકતા હતા. સિફતની વાત એ હતી કે, તે વખત સુધી હઝ. ઉષ્માન બિન તલ્હા ઈમાન લાવ્યા ન હતા, તે છતાં પણ આ આયત વડે અલ્લાહપાકે પોતાના પયગમ્બરને આદેશ આપ્યો કે, આ ચાવી ઉષ્માન -ની અમાનત છે. અને અમાનતમાં ખિયાનત (અપ્રમાણિકતા)આચરવી જાઈઝ નથી. એટલે તે હઝ. ઉષ્માન (રદી.)ને જ પાછી આપી દો. આ છે ઈસ્લામી તઅલીમ. અલ્લાહપાક આપણને ઈમાનદારી તથા અમાનતદારીની તવફીક આપે, આમીન.

હઝ. લુકમાન (અલૈ.) પોતાના માન-સન્માનના રહસ્યને છતુ કરતાં ત્રીજી ખૂબી (વિશેષતા)નો ઉલ્લેખ કરે છે કે, બેકાર તથા હેતુવિહિન કાર્યોથી પોતાને દૂર રાખો.

જીવન એક નેઅમત છે. તેને બેકારના કામોમાં વેડફી નાંખવું, નિરર્થક બાબતોમાં ગુંચવી નાંખવું બેવકૂફી નથી તો શું છે ? માનવી વિચાર કરે કે, જીવનની જે સવાર-સાંજ પસાર થઈ ગઈ છે, તે ફરી ક્યારેય હાથમાં નહીં આવી શકશે. અને ન કોઈ વસ્તુ તેનો વિકલ્પ બની શકે છે. સફળ માનવી તે છે, જે પોતાના સમયની કિંમત જાણે અને કોઈપણ ભોગે તેને વેડફાઈ જતાં બચાવે. અલ્લાહ તઆલાની ફરમાંબરદારીમાં સમય પસાર કરે. બેકાર અર્થહીન કામોથી દૂર રહે. નહીંતર કિયામતના દિવસે અફસોસ સિવાય કશુંય હાથ નહીં લાગશે. પરંતુ તે દિવસનો પસ્તાવો કાંઈ કામ નહીં લાગશે. એક હદીષમાં આ વાત એવી રીતે રજૂ કરવામાં આવી છે કે, જે કોઈ માણસ મરે છે, તે પસ્તાય છે. સહાબા (રદી.)એ પૂછ્યું કે, હે અલ્લાહપાકના રસૂલ ! તેને કઈ વાતનો પસ્તાવો થશે ? આપ (સલ.) એ ફરમાવ્યું કે, જો તે નેક માણસ હશે, તો તેને એ પસ્તાવો થશે કે, તે વધારે નેકીઓ ન કરી શક્યો. અને જો તે બૂરો માણસ હશે, તો તેને એ પસ્તાવો થશે કે, તે બુરાઈ છોડી ન શક્યો.

*(તિરમિઝી, મિશ્કાત : ૪૮૪)*

હઝરત લુકમાન (અલૈ.)એ પોતાની મહાનતાનું રહસ્ય જે ત્રણ બાબતોમાં દર્શાવ્યું, તે ત્રણ ખૂબીઓ એવી છે કે, જે કોઈ માણસ તેને અપનાવી લેશે, તો ખાલિક-મખ્લૂક બધાની નજરમાં તે સન્માનનીય બની જશે, ઈન્શાઅલ્લાહ.

અલ્લાહપાક આપણને બધાને આ વાતો ઉપર અમલ કરવાની તવફીક આપે, આમીન.

## રહેમ-દયા

રહેમ-દયા ઈન્સાનના બુન્યાદી સંસ્કાર અને અખ્લાકમાંથી છે. દુન્યામાં આપણે એકબીજા સાથે કોઈ બદલાની ભાવના-લાલસા રાખ્યા સિવાય જે કંઈ નેકીના કામો કરીએ છીએ, તેમાં આ જ રહેમ-દયાની ભાવના હોય છે. જેના દિલમાં રહેમનો કોઈ જ અંશ નહીં હોય, તેવી વ્યક્તિ બીજાઓ સાથે બેરહમી, અત્યાચાર, પથ્થરદિલી અને સખ્તીથી પેશ આવશે. એટલા જ માટે ઈસ્લામી અખ્લાકી તઅલીમમાં રહેમ-કરૂણાનું ખાસ મહત્વ છે. અલ્લાહ તઆલાના નામોમાંથી સૌથી વધુ અને સામાન્ય વપરાતું નામ 'રહમાન', 'રહીમ' છે. મુસલમાનને હુકમ છે કે, તે જ્યારે કોઈ સારૂ કામ કરે, તો પહેલાં 'રહમાન', 'રહીમ'ના પ્યારા નામથી શરૂઆત કરે. કુર્આન શરીફની દરેક સૂરતના શરૂમાં 'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ' છે. દુનિયામાં જે કાંઈ છે, તે અલ્લાહ તઆલાની રહમતની નિશાનીઓરૂપી ઝળહળિત થઈ રહ્યું છે. ફરિશ્તાઓની દુઆઓમાં છે. *(મુઅમિન : ૧)*

અલ્લાહ તઆલાની રહમતની લંબાણપૂર્વક વિગતોથી કુર્આન શરીફ ભરેલું છે. "તે જ અલ્લાહપાક છે, જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી. તે જ ગુપ્ત અને જાહેર વસ્તુનો જાણકાર છે. તે જ બેહદ મહા કૃપાળુ, મહા દયાળુ છે. તે જ અલ્લાહપાક છે, જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી, તે શહેનશાહ છે. (સૌ ઐબોથી) પવિત્ર છે, (ખામીઓથી) સલામત છે, પનાહ આપનાર, સંપૂર્ણ રક્ષા કરનાર, અતિ શક્તિશાળી, ખરાબીને દુરૂસ્ત કરનાર, અતિ મહત્તાવાળો છે, તેઓ જે શરીક ઠેરવે છે તેનાથી અલ્લાહ તઆલા પવિત્ર છે. તે જ અલ્લાહપાક (જગતનો) ઉત્પન્નકર્તા, યોગ્ય રચના કરનાર

અને સ્વરૂપ આપનાર છે. તેના જ સૌ સારા સારા નામો છે; જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે, તે સૌ તેની જ પવિત્રતા બયાન કરે છે અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે. *(સૂ.હશ્ર : ૨૨ થી ૨૪)*

મુસ્લિમોને બતાવ્યું કે, તે પોતાની દુઆઓમાં આ પ્રમાણે પઢે : "તુ બધા રહેમ કરવાવાળાઓમાં સૌથી વધુ રહમ કરનાર છે." *(ઈસ્લામ : પેજ-૫૫)* હદીસ શરીફમાં ફરમાવ્યું કે, રહેમ (રિશ્તેદારી) રહમાનની સિફતમાંથી એક સિફત છે. *(બુખારી શરીફ)* બંદાઓએ તેને અપનાવવી જોઈએ.

હદીસ શરીફમાં છે કે, જે વ્યક્તિ નાના માણસો ઉપર રહેમ નથી કરતો, તે અમારામાંથી નથી. *(તિરમિઝી)* ઈસ્લામે આપેલ રહેમદિલીનું શિક્ષણ ફક્ત મુસ્લિમો પૂરતુ મર્યાદિત નથી, બલ્કે સમગ્ર માનવજાતને શામેલ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે વ્યક્તિ માનવીઓ ઉપર રહેમ નથી કરતો, અલ્લાહ તઆલા પણ તેના ઉપર રહેમ નથી કરતા. અને આ પણ ફરમાવ્યું કે, રહેમ કરવાવાળા ઉપર રહમાન (અલ્લાહપાક) રહેમ કરશે. તમો પૃથ્વીવાસીઓ ઉપર રહેમ કરો, આસ્માનવાળો તમારી ઉપર રહેમ કરશે. *(બુખારી શરીફ, ઈસ્લામ : પેજ-૫૫ થી ૬૭)*

## ન્યાય-ઈન્સાફ

કોઈ વસ્તુના વજનને બરાબર બે ભાગમાં વહેંચી દેવામાં આવે કે જરા પણ વધારો-ઘટાડો ન હોય. તેને અરબીમાં 'અદલ' (ન્યાય) કહેવામાં આવે છે. ન્યાય એ સર્વપ્રથમ અલ્લાહપાકની સિફત (ગુણ) છે. હદીસ શરીફમાં અલ્લાહપાકના નવ્વાણું નામોમાં એક નામ 'અલ્‌અદલ' છે. "અને આપના પરવરદિગારની વાત સત્યતા અને ન્યાયની રૂએ સંપૂર્ણ છે. તેની વાતને કોઈ બદલનાર નથી અને તે જ (સૌની) વાત સાંભળનાર (અને સર્વ કંઈ) જાણનાર છે." *(સૂ.અન્‌આમ : ૧૧૫)* આકાશથી લઈ જમીન સુધીની બધી જ વ્યવસ્થા ન્યાય આધારિત છે. દરેક સાથે ન્યાયથી વર્તાય રહ્યું છે.

કુર્‌આન શરીફમાં છે : "અલ્લાહપાક એવા છે કે, તેમના સિવાય (અન્ય) કોઈ પૂજ્ય બનાવવા (ઈબાદત કરવા)ને પાત્ર નથી. તે સજીવ (અને) સર્વ

(જગત)નો રક્ષક છે.'' *(આલિ ઈમ્રાન : ૨)* આ આયતથી માલૂમ પડે છે કે, ન્યાય-ઈન્સાફનો સબંધ ફક્ત સરકારી કાર્યાલયો મર્યાદિત નથી, બલ્કે પ્રત્યેક માનવીના રોજીંદા જીવન વ્યવહારની દરેક બાબતમાં તેની જરૂરત હોય છે. એટલા જ માટે એક સર્વગ્રાહી આયતમાં ફરમાવ્યું : ''અને અલ્લાહ તઆલા એક બીજી મિસાલ વર્ણવે છે કે, બે માણસો છે, એક તેમાંથી (ગુલામ હોવા ઉપરાંત) ગૂંગો (પણ છે કે, કાંઈ કામ કરી શકતો નથી) અને (તેથી) તે પોતાના માલિકના ઉપર બોજા (સમાન) છે. તેને જ્યાં મોકલે છે, કોઈ કામ સીધુ કરી લાવતો નથી; શું તે માણસ અને એવો માણસ સરખા થઈ શકે છે, જે ભલી વાતોનું શિક્ષણ આપે છે અને પોતે પણ સીધા માર્ગ પર છે ?''

*(સૂરએ નહલ : ૭૬)*

અદલ ન્યાય એ કાનૂની પ્રક્રિયાનો ભાગ છે. અને એહસાન-દરગુજર-માફી એ અખ્લાકી સદ્‌વર્તાવ છે. અલ્લાહ તઆલાએ જીવન વ્યવસ્થા માટે સર્વપ્રથમ ન્યાયનો હુકમ કર્યો છે, ત્યાર બાદ માફીની તાકીદ કરી છે. જેનાથી માનવીની રૂહાનિય્યત (આધ્યાત્મિક) પરિપૂર્ણ થાય છે. ન્યાયમાં સ્ત્રીઓ, બાળકો, વેપારી, નોકરો, ગરીબો, નાદારો વગેરે સમાજના બધા જ વર્ગો સંકળાયેલા છે. ''વળી, એ હુકમ અશક્ત બાળકો માટેનો છે, તેમજ એ વિશે છે કે યતીમોના હકમાં અદલ પર કાયમ રહો, અને તમે જે કંઈ પણ ભલાઈ કરશો તો તેને અલ્લાહપાક જાણે છે.'' *(નિસાઅ્ : ૧૨૭)*

''અને યતીમના માલની નજીક પણ ન જાઓ; પરંતુ એવી રીતે કે જે (તેના હકમાં) બેહતર હોય. એટલે સુધી કે તે યતીમ પોતાની જુવાનીએ પહોંચી જાય અને માપ તથા તોલને ઈન્સાફની સાથે પૂરૂં કરો. અમે કોઈ માણસને તેના ગજા ઉપરાંત તકલીફ આપતા નથી; અને જ્યારે તમે (ફેંસલા કે સાક્ષી વગેરેમાં) કોઈ વાત કરો તો (તેમાં) ન્યાય(નો ખ્યાલ) રાખો. પછી ભલેને (મુકાબલામાં તમારો) નજીકનો સગો હોય, અને અલ્લાહ તઆલા સાથેના કરાર પૂરા કરો; આ છે જેનો અલ્લાહ તઆલાએ તમને તાકીદી હુકમ આપ્યો છે કે, જેથી તમે નસીહત પકડો. અને એ (પણ ફરમાવી દો) કે આ દીન (ઈસ્લામ) મારો રસ્તો છે, જે (તદન) સીધો છે, માટે તેના ઉપર જ

ચાલો અને બીજા રસ્તાઓ પર ન ચાલો; કે તે તમને અલ્લાહ તઆલાના રસ્તાથી વિખુટા કરી દેશે. તેણે તમને આ તાકીદી હુકમ કર્યો છે કે જેથી તમે પરહેઝગાર બનો.'' *(અન્આમ : ૧૫૨-૧૫૩, બકરહ : ૩૯)*

ફેંસલો કે ગવાહી આપતી વખતે વધુ પડતા લોકોનું ઈમાન ડગમગી ઉઠે છે, ખાસ કરીને જ્યારે એક પાર્ટી સગા-સબંધીની હોય. એવા સમય માટે કુર્આન શરીફમાં ફરમાવ્યું : ''હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકની ખાતર ન્યાયસર સાક્ષી આપવા ઉભા થઈ જાઓ અને કોઈ કૌમની દુશ્મની ઈન્સાફ નહિ કરવા પર તમને તૈયાર કરે નહિ. (અને દરેક મામલામાં અવશ્ય) ન્યાયથી વર્તો. (કારણ કે) એ જ વાત પરહેઝગારીથી વધારે નજીક છે. અને અલ્લાહપાકથી ડરતા રહો. બેશક, તમે જે કંઈ કરો છો તેનાથી અલ્લાહપાક સંપૂર્ણ માહિતગાર છે.'' *(સૂરએ માઈદહ : ૮)*

''હે ઈમાનવાળાઓ ! ન્યાય પર ખૂબ કાયમ રહી અલ્લાહપાક(ને ખુશ કરવા)ના માટે સાક્ષી આપો, પછી ભલેને (તેથી) તમારૂં અથવા માં-બાપનું કે સગાઓનું નુકસાન થાય. જો કોઈ ધનવાન છે અથવા નિર્ધન છે, તો (તમારા કરતાં) અલ્લાહપાક તે બન્નેનો વધુ શુભેચ્છક છે, માટે તમે ન્યાય કરવામાં મનેચ્છાને તાબે ન થાઓ. અને જો તમે (સાક્ષી આપવામાં) જીભ ચાવશો અથવા બચાવ કરી જશો તો બેશક, અલ્લાહ તમારા સૌ કામોથી સારી પેઠે વાકિફ છે.'' *(સૂરએ નિસાઅ્ : ૧૩૫)*

''બેશક, અલ્લાહપાક તમને (આ વાતનો) હુકમ આપે છે કે, અમાનતોને તેમના હકદારો તરફ પહોંચતી કરો અને જ્યારે તમે લોકોમાં (કોઈ બાબતનો) ફેંસલો કરવા લાગો તો ન્યાયસર ફેંસલો કરો. બેશક, અલ્લાહપાક તમને ઘણો સારો બોધ આપે છે. ખરેખર, અલ્લાહપાક ઘણો સાંભળનાર (અને) જોનાર છે.'' *(સૂ.નિસાઅ્ : ૫૮)*

''અને જો આપ ફેંસલો કરો તો તેઓની વચ્ચે ન્યાયસર ફેંસલો કરો. બેશક, અલ્લાહપાક ન્યાય કરનારાઓને દોસ્ત રાખે છે.'' *(સૂ.માઈદહ : ૪૨)*

અખ્લાક સાથે ન્યાયનો સબંધ રાજકીય પણ છે. એટલા માટે ઈમામ

રાઝી ફરમાવે છે કે, ન્યાયાધિશ કે ફેંસલો કરનાર પોતાના નિર્ણયમાં આઝાદ હોય, ફેંસલાની કુદરત ધરાવતો હોય, વ્યવસ્થિત દલીલબદ્ધ બોલવાની શક્તિ ધરાવતો હોય, જાણકાર હોય. *(સૂરએ નહલ : ૧૦, તફસીરે રાઝી)*

## ન્યાય માટેની ઝુંબેશ

અલ્લાહપાકના રસૂલ (સલ.)ની હસ્તીને સમગ્ર માનવજાત માટે સામાન્ય-પણે અને મુસ્લિમો માટે વિશેષપણે આદર્શ બનાવવામાં આવી છે. કુર્આન શરીફમાં છે : "તમારા માટે અલ્લાહપાકના રસૂલ (સલ.)માં એક સુંદર આદર્શ નમૂનો મૌજુદ છે." *(સૂ. અલ અહઝાબ : ૧૨)* આમાં એ વાત તરફ ઈશારો છે કે, માનવી માટે જે કોઈ પરિસ્થિતિ સર્જાય, આપના પવિત્ર જીવનમાં તેના માટે માર્ગદર્શન મળી રહેશે. તે વિજયી હોય કે પરાજિત, ઉચ્ચ હોય કે નીચ, ગરીબ હોય કે માલદાર, મિત્રો વચ્ચે હોય કે શત્રુઓ વચ્ચે, સ્વજનોનો સામનો હોય કે પારકાઓનો, પ્રત્યેક સ્થિતિમાં આપના પવિત્ર જીવનચરિત્ર-માંથી માર્ગદર્શન મળતું રહેશે. કદાચ આ જ હેતુસર અલ્લાહપાક પોતાના આ પ્રિય (મહબૂબ) બંદાને દરેક સ્થિતિમાંથી પસાર કર્યા છે. એ બધી આપત્તિઓ જે આ ઉમ્મત પર આવી શકતી હતી તે બધી અજમાયશોમાં આપને પણ નાંખવામાં આવ્યા. એટલા માટે કે જ્યારે કોઈ પણ પ્રતિકુળ સ્થિતિ સર્જાય તો મુસ્લિમો નબવી માર્ગદર્શનથી મહરૂમ ન રહી જાય અને તેઓને બીજા ચિરાગ પાસેથી રોશની મેળવવાની જરૂર નહીં પડે.

વર્તમાનકાળમાં ભારતના મુસ્લિમો જે પરિસ્થિતિમાં સપડાયા છે, તેમાં આપ (સલ.)ના જીવનચરિત્રની એક વિશેષ ઘટનાને વાંચવા અને તેનાથી બોધ ગ્રહણ કરવાની આવશ્યક્તા છે. અને તે 'હિલ્ફુલ્ફુઝુલ'ની ઘટના છે. ઘટનાનો સાર એ છે કે, આપની નુબૂવ્વત પહેલાં એક ઘટના ઘટી કે, કબીલએ અબુઝુબૈદનો એક માણસ મક્કા આવ્યો, અને તેણે પોતાનો માલ આસ બિન વાઈલ સુહમીને વેચી દીધો. આસ બિન વાઈલે કિંમત આપવાની બાબતે પહેલાં આનાકાની કરી અને પછી કિંમત આપવા માટે જ ના પાડી દીધી. એટલે તે પરદેશીએ બરાબર તે વખતે જ્યારે કુરૈશના વડવાઓ કઅબાની

નજીક બેસ્યા કરતા હતા, અબૂ કુબૈસની ટેકરી પર ચઢી લોકોને પોકાર્યા કે, એક પીડિત (મઝલૂમ) માણસની મૂડી લઈ લેવામાં આવી છે. એક એવા માણસનો માલ છીનવી લેવામાં આવ્યો છે, જે પોતાના વતન તથા બાળ-બચ્ચાંથી દૂર છે. અને હાલ હરમમાં રોકાયેલો છે.

આ પ્રકારની અત્યાચારની ઘટના અવારનવાર મક્કામાં ઘટતી રહેતી હતી. પરંતુ તે અજાણ્યાએ કંઈક એવા દર્દ સાથે પોતાની ફરિયાદ રજૂ કરી કે, કુરેશના રહેમદિલ લોકો તેનાથી પ્રભાવિત થયા વગર નહીં રહ્યા. અને કબીલએ કુરૈશના કેટલાક મહત્વના કુટુંબો બનૂ હાશિમ, બનૂ મુત્તલિબ, અસદ બિન અબ્દુલ ઉઝઝા, ઝુહરા બિન કિલાબ અને તમીમ બિન મુર્રહની મહત્વપૂર્ણ વ્યક્તિઓ અબ્દુલ્લાહ બિન જદઆનના મકાનમાં એકત્ર થઈ અને પરસ્પર એક કરાર કર્યો કે, મક્કામાં કોઈ પણ પીડિત હોય, ભલે તે મક્કાવાસી હોય કે મક્કાથી બહારનો હોય, આપણે બધા મળી તેની સહાય કરીશું અને અત્યાચારીને મજબૂર કરીશું કે, તે પીડિતને તેનો હક્ક અદા કરે. આ કરારનું નામ હિલ્ફુલ્ફુઝુલ રાખવામાં આવ્યું. આ કરારનું નામ ''હિલ્ફુલ્ફુઝુલ'' કેમ રાખવામાં આવ્યું ? આના વિશે કેટલાક લોકોએ લખ્યું છે કે, 'ફદલ'નો અર્થ 'વૃધ્ધિ'નો છે. અને તે કરારમાં એ વાત કહેવામાં આવી હતી કે, જો કોઈ માણસ પર અન્યનો કોઈક વધારાનો હક્ક આપવાનો બાકી હોય તો એ તેને અપાવવામાં આવશે. *(અલ મુઅત્તસિરુ મિનલ મુખ્તસરિ લિઈબ્ને યૂસુફ હનફી : ૨/૫૭૩)* અને કેટલાક લોકોએ લખ્યું છે કે, આ કરારના સભ્યોમાં 'ફદલ', 'ફુદાલહુ' અને 'મુફદલ' નામના લોકો હતા. અર્થાત્ તેના ઘણાંખરા સભ્યોના નામોનો મૂળ શબ્દ 'ફદલ' હતો. એટલે તેને 'હલ્ફુલફદૂલ' કહેવામાં આવ્યો. અર્થાત્ ફદલ નામ ધરાવતા લોકો વચ્ચે થયેલો કરાર.

*(ફત્હુલ બારી : ૪/૩૭૪)*

આ કરારની એટલા માટે અસામાન્ય મહત્વતા હતી કે, આરબોમાં તે વખતે રીતસરની કોઈ સરકાર ન હતી. કાયદો વ્યવસ્થા લાગુ કરવા માટે કોઈ સંસ્થા ન હતી. આરબોના જુદા જુદા કબીલાઓ વચ્ચે ઘણો પૂર્વગ્રહ હતો. અને આ પૂર્વગ્રહના કારણે તેઓ સતત અસલામતીની ભાવનાથી પીડાતા

હતા. અને એ કારણે તેમણે પોતપોતાના કબીલાઓની સુરક્ષાની જડબેસલાક વ્યવસ્થા ગોઠવી દીધી હતી. પરંતુ કોઈ કબીલો કમજોર હોય તો તેનો કે અજાણ્યા માણસનો કોઈ હામી (તરફેણ કરનાર) ન હતો. આ સ્થિતિમાં આ કરાર લૉ એન્ડ ઓર્ડરને સ્થાપિત રાખવા માટે અને કમજોરોને શક્તિશાળી લોકોના અત્યાચારથી બચાવવા માટેનો એક વ્યવસ્થિત પ્રયત્ન હતો. તેની મહત્વતા એટલા માટે પણ હતી કે, તે કરારમાં કુરેશના બધા કબીલાઓ શામેલ હતા. જો બેચાર લોકો કે કોઈ કમજોર કબીલો આ કામ ઉપાડતે તો તેનો કોઈ ખાસ ફાયદો ન થતે, પરંતુ આટલા બધા શક્તિશાળી કુટુંબોની અવગણના કરવી કાંઈ સરળ ન હતું. એટલે તે કરારનું ઘણું મહત્વ હતું. અને એટલે જ આ કરાર અરાજકતાના વાતાવરણમાં શાંતિ તથા સુરક્ષા અને ન્યાયને બાકી રાખવાની એક હકારાત્મક તથા અસરકારક કોશિશ સાબિત થયો. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) પોતે આ કરારમાં શામેલ હતા. અને ઈસ્લામના પ્રભુત્વ પછી પણ ફરમાવ્યા કરતા હતા કે, જો આજે પણ તે કરારના હવાલાથી મને પોકારવામાં આવે તો હું તેનો યોગ્ય પ્રતિસાદ આપીશ. *(ફત્હુલ બારી : ૪/૩૭૪)* અને એક રિવાયતમાં છે કે "મને તે કરારમાંથી બાકાત રહેવું પસંદ નથી, ભલેને તેના બદલામાં મને લાલ ઉંટડીઓ મળી જાય."

*(અલ મુઅતસરુ મિનલ મુખ્તસર : ૨/૫૭૩)*

ભારતમાં હાલ મુસ્લિમો જે સ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છે, અને રાજકીય હિસાબથી જેવી એકલતાના ભોગ બનેલા છે, તેમના માટે સીરત (પયગમ્બરના જીવનચરિત્ર)ની આ ઘટના સર્વશ્રેષ્ઠ પયગામ અને તેમની સમસ્યાઓનો ઉકેલ છે. હિલ્ફુલ્ફુઝૂલ નામી કરાર ક્યા વાતાવરણમાં કરવામાં આવ્યો હતો, એવા વાતાવરણમાં જ્યારે કે અત્યાચારીઓને અત્યાચારથી રોકનાર કોઈ શક્તિ ન હતી. જ્યારે પીડિત (મઝલૂમ) માટે ન્યાય મેળવવાનો કોઈ માર્ગ ન હતો. જ્યારે દૂષણો હતા, પરંતુ દૂષણોને પડકાર ફેંકનાર કોઈ ન હતો. હિલ્ફુલ્ફુઝૂલનો હેતુ શું હતો ? સમાજમાં ન્યાયની સ્થાપના, દુર્બળોને અત્યાચારથી બચાવવા. હિલ્ફુલ્ફુઝૂલની કાર્યપદ્ધતિ શું હતી ? બહુમતના જોરે અત્યાચારીનો હાથ પકડવો, પરસ્પરના સામાજીક તાંતણાને મજબૂત

બનાવી ન્યાય સ્થાપવાની કોશિશ કરવી, નાના બળોને એકત્ર કરી એક મોટું બળ એટલા માટે તૈયાર કરવું કે જુલ્મને રોકવામાં આવે અને ન્યાય સ્થાપિત કરવામાં આવે.

આપણાં દેશમાં પણ હાલ આ જ સ્થિતિ પ્રવર્તમાન છે. જુલ્મનો ખૂની પંજો એટલો શક્તિશાળી થઈ ચૂક્યો છે કે, ખુલ્લેઆમ ખૂનની હોળી ખેલવામાં આવે છે. લોકોનો માલ લૂંટવામાં આવે છે, ઈજ્જતો લૂંટવામાં આવે છે, વસાહતોને બરબાદ કરવામાં આવે છે અને લાશો પર ચઢી સત્તાના સિંહાસન પર બેસવાની કોશિશ કરવામાં આવે છે. આ સ્થિતિ જોઈને લોકોએ વિચલિત થઈ જવું જોઈએ, દરેક ઝબાન આવા અત્યાચારીને ટોકે, દરેક હાથ આવા જાલિમને રોકે, દરેક આંખ તેને ગુસ્સાથી જુએ, પરંતુ વ્યવહારમાં જુઓ તો સ્થિતિ એ છે કે, અત્યાચારીઓની હિમાયત (તરફેણ)માં નારાઓ લગાડવામાં આવી રહ્યા છે. પ્રસાર માધ્યમો વરુઓને દેવદૂતો બનાવી રજૂ કરી રહ્યા છે અને ન્યાયને હણી નાંખનારાઓને 'હીરો' બનાવવામાં આવી રહ્યા છે. આ સ્થિતિમાં મુસ્લિમોને કરવાનું કામ એક જ છે કે, તેઓ અહીં નવું સંગઠન રચે. અંદર-અંદરના મતભેદો ભૂલી જઈ ઓછામાં ઓછા એકસુત્રી એજન્ડા પર સંમત થઈ જાય કે તેઓ કોમવાદી પરિબળોથી દેશને બચાવશે. સામાજીક એકતાની આ કોશિશની સાથોસાથ ઓછામાં ઓછા અન્ય ત્રણ વર્ગોને પણ આપણે ભેગા કરવા જોઈએ. સર્વ-પ્રથમ અન્ય લઘુમતીઓને, ખાસ કરીને શીખ તથા ખ્રિસ્તી લઘુમતીને, જે ભારતના વિવિધ વિસ્તારોમાં રાજકીય રીતે નિર્ણાયક હેસિયત ધરાવે છે. બીજો વર્ગ : દલિતોને સાથે લેવામાં આવે, જેઓ હજારો વર્ષથી કચડાયેલા છે અને જેઓ પોતે સ્વીકારે છે કે, તેઓ હિંદુ નથી, તેઓને બળજબરીપૂર્વક હિંદુ બનાવી દેવામાં આવ્યો છે. ત્રીજો વર્ગ : સેક્યુલર વર્ગને સાથે લેવામાં આવે. કારણ કે આજે પણ હિંદુ ભાઈઓની બહુમતી આ દેશે કોમવાદી દિશા પકડી એના કારણે ચિંતા તથા ખેદ વ્યક્ત કરી રહી છે. જો મુસલમાન આ ત્રણેય વર્ગોને સાથે લઈ એક 'હિલ્ફુલ્ફુઝૂલ' સ્થાપિત કરવામાં સફળ થઈ જાય, એક એવો સંયુક્ત પ્લેટફોર્મ બનાવીએ, જે દરેક અત્યાચારનો સામનો કરવા માટે ઉભો થઈ જાય, કોઈ દલિત પર અત્યાચાર

થાય તો શાંતિપૂર્ણ રીતે મુસ્લિમો વિરોધ દર્શાવે અને જો કોઈ મુસલમાન સાથે અન્યાય થાય તો તેની સુરક્ષા માટે દલિતો આગળ આવે. (બલ્કે કોઈ બ્રાહ્મણ સાથે અન્યાય થાય તો પણ તે પ્લેટફોર્મથી અવાજ ઉઠે) જો આ પ્રકારનું કોઈ પ્લેટફોર્મ ઉભું કરવામાં મુસ્લિમો સફળ થઈ જાય તો વર્તમાનકાળમાં આ બહુ મોટી સફળતા લેખાશે અને ઘણી બધી સમસ્યાઓનો હલ હશે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ન્યાય તથા શાંતિની સ્થાપના માટે બિનમુસ્લિમ દેશબાંધવો સાથે વિવિધ કરારો કર્યા. ખુદ મક્કામાં પણ મક્કાવાસીઓ સમક્ષ આપ (સલ.)એ આ વાત મૂકી હતી કે, પરસ્પર સહકારના નિયમ પર મુસ્લિમો અને બિનમુસ્લિમો બન્ને સમાજમાં હળીમળીને રહે. કુર્આન મજીદની સૂરએ કાફિરૂનમાં આ જ ફોર્મ્યુલા રજૂ કરવામાં આવી છે. ત્યાર પછી મદીના પહોંચતાં જ આપ (સલ.)એ મુસ્લિમો, યહૂદી અને મુશ્રિક (અનેક દેવપૂજકો) કબીલાઓ સાથે એક મહત્વપૂર્ણ કરાર કર્યો. તે કરાર લખવામાં પણ આવ્યો અને બધા કબીલાઓની તેની ઉપર સહીઓ પણ કરાવવામાં આવી. જેને 'મીષાકુલ મદીના' કહેવામાં આવે છે. અને હિલ્ફુલ્ફુઝૂલની ઘટના તો નુબૂવ્વત પહેલાંની છે, પરંતુ તેની જે મહત્વતા આપ (સલ.)ની નજરમાં હતી, તેનો અંદાજો આ વાક્યથી કરી શકાય છે, જે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ''જો આજે પણ તેનો હવાલો આપી કોઈ મને બોલાવશે તો હું દોડી જઈશ.'' બીજા શબ્દોમાં કહો તો આ એક કામચલાઉ રણનીતિ ન હતી, બલ્કે એક સૈધ્ધાંતિક નિર્ણય હતો, જે ઈસ્લામી શિક્ષાઓના હાર્દ સાથે સુસંગત હતો. અને તેના ન્યાયના સિદ્ધાંતનું પ્રગટરૂપ હતો.

આ દેશને બચાવવા, દેશનું બંધારણ અને તેના લોકશાહી મૂલ્યોને બચાવવા અને ન્યાયના તકાદાઓને પૂરા કરવા માટે માત્ર આ દેશની બીજી મોટી બહુમતી હોવાના હિસાબથી જ નહીં, બલ્કે ખયરે ઉમ્મત (ભલી કોમ) હોવાની હેસિયતથી પણ મુસ્લિમોનું કર્તવ્ય છે કે, તેઓ તુચ્છ તથા નજીકના (ભૌતિક) હિતોને નજર સમક્ષ રાખવાના બદલે દેશ તથા સમાજના વિશાળ હિતોને સામે રાખી આ સંદર્ભમાં આગળ વધે. આ પ્રયત્નમાં આયોજન

પણ હોવું જોઈએ અને એવી વ્યુહરચના પણ કે કોમવાદી પરિબળો આપણાં પ્રયાસોને હિંદુ-મુસ્લિમ રમખાણોમાં પરિવર્તિત નહીં કરી શકે. વાસ્તવિક્તા એ છે કે જો મુસ્લિમો હાલની સ્થિતિમાં દિશાવિહિનતાના શિકાર બનેલા રહ્યા અને તેમણે આયોજન મુજબ પોતાના માટે માર્ગ નક્કી નથી કર્યો, તો એટલા મોટા નુકસાનનો ખતરો છે, જેની ભરપાઈ મુશ્કેલ થઈ જશે.

## વાયદાની પાબંદી

કોઈ વ્યક્તિ કે સમાજથી કોઈ પણ પ્રકારના કરેલા કોલ-કરારને પૂરો કરવો એક સાચા પ્રતિષ્ઠિત માણસની જવાબદારી બને છે. કુર્આન શરીફમાં ફરમાવ્યું : ‘‘અલ્લાહપાકનો આ વાયદો થઈ ચૂક્યો; અલ્લાહપાક પોતાના વાયદાનો ભંગ કરતો નથી, પરંતુ ઘણા લોકો જાણતા નથી.’’ *(સૂ.રૂમ : ૬)*

‘‘વળી, તેઓ (એ પણ) કહે છે કે, ગણતરીના અમુક દિવસો સિવાય અમને (દોઝખની) આગ કદી અડશે પણ નહીં, (હે નબી સલ. !) આપ (તેમને) પૂછો કે શું તમે અલ્લાહથી (એ વિશે) કોઈ કરાર લીધો છે ? કે હવે અલ્લાહપાક પોતાના તે કરાર વિરૂદ્ધ કદી કરશે નહીં, અથવા તમે અલ્લાહ તઆલા વિશે એવી વાત કહો છો, જેને તમે પોતે પણ જાણતા નથી.’’

*(સૂરએ બકરહ : ૮૦)*

જેવી રીતે અલ્લાહ તઆલા પોતાના વાયદામાં સાચા છે, એવી જ રીતે બંદાઓની ખૂબી એ જ છે કે, તે પણ જ્યારે કોઈનાથી વાયદો કરે તો તેને પૂરો કરે. કુર્આન શરીફમાં સારા મુસલમાનના વખાણ કરતાં ફરમાવ્યું : ‘‘જે લોકો પોતાની (પાસેની) અમાનતોને તેમજ પોતાના વચનોને જાળવી રાખનારા છે, તથા જેઓ પોતાની સાક્ષીઓ પર ખરી રીતે કાયમ રહેનારા છે.’’

*(મઆરિજ : ૩૨-૩૩, બકરહ : રૂકૂઅ-૨૨)*

‘‘અને (શરીઅત મુજબના) કરારને પૂરો કરો. બેશક, (એવા) કરાર વિશે પૂછપરછ થશે. અને જ્યારે (કોઈ ચીજ) માપીને આપો તો માપ પૂરૂં ભરી આપો અને (જ્યારે) તોલીને આપો તો સીધી (ખરી) તરાજુ (ત્રાજવું)થી તોલો; એ બેહતર છે અને પરિણામે પણ સારૂં છે.’’ *(બની ઈસ્રાઈલ : ૩૪-૩૫)*

બધા જ કોલ-કરારમાં સૌપ્રથમ અલ્લાહપાક અને બંદા વચ્ચે થયેલ કરારને પૂરો કરવો જરૂરી છે. "આ (બુદ્ધિશાળી) લોકો એવા છે કે અલ્લાહ તઆલાનો કરાર પૂર્ણ કરે છે અને તે કરારને તોડતા નથી. વળી, એ લોકો એવા છે કે, અલ્લાહપાકે જે (સબંધો)ને જોડવાનો હુકમ કર્યો છે, તેને જોડે છે તથા પોતાના પરવરદિગારથી ડરે છે અને સખત હિસાબની બીક રાખે છે."

*(સૂરએ રઅદ : ૨૦-૨૧)*

"અને જ્યારે તમે કોલ-કરાર કરો તો અલ્લાહપાકના કરારને પૂરો કરો અને સોગંદોને પાકા કર્યા પછી તેને તોડો નહીં અને તમે તો અલ્લાહપાકને પોતાનો સાક્ષી બનાવી ચૂક્યા છો. બેશક, તમે જે કંઈ કરો છો, તેને અલ્લાહ તઆલા જાણે છે. અને જે (દીવાની) ઔરતે પોતાના કાંતેલા સૂતરને મજબૂત કર્યા પછી તોડીને ટુકડે ટુકડા કરી નાંખ્યું, તેણીના જેવા તમે (પણ કરાર તોડી) ન બનો કે પોતાના સોગંદોને માંહોમાંહે ફસાદ નાખવાનું બહાનું બનાવી લો. માત્ર એટલા માટે કે એક જૂથ બીજા જૂથથી વધી જાય. વાત એમ છે કે, અલ્લાહપાક એથી તમને અજમાવે છે. અને જે વાતમાં તમે મતભેદ કરતા રહ્યા, તેને કિયામતના દિવસે તમારી આગળ ખોલી દેશે."

*(નહલ : ૯૧-૯૨, અન્આમ : રૂકૂઅ-૧૯)*

દુશ્મનો સાથે થયેલ કરારો બાબત ફરમાવ્યું : "પરંતુ જે મુશ્રિકોથી તમે સંધિ (કરાર) કરી હતી, પછી તેઓએ (કરાર પાળવામાં) તમારી સાથે કંઈ વાંક કર્યો નથી, તેમજ તમારી વિરૂદ્ધ કોઈને સહાય પણ આપી નથી, તો તેઓ સાથે તેઓના વાયદા સુધી તેઓનો કરાર પૂરો કરો. બેશક, અલ્લાહપાક પરહેઝગારોને ચાહે છે." *(સૂરએ તવબહ : ૪)*

હદીસ શરીફમાં ફરમાવ્યું કે, તે માણસનો દીન (ઈસ્લામ) સંપૂર્ણ નથી, જેનામાં કોલો-કરારની પાબંદી નથી.

મદીના તય્યિબહની ઉત્તર દિશામાં ખયબર નામનુ એક મોટું શહેર હતું. અહિંયા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અહદ (કરાર) હેઠળ યહુદીઓ વસતા હતા. મુસલમાનો વિરૂધ્ધ તેઓ સતત પેંતરા રચતા હતાં. હિજરી સન્ ૭માં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમના ઉપર હુમલો

કરવાનો ફૈસલો કર્યો, અને ખયબરનો ઘેરો ઘાલ્યો.આ ઘેરો ઘણા દિવસ રહયો. કિલ્લાની અંદર રહી યહુદીઓ મુસલમાનોથી લડતા રહયા.

ખયબરમાં એક શ્યામ વર્ણ ગોવાળિયો યહુદીઓની બકરીઓ ચરાવ્યા કરતો. પોતાના શ્યામ વર્ણના કારણે તે અસુદરાઈ તરીકે પ્રખ્યાત હતો. ઘેરા દરમિયાન બકરીઓ ચરાવવાના હેતુસર તે ખયબર શહેરમાંથી બહાર નીકળ્યો. બકરાં ચરાવવા દરમિયાન તેની નજર મુસલમાનોના પડાવ પર પડી. તેની ઈચ્છા મુસલમાન અને તેના અમીરે લશ્કર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જોવાની થઈ. સાથે સાથે દીને ઈસ્લામ વિશે તેમની પાસેથી માહિતી મેળવવાની ઈચ્છા થઈ. બકરીઓ હાંકતો હાંકતો તે મુસલમાનોના પડાવ પાસે પહોંચ્યો, અને લોકોને પૂછવા માંડયો કે ''આપના બાદશાહનો તંબુ કયાં છે ?'' લોકોએ કહયું કે અમારે બાદશાહ તો કોઈ હોતા નથી, અલબત્ત અમારા નેતા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ છે.

ગોવાળિયાને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું છાપરુ જોઈ આશ્ચર્ય થયું, ઉપરાંત તેને એ વાત પણ આશ્ચર્યજનક લાગી કે આટલી સહેલાઈથી મુસલમાનોના નેતાની મુલાકાત થઈ શકે છે. તે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે પહોંચ્યો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ગોવાળિયા સાથે લાંબી મુલાકાત થઈ, અને દિલચસ્પ વાતો થઈ. તે ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મુસલમાન બની ગયા.

તેમણે મુસલમાન થવા પછી ખયબરમાં હિસ્સો લેવાની પરવાનગી માંગી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ન માત્ર પરવાનગી આપી, બલકે બશારત (શહાદતની ખુશખબરી) પણ આપી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : તમારી સાથેની બકરીઓ યહુદીઓની અમાનત છે, તે એમના માલિકોને સોંપી દો. તેમણે કિલ્લામાં જઈ દરેક માલિકને બકરીઓ સોંપી, પછી બીજી વાત પણ પૂર્ણ થઈ. તે ખયબરમાં શહીદ થયા.

ઉપરોકત પ્રસંગ પરથી મુઆહિદહ (કરાર)ની અગત્યતા સાબિત થાય

છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ખયબરના યહુદીઓ સાથે લડવા આવ્યા હતા, પરંતુ પેલા નવમુસ્લિમ સહાબી (રદી.)એ યહુદીઓ સાથે કરેલો કોલો કરાર (લેખિત હોય કે મૌખિક) તોડવાની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે છૂટ ન આપી.

## એહસાન-ઉપકાર કરવો

કોઈ માણસ સાથે એવો સારો વહેવાર-વર્તાવ કરવો, જેનાથી તેને રાહત પહોંચે અને તેનું દિલ ખુશ થાય, તેને ભલાઈ-એહસાન કહેવામાં આવે છે.

અલ્લાહપાકથી વધીને એહસાન કરનાર કોઈ નથી. એના ઉપકાર-એહસાનની કોઈ ગણતરી નથી થઈ શકતી. "અને તમે જે કંઈ માંગ્યું તે દરેકમાંથી તમને આપ્યું અને જો તમે અલ્લાહ તઆલાની નેઅમતોને ગણવા લાગો તો પૂરી ગણી શકતા નથી; સત્ય એ છે કે, માણસ ઘણો જ અન્યાયી (અને) નાશુક્રો છે." *(સૂ.ઈબ્રાહીમ : ૩૪)*

હઝરત યૂસુફ (અલૈ.) અલ્લાહપાકના એહસાનો (જેમાં આપને પોતાની અપાર રહમતથી જેલથી છૂટકારો આપ્યો તથા આપના માં-બાપ અને ભાઈઓને ગામડામાંથી મિસ્ર પહોંચાડ્યા, વગેરે)નો ઉલ્લેખ કરી ફરમાવે છે : "અને પોતાના માં-બાપને તખ્ત પર ઉંચા બેસાડ્યા અને સૌ યૂસુફ (અલૈ.)ની આગળ સિજદામાં પડ્યા અને યૂસુફ (અલૈ.)એ કહ્યું : હે પિતા ! આ મારા તે સ્વપ્નની તાબીર છે, જે મેં પ્રથમ જોયું હતું. તેને મારા પરવર-દિગારે સાચું કરી બતાવ્યું અને તેણે મારા ઉપર (બીજા પણ) ઉપકારો કર્યા છે કે, મને જેલથી કાઢ્યો અને (આ પદવી આપી. બીજું) તમને ગામડેથી (અહીં) લઈ આવ્યો (તેથી સૌ મળ્યા), એ પછી કે શયતાન મારા અને મારા ભાઈઓ વચ્ચે ઝઘડો નાંખી ચૂક્યો હતો. બેશક, મારો પરવરદિગાર જે કંઈ ચાહે છે, તેને નેક-સારી તદબીરથી કરે છે. બેશક, તે જ સઘળુ જાણનાર, હિકમતવાળો છે." *(સૂ.યૂસુફ : ૧૦૦)*

કારૂનના કિસ્સામાં અલ્લાહપાકના એહસાનનો ઉલ્લેખ કરી ઉપકારનો આદેશ આપે છે : "અને અલ્લાહપાકે જે કંઈ તને આપ્યું છે, તેનાથી તું

આખિરતનું ઘર કમાઈ લે અને દુનિયાથી (આખિરતમાં લઈ જવાનો) પોતાનો માર્ગ ભૂલી ન જા અને (બંદાઓ સાથે) ભલાઈ કર, જેવી રીતે કે અલ્લાહ તઆલાએ તારી સાથે ભલાઈ કરી છે. અને દેશમાં ખરાબી ફેલાવવાની ઈચ્છા ન કર. બેશક, અલ્લાહપાકને ખરાબી ફેલાવનાર ગમતા નથી.''

*(સૂરએ કસસ : ૭૭)*

આપ (સલ.)ની અખ્લાકી તઅલીમમાં એહસાનનો પૂરેપૂરો ખ્યાલ રાખવામાં આવ્યો છે. ''બેશક, અલ્લાહપાક તમને અદલ તથા એહસાન અને સગા-સંબંધીઓને આપવાનો હુકમ કરે છે અને નિર્લજ્જતા, બૂરા કામોથી તથા અભિમાન કરવાથી રોકે છે. તે તમને શિખામણ આપે છે કે, જેથી તમે બોધ ગ્રહણ કરો.'' *(સૂરએ નહલ : ૯૦)*

ન્યાય અને ઈન્સાફમાં તો દરેકને તેનો સામાન્ય હક્ક મળી જાય છે, પરંતુ એહસાનમાં ન્યાયની સાથે બીજાની તકલીફ અને રંજ દૂર કરી રાહત-આરામ પહોંચાડવાનો આશય હોય છે. એહસાન ફક્ત માલી મદદનું જ નામ નથી, બલ્કે તકલીફ દૂર કરી રાહત પહોંચાડવાની બધી જ રીતો શામેલ છે. સામાન્યજનો સિવાય સગાવ્હાલા, અનાથો, ગરીબો, પાડોશીઓ, મુસાફિરો, નોકર-ચાકરો બધા જ તેના લાયક છે.

''અમે બની ઈસ્રાઈલથી (તવરાતમાં) વચન લીધું કે, અલ્લાહપાકના સિવાય કોઈની બંદગી કરશો નહીં અને માં-બાપ સાથે ભલાઈ કરો અને સગા-વ્હાલા તથા યતીમો તેમજ નિરાધારો સાથે પણ (ભલાઈથી વર્તતા રહેજો), અને સામાન્ય લોકો સાથે ભલી રીતે (વિવેકથી) વાત કરજો અને નમાઝની પાબંદી રાખજો તેમજ ઝકાત આપતા રહેજો, પછી (તમારામાંથી) થોડાકના સિવાય તમે સઘળા (તે વચનથી) ફરી ગયા અને વચન આપી ફરી જવું તો તમારી સાધારણ ટેવ છે. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારાથી (આ) વચન લીધું કે તમે માંહોમાંહે લોહી વહેવડાવશો નહીં, અને પોતાના માણસોને દેશનિકાલ કરાવશો નહીં. ફરી તમે (એ વિશે) કરાર આપ્યો અને તમે (એ કરાર થવાની) સાક્ષી પણ આપો છો.''

*(સૂરએ બકરહ : ૮૩-૮૪)*

"બેશક, તેઓ નુકસાનીમાં પડ્યા, જેમણે પોતાની અવલાદને મુર્ખાઈથી સમજ્યા વિના મારી નાંખી અને અલ્લાહ તઆલા પર આરોપ મૂકી તેની આપેલી (હલાલ) રોજીને હરામ ઠેરવી. બેશક, તેઓ રાહ ભૂલ્યા અને કદી સીધી રાહ પર ચાલનાર ન થયા." *(સૂરએ અન્આમ : ૧૪૦)*

કુસૂરવારનો કુસૂર માફ કરવો, ગુસ્સો પી જવો પણ એહસાન છે. તે અલ્લાહપાકને પ્યારૂ છે. "જેઓ સુખમાં અને તંગીમાં દાન આપ્યા જ કરે છે, અને ક્રોધને દબાવે છે તેમજ લોકો(ના અપરાધ)ને માફ કરે છે અને અલ્લાહ તઆલા એવા ભલાઈ કરનારાઓને દોસ્ત રાખે છે."

*(સૂ.આલિ ઈમ્રાન : ૧૩૪)*

કોઈ ગરીબ કે સગા-વ્હાલા નારાજ કરી દે, તો પણ સારા માણસ તેને માફ કરીને એહસાન-ઉપકાર કરવાનું બાકી રાખે એવો કુર્આની આદેશ છે.

*(સૂરએ નૂર : રૂકૂઅ-૩)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક નેકી સદકો છે. કોઈની સાથે હસીને વાત કરવી પણ સદકો-ભલાઈ છે. મુસ્લિમ-ગેરમુસ્લિમ દરેક સાથે ઉપકાર કરવો ભલાઈનું કામ છે.

"જે લોકો તમારી સાથે ધર્મ સબંધી લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા પણ નથી તેમના વિશે અલ્લાહપાક તમને આ વાતથી રોકતો નથી કે તમે તેઓ સાથે સદ્વર્તન કરો અને તેઓની સાથે ન્યાયથી વર્તો. બેશક, અલ્લાહ તઆલા ન્યાયીજનોથી પ્રેમ રાખે છે. અલ્લાહપાક તો તમને માત્ર તે લોકો સાથે મિત્રાચારી કરવાથી રોકે છે કે, જેઓ તમારી સાથે ધર્મ સબંધી લડ્યા અને તમને તમારા ઘરબારથી કાઢી મૂક્યા તેમજ તમને કાઢી મૂકવામાં મદદ કરી અને જે કોઈ તેવાઓથી મિત્રતા રાખે તો તે લોકો જ ગુનેહગાર છે." *(સૂરએ મુમતહિનહ્ : ૮-૯)*

"જે લોકો પોતાના માલ રાત્રે અને દિવસે, છૂપી અને જાહેરી રીતે (અલ્લાહ વાસ્તે) ખર્ચ કરે છે, તો તેઓના માટે તેઓનો નેક બદલો પોતાના પરવરદિગાર પાસે છે. અને ન તેઓને કંઈ ડર હશે, અને ન તેઓ દિલગીર થશે." *(સૂરએ બકરહ : ૨૭૪)*

નેકીનો બદલો નેકીથી આપવો ઈસ્લામી બુન્યાદી નિયમ છે. "વારૂ, ખરા દિલની નેકીનો બદલો સંપૂર્ણ ભલાઈ વિના બીજો શું હોય ?"

*(સૂરએ રહમાન : ૬૦)*

દુન્યામાં સૌથી મોટી જરૂરત કર્જનો બોજ હલ્કો કરવો છે. તેનું કર્જ ઓછુ કરવું કે પુરૂ માફ કરવું, જરૂરતમંદને કર્જ દેવુ, મોહલત-મુદત આપવી વગેરે એહસાન છે. કુર્આન શરીફમાં ફરમાવ્યું : "અને જો (દેણદાર) નાદાર હોય તો (તેને) હાથ છૂટો થતાં સુધીની મોહલત આપવી જોઈએ અને જો તમે સમજતા હો તો માફ કરી દેવુ તમારા માટે બેહતર છે." *(સૂ.બકરહ : ૨૮૦)* જાનવરો સાથે પણ એહસાન કરતાં ફરમાવ્યું કે, એમને ઝબહ કરતી વખતે છરી તેજ રાખો, જેથી વધુ તકલીફ ન થાય.

એક સહાબી (રદી.)એ શિકાયત કરી કે, હું એક માણસ પાસે જાઉં છું, તો તે મારી મહેમાનનવાઝી નથી કરતો. તો શું તે મારી પાસે આવે તો હું તેની બુરાઈનો બદલો બુરાઈથી ન આપું ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, નહીં. બલ્કે તમો તેની મહેમાની કરો. *(તિરમિઝી શરીફ)*

એક મોકાસર ફરમાવ્યું કે, તમો લોકોની દેખાદેખી આ કામ ન કરો કે, જો લોકો ઉપકાર કરશે તો અમે પણ કરીશું અને જો તે ઉપકાર ન કરે તો અમે પણ નહીં કરીશું. બલ્કે એમ કરો કે બીજા લોકો એહસાન કરશે ત્યારે પણ એહસાન કરીશું અને તે બુરાઈ કરશે તો પણ અમો ભલાઈ કરીશું.

## માફી-દરગુજર

માફી અને દરગુઝર અલ્લાહપાકની ઘણી મોટી સિફત (વિશેષણ) છે. જો આ ન હોય તો દુન્યા એક ઘડી પણ બાકી ન રહી શકે. અલ્લાહપાકના ખાસ નામોમાંથી 'અફુવ્વુન' દરગુઝર કરનાર છે.

"અને તે જ (દયાળુ) છે, જે પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે, અને (પાછલા) ગુનાહો માફ કરે છે અને જે કંઈ તમે કરો છો, તે (સઘળું) તે જાણે છે." *(સૂરએ શૂરા : ૨૫)*

"અને બેશક, હું એવા માણસને બહુ બખ્શનાર છું, જે તૌબા કરે અને

ઈમાન લાવે તેમજ નેક કામ કરે. ફરી (તે જ) રાહ પર કાયમ રહે.'' *(સૂરએ તા-હા : ૮૨)* અલ્લાહપાકે બંદાઓને પણ માફ કરવાની દઅવત આપી છે. *(સૂરએ નિસાઅ્ : ૨૧)*

એક આયતમાં ફરમાવ્યું કે, તમો બંદાઓને માફ કરશો, તો અલ્લાહ તઆલા તમારા કુસૂરો માફ ફરમાવશે. ''અને જેઓ તમારામાં (દીનની રૂએ) મહાન દરજાવાળા અને ગુંજાઈશવાળા છે, તેઓ (પોતાના) કુટુંબીઓ તેમજ મોહતાજોને તથા અલ્લાહની રાહમાં હિજરત કરનારાઓને (માલી મદદ) આપવાથી સોગંદ ન ખાય અને તેઓએ માફ અને દરગુજર કરવું જોઈએ. શું તમે એવું ચાહતા નથી કે, અલ્લાહપાક તમારા કસૂરો માફ કરે અને બેશક, અલ્લાહપાક ઘણો બખ્શનાર, મહા દયાળુ છે.'' *(સૂરએ નૂર : ૨૨)*

નેક બંદાઓની સિફત બતાવી કે, જ્યારે ગુસ્સો આવે છે, તો માફ કરે છે. ''તથા (તેમના માટે છે) જેઓ મહાન ગુનાહો અને નિર્લજ્જતાના કામોથી અળગા રહે છે અને જ્યારે તેમને ક્રોધ ચઢે ત્યારે માફ કરી દે છે. અને જે માણસે (બીજાના જુલ્મને) સહન કર્યું અને માફ કર્યું, તો અલબત્ત એ હિંમતના કામોમાંથી છે.'' *(સૂરએ શૂરા : ૩૭-૪૩)*

ગુસ્સાની હાલતમાં માફ કરવું મુશ્કેલ હોય છે. ''(હે નબી સલ. !) દરગુજર કરવાની ટેવ રાખો તથા નેકી કરવાનો હુકમ કરો અને જાહિલોથી અળગા રહો. અને જો શયતાન તરફનો કોઈ વસવસો આપને ઉશ્કેરી મૂકે તો અલ્લાહપાકથી પનાહ માંગો, તે જ સાંભળનાર (અને) જાણનાર છે. બેશક, જે લોકો પરહેઝગાર છે, તેમને જ્યારે શયતાન તરફથી કંઈક વસવસો આવે છે, ત્યારે તેઓ (અલ્લાહની) યાદમાં લાગી જાય છે, જેથી તે જ પળે તેમને સૂઝ આવી જાય છે. પણ જે લોકો શયતાનોના તાબે છે, તે તેઓને ગુમરાહીમાં ઘસડી લઈ જાય છે. પછી તેઓ (તેમાં) કોઈ પ્રકારની કસર રાખતા નથી.'' *(સૂરએ અઅ્રાફ : ૧૯૯ થી ૨૦૨)*

''હે નબી (સલ.) ! આપ (તેઓની) બુરાઈને એવી વર્તણૂંકથી ઢાળી દો, જે બેહતર હોય. જે કંઈ (આપના સબંધી) તેઓ કહે છે તેને અમે ખૂબ જાણીએ છીએ.'' *(સૂરએ મુઅ્મિનૂન : ૯૬)*

યહૂદીઓની બદમાશી માફ કરવાનો આદેશ આપ્યો : ‘‘અહલે કિતાબ (એટલે યહૂદીઓ) માંહેના ઘણાંખરા પોતાની ઈર્ષાના કારણે એવું ચાહે છે કે, તમારા ઈમાન લાવ્યા પછી કોઈ પણ રીતે તમને પાછા કાફિર બનાવી નાંખે. એ પછી કે તેઓ પર સત્ય પણ જાહેર થઈ ચૂક્યું છે. તો તમે (તેઓને) માફી આપો અને દરગુજર કરો. એટલા સુધી કે અલ્લાહ તઆલા (તેઓની શિક્ષા સબંધી) પોતાનો (નિર્માણ કરેલો) હુકમ મોકલે. બેશક, અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે.’’ *(સૂરએ બકરહ : ૧૦૯)*

મુનાફિકો તરફથી મુસ્લિમોની ગુસ્સે કરવાવાળા કામો કરવા બાદ પણ મુસ્લિમોને માફીનો હુકમ કરવામાં આવ્યો. ‘‘(હે રસૂલ સલ. !) ઈમાન-વાળાઓને ફરમાવી દો કે, જે લોકો અલ્લાહપાકના (અઝાબના) દિવસોની આશા (માન્યતા) રાખતા નથી, તેઓને દરગુજર કરે કે જેથી અલ્લાહપાક પોતે એવી કૌમને તેઓની કરણીને બદલે શિક્ષા આપે.’’ *(સૂરએ જાષિયહ : ૧૪)*

એક આયતમાં સખાવત અને માફીની તઅરીફ અને પ્રશંશા કરવામાં આવી છે : ‘‘અને નેકી તથા બદી સરખી હોતી નથી. (માટે બુરાઈના) જવાબમાં આપ એવી વાત કહો કે જે તેનાથી બેહતર હોય. ફરી આપ જોશો કે જે માણસની અને તમારી વચ્ચે દુશ્મનાવટ હતી, તે (એવો થઈ જશે કે) જાણે પાક્કો મિત્ર છે. પણ આ ગુણ તેમને જ પ્રાપ્ત થાય છે, જે સહનશીલતા રાખે છે. અને આ સદ્‌ગુણ તેમને જ પ્રાપ્ત થાય છે, જેઓ મહા ભાગ્યશાળી છે, અને જો (એવા વખતે) કદી આપને શયતાન તરફથી (ક્રોધનો) વસવસો આવવા લાગે તો આપ અલ્લાહની પનાહ માંગી લો. બેશક, તે જ સઘળુ સાંભળનાર (અને) જાણનાર છે.’’

*(હા-મીમ સિજદહ : ૩૪ થી ૩૬, આલિ ઈમ્રાન : રૂકૂઅ-૧૪)*

એક સહાબીએ પૂછ્યું કે, હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! હું મારા નોકર-ચાકરની ભૂલો કેટલી માફ કરૂં ? આપ (સલ.) થોડીવાર ચૂપ રહ્યા. ફરીથી આ જ સવાલ કર્યો તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, એક દિવસમાં સિત્તેર વખત. *(તિરમિઝી શરીફ)* આ હદીસ શરીફમાં સંખ્યા જરૂરી નથી, બલ્કે માફીનું પ્રમાણ વધુ હોવાનું દર્શાવ્યું છે.

એક રિવાયતમાં ફરમાવ્યું કે, બંદો જેટલા પ્રમાણમાં બીજાઓને માફ કરે છે, અલ્લાહપાક તેટલા જ પ્રમાણમાં તેની ઈઝ્ઝત (માન-સન્માન)માં વધારો કરે છે.

## શુક્ર : એક સર્વોચ્ચ ઈબાદત

શુક્ર શું છે ? શુક્ર દિલની તે સ્થિતિનું નામ છે, જે કોઈ નેઅમતના ઊંડા એહસાસથી માણસની અંદર નિર્માણ થાય છે. અંગ્રેજીમાં તેને Gratefulness કહેવામાં આવે છે. અરબી ભાષાના વિખ્યાત કોશ લિસાનુલ અરબ મુજબ ''શુક્ર એહસાનને ઓળખી તેનો ઉલ્લેખ કરવાનું નામ છે.'' *(૪/૪૨૩)* ઈમામ રાગિબ અસ્ફહાનીની કૃતિ 'અલ-મુફરદાત'માં લખવામાં આવ્યું છે કે, ''શુક્રનો અર્થ છે નેઅમત વિશે ચિંતન કરવું તથા તેને જાહેર કરવી.'' *(પૃ.૨૬૫)* ઈમામ કુર્તબી (રહ.)એ લખ્યું છે કે, ''શુક્ર નામ છે એહસાનને ઓળખવું, તથા તેના વિશે વાત કરવી.'' *(૨/૧૭૨)*

નેઅમતનો સ્વીકાર એક ઉચ્ચ માનવીય ગુણ છે. આ જ્યારે અલ્લાહ પાકના વિશે હોય છે, તો તેનું જ નામ શુક્ર છે. માણસ પર ખુદાની નેઅમતો સૌથી વધારે છે. એટલે માણસે સૌથી વધારે ખુદાએ ઝુલજલાલનો પાડ માનવો જોઈએ. હદીષમાં આવ્યું છે કે, પયગમ્બરે ઈસ્લામ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની એક દુઆમાં એમ કહયું : **''રબ્બિજ અલ્ની લક શક્કારા''** (અર્થાત્ : ''હે મારા પાલનહાર ! તું મને તારો ઘણો પાડ માનનારો બનાવ.'')

કુર્આન શરીફમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે, ''હે લોકો ! ખુદાનો શુક્ર કરનારા બંદા બનો.'' માણસથી સૌથી વધારે જે વસ્તુ ઈચ્છવામાં આવે છે, તે આ શુક્ર જ છે. શયતાનની પૂરેપૂરી કોશિશ એ હોય છે કે તે માણસને શુક્રના માર્ગ પરથી હટાવી દે. જીવનના પ્રારંભે તેણે ખુદાને પડકાર ફેંકતા કહયું હતું કે હું માનવીઓને બહેકાવીશ, અહીં સુધી કે તું તેઓમાંથી ઘણા લોકોને શુક્ર કરનાર નહીં પામશે.

કુર્આન શરીફમાં જુદી જુદી રીતે આ વાત કહેવામાં આવી છે કે, ખુદા

તઆલાના બંદામાં બહુ ઓછા લોકો એવા છે, જે શુક્ર કરનારાઓ છે. *(સબા : ૧૩)* શુક્રનો મતલબ જો માત્ર એ હોય કે માણસ જીભ વડે શુક્રના શબ્દો દોહરાવતો રહે તો આવા લોકો તો ઘણા બધા છે. આવા લોકો વાત-ચીત દરમિયાન વારંવાર ''અલ્લાહપાકનો શુક્ર છે'' જેવા શબ્દો બોલતા રહે છે. આમ જુઓ તો દુનિયા શુક્ર કરનારાઓથી ભરેલી દેખાય છે, પછી કુર્આન શરીફની એ ટીપ્પણીનો શો અર્થ છે કે, બહુ ઓછા લોકો એવા છે, જેઓ શુક્ર કરનારા છે ?

વાસ્તવમાં શુક્રના બે પ્રકાર છે : એક જીભ વડે અદા થાય છે, અને એક મન વડે. જીભ વડે અદા થતા શુક્રને સામાન્ય શુક્ર અને મન વડે અદા થતા શુક્રને રોમાંચકારી શુક્ર કહી શકાય. ખુદાની ખુદાઈ શાનને લાયક શુક્ર તે છે, જે રોમાંચકારી શુક્ર હોય. સામાન્ય શુક્ર માત્ર હોઠોનું કાર્ય છે. તેમજ એ પણ જરૂરી છે કે, ખુદા માટે માણસનો શુક્ર સતત વધતો રહે, જે શુક્ર એક સ્થાને આવીને ઉભો થઈ જાય, તે જડ શુક્ર છે. અને જડ શુક્ર તે શુક્ર નથી, જે ખુદાને પસંદ છે.

રોમાંચકારી શુક્ર માત્ર તેને મળે છે, જે ખુદાપાકના ઉપકારો પર સતત ચિંતનમનન કરતો રહે. માણસની ઉપર ખુદાના એહસાનો અપરંપાર છે. એટલે જે માણસ આ પાસાંથી વિચાર કરતો રહે, તે પ્રત્યેક ક્ષણે એક નવા ખુદાઈ ઉપકારની શોધ કરશે, તે પ્રત્યેક ક્ષણે શુક્રના એક નવા એહસાસનો અનુભવ કરશે. તેના આ અનુભવો કતયારેય ખત્મ નહીં થાય. એટલે ખુદાના શુક્રની અનુભૂતિ પણ તેના દિલમાં સતત જીવંત રહેશે.

મવલાના વહીદુદ્દીન ખાન સા. લખે છે કે, હું મારી ઓફિસમાં બેઠો હતો. અચાનક ટેલિફોનની ઘંટડી રણકી. મેં વિચાર્યું કે, માણસની સાંભળ-વાની શકિત (શ્રવણેન્દ્રીય) કેટલી અજીબોગરીબ છે કે તેના કાનમાં અસંખ્ય પ્રકારના અવાજો આવે છે, તે દરેક અવાજને જુદો પાડી તેને અલગથી ઓળખી બતાવે છે. ત્યાર પછી મેં મારો હાથ આગળ વધાવ્યો. અને વાત કરવા માટે રિસિવર ઉઠાવ્યું. ફરી મેં વિચાર્યું કે મારા શરીરમાં ઘણા

બધા અંગો છે, પરંતુ મારા મગજે માત્ર એક અંગ (હાથ)ને આદેશ આપ્યો કે તે રિસિવર ઉપાડે. આ ક્રિયામાં આંખનો પણ કેટલોક ફાળો હતો. કારણ કે જો આંખ પોતાનું કાર્ય ન કરતી તો મને એ ખબર જ ન પડતી કે રિસિવર કયાં છે ?

જ્યારે મેં ફોન પર વાતચીત શરૂ કરી તો મને ખબર પડી કે બીજી બાજુ જે માણસ છે, તે અંગ્રેજીમાં બોલી રહયો છે. હું તેની વાત સારી પેઠે સમજી રહયો હતો. મેં વિચાર્યું કે મારી માતૃભાષા ઉર્દૂ છે અને સામાવાળાની ભાષા અંગ્રેજી છે. હું કોઈ વાતને માત્ર તે વખતે સમજી શકું છું, જ્યારે હું તેને ઉર્દૂ શબ્દોમાં ઢાળી લઉં. મેં વિચાર્યું કે મગજ ખુદાની કેવી આશ્ચર્યકારક નેઅમત છે, જે પોતાની અંદર એવો અનોખો ગુણ ધરાવે છે કે તે અંગ્રેજી શબ્દોને તત્કાળ ઉર્દૂમાં ઢાળી દે છે. અને આમ બોલનારની વાત વિના વિલંબે મારા માટે સમજવા લાયક બનાવી દે છે.

આ પ્રકારની ઘણી બધી વાતો તે વખતે મારા મગજમાં આવતી રહી. હું એક બાજુ દૂર બેઠેલા એક માણસ સાથે ટેલીફોન પર વાતચીત કરી રહયો હતો, અને બીજી બાજુ બરાબર તે જ વખતે હું ખુદા વિશે રોમાંચકારી શુક્રનો અનુભવ કરી રહયો હતો. આ અનુભવ એટલો રોમાંચક હતો, જાણે કે શુક્રનો એક દરિયો મારી છાતીમાં વહેવા માંડયો. આવી જ રીતે પ્રત્યેક ક્ષણે માનવીને એવા અનુભવો થતા રહે છે, જેની અંદર શુક્રનો દરિયો છુપાયેલો હોય છે. આ ઉચ્ચ પ્રકારના શુક્ર સુધી તમે ચિંતનમનન દ્વારા પહોંચી શકો છો. વાસ્તવિકતા એ છે કે ચિંતન ઉચ્ચ પ્રકારના શુક્ર માટેનો દરવાજો છે. જે માણસની અંદર વિચાર નહીં હશે, તેની અંદર શુક્ર પણ નહીં હશે. આવો માણસ દરેક વસ્તુને હળવાશથી લેતો રહેશે. તે શુક્રના સમંદર વચ્ચે રહેતા હોવા છતાં રોમાંચકારી શુક્રનો અનુભવ નહીં કરશે. આવા જ લોકો વિશે કુર્આને કરીમમાં કહયું છે કે, "તેમની પાસે આંખ છે, પરંતુ એ લોકો દેખતા નથી. તેમની પાસે કાન છે, પરંતુ તેઓ સાંભળતા નથી. પહેલી નજરમાં તેઓ મનુષ્ય દેખાય છે, પરંતુ તેઓ પશુ છે બલ્કે પશુથી પણ વધારે ઉતરતા." *(અઅ્રાફ-૧૯૭)*

વાસ્તવમાં દરેક વસ્તુના બે પાસાઓ હોય છે : એક બાહ્ય પાસુ અને બીજુ તેનું આંતરિક પાસુ. બાહ્ય પાસુ લોકોને અનાયાસે-આપોઆપ દેખાય જાય છે, પરંતુ કોઈપણ વસ્તુનું આંતરિક પાસુ જે હોય છે તે માત્ર ચિંતનમનન પછી સમજવામાં આવે છે. ઉચ્ચ પ્રકારના શુક્રનો અનુભવ લેવા માટે માણસે એ કરવું પડે છે કે, પ્રત્યેક વસ્તુના આંતરિક પાસાઓ પર ઊંડો વિચાર કરે. તે એક સામાન્ય વસ્તુને અસામાન્ય રૂપમાં જોઈ શકે.

એક દિવસ મને તરસ લાગી. મારી સામે મેજ પર કાચનુ એક ગ્લાસ પાણીથી ભરેલુ રાખેલુ હતું. મેં તેને હાથમાં લીધું તો તેને જોઈને મારા મગજમાં એક વૈચારિક તોફાન સર્જાય ગયું. અચાનક એક આખો ઈતિહાસ મારા માનસપટ પર ઉપસી આવ્યો. મારા મોઢામાંથી શબ્દો સરી પડયા : “હે મારા માલિક ! તારો શુક્ર છે કે તેં પાણી જેવી દૌલત માનવીને આપી.” આ કોઈ સાદી વાત ન હતી. આ એક આત્યંતિક શુક્ર હતો. જેણે મારા સમગ્ર વ્યકિતતત્વને હચમચાવી નાંખ્યુ હતું. મેં વિચાર્યું કે, કેટલાય બિલિયન વર્ષ પહેલા એમ થયું કે, બે પ્રકારની ગેસ, ઓકિસજન અને હાયડ્રોજનના સંયોજનથી પાણી જેવુ પ્રવાહી સર્જાયું. આ પાણી ઊંડા સમુદ્રોમાં સચવાય ગયું. ત્યાર પછી ખુદા તઆલાએ સંરક્ષક તત્વ તરીકે તેમાં દસ ટકા મીઠુ ભેળવી દીધું. આ પાણી માનવી માટે સીધુ ઉપયોગમાં લઈ શકાય એમ ન હતુ. ત્યાર પછી ખુદાપાકે એક વૈશ્વિક વ્યવસ્થા દ્વારા પાણીને નમકથી જુદા પાડવા માટે વિલવણીકરણની એક આકાશી પ્રક્રિયા શરૂ કરી. ત્યાર પછી એવું થયું કે, સમુદ્રનું ખારુ પાણી મીઠુ પાણી બનીને વરસાદરૂપે આપણને મળી ગયું.

આ એક ઉદાહરણ છે. જેનાથી અંદાજો આવે છે કે, રોમાંચકારી શુક્રની તૌફીક માણસને કેવી રીતે મળે છે. તેનો એક માત્ર માર્ગ ચિંતન છે. આ વાસ્તવમાં ચિંતન છે, જે માણસને એ લાયક બનાવે છે કે તે શ્રેષ્ઠ શુક્રનો હદિયો પોતાના પરવરદિગારના દરબારમાં પેશ કરી શકે. ચિંતનમનન સિવાય કોઈ બીજી વસ્તુ નથી જે માણસને તે સર્વોચ્ચ શુક્રનો અનુભવ કરાવે. જેનો ખુદા પાક માણસ પાસેથી તકાદો કરે છે.

જેમ કે ઉપર કહેવામાં આવ્યું, પયગમ્બરે ઈસ્લામ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દુઆ કરતાં કહયું કે, હે મારા પાલનહાર ! આપ મને તમારો બહુ શુક્ર કરનાર બનાવી દો. તો કોઈ માણસ બહુ શુક્ર કરનાર કેવી રીતે બને છે. તેને પામવાનો એક માત્ર માર્ગ ચિંતનમનન છે. મજકૂર દુઆનો અર્થ એ છે કે, હે મારા માલિક ! આ મને ખુદામય ચિંતન-મનન કરવાની તૌફીક આપો. જેથી મારી અંદર સર્વોચ્ચ શુક્રની લાગણીઓ જન્મે. જે સાચા અર્થમાં કોઈ માણસને ખુદાપાકનો શુક્રગુઝાર બંદો બનાવે છે. તમે કુર્આન શરીફનું વાંચન કરશો તો તમને જોવા મળશે કે કુર્આન શરીફમાં શુક્રને સબ્ર સાથે જોડવામાં આવ્યું છે. દા.ત. કુર્આન શરીફમાં દુનિયાની નેઅમતોનો ઉલ્લેખ કરતા કહયું છે કે, ‘‘બેશક, આમાં પ્રત્યેક તે માણસ માટે ઘણી નિશાનીઓ છે, જે ઘણો સબ્ર કરનાર તથા ઘણો શુક્ર કરનાર હોય.’’ *(સૂ.લુકમાન : ૩૧)* આ પ્રકારની આયતો પર ઊંડો વિચાર કરતાં જાણવા મળે છે કે, ખુદાઈ નિયમ મુજબ સર્વોચ્ચ શુક્રની તૌફીક માત્ર એ લોકોને મળે છે, જેઓ બહુ વધારે સબ્ર કરીને આ દુનિયામાં રહેતા હોય.

આવું કેમ છે ? તેનું કારણ એ છે કે, વર્તમાન વિશ્વમાં માણસને સારી એવી સ્વતંત્રતા આપવામાં આવી છે. ઘણી વાર એવું બને છે કે માણસ પોતાની સ્વતંત્રતાનો દુરૂપયોગ કરે છે. આ કારણે અહીં વિવિધ પ્રકારની બુરાઈઓ જન્મે છે. આ પરિસ્થિતિ ખુદાના નિયમના લીધે સર્જાય છે. માણસ તેને બદલી શકવાની સ્થિતિમાં નથી. આ મામલામાં માનવી પાસે એક જ વિકલ્પ-ઉપાય છે. તે એ કે તે સબ્ર તથા સહનશીલતાથી કામ લે. જેથી તે દુનિયામાં સામાન્ય સ્થિતિમાં રહી શકે.

શુક્ર એક એવો ભાવ છે, જે માત્ર એવા મગજમાં ઉત્પન્ન થાય છે, જે સંપૂર્ણપણે હકારાત્મક હોય. કોઈ પણ પ્રકારનો નકારાત્મક વિચાર તેના મનમાં મૌજૂદ ન હોય. હકારાત્મક વિચારસરણી ધરાવતો માણસ જ ખુદાની તૌફીકથી સર્વોચ્ચ શુક્ર કરવાની પાત્રતા મેળવે છે. સબ્ર વાસ્તવમાં શુક્રની કિંમત છે. જે માણસ આ કિંમત અદા ન કરે, તે શુક્ર જેવી સર્વોચ્ચ ઈબાદત પણ અદા નથી કરી શકતો.

# આપ (સલ.)ના સબ્ર-શુક્રની પ્રેરણાદાયક ઘટના

એક વખત કાળઝાળ ઉનાળો હતો. આપ (સલ.) મસ્જિદમાં બેઠા હતા. એક સહાબી તશરીફ લાવ્યા. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પૂછ્યું : "આટલી ગરમીમાં કેમ આવ્યા ?" જવાબ મળ્યો કે, સખત ભૂખ લાગી છે એટલા માટે આવ્યો છું.

થોડી વાર પછી બીજા સહાબી તશરીફ લાવ્યા. તેમનાથી પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પૂછ્યું : "તમે કેમ આવ્યા છો ?" જવાબ મળ્યો : ભૂખ લાગી છે અને ખાવા માટે કશુંય નથી. એટલા માટે આવ્યો છું કે કંઈક ખાવાનું મળી જાય.

આ ત્રણેય જણાં એક અન્સારી સહાબીના ખજૂરના બગીચામાં ગયા. ખજૂરો પાકવાની ઋતુ (મોસમ) હતી. અન્સારી સહાબીના બાલ-બચ્ચાઓ એક કામચલાઉ ઝૂંપડીમાં ત્યાં મૌજૂદ હતા અને પેલા અન્સારી સહાબી (રદી.) પાણી લેવા થોડેક દૂર ગયા હતા. તેઓ જ્યારે પાછા ફર્યા, તો તેમણે આશ્ચર્ય સહિત આનંદ વ્યક્ત કર્યો. તેમણે એક વાંસ વડે કાચી-પાકી ખજૂરો પાડી અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં પેશ કરી.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ કહ્યું : બધી પાકી જ ખજૂરો ઉતારવી હતી ને, કાચી કેમ ઉતારી ? તેમણે જવાબ આપ્યો કે, કોઈને કાચી પસંદ છે, કોઈને પાકી પસંદ છે. એટલે બન્ને જાતની આપની સેવામાં મૂકી. આપને જે પસંદ હોય તે તમે ખાઓ.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ તે ખજૂરો ખાધી અને પાણી પીધું. ત્યાર પછી ફરમાવ્યું કે, "પછી તે દિવસે નેઅમતો વિશે ચોક્કસ જ પૂછવામાં આવશે." *(સૂ.તકાષુર : ૮)*

અર્થાત્ અલ્લાહ તઆલા પૂછશે કે અમે સર્જેલા વૃક્ષોના છાંયડામાં તમે બેઠા, અમારી ઉગાડેલી ખજૂરો તમે ખાધી, અમારા દ્વારા ઉતારવામાં આવેલું પાણી પીધું, તો શું નેક અમલ કરીને લાવ્યા ?

આપણે વિચારીએ કે આપણે કેટલા સારા-સારા કપડાં પહેરીએ છીએ, કેટલા સારા સારા ઘરોમાં રહીએ છીએ, કેવું શીતળ પાણી પીએ છીએ, જાતજાતના પકવાનો ખાઈએ છીએ, તો ક્યારેક વિચાર પણ આવે છે કે, અલ્લાહપાકની સમક્ષ હિસાબ પણ આપવાનો છે ?

ઉપરોક્ત ઘટનામાં અલ્લાહના રસૂલ (સલ.)નું પૂર્ણ ધૈર્ય પણ પ્રગટ થઈ રહ્યું છે, અને પૂર્ણ શુક્ર પણ. ભૂખ લાગી છે, પણ વાણીમાં કટુતા નથી, શિકાયત નથી. અને જ્યારે ભૂખ સંતોષાય ગઈ તો એવો ઘમંડ પણ નથી કે ભૂખ લાગી હતી અને ખાધું તો એમાં શેનો હિસાબ ? આટલી કટોકટ પરિસ્થિતિમાં પણ કંઈક મળ્યું તો તેને પોતાનો અધિકાર નહીં સમજ્યો, બલ્કે ખુદાપાકની નેઅમત ઠરાવી. વળી, એ પણ યાદ અપાવ્યું કે, આ પરિસ્થિતિમાં મળતી આવી નેઅમતો વિશે પણ અલ્લાહપાકને ત્યાં પૂછપરછ થશે.

આપણે એમ સમજીએ છીએ કે હિસાબ-કિતાબ હરામ માલ કે કમાણીનો થશે, પરંતુ એવું નથી. હિસાબ-કિતાબ તો હલાલ માલનો પણ થશે, હરામ માલ અને કમાણી પર તો અઝાબ થશે. ટૂંકમાં કહો તો ઉપરોક્ત ઘટના ઉમ્મત માટે સબ્ર તથા શુક્ર અપનાવવા માટે પ્રેરણા પૂરી પાડી રહી છે.

## શુક્ર-સબ્રની ટેવ પાડો

હઝરત સુહૈબ (રદી.) રિવાયત કરે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : "મુઅમિન (આસ્થા ધરાવનાર)નો મામલો પણ અજબ છે કે, તેના માટે દરેક મામલો સારો છે. અને આ (ફાયદો) મુઅમિન સિવાય કોઈના માટે નથી. જ્યારે એને રાહત મળે છે, તો તે શુક્ર કરે (પાડ માને) છે. તો એ તેના માટે સારી વાત બની જાય છે. અને જો તેને તકલીફ પહોંચે છે, તો તે સબ્ર કરે (ધીરજ રાખે) છે, તો એ પણ તેના માટે સારી બાબત બની જાય છે." *(મુસ્લિમ, મિશ્કાત : ૪૫૨)*

અલ્લાહપાકના રસૂલ (સલ.) આખી જિંદગી ઉમ્મતને ભલાઈ પર ચલાવવા તથા બુરાઈના માર્ગથી રોકવા માટે કોશિશ કરતા રહ્યા. ઉપરોક્ત રિવાયત પણ તે જ સિલસિલાની એક કડી છે. જેમાં અલ્લાહ તઆલાના

રસૂલ (સલ.) ઉમ્મતને બે મહત્વપૂર્ણ ગુણ શુક્ર અને સબ્રને અપનાવવા પર ભાર આપી રહ્યા છે.

જો કોઈ માણસને અલ્લાહ તઆલા તરફથી કોઈ રાહત કે લાભ મળે અને તે સાચા દિલથી અલ્લાહપાકનો પાડ માને, તો કુર્આન શરીફ એમ કહે છે કે, અલ્લાહપાક તેના બદલારૂપે વધારે રાહતો, ફાયદાઓ, લાભો આપશે. નાશુક્રી બહુ ખરાબ વસ્તુ છે. કુર્આને કરીમ આગળ કહે છે કે, ''જો તમે નાશુક્રી કરશો, તો સમજી લો કે મારી માર બહુ સખ્ત છે.''

*(સૂરએ ઈબ્રાહીમ-૭)*

આપણે ઊંડાણપૂર્વક વિચારીશું તો જણાય આવશે કે, માનવી રાત-દિવસ અલ્લાહ તઆલાની હજારો મૂલ્યવાન નેઅમતોથી ફાયદો ઉઠાવતો રહે છે. ક્યારેક તે ભોજન વડે પેટની કોથળીને ઠંડી પાડે છે, તો ક્યારેક પાણી વડે પોતાની તરસ છીપાવે છે. માલ-દૌલત, પતિ-પત્ની, સંતાનો જેવી મહામૂલી નેઅમતોને જો બાદ કરી નાંખીએ તો પણ ખુદ તેની અંદર ડોકીયું કરીને જોશે, તો ખુદાપાકની અગણિત નેઅમતોનો તેને પરિચય મળી જશે. આંખ, નાક, કાન, દિલ-દિમાગ, હાથ-પગ, ખુદા તઆલાની એવી બખ્શિશો છે, જેની કિંમતનો સાચો અંદાજો જો લગાવવો હોય તો કોઈ એવા બંદએ ખુદાથી મુલાકાત કરવી જોઈએ, જે ઉપરોક્ત નેઅમતો પૈકી કોઈ એકથી વંચિત થઈ ગયો હોય.

જરા વિચારો ! જો આંખોથી દેખાતું બંધ થઈ જાય, હાથ-પગ કામ કરવાનું છોડી દે, તો માણસ પોતાની જરૂરિયાત કેવી રીતે પૂરી કરશે ? જો જીભ અટકી પડે તો તે દિલની વાતો કેવી રીતે પ્રગટ કરશે ? દિમાગ ફેઈલ થઈ જાય, તો માણસનું શું થાય ? અને શ્વાસની આ દોરડી તો માનવીને એકી સમયે બે નેઅમતોથી નવાજે છે. શ્વાસ અંદર જાય છે, એ પણ નેઅમત અને અંદર ગયેલો શ્વાસ બહાર આવે છે, તેય અલ્લાહપાકની નેઅમત ! સવારે માણસ ઉઠે છે, અને તેના બધા અંગ-ઉપાંગો સહી સલામત હોય, તો શું એ વાત શુક્રે ખુદાવંદીને લાયક નથી ? જરૂરતથી બહાર ગયેલો માણસ કામ પતાવી હેમખેમ ઘેર પાછો ફરે તે શું અલ્લાહપાકનું એહસાન નથી ?

સમયસર ભૂખ લાગવી, ઉંઘ આવવી અને હાજતથી ફારિગ થઈ જવું શું અલ્લાહ તઆલાના ઈનામો નથી ? સાર એ કે, કઈ કઈ નેઅમતોનો ઉલ્લેખ કરવામાં આવે. માણસ લખતાં લખતાં થાકી જશે, શાહી ખલાસ થઈ જશે, પાનાંઓ ભરાય જશે, પરંતુ ખુદાપાકની નેઅમતોને પૂરેપૂરી કોઈ લખી કે બોલી શકશે નહીં. કુર્આને કરીમમાં છે : ''જો તમે અલ્લાહપાકની નેઅમતો ગણવા ચાહો, તો તમે ગણી શકશો નહીં.'' *(સૂરએ અન્નહલ : ૧૮)*

વાસ્તવમાં માણસના દિલ તથા મોઢાથી શુક્રના બોલ (શબ્દ) ત્યારે જ નીકળશે, જ્યારે તે ચિંતનમનન કરશે. જે અલ્લાહપાકના અહેસાનોને યાદ કરતો રહેશે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ ઘણી જગ્યાએ એવો શબ્દપ્રયોગ કર્યો છે કે, ''મેં તમારી ઉપર જે તે ઉપકાર કર્યો, તેને યાદ કરતા રહો.'' અલ્લાહપાકની નેઅમતો માણસના ધ્યાનમાં હશે, તો તેના મોઢેથી શુક્રના શબ્દો નીકળશે. નહીંતર તેને શુક્રની તૌફીક નહીં મળે.

વિદ્વાનોએ શુક્રના બે પ્રકાર દર્શાવ્યા છે. જીભ વડે શુક્ર *અર્થાત્* માનવી અલ્લાહપાકના અહેસાનોને ધ્યાનમાં લઈને મોઢેથી શુક્રના શબ્દો બોલે અને જ્યારે જ્યારે તેને એવો અહેસાસ થાય, તો તેના મોઢામાંથી **'અલ્હમ્દુલિલ્લાહ'** અને **'અલ્લાહુમ્મ લકલ હમ્દુ વ લકશ શુક્રૂ'**ના શબ્દો નીકળતા રહે.

અમલ દ્વારા શુક્ર *અર્થાત્* માનવી અલ્લાહપાકનો પાડ પોતાના અમલ વડે માને. એવી રીતે કે, નેઅમતોને જાઈઝ કામોમાં ઉપયોગ કરે અને તેને હરામ તથા નાજાઈઝ કામોમાં ન વાપરે. દા.ત. આંખ અલ્લાહપાકની એક નેઅમત છે, જેનો અમલી શુક્ર એ છે કે, તેનાથી નાજાઈઝ ચીજો ન જુએ. દા.ત. ફિલ્મ, ટી.વી. કે અજાણી સ્ત્રીઓને ઈરાદાપૂર્વક ન જુએ. ઈરાદા વગર નજર પડી જાય તો તરત તેને હટાવી લે, નહીંતર તેની ગણત્રી નાશુક્રી કરવા-વાળાઓમાં થશે. એની પર જો અલ્લાહપાકની પકડ આવી જાય તો માનવી આંખોની દૃષ્ટિથી પણ વંચિત થઈ શકે છે. એવી જ રીતે કાન, નાક, જીભ, હાથ-પગ તેમજ અન્ય અંગો છે. આ અંગોનો જાઈઝ કામોમાં ઉપયોગ આ નેઅમતોની શુક્રગુઝારી છે, અને નાજાઈઝ કામોમાં આ અંગોને વાપરવા એ

આ નેઅમતોની નાશુક્રી છે. એવી જ રીતે ધન-દૌલત, સત્તા તથા હોદો પણ એક નેઅમત છે. જો તેનો સાચા માર્ગે ઉપયોગ થાય તો એ અલ્લાહપાકનો શુક્ર છે, ખોટા માર્ગે ઉપયોગ થાય, તો એ અલ્લાહ તઆલાની નાશુક્રી છે.

સમાજમાં એવા લોકો સારી એવી સંખ્યામાં મળી આવશે, જેઓ હંમેશ રોદણાં રડતા રહે છે. એવું લાગે છે, જાણે કે, તેઓ ખુદાપાકની નેઅમતોથી બિલ્કુલ વંચિત છે. જો કે આમ હોવું અશક્ય છે. દુનિયામાં વસતા દરેક માનવી અલ્લાહપાકની નેઅમતોથી લાભ ઉઠાવે જ છે. પોતાને અભાગી સમજતા માણસ પાસે પણ અલ્લાહપાકની ઘણી બધી નેઅમતો હોય છે. હા, કોઈને ખુદા તઆલાએ વધારે નેઅમતો આપી હોય છે, તો કોઈને ઓછી. આવા ગાફિલ લોકોના દિલોમાં શુક્રની ભાવના ઉત્પન્ન કરવા અને ધૈર્યનો ગુણ વિકસાવવા માટે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ એક રીત આ શબ્દોમાં વર્ણવી છે :

“બે ગુણો એવા છે કે, જેમાં તે હશે, અલ્લાહપાક તેને શુક્ર કરનાર તથા સબ્ર કરનાર લખી દેશે. જે માણસ દીનની બાબતમાં પોતાનાથી ઉંચા માણસને જુએ અને પછી તેની પાછળ ચાલે, અને દુન્યવી બાબતમાં પોતાનાથી નીચેના માણસને જુએ પછી અલ્લાહપાકે તેને જે વધારાનું આપ્યું છે, તેના લીધે અલ્લાહપાકની પ્રસંશા કરે, તો આવા માણસને પણ અલ્લાહપાક શુક્ર કરનાર તથા સબ્ર કરનાર તરીકે લખી દેશે.” *(તિરમિઝી શરીફ, મિશ્કાત શરીફ-૪૪)*

આજકાલ એકબીજાથી આગળ વધવાની હોડ જામી છે. દરેકની નજર પોતાનાથી આગળ કે ઉપરના માણસ પર છે. કોઈ પાછળ જોવા માટે તૈયાર નથી. એટલે લોકોની શાંતિ પણ છીનવાઈ રહી છે. અને હલાલ-હરામ વચ્ચે ભેદ પણ રહેતો નથી. ઉંચા લોકોને જોવાના લીધે જે કાંઈ નેઅમતો મળેલી છે, તે ધ્યાન બહાર થઈ જાય છે. એટલે તે નેઅમતો પર અલ્લાહપાકના શુક્રની તો કોઈ કલ્પના જ નથી થઈ શકતી. જો પોતાની નીચેના માણસને જોવાની આદત પાડવામાં આવે, તો માણસને સુખ-શાંતિ પણ મળશે અને શુક્ર કરવાની તૌફીક પણ મળશે.

શું આપણે ક્યારેય પોતાનાથી નીચલા સ્તરના લોકોને જોઈએ છીએ ? નથી જોતાં ! અને જો ક્યારેક જોઈએ છીએ તો પણ એમને તુચ્છ ભાવથી જોઈએ છીએ. શીખામણ (ઈબ્રત) લેવા માટે નથી જોતા.

સબ્ર એટલે ધીરજ રાખી ખુદા તઆલાના ચૂકાદાઓથી ખુશ રહેવું. ઉલમાએ કિરામે સબ્રના ત્રણ પ્રકાર દર્શાવ્યા છે :

ફરમાંબરદારી કરતાં જે કોઈ મુશ્કેલીઓ પડે, તેને સહન કરવાને સબ્ર કહેવામાં આવે છે. દા.ત. ઉંઘની કુર્બાની આપે, આરામ તથા રાહતને ત્યજી દે, મનેચ્છાઓને દબાવે અને અલ્લાહ તઆલાની ફરમાંબરદારીમાં લાગેલો રહે, તો તે સબ્ર કરનાર લેખાશે. અને જે સબ્ર કરનારાઓમાં શામેલ થઈ જશે, તેને કુર્આને કરીમ મુજબ બેહિસાબ (અગણિત) અજ્ર આપવામાં આવશે. *(ઝુમર-૧૦)*

સબ્રનો બીજો પ્રકાર એ છે કે, ગુનાહોથી બચવા માટે જે તકલીફ પડે તેને સહન કરવામાં આવે. આમાં પણ પોતાની મનેચ્છાઓને કચડવી પડે છે, તમન્નાઓનું ખૂન કરવું પડે છે, ભાવનાઓને ત્યજવી પડે છે. આમ કરવાથી પણ માણસ સબ્ર કરનારાઓમાંથી બની જાય છે.

સબ્રનો ત્રીજો પ્રકાર એ છે કે, કોઈ પણ કારણસર કોઈ મુસીબતો આવી પડે તો ખુશીથી સહન કરે. આમ કરવાથી માણસ અલ્લાહ તઆલાની નજીક પહોંચી જાય છે.

સામાન્યપણે માનવીને જ્યારે જાન-માલનું નુકસાન પહોંચે છે, તો તે ધીરજ ખોઈ બેસે છે. એનાથી નુકસાન ભરપાઈ તો નથી થતું, આમ કરવાથી તે સવાબથી પણ વંચિત રહી જાય છે. "દુ:ખના ઔષડ દહાડા" મુજબ થોડાક દિવસો પછી સબ્ર તો આવી જ જાય છે, પરંતુ આ સબ્ર સવાબનું નિમિત્ત નથી. કારણકે અલ્લાહપાકના રસૂલ (સલ.)ના ફરમાન મુજબ ખરી સબ્ર તે છે, જે આઘાતના પહેલા જ તબક્કામાં કરવામાં આવે.

*(બુખારી, મુસ્લિમ, મિશ્કાત : ૧૫૦)*

મુસીબતો અલ્લાહપાક તરફથી આવે છે. એના ઉપર સબ્ર કરવાથી

અલ્લાહપાકની ખુશી મળે છે. અને છાતી કૂટવાથી કાંઈ નહીં મળે. જે કોઈ જાય છે, તે આખિરતમાં આપણા કામ આવવાનો નથી, તો પછી આટલો બધો ગમ શા માટે ? અધીરાપણું કરવા કરતાં જો કોઈની વફાત થઈ હોય તો તેની મગફિરતની દુઆ કરવી જોઈએ કે તેમના ઈસાલે સવાબની વ્યવસ્થા કરવી જોઈએ અને પોતાની મૌતને યાદ કરવી જોઈએ, અને તેની તૈયારીમાં લાગી જવું જોઈએ.

અત્રે યાદ રહે કે અહીં અમે છાતી કૂટવાની કે મરષિયા ગાવાની વાત કરી રહ્યા છે. બાકી રહ્યો ગમ, તો સ્નેહીજનની વસમી વિદાયથી સાહજીક રીતે વિષાદ જરૂર થાય છે. આવા સમયે જો આંખોથી આંસુ ટપકવા માંડે તો એની મનાઈ નથી. જ્યારે આપ (સલ.)ના ફરઝંદ હઝ. ઈબ્રાહીમ (રદી.)ની વફાત થઈ, તો આપ (સલ.)ની આંખોથી આંસુ છલકાય ગયા. આ જોઈ હઝરત અબ્દુલ્લાહ બિન ઔફ (રદી.)એ અત્યંત આશ્ચર્યપૂર્વક પૂછ્યું : ''અય અલ્લાહપાકના રસૂલ (સલ.) ! આપ પણ રડો છો ? તમે પણ ગમનો ઈઝહાર કરો છો ?'' તો રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ''બેશક ! આંખો આંસુ વહાવી રહી છે અને દિલ ગમગીન છે. પરંતુ અમે તે જ વાત કહીશું, જેનાથી અલ્લાહપાક રાજી હોય. અને હે ઈબ્રાહીમ ! અમે તારી જુદાઈથી ગમગીન છીએ.'' *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત : ૧૫૦)*

વાસ્તવમાં જીવનનો એવો કોઈ તબક્કો નથી, જેમાં ઈસ્લામે પોતાના અનુયાયીઓને માર્ગદર્શન પુરૂ નહીં પાડ્યુ હોય, ખુશીનો પ્રસંગ હોય કે ગમીનો હોય. ખુશીમાં માણસે છકી ન જવું જોઈએ અને ગમીમાં તૂટી ન જવું જોઈએ, બલ્કે ખુશીમાં શુક્ર અને ગમીમાં સબ્ર કરવું જોઈએ, તો અલ્લાહપાક આવા બંદાને શુક્ર તથા સબ્ર કરનારનો દરજ્જો આપશે.

## સબ્ર-સહનશિલતા

બદલો લેવાની તાકાત ધરાવતા હોવા છતાં કોઈ ગુસ્સાવાળી વાતને વેઠી લે અને ગુનેહગારથી બદલો ન લેવાને સહનશિલતા કહે છે. આ કુદરત-તાકાત સૌથી વધુ અલ્લાહપાકને પ્રાપ્ત છે. સંપૂર્ણ કુદરત ધરાવવા છતાં તે

બંદાઓના ગુનાહ માફ કરે છે, છૂપાવે છે અને બદલો નથી લેતા. કુર્આન શરીફમાં આ સિફત 'હિલ્મ'નો વારંવાર ઉલ્લેખ છે. *(સૂરએ બકરહ : રૂકૂઅ-૨૮, સૂ.માઈદહ : રૂકૂઅ-૧૪, સૂ.આલિ ઈમ્રાન : રૂકૂઅ-૧૬, બની ઈસ્રાઈલ : રૂકૂઅ-૫)*

"અને અલ્લાહપાક સઘળુ જાણનાર અને સહનશીલ છે."
*(સૂ.નિસાઅ્ : ૧૨, સૂ.હજ્જ : રૂકૂઅ-૮, સૂ.અહઝાબ : ૫૧)*

માણસોમાં સહનશિલતાનું એક કારણ મજબૂરી કે ઓછો નફો પ્રાપ્ત થવાની બીક-ડર પણ હોય છે. પરંતુ અલ્લાહ તઆલા તમામ પ્રકારના નફા-નુકસાનથી પાક છે. નેકીના કામોમાં ખર્ચ કરનારાઓને અલ્લાહપાક માફ કરે છે. "અગર તમે અલ્લાહને ભલી રીતે (ખરા દિલથી) કર્જ ધીરશો, તો તે તમારા માટે તેને વધાર્યા કરશે અને તમારા ગુનાહ પણ માફ કરી દેશે અને અલ્લાહ તઆલા કદરદાન (અને) સહનશીલ છે." *(તગાબુન : ૧૭)* અલ્લાહ તઆલા તરફથી એકના બદલામાં બે મળશે અને સહનશિલતા એ કે સખાવત કરનારના ગુનાહ માફ કરી આપશે.

આ આયતમાં સહનશિલતાનો એક ગુણ દર્શાવ્યો કે, કોઈ કુસૂરવારના કુસૂર ઉપર માણસને જ્યારે ગુસ્સો આવે છે, ત્યારે સામેવાળી વ્યક્તિની બુરાઈઓ તરફ જ નજર હોય છે. તેની ખૂબીઓ નજરથી છૂપાઈ જાય છે, પરંતુ જો આ વાત ધ્યાનમાં રહેશે કે તેમાં એક બુરાઈ સિવાય ઘણી બધી ખૂબીઓ પણ છે, તો તેની કદર કરી દરગુઝર કરવામાં આવે. અલ્લાહપાક પણ પોતાના ખયરાત કરનાર બંદાની ભૂલો માફ કરી તેની કદર ફરમાવે છે. સહનશિલતાનો ખાસ ગુણ અંબિયાએ કિરામને વિશેષ રીતે આપવામાં આવ્યો હતો. કારણ કે તેમના આ દઅવતવાળા મહાન કાર્યમાં વારે ઘડીએ લોકોથી વેઠવાનું જ આવતું હતું. *(સૂરએ હૂદ : રૂકૂઅ-૭)*

હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.)ને ફિરઔન જેવા મહા ઝાલિમ અને અત્યાચારી પાસે દઅવત માટે મોકલ્યા તો તબ્લીગનો અદબ શિખવ્યો કે તેની સાથે નરમીથી વાત કરે, કદાચ તે નસીહત માની લે અથવા અલ્લાહપાકથી ડરવા લાગે. *(સૂ.તા-હા : રૂકૂઅ-૨)* આપ (સલ.)ને ખાસ રહેમ અને કરૂણાવાળા બનાવી મોકલ્યા હતા. *(સૂ.આલે ઈમ્રાન : રૂકૂઅ-૧૭)*

હદીસ શરીફમાં ફરમાવ્યું કે, જે કોઈ પણ કામમાં નરમી હોય છે, તે નરમી આ કામને રોનકવાળુ બનાવી દે છે. અને નરમી ન હોવાથી તે કામ બગડી જાય છે. *(મુસ્લિમ શરીફ)*

એક હદીસ શરીફમાં છે કે, અલ્લાહપાક નરમ છે, નરમીને પસંદ કરે છે અને નરમી કરવાને લઈ જે કાંઈ નેઅમતો આપે છે, તે સખ્તી કરવાને લઈ નથી આપતા. *(મુસ્લિમ શરીફ)* એક હદીસ શરીફમાં છે કે, જે નરમીથી વંચિત રહ્યો, તે બધી જ ભલાઈઓથી મહરૂમ (વંચિત) રહ્યો. *(મુસ્લિમ શરીફ)*

એક હદીસ શરીફમાં ફરમાવ્યું કે, શું હું તમને બતાવું કે કોણ આગ ઉપર હરામ છે, અને આગ પણ તેના ઉપર હરામ છે ? પછી પોતે જ જવાબ આપ્યો કે, તે વ્યક્તિ જે લોકોથી નજીક હોય, નરમ હોય, આસાન હોય. *(તિરમિઝી શરીફ)*

આ નરમી વ્યક્તિગત કામોમાં તો હોવી જ જોઈએ, પરંતુ સરકારી કે બીજા કોઈ માણસનો હક્ક લાગેલો હોય, તેમાં ન ચાલવી જોઈએ. હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની ઝાત માટે કદી કોઈથી બદલો લીધો નથી, પરંતુ અલ્લાહપાકના અહકામો-આદેશોની વિરૂદ્ધ કામ થતું, તો જરૂર આપ (સલ.) સઝા આપતા હતા.

## અલ્લાહપાકના રસૂલ (સલ.)ની વિનમ્રતા

અરબી શબ્દ તવાઝુઅનો અર્થ થાય છે વિનમ્રતા. આ એવો સદ્‌ગુણ છે કે, જે તેને ધરાવે છે અલ્લાહપાક પણ તેનાથી મુહબ્બત કરે છે અને બંદાઓ પણ તેનાથી પ્યાર કરે છે. *(અલ્લામા સાલિહી શામી)*

અબૂ નઈમ અને ઈબ્ને અસાકિર (રહિ.)એ ઘણા બધા રાવીઓથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત નોંધી છે કે, એક દિવસ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની સેવામાં હઝ. જિબ્રઈલ (અલૈ.) હાજર હતા કે, અચાનક આકાશ એક ખૂણામાંથી ફાટ્યું અને ત્યાંથી હઝરત ઈસરાફીલ (અલૈ.) પ્રગટ થયા અને અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સેવામાં હાજર થયા. જો કે હઝ. ઈસરાફીલ (અલૈ.) આથી પહેલાં કોઈ નબી પાસે આવ્યા

નથી અને ન ત્યાર પછી કોઈ દિવસ આવ્યા. તેમણે આવીને કહ્યું : હે મુહમ્મદ (સલ.) ! આપ પર સલામતી થાય. આપના પાલનહાર પણ આપ પર સલામ મોકલાવે છે. હું તમારા પાલનહારનો તમારી પાસે મોકલવામાં આવેલ કાસિદ (એલચી) છું. મારા પરવરદિગારે મને આદેશ આપ્યો છે કે, હું તમને પસંદગી કરવાનો અખત્યાર આપું. ક્યાં તો તમે એવા પયગમ્બર બનવાને પસંદ કરો કે જે (ગરીબ) બંદો હોય છે, ક્યાં તો તમે એવા પયગમ્બર બનવાને પસંદ કરો, જે રાજા હોય. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, મેં મશ્વેરા (સલાહ) ખાતર હઝ. જિબ્રઈલ (અલૈ.) તરફ જોયું, તો તેમણે મને ઈશારાથી કહ્યું કે, ''વિનમ્રતા અખત્યાર કરશો.'' અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝ. ઈસરાફીલ (અલૈ.)થી કહ્યું : ''હું એવો પૈગમ્બર બનવા માંગું છું, જે (ગરીબ) બંદો હોય.'' ત્યાર પછી પોતાની પત્નીથી ફરમાવ્યું : ''હે આઈશા ! જો હું એવો પયગમ્બર બનવાને પસંદ કરતે, જે રાજા હોય, તો આ પર્વતો સોનાના બનીને મારી સાથે ચાલતે.'' *(સુબુલુલહુદા : ૭/૫૪, મુહમ્મદ બિન યૂસુફ સાલિહી)*

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહ પાકના રસૂલ (સલ.) એક દિવસ ઘરથી બહાર ગયા. ખભા પર જે ચાદર હતી, તેના બન્ને છેડાને ગાંઠ મારવામાં આવી હતી. એક ગામડિયા સાથીએ પૂછ્યું : આપે આમ ચાદર કેમ ઓઢી છે ? આપ (સલ.)એ જવાબ આપ્યો કે, મેં આવી રીતે ચાદર એટલા માટે ઓઢી છે કે, હું ઘમંડને દૂર કરી શકું.

વિદાય હજ્જ વેળા આખા અરબમાંથી દૂર દૂરના લોકો આપના નેતૃત્વમાં હજ્જ માટે આવેલા હતા. તે વખતે આપ (સલ.) જે ઉંટ પર સવાર હતા, તેનો કજાવો (પલાણ) જૂનો હતો. અને તેની ઉપર જે ચાદર બિછાવેલી હતી, તેની કિંમત માત્ર ચાર દિરહમ હતી. આવી વિનમ્રતા છતાં આપ (સલ.) અલ્લાહ તઆલાથી એમ દુઆ કરી રહ્યા હતા : ''અય અલ્લાહપાક ! (મારા આ) હજ્જને કબૂલ કરજે. અય અલ્લાહ ! આ હજ્જનો હેતુ કોઈ દેખાડો કરવાનો કે કિર્તી મેળવવાનો નથી.''

હઝરત અનસ બિન માલિક (રદી.)થી નોંધવામાં આવ્યું છે કે, આપ

(સલ.) ગર્દભ પર સવાર થતા હતા, પોતાની પાછળ પોતાના કોઈ ગુલામને બેસાડી લેતા હતા અને કોઈ ગુલામ પણ આપને દઅવત (આમંત્રણ) આપતો તો આપ તેને સ્વીકારી લેતા.

હઝ. અબ્દુલ્લાહ બિન અવફા (રદી.) રિવાયત કરે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) પુષ્કળ પ્રમાણમાં અલ્લાહપાકનો ઝિક્ર કરતા હતા. બેકાર વાતોમાં સમય વેડફતા ન હતા. આપની નમાઝ લાંબી હોતી અને આપનું પ્રવચન ટૂંકું. જો કોઈ વિધવા કે ગરીબ સાથે તેમના કોઈ કામ માટે જવું પડતું, તો આપ તેનાથી નફરત ન કરતા, બલ્કે તેમના કામ માટે તશરીફ લઈ જતા હતા.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે, મેં આપ (સલ.)ને ક્યારેય ટેકો લગાવીને ખાતા ન જોયા અને ન આપ (સલ.) બધાથી આગળ ચાલતા હતા.

હઝરત અનસ બિન માલિક (રદી.) ફરમાવે છે કે, નબી (સલ.) જમીન પર બેસી જતા હતા, નીચે બેસીને જમી લેતા હતા, બકરીના પગ બાંધી તેનું દૂધ દોહી લેતા હતા, ગધેડા પર સવાર થઈ જતા, બીમાર માણસની ખબરઅંતર કાઢવા જતા તથા મરનારના જનાઝામાં શામેલ થતા હતા.

ઈમામ બયહકી (રહ.)એ ઈબ્ને અબી હાલા (રદી.)થી રિવાયત નોંધી છે કે, આપની હંમેશની આદત હતી કે, જ્યારે કોઈ સામે આવતો તો સર્વપ્રથમ આપ (સલ.) સલામ કરતા.

હઝ. હસન બિન અલી (રદી.) રિવાયત કરે છે કે, ખુદાના સોગંદ ! અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જે ઓરડામાં તશરીફ રાખતા, તેનો દરવાજો બંધ કરવામાં આવતો ન હતો અને ન તેની પાસે કોઈ દરબાન મૂકવામાં આવતો. જે માણસ પણ આપ (સલ.)થી મુલાકાત કરવા માંગતો, તે સરળતાથી મુલાકાત કરી શકતો હતો. આપ જમીન પર બેસી જતા, નીચે બેસીને જમી લેતા, જાડા (ખરબચડા) કપડાં પહેરતા, ગધેડા પર સવાર થઈ જતા, પોતાની પાછળ કોઈ ગુલામને બેસાડી લેતા અને પોતાના હાથ મુબારકને ખાધા પછી ચાટી લેતા.

હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, એક માણસ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)થી વાતચીત કરવા લાગ્યો, તો તે ભયના લીધે ધ્રુજવા લાગ્યો. આપ (સલ.)એ તેને શાંત પાડતાં કહ્યું : ગભરાવ નહીં, શાંતિ રાખ. હું કોઈ બાદશાહ નથી, હું તો કુરૈશની એક સામાન્ય સ્ત્રીનું સંતાન છું, જે તડકામાં સૂકવેલું માંસ આરોગતી હતી. *(સુબુલુલ હુદા : ૭/૫૫)*

હઝ. અબ્દુલ્લાહ બિન બસ્ર (રદી.)થી રિવાયત છે કે, એક દિવસ આપ (સલ.)ની સામે એક શેકેલી બકરી પીરસવામાં આવી. આપ ઘુંટણ પર બેસી તેને ખાવા લાગ્યા. એક ગામડિયા ભાઈએ કહ્યું : હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! આ ખાવાની કઈ રીત છે ? આપ (સલ.) એ જવાબ આપ્યો કે, "અલ્લાહપાકે મને એક સત્વગુણી બંદો બનાવ્યો છે, અલ્લાહપાકે મને જાલિમ તથા માથાભારે બનાવ્યો નથી.

અબૂબક્ર શાકિઈ અને અબૂ નઈમ (રહિ.) હઝરત અનસ બિન માલિક (રદી.)થી નોંધે છે કે, એક દિવસ અલ્લાહપાકના રસૂલ (સલ.) પોતાના માનવંત સાથીઓ સાથે ક્યાંક જઈ રહ્યા હતા. આપની સામે એક સ્ત્રી આવી ગઈ. તેણે કહ્યું : હું એક કામ માટે તમારી પાસે આવી છું. આપ (સલ.)એ ફરમાવ્યું : અહીં આ રસ્તામાં તમે જ્યાં ઈચ્છો ત્યાં બેસીને તમારી વાત સાંભળવા તૈયાર છું. એટલે તે એક જગ્યાએ બેસી ગઈ. આપ પણ બેસી ગયા અને ત્યાં સુધી બેસેલા રહ્યા, જ્યાં સુધી તે સન્નારીની વાત પૂરી નહીં થઈ ગઈ.

હઝરત અદી બિન હાતિમ (રદી.) રિવાયત કરે છે કે, હું એક દિવસ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સેવામાં હાજર થયો. મેં જોયું કે એક સન્નારી પોતાના બાળકને તેડીને આપ (સલ.)ની બિલ્કુલ પાસે બેસેલી છે. આ દશ્ય જોઈને મને વિશ્વાસ થઈ ગયો કે, આપ રોમ ઈરાનના બાદશાહો જેવા બાદશાહ નથી, બલ્કે અલ્લાહ તઆલાના સંદેશવાહક છે.

અબૂબક્ર બિન અબી શયબા હઝરત અનસ (રદી.)થી રિવાયત કરે છે કે, મદીનાની નાની બાળકીઓ આપ (સલ.)ની પાસે આવતી. જો કોઈ નાની બાળકીને કંઈક કામ હોય તો તે આપ (સલ.)નો હાથ પકડીને પોતાની સાથે

લઈ જતી અને આપ (સલ.) પોતાનો હાથ ત્યાં સુધી નહીં છોડાવતા, જ્યાં સુધી તેનો મકસદ પૂરો નહીં થઈ જતો.

હઝરત અબૂ ઉમામા (રદી.) રિવાયત કરે છે કે, એક સ્ત્રી, જે ગરીબ હતી, બીમાર પડી ગઈ. આપ (સલ.) સમક્ષ તેણીનો ઉલ્લેખ કરવામાં આવ્યો કે, આપની ફલાણી સહાબિય્યા બીમાર છે. તો આપ તેની ખબરઅંતર કાઢવા તશરીફ લઈ ગયા. આપનો કાયમી સ્વભાવ હતો કે, ફકીરો અને ગરીબો બીમાર પડી જતા તો તેમની ખબરઅંતર કાઢવા જતા.

નોંધવામાં આવેલ છે કે, એક દિવસ હઝ. મુઆઝ બિન જબલ (રદી.) બકરીનું ચામડું ઉતારી રહ્યા હતા, આપ (સલ.) ત્યાંથી પસાર થયા તો જોયું કે તેઓ સારી રીતે ચામડું ઉતારી રહ્યા ન હતા. આપ (સલ.)એ ફરમાવ્યું : હે મુઆઝ ! ખસી જા, હું તને બતાવું છું કે, ચામડું કેવી રીતે ઉતારવામાં આવે છે. ત્યાર પછી અલ્લાહના રસૂલ (સલ.)એ તે બકરીનું ચામડું ઉતારીને બતાવ્યું અને કહ્યું : "હે યુવાન ! આવી રીતે ચામડું ઉતાર્યા કર."

ફત્હે મક્કાના દિવસે જ્યારે આપ મક્કામાં પ્રવેશ્યા તો આપનું માથુ નમેલું હતું. આપની દાઢી મુબારક પલાણના સામેવાળા લાકડાને અડકી રહી હતી અને આંખોથી અશ્રુધારા વહી રહી હતી.

હઝરત આઈશા (રદી.) આપ (સલ.)ના નિત્યક્રમ વિશે ફરમાવે છે કે, "અલ્લાહપાકના રસૂલ (સલ.) પોતાના કપડાં પોતે સીવી લેતા હતા, પોતાના જૂતાને ટાંકા મારી લેતા, પોતાની ડોલને પોતે સરખી કરી લેતા, પોતાના કપડાં જાતે ધોઈ લેતા અને પોતાની બકરી પોતે દોહી લેતા હતા. સારાંશ કે, આપ (સલ.) ઘણા બધા કાર્યો પોતે કરી લેતા હતા.

હઝરત આઈશા (રદી.)થી આપના વર્તન વિશે પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું : આપ લોકોમાં સૌથી વધારે નરમ સ્વભાવના હતા. હંમેશ સ્મિત ફરમાવતા રહેતા, હસતા રહેતા. આપને ક્યારેય સાથીઓ દરમિયાન પગ ફેલાવીને બેસેલા જોવામાં નહીં આવ્યા.

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, જ્યારે કોઈ અલ્લાહપાકના

રસૂલ (સલ.)ના કાનમાં કંઈક વાત કહેતો તો જ્યાં સુધી તેની વાત પૂરી ન થઈ જતી, આપ (સલ.) પોતાનો કાન તેના મોઢા પાસેથી હટાવતા ન હતા. જ્યારે કોઈ માણસ આપનો હાથ પકડતો, તો જ્યાં સુધી સામેવાળો આપનો હાથ છોડતો નહીં, ત્યાં સુધી આપ (સલ.) પોતાનો હાથ છોડાવતા નહીં.

જે માણસ આપથી મુલાકાત કરતો, આપ તેને સલામ કરવામાં પહેલ કરતા અને તેની સાથે મુસાફો કરતા. મુલાકાતીને પ્રોત્સાહન આપતા. ઘણી વખત મહેમાન માટે પોતાની ચાદર બિછાવી દેતા અને તેની ઉપર બેસવાનો આગ્રહ કરતા. જો તકિયો પાસે હોય તો પોતાના મહેમાનને આપતા અને તેને મજબૂર કરતા કે, તે એની ઉપર ટેકો લગાવે. પોતાના સહાબીઓને ઉપનામથી બોલાવતા, જેથી તેમનો ઉત્સાહ વધે. અને જો કોઈ સહાબીના એકથી વધારે નામો હોય તો એને જે નામ વધારે પસંદ હોય તે નામથી એને બોલાવતા. અને જો કોઈ વાતચીત કરતો તો તેની વાત વચ્ચેથી કાપતા નહીં. જો નમાઝ દરમિયાન કોઈ માણસ મુલાકાત માટે આવી જતો તો પોતાની નમાઝ ટૂંકાવી દેતા અને મહેરબાનીપૂર્વક તેનાથી પૂછતા કે, તે કેમ આવ્યો છે? તેની જરૂરિયાત પૂરી કરી દીધા પછી ફરી નમાઝમાં મશ્ગૂલ થઈ જતા.

ઈબ્ને ઈસ્હાક અને બયહકી (રહિ.)એ હઝ. કતાદહ્ (રદી.)થી રિવાયત નોંધી છે કે, હબ્શાથી ત્યાંના રાજા નજ્જાશીનું એક પ્રતિનિધિમંડળ આપ (સલ.)ની સેવામાં આવ્યું, તો આપ (સલ.) પોતે તેમની આગતા-સ્વાગતામાં લાગી ગયા. સહાબએ કિરામ (રદી.)એ કહ્યું : હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! અમે તેમની સેવા માટે પૂરતા છીએ, તમે કેમ તકલીફ ઉઠાવો છો ? જવાબ આપતાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, આ લોકોએ મારા સાથીઓ (સહાબા)ની બહુ ઈજ્જત કરી હતી. મારી ઈચ્છા એ છે કે, હું પોતે તેનો બદલો આપું.

અંતે એટલું જ કહીશ કે, ખુદા પાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘જે અલ્લાહ તઆલા ખાતર નમ્રતા અપનાવશે, તો અલ્લાહ તઆલા તેને જરૂર ઉચ્ચ દરજ્જો આપશે.’’

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વાણી તથા વર્તનના આ દાખલા એટલા માટે આપવામાં આવ્યા છે કે, આપણે તેનાથી શીખ મેળવી નમ્રતા અપનાવીએ.

## તવાઝુઅ-વિનમ્રતા

તકબ્બુર અને મોટાઈ એ ફક્ત અલ્લાહપાકની જ સિફત છે. જેમાં તેનો કોઈ ભાગીદાર નથી. "અને તેને જ માટે આકાશો તથા પૃથ્વીમાં મોટાઈ (પ્રદર્શિત) છે અને તે જ જોરાવર (અને) હિકમતવાળો છે." *(જાષિયહ : ૩૭)* અવલાદને માં-બાપ સાથે પ્રેમ અને વિનમ્રતાથી રહેવાનો આદેશ આપ્યો.
*(બની ઈસ્રાઈલ : રૂકૂઅ-૩)*

નેક બંદાઓની ખૂબીઓ દર્શાવતા વિનમ્રતા વિશે પણ ફરમાવ્યું.
*(સૂરએ ફુરકાન : રૂકૂઅ-૬)*

હઝ. લુકમાન (અલૈ.) પોતાના પુત્રને અખ્લાકી નસીહત કરતાં ફરમાવે છે : "હે દીકરા ! નમાઝ કાયમ રાખ અને (લોકોને) સદ્કાર્યોની આજ્ઞા કર અને દુરાચરણોથી અટકાવ. વળી, (એમાં) જે સંકટ તારા ઉપર આવી પડે તેને સહન કર. બેશક, એ મહા હિમ્મતના કામ છે. અને લોકોના તરફ (અભિમાનથી) પોતાના ગાલ ન ફુલાવ તથા પૃથ્વી પર ઈતરાજીથી ન ચાલ. બેશક, અલ્લાહપાકને કોઈ ઈતરાજીવાળો ગર્વિષ્ઠ ગમતો નથી. અને તારી ચાલમાં મધ્યમ ગતિ રાખ અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. બેશક, સૌથી બૂરો અવાજ ગધેડાનો અવાજ છે." *(સૂ.લુકમાન : ૧૭ થી ૧૯)*

આ આયતમાં વાતચીત, ચાલવું-ફરવું, અવાજ વગેરે દરેક બાબતમાં વિનમ્રતાનો આદેશ છે. હદીસ શરીફમાં છે કે, જે વ્યક્તિ અલ્લાહ તઆલા માટે નરમી (વિનમ્રતા) દાખવે છે, તો અલ્લાહ તેને ઉંચો (બુલંદ) કરે છે.

વિનમ્રતાનો હેતુ એ જ છે કે, કોઈ પણ વ્યક્તિ પોતાની શક્તિ, માલ, લાયકાત વગેરેનો નાહક ઉપયોગ કરી લોકોની સાથે ઘમંડથી પેશ ન આવે.

અલ્લાહ તઆલાએ આપ (સલ.) ઉપર વહી મોકલી કે, તવાઝુઅ-વિનમ્રતા અપનાવો. જેથી કોઈ માણસ બીજી વ્યક્તિ ઉપર ઝુલ્મ-અત્યાચાર

ન કરે. અને કોઈ બીજાના મુકાબલામાં ઘમંડ ન કરે. *(અબૂ દાવૂદ)*

## જ્ઞાન અને વિનમ્રતા

ડૉ. આલ્બર્ટ સ્વીટ્ઝર (Albert Schweitzer) ૧૮૭૫ ઈ.સ.માં ફ્રાંસમાં જન્મ્યા અને ૧૯૬૫ માં તેમનો દેહાંત થયો. તે એક દાર્શનિક (ફિલોસોફર) હતા. ૧૯૨૫ માં તેમને શાંતિ માટેનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું. તેમણે ઘણા પુસ્તકો લખ્યા. તેમણે પોતાના વૈજ્ઞાનિક અભ્યાસનો સાર આ શબ્દોમાં વર્ણવ્યો છે : ''જ્યારે આપણે વધારે જ્ઞાન મેળવીએ છીએ, તો જે તે વસ્તુઓ વધારે ગ્રાહ્ય નથી બની જતી, બલ્કે તે વધારે રહસ્યમય બની જાય છે.''

*As we acquire more knowledge, thing do not become more comprehensible only more mysterious.*

આ વાત તે બધા વૈજ્ઞાનિકોએ કોઈ ન કોઈ શૈલીમાં કહી છે. જેઓએ વર્તમાનકાળમાં પ્રાકૃતિક જગતનો અભ્યાસ કર્યો. પ્રાચીનકાળમાં માહિતીની હદ દૃશ્ય-દેખાતી વસ્તુઓ સુધી સીમિત હતી. ન્યુટનના કાળમાં માહિતીની હદ એટમ-અણુ સુધી પહોંચી ગઈ. અને આઈનસ્ટાઈન પછી માહિતીની સીમા ઈલેક્ટ્રોન સુધી વિસ્તરી ગઈ. પરંતુ આ બધી જ પ્રગતિઓ છતાં માનવી આજે આશ્ચર્યજનક સ્થિતિમાં છે. આજે પણ તેને એવું જ લાગે છે કે, માહિતીમાં વધારો હોવા છતાં જ્ઞાનની આખરી સીમા હજુ બહુ દૂર છે. જે કાંઈ માનવીએ જાણ્યું છે, તેનાથી ઘણું બધુ તે છે, જેને જાણવું હજુ બાકી છે.

જ્ઞાનની કોઈ હદ નથી. એના જ પરિણામે જે માણસ જેટલો મોટો વિદ્વાન હોય છે, એટલી તેના અંદર વિનમ્રતા હોય છે. જ્ઞાનનો વધારો માનવીના તે અહેસાસમાં વધારો કરે છે કે, હું કાંઈ નથી જાણતો. જો કોઈ માનવીની અંદર જ્ઞાનનો ઘમંડ હોય, તો સમજી લો કે તે અજ્ઞાની છે. તે હજુ સુધી જ્ઞાનને ઓળખતો નથી.

આ જ વાત કુર્આન શરીફમાં આ શબ્દોમાં કહેવામાં આવી છે કે, અલ્લાહપાકથી તેના તે જ બંદાઓ ડરે છે, જે જ્ઞાનવાળાઓ છે. *(ફ઼ાતિર : ૨૮)*

જ્ઞાનમાં વૃધ્ધિ ખુદાપાકનો ડર (ભીરૂતા) ઉત્પન્ન કરે છે. અને ખુદા પાકના ડરનું પરિણામ એ હોય છે કે, માણસ છેલ્લી હદ સુધી વિનમ્ર બની જાય છે.

વાસ્તવિક જ્ઞાન આપણી અજ્ઞાનતા દર્શાવે છે. વાસ્તવિક જ્ઞાન માનવીને માત્ર તે વાતથી વાકેફ કરાવે છે કે, સર્વશક્તિમાન અલ્લાહ તઆલા કેટલો મહાન છે. અને તેની તુલનામાં હું કેટલો વામન છું. વાસ્તવિક ઈલ્મ માનવીને સાચો ઈબાદતગુઝાર (ઉપાસક) બનાવે છે, અને તેની જ સાથે સાચો માનવી.

## વાતચીતમાં મિઠાશ

સારી રીતે વાતચીત કરવાનો આશય એ છે કે, દરેક વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે વાતચીતમાં અદબ, માન-મર્યાદા અને પ્રેમનો ખ્યાલ રાખે. જેથી આપસી સબંધો મિઠાશભર્યા રહે. માન-સન્માન સાથે સલામ-દુઆ કરવી, ખૈર-ખૈરીયત પૂછવી, શુક્રિયહ અદા કરવો, એકબીજાને દુઆઓ દેવી, વગેરે બાબતોથી જીવન હર્યુ-ભર્યુ ગુઝરે છે. કુર્આન શરીફમાં ફરમાવ્યું છે : "અમે બની ઈસ્રાઈલથી (તવરાતમાં) વચન લીધું કે, અલ્લાહ તઆલાના સિવાય કોઈની બંદગી કરશો નહીં અને માં-બાપ સાથે ભલાઈ કરો અને સગા-વ્હાલા તથા યતીમો તેમજ નિરાધારો સાથે પણ (ભલાઈથી વર્તતા રહેજો). અને સામાન્ય લોકો સાથે ભલી રીતે (વિવેકથી) વર્તાવ કરજો. અને નમાઝની પાબંદી રાખજો તેમજ ઝકાત આપતા રહેજો, પછી (તમારામાંથી) થોડાકના સિવાય તમે સઘળા (તે વચનથી) ફરી ગયા. અને વચન આપી ફરી જવું તો તમારી સાધારણ ટેવ છે. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારાથી (આ) વચન લીધું કે તમે માંહોમાંહે લોહી વહેવડાવશો નહીં, અને પોતાના માણસોને દેશનિકાલ કરાવશો નહીં. ફરી તમે (એ વિશે) કરાર આપ્યો અને તમે (એ કરાર થવાની) સાક્ષી પણ આપો છો." *(સૂ.બકરહ : ૮૩-૮૪)*

"અને મારા બંદાઓને કહો કે તેઓ (વિરોધીઓને) તે જ વાતો કહે, જે બેહતર હોય. (કારણ કે સખત વાતો વડે) શયતાન લોકો વચ્ચે ઝઘડો કરાવી દે છે. બેશક, શયતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે. તમારો પરવરદિગાર તમારા હાલથી સારી પેઠે વાકિફ છે. (તેથી) અગર તે ચાહે તો તમારા(માંથી

ચાહે તેના) ઉપર કૃપા કરે અથવા જો ચાહે તો તમને શિક્ષા આપે અને અમે તેઓના ઉપર આપને જવાબદાર બનાવી મોકલ્યા નથી.''

*(સૂ.બની ઈસ્રાઈલ : ૫૩-૫૪)*

એકબીજાને બૂરા નામથી યાદ કરવા, તુચ્છ નામો પાડવા, દ્વેષ અને દુશ્મનાવટવાળા શબ્દોથી પુકારવા વગેરે બાબતોથી સખ્ત રોકવામાં આવ્યા છે. ''હે ઈમાનવાળાઓ ! પુરૂષો બીજા પુરૂષોની હાંસી ઉડાવે નહીં. કદાચને તેઓ (અલ્લાહ તઆલાની નજીક) એમનાથી બેહતર હોય અને સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓની હાંસી કરે નહીં. કદાચને તેણીઓ તેણીઓથી બેહતર હોય. વળી, તમે એકબીજાને મહેણું ન મારો અને ન એકબીજાને બૂરા લકબથી પુકારો. (ઈમાન લાવ્યા) પછી પાપાચારીનું નામ જ ભૂંડું છે. અને જે કોઈ (એવા કામથી) તૌબા નહીં કરે તો તેઓ જ જુલ્મ કરનારા છે.''

*(સૂરએ હુજૂરાત : ૧૦-૧૧)*

બૂરાઈનું વર્ણન કરવાને નાપસંદ કર્યું છે. ''અલ્લાહપાક કોઈની બૂરી વાત જાહેર કરવાને પસંદ કરતો નથી, પરંતુ જેના ઉપર જુલ્મ થયો હોય (તે સત્ય બીજા જાહેર કરે તો ગુનોહ નથી). અને અલ્લાહ તઆલા સઘળુ સાંભળનાર (અને) જાણનાર છે. જો તમે કોઈ નેક કાર્ય જાહેરમાં કરો અથવા તેને છૂપાવો અથવા (કોઈ)ની બુરાઈને માફ કરો તો (અતિ શ્રેષ્ઠ છે, કારણ કે) અલ્લાહપાક પણ અતિશય માફકર્તા (અને) મહા શક્તિમાન છે.''

*(સૂરએ નિસાઅ્ : ૧૪૮-૧૪૯)*

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, મુસલમાન ન કોઈની ટીકા-ટિપ્પણી કરે છે, ન કોઈને શ્રાપ (બદ્દુઆ) આપે છે, ન ખરાબ ભાષા વાપરે છે. *(બુખારી શરીફ)*

એક હદીસ શરીફમાં ફરમાવ્યું કે, જે અલ્લાહ તઆલા અને આખિરત ઉપર ઈમાન (શ્રદ્ધા) ધરાવે છે, તેણે જોઈએ કે હંમેશા સારી વાત કરે, નહીં તો ચૂપ રહે. *(મુસ્લિમ શરીફ)*

એક હદીસ શરીફમાં ફરમાવ્યું કે, આગ (જહન્નમ)થી બચો, ચાહે એક ખજુરના ટુકડા (સખાવત)થી હોય. અને જો તે પણ ન હોય તો કોઈ સારી

વાત કહો. *(તિરમિઝી શરીફ)*

એક સહાબીએ પૂછ્યું કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) ! જન્નત કોને મળશે ? આપે ફરમાવ્યું કે, જેણે મિઠાસથી સારી વાત કરી, ભૂખ્યાઓને ખવડાવ્યું, વધુ પ્રમાણમાં રોઝા રાખ્યા અને ત્યારે નમાઝ પઢી (તહજ્જુદ), જ્યારે લોકો સૂતા હોય. *(તિરમિઝી શરીફ)*

એક હદીસ શરીફમાં છે કે, સારી વાત કરવી પણ સદકો છે. *(બુખારી શરીફ)* એટલે જેવી રીતે સદકો આપી કોઈ ગરીબની જરૂરત પૂરી કરી તેને ખૂશ કરવામાં આવે છે, તેવી રીતે જીભની મિઠાશથી લોકોના ઝખ્મી દિલોને રાહત પહોંચાડી શકાય છે.

એક સહાબીએ પૂછ્યું કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) ! જહન્નમથી છૂટકારો કેવી રીતે મળે ? ફરમાવ્યું કે, પોતાની જીભ ઉપર કાબૂ રાખો અને પોતાના ઘરમાં રહો અને પોતાના ગુનાહો ઉપર રડ્યા કરો. *(તિરમિઝી શરીફ)* એક સહાબી (રદી.)એ પૂછ્યું કે, આપને મારા ઉપર સૌથી વધુ કઈ વસ્તુનો ડર છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની જીભ પકડી ફરમાવ્યું કે, આનો ડર છે. *(તિરમિઝી શરીફ)*

## ઈસાર-બીજા માટે તકલીફ ઉઠાવવી

આ સખાવતનો સૌથી ઉંચો અને છેલ્લો દરજો છે કે, માણસ બીજાની જરૂરતોને પોતાની જરૂરતો કરતાં વધારે મહત્વ આપે, પોતે ભૂખ્યો રહી બીજાને ખવડાવે, પોતે તકલીફ ઉઠાવી બીજાને રાહત પહોંચાડે.

હઝરાત સહાબએ કિરામનો સૌથી ઉંચો અખ્લાકી ગુણ આ જ હતો કે, તેઓ પોતાની જરૂરતો કરતાં બીજાની જરૂરત પૂરી કરવાને જરૂરી સમજતા હતા.

મક્કા મુકર્રમહના મુહાજિર સહાબા જ્યારે મદીના મુનવ્વરહ પહોંચ્યા તો મદીના શરીફના રહેવાસીઓ (અન્સાર)એ તેમને આવકાર્યા. પોતાના મકાન, ખેતરો, વહેપાર વગેરેમાં તેમને કાયદેસરના ભાગીદાર બનાવ્યા. પોતે

દરેક રીતે તકલીફ ઉઠાવી મુહાજિરોનો ખ્યાલ રાખ્યો. જો કે મુહાજિરોએ પણ તેમને તકલીફ આપવાનું મુનાસિબ નહીં સમજ્યું. તેમના વખાણમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : “એ માલ તેમના માટે છે કે, જેઓ આ દારુલ ઈસ્લામ (મદીનહના વસવાટ)માં તથા ઈમાનમાં તેઓ (મુહાજિરો)થી પહેલાં સ્થાન મેળવી ચૂક્યા છે કે, જે કોઈ તેમની પાસે હિજરત કરીને આવે છે, તેની સાથે પ્રેમભાવ રાખે છે. અને તે મુહાજિરોને જે કંઈ આપવામાં આવે છે, તેથી તેઓ પોતાના દિલમાં જરાયે તંગી જોતા નથી. અને પોતાની જાનથી પણ તેમને વિશેષતા આપે છે. પછી ભલેને પોતાના ઉપર ફાકો જ હોય. અને જે માણસ પોતાની સ્વાભાવિક કંજૂસાઈથી દૂર રાખવામાં આવ્યો, તો એવા લોકો જ સફળ થનાર છે.” *(સૂરએ હશ્ર : ૯)*

બીજા ખલીફા હઝરત ઉમર (રદી.)ના કાળની ઘટના છે. એક ખ્રિસ્તી વેપારી વેચવાના ઘોડા લઈ ઈસ્લામી સરહદમાં પ્રવેશ્યો. ઝિયાદ બિન હદીરે તેની પાસેથી કર માંગ્યો. તેણે કર ભરી દીધો. પરત થતાં તે ફરી તે જ માર્ગે પસાર થયો તો ઝિયાદે નહીં વેચાયેલા ઘોડા પર ફરી ટેક્સ માંગ્યો. વેપારીએ વિરોધ દર્શાવ્યો. તેણે પોતાના ઘોડાઓ પોતાના ગુલામની દેખરેખમાં ત્યાં જ છોડી દીધા અને તે પોતે મદીના પહોંચ્યો, જેથી ખલીફાથી ફરિયાદ કરે. તેણે મદીના પહોંચી હઝ. ઉમર ફારૂક (રદી.)થી પોતાની ઘટના કહી સંભળાવી. તેણે કહ્યું કે, “મારી પાસે બે વખત કર ઉઘરાવવામાં આવ્યો છે.” હઝરત ઉમર (રદી.)એ તેની વાત સાંભળી માત્ર એવો ટૂંકો જવાબ આપ્યો કે, “તમારા માટે ઘટતું કરી દેવામાં આવ્યું છે.”

વેપારીએ એમ સમજ્યું કે, ખલીફાએ તેની ફરિયાદ પર ધ્યાન નહીં આપ્યું. તે નિરાશ થઈ ઝકાત નાકા પર પાછો આવ્યો અને ઝિયાદની માંગણી મુજબ કરની રકમ અદા કરવા લાગ્યો. પરંતુ ઝિયાદે તેની રકમ નહીં લીધી અને કહ્યું કે, “ખલીફા તરફથી આદેશ આવી ચૂક્યો છે કે, તમારી પાસેથી બીજી વખત કર લેવામાં નહીં આવે.”

ઈસાઈ વેપારી ઘણો પ્રભાવિત થયો કે, ખલીફાએ આટલા ઝડપી પગલાં લીધાં કે મારો ન્યાય મારી પહેલાં અહીં પહોંચી ગયો. તેણે કહ્યું કે, “હે

ઝિયાદ ! હું ખ્રિસ્તી ધર્મ છોડી રહ્યો છું, અને તે શખ્સના ધર્મને સ્વીકારી લઉં છું જેણે તમારી પાસે આ ફરમાન મોકલાવ્યું છે.'' *(કિતાબુલખિરાજ)*

હઝ. અલી બિન અબી તાલિબ (રદી.) ચોથા ખલીફાએ રાશિદ હતા. એક વખત તેમનું બખ્તર ચોરાઈ ગયું. હઝરત અલી (રદી.)ને ખબર હતી કે તે ફલાણાં યહૂદી પાસે છે. તેમણે કૂફા સ્થિત કાઝી શુરૈહની અદાલતમાં દાવો માંડ્યો. હઝરત અલી (રદી.)એ પોતાનો દાવો સાબિત કરવા બે સાક્ષીઓ પેશ કર્યા. એક ખુદના ગુલામ કુંબરને અને બીજા પોતાના પુત્ર હસન (રદી.)ને. કાઝી શુરૈહે કહ્યું કે, ''કાયદા મુજબ પુત્રની ગવાહી પિતાની તરફેણમાં સ્વીકાર્ય નથી અને માત્ર એક ગવાહથી દાવો પુરવાર નથી થતો.'' એટલે કાઝી શુરૈહે કેસ કાઢી નાંખ્યો. બખ્તર પહેલાંની જેમ યહૂદી પાસે જ રહી.

યહૂદી આ ચૂકાદો સાંભળી બહુ પ્રભાવિત થયો. તેણે કહ્યું કે, ''આ તો નબીઓ જેવો વ્યવહાર છે કે, એક ન્યાયાધિશ પોતાના સમયના હાકેમ વિરૂદ્ધ ચૂકાદો આપે છે.'' ત્યાર પછી પેલા યહૂદીએ ઈસ્લામ ધર્મ અંગીકાર કરી લીધો અને બખ્તર એમ કહી હઝરત અલી (રદી.)ને પાછું આપી દીધું કે, ''આ તમારૂં જ છે, તમારો દાવો બિલ્કુલ બરાબર હતો.'' *(કન્ઝુલ ઉમ્માલ)*

બનૂ ઉમય્યહના કાળમાં દમાસ્કસની જુમ્મા મસ્જિદ બનાવવામાં આવી. મસ્જિદની બાજુમાં એક પ્રાચીન દેવળ હતું. મુસ્લિમોને તેનો એક ભાગ મસ્જિદમાં શામેલ કરવાની ઈચ્છા થઈ, પરંતુ ખ્રિસ્તીઓ તેના માટે સંમત ન થયા. ખલીફા અબ્દુલ મલિકે તેના માટે ખ્રિસ્તીઓને યોગ્ય રકમ વળતર રૂપે આપવાની વાત મૂકી તે છતાં પણ તેઓ રાજી થયા નહીં. જેના કારણે પ્રારંભિક બાંધકામમાં મસ્જિદનો એક ખૂણો અધૂરો રહ્યો.

ત્યાર પછી વલીદ બિન અબ્દુલ મલિકનો કાળ આવ્યો, તો તેમણે પણ મસ્જિદને પરિપૂર્ણ કરવા માટે ઈસાઈઓને મનાવ્યા. પરંતુ ઈસાઈઓ બીજી વખત પણ ન માન્યા. વલીદ બિન અબ્દુલ મલિકે તે જમીન પર બળજબરી-પૂર્વક કબ્જો કરી લઈ તેને મસ્જિદમાં શામેલ કરી દીધી, અને મસ્જિદનું બાંધકામ પુરૂં કરી નાંખ્યું. તેના ઘણા વર્ષો પછી હઝરત ઉમર બિન અબ્દુલ

અઝીઝ (રહ.) ખલીફા થયા. તેમની ન્યાયપ્રિયતાની વાતો જ્યારે લોકોમાં ફેલાઈ તો ખ્રિસ્તીઓએ ફરી એક વખત તેમનાથી મળી પોતાની પાછલી ફરિયાદ રજૂ કરી. હઝરત ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહ.)એ આદેશ આપી દીધો કે, ‘‘દેવળની જમીનનો જે ભાગ મસ્જિદમાં શામેલ કરી દેવામાં આવ્યો છે, તેને તોડી નાંખી ખ્રિસ્તીઓને હવાલે કરી દેવામાં આવે.’’

મુસ્લિમોને આ વાત બહુ અઘરી લાગી. તેમણે કહ્યું કે, ‘‘અમે અમારી તે મસ્જિદને તોડી પાડીએ, જેમાં અમે અઝાનો આપી છે અને નમાઝો પઢી છે ?’’ હઝરત ઉમર બિન અબ્દુલઅઝીઝ (રહ.)એ જવાબ આપ્યો કે, ‘‘ભલેને જે કાંઈ થાય, આ જમીન જો ખ્રિસ્તી ધર્મસ્થાનની હતી, તો તે ખ્રિસ્તીઓને પાછી આપવામાં આવશે.’’

ખ્રિસ્તીઓએ જ્યારે ખલીફાના આ ચૂકાદાને સાંભળ્યો, તો તેઓ ઘણાં જ પ્રભાવિત થયા. હવે તેઓની મનઃસ્થિતિ બદલાય ગઈ. તેમણે કહ્યું કે, ‘‘અમારો દાવો સાબિત થઈ ગયો, અમને એનાથી વધારે કાંઈ જોઈતું ન હતું. હવે અમે આ જમીનને ભેટરૂપે મસ્જિદને આપી દઈએ છીએ.’’ *(તારીખે બલાઝરી)*

આ વિશ્વમાં આપવાવાળો જ કંઈક મેળવે છે, અને જે શખ્સ માત્ર મેળવવા માંગતો હોય તો તે ઘણું બધું ગુમાવે છે. આ વર્તમાન વિશ્વનો અફર નિયમ છે. તે હંમેશથી છે અને હંમેશ જારી રહેશે.

## ભલામણ-સિફારિશ

સિફારિશ-ભલામણ પણ લોકોની સહાય માટેનું એક મહત્વપૂર્ણ સાધન છે. એટલે જ કુર્આને ભલામણની મહત્વતા તથા તેની ફઝીલત બયાન કરી છે. અલબત્ત, આ ફઝીલત કે સવાબ જાઈઝ (વૈદ્ય) કામો માટેની ભલામણ પર મળશે, નાજાઈઝ (અવૈદ્ય) કામો પર નહીં. નાજાઈઝ કામો માટે ભલામણ કરવી હરામ છે. કુર્આને તેની મનાઈ ફરમાવી છે. અને આવા ભલામણ-કર્તાને ગુનામાં ભાગીદાર ઠરાવ્યો છે. અલ્લાહપાક ફરમાવે છે : ‘‘જે ભલામણ કરશે સારા (કાર્યની), તો તેને પણ તેમાંથી હિસ્સો મળશે. અને જે ભલામણ કરશે બૂરા (કાર્યની), તો તેને પણ તેનો ભાગ મળશે.’’ *(સૂ.નિસા : ૮૪)*

મૂફતી શફીઅ્ સાહબ (રહ.) આ આયતની તફસીર કરતાં લખે છે કે, આ આયતમાં ભલામણને બે ભાગમાં વહેંચી દીધી છે. સારી ભલામણ તથા ખરાબ ભલામણ. પછી એ હકીકત સ્પષ્ટ કરી દીધી કે, દરેક ભલામણ ખરાબ નથી અને દરેક ભલામણ સારી નથી. તેમજ દર્શાવ્યું કે, સારી ભલામણ કરનારને સવાબમાંથી હિસ્સો મળશે અને ખરાબ કાર્યની ભલામણ કરનારને અઝાબમાંથી ભાગ મળશે. આયતમાં સારા કાર્યની ભલામણ કરવાના લીધે જે મળશે, તેના માટે 'નસીબ' શબ્દનો ઉપયોગ કર્યો છે. અને ખરાબ કાર્યની ભલામણ કરવાના લીધે 'હિફ્લ' શબ્દ વાપર્યો છે. કોશ મુજબ બન્નેનો અર્થ એક જ થાય છે. હિસ્સો, કોઈ વસ્તુનો એક ભાગ. પરંતુ સામાન્ય વપરાશમાં 'નસીબ' સારા હિસ્સા માટે અને 'કિફ્લ' ખરાબ હિસ્સા માટે બોલવામાં આવે છે.

જરૂરતમંદોની ભલામણ તથા તેમના કામ કરાવી દેવા માટેના પ્રયત્નની ફઝીલત હદીસમાં પણ દર્શાવવામાં આવી છે. અત્રે અમે કેટલીક હદીસો નોંધી રહ્યા છે, જેથી ભલામણની મહત્વતાનો અંદાજો આવી શકે.

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.) રિવાયત કરે છે કે, જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે કોઈ માંગનાર કે જરૂરતમંદ આવતો, તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવતા કે, તમે મારાથી તેની ભલામણ કરો, જેથી તમને પણ સવાબ મળે. અને અલ્લાહ તઆલા જે ચાહે તે પોતાના રસૂલના મોઢાથી પુરૂં કરી દે. *(બુખારી, મુસ્લિમ)*

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. તે ન તેના પર અત્યાચાર ગુજારે, ન તેની સહાયમાં પાછીપાની કરે. અને જે માણસ પોતાના કોઈ ભાઈની જરૂરિયાત પૂરી કરવામાં લાગેલો રહેશે, તો અલ્લાહ તઆલા તેની જરૂરિયાત પૂરી કરવામાં લાગેલા રહેશે. અને જે શખ્સ કોઈ મુસલમાનની એક તકલીફ દૂર કરશે, અલ્લાહ તઆલા કિયામતના દિવસની તકલીફોમાંથી તેની એક તકલીફ દૂર કરશે. અને જે મુસલમાન

કોઈ મુસલમાનની ખામી-બુરાઈ છૂપાવી લેશે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની બુરાઈઓ છૂપાવી લેશે.

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ''જે માણસે મારી ઉમ્મતના કોઈ શખ્સની જરૂરિયાત પૂરી કરી દીધી, અને તે તેના વડે તેને ખુશ કરવા ચાહે છે, તો તે મને ખુશ કરી રહ્યો છે. અને જેણે મને ખુશ કર્યો, તેણે અલ્લાહ તઆલાને ખુશ કર્યો. અને જેણે અલ્લાહને ખુશ કર્યો, તેને અલ્લાહ તઆલા જન્નતમાં પ્રવેશ આપશે.'' *(મિશ્કાત શરીફ)*

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ''જે શખ્સ પોતાના ભાઈની જરૂરિયાત પૂરી કરવા માટે ચાલ્યો, તો તેનું આ ચાલવું તેના માટે દસ વર્ષ એઅ્તેકાફ કરવાથી બેહતર છે. અને જે માણસે એકમાત્ર અલ્લાહ તઆલા માટે એક દિવસનો એઅ્તેકાફ કર્યો હશે, તો અલ્લાહ તઆલા તેની અને જહન્નમની વચ્ચે ત્રણ ખાઈઓ આડરૂપ કરી દેશે. દરેક ખાઈ વચ્ચે એટલું અંતર હશે, જેટલું પૂર્વ અને પશ્ચિમ વચ્ચે છે.''

ઉપરોક્ત આયત તથા હદીસથી આ વાત બિલ્કુલ સ્પષ્ટ થઈ ગઈ કે, ભલામણ એક સવાબનું કામ છે, પરંતુ એ સ્થિતિમાં જ કે તે ભલામણ સારા કામ માટે હોય. કોઈ ખરાબ કાર્ય માટે ભલામણ કરવી, દા.ત. કોઈ ચોર, બદમાશ કે ગુનેહગારની ભલામણ હાકેમ (શાસક)થી કરીને તેને છોડાવવાની કોશિશ કરે. એવી જ રીતે કોઈ અપાત્ર (નાઅહલ-અયોગ્ય) માટે હોદ્દાની ભલામણ કરે તો તે હરામ છે. અને આમ કરવાથી ભલામણકર્તાને પણ ગુનો થશે. એવી જ રીતે જે ભલામણથી શરીઅતના કોઈ નિયમનો ભંગ થતો હોય, તો એવી ભલામણ જાઈઝ નથી. આવી ભલામણ પર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની નારાજગી વ્યક્ત કરી, તેમજ આવી ભલામણ કરવાની મનાઈ ફરમાવી છે.

કુરૈશ કબીલાના એક પ્રતિષ્ઠિત કુટુંબ બની મખ્ઝૂમની એક ઔરતે ચોરી

કરી. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેના માટે હાથ કાપવાનો ચૂકાદો આપ્યો. કબીલએ કુરૈશ તેના કારણે આઘાત તથા અપમાનની લાગણી અનુભવે છે. તેઓ વિચારે છે કે, તેની ભલામણ કરવામાં આવે, જેથી તે સજાથી બચી જાય. પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે ભલામણ લઈને કોણ જાય ? આખરે હઝરત ઉસામા બિન ઝૈદ પર પસંદગી ઉતરે છે. હઝરત ઉસામા (રદી.) કુરૈશના કહેવાથી આપ અલયહિસ્સલામની સેવામાં ભલામણ કરવા પહોંચે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ચહેરો લાલચોળ થઈ જાય છે અને ગુસ્સામાં ફરમાવે છે : ‘‘હે ઉસામા ! તું અલ્લાહ તઆલાએ ઠરાવેલી સજાના મામલામાં ભલામણ કરવા આવ્યો છે ?’’

ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મિમ્બર પર બેઠા અને ફરમાવ્યું : ‘‘તમારાથી પહેલાં લોકો એટલા માટે બરબાદ થઈ ગયા કે, તેમનો પ્રતિષ્ઠિત માણસ ચોરી કરતો, તો તેને છોડી મૂકતા હતા. અને જો કમજોર માણસ ચોરી કરતો, તો તેને સજા આપતા. ખુદાની કસમ ! જો મુહમ્મદની પુત્રી ફાતિમા પણ ચોરી કરતે, તો હું તેનો પણ હાથ કાપવાનો આદેશ આપતે.’’ *(બુખારી, મુસ્લિમ)*

ભલામણ સબંધી આદેશ સ્પષ્ટ કરવા માટે હઝરત બરીરહ્ અને હઝરત મુગીષ (રદી.)ની ઘટના પણ બહુ ઉપયોગી થઈ પડશે.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદી.)ની એક બાંદી હઝરત બરીરહ્ (રદી.) હતા. તેમના શૌહર હઝ. મુગીષ (રદી.) પણ એક ગુલામ જ હતા. ગુલામ પતિની પત્નીને જો આઝાદ કરી દેવામાં આવે તો ઈસ્લામી નિયમ મુજબ તેને એવો અધિકાર મળે છે કે, તે પોતાના પતિ સાથે પૂર્વવત્ રહે અથવા છૂટાછેડા લઈ લે, અને ઈદ્દત પછી બીજા નિકાહ કરી લે. હઝરત આયશા સિદ્દીકા (રદી.)એ હઝરત બરીરહ્ (રદી.)ને આઝાદ કરી દીધી. આઝાદી પછી તેમણે પોતાનો નિકાહ તોડી નાંખ્યો. તેમના પતિ હઝ. મુગીષ (રદી.)ને તેમની સાથે ઘણી મુહબ્બત હતી, પરંતુ હઝરત બરીરહ્ (રદી.)ને તે પસંદ ન હતા.

આ ઘટનાની વિગત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)થી સાંભળો. તેઓ ફરમાવે છે કે, ''બરીરહ્‌ના શૌહર શ્યામવર્ણના ગુલામ હતા. તેમને મુગીષ કહીને બોલાવવામાં આવતા. જાણે કે હું તેમને જોઈ રહ્યો છું, તે બરીરહ્‌ની પાછળ મદીનાની ગલીઓમાં રડતાં રડતાં ફરતા હતા. તેમના આંસુ તેમની દાઢીને ભીંજવી દેતા હતા. (આ જોઈ) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મારાથી કહ્યું કે, તમને મુગીષની બરીરહ્‌થી મુહબ્બત અને બરીરહ્‌ની મુગીષથી નફરતના લીધે આશ્ચર્ય નથી થતું ? (ત્યાર પછી હઝરત મુગીષ રદી.ના આ પ્રબળ પ્રેમના કારણે) અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત બરીરહ્‌ (રદી.)થી કહ્યું : ''હે કાશ ! તું તારો નિર્ણય પાછો લઈ લેતી.'' તેમણે કહ્યું : હે અલ્લાહપાકના રસૂલ ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આપ મને આદેશ આપો છો ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : નહીં, હું તો ભલામણ કરી રહ્યો છું. તેમણે કહ્યું : મને તેમની જરૂર નથી, એટલે તમારી ભલામણ સ્વીકારવાની સ્થિતિમાં હું નથી. *(બુખારી શરીફ)*

ઉપરોક્ત બન્ને હદીસોથી ભલામણ સબંધી કેટલાક આદેશોની તારવણી શક્ય છે.

ભલામણની સર્વપ્રથમ શરત એ છે કે, તેની માંગણી વ્યાજબી તથા બરાબર હોય. બીજું એ કે, જેની ભલામણ કરવામાં આવે, તે કમજોરીના કારણે ખુદ મોટા લોકો સુધી પહોંચી શકતો ન હોય. આનાથી સ્પષ્ટ થઈ ગયું કે, ગેરવ્યાજબી ભલામણ અથવા સામાપક્ષને તે ભલામણ સ્વીકારી લેવા માટે દબાણ કરવું 'ખરાબ ભલામણ'ની વ્યાખ્યામાં આવશે. જો ભલામણમાં પોતાનો સબંધ કે પ્રભાવનો ઉપયોગ કરીને સામાવાળા પર દબાણ નાંખ્યું તો એ અત્યાચાર લેખાશે, એટલે નાજાઈઝ ઠરશે.

હઝરત બરીરહ્‌ (રદી.)વાળી હદીસથી મુખ્યત્વે ત્રણ વાતો સાબિત થાય છે : (૧) જેને જરૂરતમંદ સમજવામાં આવે તેની ભલામણ કરવી જોઈએ. તે ભલામણ કરી દેવાની વિનંતી કરે કે ન કરે. હઝરત મુગીષ (રદી.)એ આપ (સલ.)થી ભલામણ કરવાનું કહ્યું ન હતું, તો પણ આપ (સલ.)ને એવું

લાગ્યું કે, તેમની ભલામણ કરવી જોઈએ. એટલે આપે ભલામણ કરી.

(૨) જો કોઈ માણસને એવી મજબૂરી હોય કે એ તમારી ભલામણ સ્વીકારી ન શકે, તો તેનાથી ભલામણકર્તાએ માઠું ન લગાડવું જોઈએ. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી વધીને કોની ભલામણ હોય શકે ? તો પણ તેમણે પોતાની મજબૂરી દર્શાવીને તે ભલામણ ન સ્વીકારી. ત્યારે આપ (સલ.)એ તેમના કારણને સ્વીકારી લીધું અને માઠું ન લગાડ્યું.

**ભલામણ (સિફારીશ)ના અહકામ :**

ભલામણ કરવાનું વળતર લેવું રિશ્વત છે, એટલે હરામ છે. કુર્આન તેને 'સુહત્'થી વ્યક્ત કરે છે. કામ થઈ ગયા પછી ભેટસોગાદ સ્વીકારવી પણ હરામ છે. એટલે દરેક મુઅમિને તેનાથી બચવું જોઈએ. હદીષ શરીફમાં પણ તેની મનાઈ આવેલી છે. હઝરત ઉસામા (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે માણસે કોઈની ભલામણ કરી, પછી તેણે તેને ભેટ આપી, જેને ભલામણકારે સ્વીકારી લીધી, તો એણે મોટા ગુનાહોમાંથી એક મોટો ગુનોહ કર્યો. *(હદીષ શરીફ)*

હા, જો કોઈની ભલામણથી કોઈનું કામ થઈ ગયું, અને તેની ખુશીમાં તેણે ઘણા લોકોની દઅવત કરી અથવા ઘણા લોકોને મીઠાઈ વહેંચી અને અન્યોની સાથે ભલામણ કરનારને પણ દઅવત આપી કે મીઠાઈ પહોંચતી કરી, તો એ નાજાઈઝ ન કહેવાશે.

બીજો એક મસ્અલો એ પણ છે કે, ભલામણ કરવા માટે જો કોઈને ક્યાંક જવું પડે, તો પ્રવાસનો પૂરો ખર્ચ (ગાડી ભાડુ, ખાવાનો ખર્ચ વગેરે) એ માણસના શિરે રહેશે, જે ભલામણ કરવા લઈ જઈ રહ્યો છે.

**ભલામણની રીત, તેના શબ્દો :**

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી થાનવી (રહ.)એ પોતાના મલ્ફૂઝાત (કથનો)માં ઠેકઠેકાણે ભલામણના નિયમો દર્શાવ્યા છે. એક પ્રસંગે ફરમાવ્યું કે, ભલામણ એવી રીતે ન કરો કે જેનાથી બીજો માણસ દબાય જાય. જેનાથી કોઈના પર દબાણ આવે એવી ભલામણ જાઈઝ નથી. કારણ

કે ભલામણ વાસ્તવમાં 'ધ્યાન દોરવાનું' નામ છે. (એનાથી વિશેષ નહીં.) અને તે એવી રીતે કે આ માણસ મારા મતે જરૂરતમંદ છે, અને હું તમારૂં ધ્યાન દોરૂં છું કે, આ તમારા માટે એક સારી તક છે. જો તમે તેની પર ખર્ચ કરશો કે તેનું કામ કરી દેશો, તો ઈન્શાઅલ્લાહ તમને સવાબ મળશે. એમ નહીં કે આ કામ ચોક્કસ કરી આપો, જો નહીં કરશો તો હું નારાજ થઈ જઈશ. આ ભલામણ નહીં, દબાણ છે.

હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ.) જ્યારે કોઈના નામે ભલામણપત્ર લખતા, તો ઘણી વખત તેઓ આ શબ્દો લખતા કે, ''મારા મતે આ ભાઈ તે કામ માટે પાત્રતા ધરાવે છે. જો આપને સત્તા હોય અને આપના કોઈ હેતુ કે નિયમ વિરૂદ્ધ ન હોય તો આ ભાઈનું કામ કરી આપશો.''

*(ઈસ્લાહી ખુત્બાત)*

પરંતુ અફસોસ કે તે ભલામણ જે શરીઅતના હિસાબથી સવાબની ચીઝ હતી, આજે સમાજમાં એક દૂષણ બની ગઈ છે. આજે કોઈ કાર્ય નાજાઈઝ ભલામણ (જેને વાસ્તવમાં લાંચ કહેવી જોઈએ) વગર નથી થતું. આજે આપણે ભલામણનું આખું સ્વરૂપ બગાડી નાંખ્યું છે. આજની ભલામણ ભલામણ નહીં, દબાણ હોય છે. આજ કારણ છે કે, જ્યારે કોઈની ભલામણ સ્વીકારવામાં નથી આવતી, તો તે નારાજ થઈ જાય છે. બલ્કે દુશ્મની પર ઉતરી આવે છે. જો કે આપ (સલ.)એ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે, ભલામણ કરો, તમને સવાબ મળશે. પરંતુ જો તમારી ભલામણ કબૂલ કરવામાં નહીં આવે તો તમારા દિલમાં તેના માટે નારાજગી પેદા ન થવી જોઈએ.

એટલે જરૂરત છે કે, ભલામણ સબંધી ઈસ્લામી શિક્ષાઓ પર અમલ કરવામાં આવે. જાઈઝ ભલામણનો સવાબ મળે છે. એટલે દરેક માણસે આ કાર્ય હંમેશા ઈખ્લાસે નિય્યતથી કરવું જોઈએ. ભલામણ (સિફારીશ)નો સવાબ દુન્યવી લોભ-લાલચમાં વેડફી ન નાંખવો જોઈએ.

આજે ચારે તરફ ફિત્નાઓ ફેલાય રહ્યા છે. કોઈ સંસ્થા કે ખાનદાન તેનાથી બાકાત નથી. દરેક તેનો ઉકેલ શોધી રહ્યો છે. પરંતુ બધા લોકો પોતપોતાના દૃષ્ટિકોણ મુજબ જ વિચારે છે. એવા લોકો બહુ ઓછા છે, જેઓ

ન્યાયપૂર્વક વિચારીને વચલો માર્ગ કાઢવાની કોશિશ કરે. આ કોઈ આશ્ચર્યજનક વાત નથી. ફિત્નાઓના કાળમાં ભલભલા સમજદાર લોકો પણ છબરડાઓ વાળે છે. અને ખાનદાન કે સંસ્થાને એવા માર્ગે લઈ જાય છે કે બરબાદી સિવાય તેનું કોઈ પરિણામ નથી આવતું. અને એવું લાગે છે કે, ફિત્નામાં સપડાયેલા લોકોની બુધ્ધિ મારી ગઈ હતી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, મારા પછી મારી ઉમ્મતને ફિત્નાઓ એવી રીતે ઢાંકી લેશે કે તેના કારણે માણસનું દિલ (આત્મા) એવી રીતે મરી જશે, જેવી રીતે માણસનું શરીર મરી જાય છે. *(કિતાબુલ ફિતન : મરવઝી, ૩૪)*

જેમને અલ્લાહપાકના રસૂલ (સલ.)એ અનેક રહસ્યો દર્શાવ્યા હતા, તેવા આપના માનનીય સાથી હઝરત હુઝયફહ બિન યમાન (રદી.)થી કોઈએ પ્રશ્ન કર્યો કે, સૌથી ખતરનાક ફિત્નો ક્યો છે ? તો આપે જવાબ આપ્યો કે, સૌથી ખતરનાક ફિત્નો એ છે કે, માનવી સમક્ષ ભલાઈ તથા બુરાઈ આવે. પરંતુ (પોતાની સ્વાર્થવૃત્તિના કારણે) એ નિર્ણય ન કરી શકે કે કોને અપનાવે. *(કિતાબુલ ફિતન : ૩૫)*

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.)એ એક ફિત્નાથી ચેતવતાં કહ્યું કે, "હે લોકો ! આ એવો ખતરનાક ફિત્નો છે, જે મોટા માણસને એક દિવસનું બાળક બનાવી મૂકશે." (અર્થાત્ તેનાથી એવી હરકતો થશે, જે અણસમજુ બાળકથી થાય છે.)

હઝરત અબૂ હુરૈરહ (રદી.) ફરમાવે છે કે, આવનારા સમયમાં એવા ખતરનાક ફિત્નાઓ ઉભા થશે કે, તે વખતે બેસેલો માણસ ઉભેલા માણસથી અને ઉભેલા માણસ પગપાળા ચાલવાવાળાથી અને પગપાળા ચાલનાર દોડનારથી સારો હશે. (મતલબ કે બીજાના મુકાબલે તે ફિત્નાથી વધારે સુરક્ષિત હશે) એ ફિત્નાના કાળમાં જે માણસ તે ફિત્નાઓ પ્રતિ ધ્યાન આપશે, તો તે ફિત્નાઓ તેને પોતાની તરફ આકર્ષી લેશે. એટલે જે કોઈ માણસને આ ફિત્નાઓથી સુરક્ષા મેળવવાની કોઈ જગ્યા મળે, તો તે જગ્યા મેળવી લે. (અર્થાત્ ફિત્નાઓથી સુરક્ષા મેળવવાની જે રીત પણ શક્ય હોય, તે રીત અપનાવે.) *(મિશ્કાત શરીફ : ૨/૭૬૮)*

ફિત્નાઓ દરેક કાળમાં મૌજૂદ હોય છે, પરંતુ કોઈ બાહ્ય કારણસર માથુ નથી ઉંચકતા. પરંતુ જ્યારે તેને ખોતરવામાં આવે છે, તો તે એટલી ઝડપથી ઉભરે છે કે, પછી કોઈના કાબૂમાં નથી રહેતા. એટલે તે માણસ અત્યંત નિંદાપાત્ર છે, જેના કારણે સૂતેલો ફિત્નો જાગી જાય. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ફિત્નો સૂતેલો છે, જે માણસ તેને જગાડે તેના પર અલ્લાહપાકની લાનત (ફિટકાર) વરસે. *(કન્ઝુલ ઉમ્માલ : ૧૧/૫૬)*

એટલે દરેક મુસલમાનની એ જવાબદારી છે કે, તે હંમેશ ફિત્નાઓને દબાવવાની કોશિશ કરે અને પોતાના તરફથી કોઈ નવા ફિત્નાને ઉભો ન કરે. પોતાનું વ્યક્તિગત નુકસાન વેઠી લે, પરંતુ કૌમ તથા મિલ્લતને હાનિ ન પહોંચાડે.

## બલીદાન

**પદલાલસા - ફિત્નાનું કારણ :**

સામાજિક જીવનમાં સૌથી મોટો ફિત્નો પદલાલસા છે. જે માણસ ખુદ એમ સમજે કે હું જ હોદ્દાનો હકદાર છું, મારા સિવાય કોઈની અંદર આ કાર્યની પાત્રતા નથી, તો તે માણસ ભલે એમ દાવો કરતો હોય કે હું ફિત્નાઓ દબાવવાની કોશિશ કરી રહ્યો છું, પરંતુ વાસ્તવમાં તે જ માણસ ફિત્નાઓનો પ્રેરક છે. આવો માણસ ભલે હોદ્દા પર બેસી જાય, પરંતુ તે અલ્લાહપાકની મદદથી વંચિત રહે છે. અલ્લાહપાક તરફથી મદદ એવા હોદ્દેદારને મળે છે, જેની અંદર સાચા અર્થમાં પદલાલસા ન હોય અને તેને જબરદસ્તી કોઈ જવાબદારી સુપ્રત કરી દેવામાં આવે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : “જે માણસ ન્યાયાધિશના હોદ્દાની લાલચ રાખે અને તેના માટે ભલામણકર્તાઓ ઉભા કરે તો તેને તેના હાલ પર છોડી દેવામાં આવે છે. (અલ્લાહપાક તરફથી તેની મદદ કરવામાં નથી આવતી) અને જે માણસને આ હોદ્દા માટે મજબૂર કરી દેવામાં આવે, તો અલ્લાહપાક તેના માટે એક ફરિશ્તો નક્કી કરે છે, જે તેને સીધા માર્ગે દોરતો રહે છે.

*(અત્તરગીબ વત્તરહીબ : ૩/૧૧૫)*

એટલે હોદ્દા પર કબ્જો કરવાની જીદ કોઈ પણ પક્ષે હોય, સામૂહિક જીવન માટે અત્યંત નુકસાનકારક તથા ખતરનાક હોય છે. તેના કારણે મોટી મોટી સંસ્થા કટોકટ સ્થિતિમાં આવી જાય છે. યાદ રાખવું જોઈએ કે, હોદ્દાથી વધારે મહત્વ એકતાનું છે. જો એકતા જ નહીં હશે, તો હોદ્દાઓ તદન બેકાર થઈ જશે. ઈમાનદારી, ઈન્સાફ તથા દુરંદેશીનો તકાદો એ છે કે, જો કોઈના હોદ્દા પર રહેવાથી કે હોદ્દાની લાલસા રાખવાથી એકતા પ્રભાવિત થતી હતી, તો હોદ્દાની માંગણી જતી કરવી જોઈએ અને સહિષ્ણુતા તથા વિનમ્રતાપૂર્વક એકતાની જાળવણી થાય એવી રીત અપનાવવી જોઈએ.

## સય્યિદના હઝરત હસન (રદી.)ની આદર્શ ભૂમિકા :

આ સંદર્ભે આપણા માટે એક ઝળહળતુ ઉદાહરણ હઝરત હસન (રદી.)નું છે, જે આપ (સલ.)ના અતિ પ્રિય દૌહિત્ર (નવાસા) હતા. આપ (રદી.)ને જ્યારે એવું લાગ્યું કે, મુસ્લિમોની ખૂનરેજી એકતા વગર રોકાય નથી શકતી, તો આપ (રદી.)એ ખલીફએ રાશિદ હોવા છતાં પોતાનો હક્ક જતો કર્યો અને રાજીખુશીથી ઈસ્લામી શાસન સય્યિદના હઝરત મુઆવિયહ (રદી.)ને સુપ્રત કરી હજારો મુસ્લિમોનું લોહી રેડવાથી બચાવી લીધા.

સય્યિદના હઝરત હસન (રદી.)એ આ ઐતિહાસિક સંધિ ફરમાવીને પોતાના નાના હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ની ખુશખબરી કે ભવિષ્યવાણી સાચી ઠરાવી, જે આપ (સલ.)એ એક દિવસ મિમ્બર પર બેસીને સય્યિદના હઝરત હસન (રદી.) તરફ ઈશારો કરતાં સંભળાવી હતી કે, ‘‘આ મારો પુત્ર સરદાર છે, અને મને આશા છે કે અલ્લાહ તઆલા તેના થકી મુસ્લિમોના બે મોટા સમૂહ વચ્ચે સંધિ કરાવશે.’’ *(અલ બિદાયા વન્નિહાયા : ૪/૪૦૫)*

અત્રે એક સ્પષ્ટતા કરી લઈએ કે, હઝરત હસન (રદી.)એ આ સુલહ (સમાધાન) એવી સ્થિતિમાં ન કરી હતી કે, આપ સામનો કરવામાં કમજોર પડી રહ્યા હતા, બલ્કે સંધિ વખતે આપના હિમાયતીઓ મોટી સંખ્યામાં આપની સાથે હતા. અને તેઓ યુદ્ધ લડવા માટે તત્પર હતા. પરંતુ આપ (રદી.)એ પોતાની તરફેણ કરનારાઓની પણ પરવા ન કરી. અહીં સુધી કે પોતાના પ્રિય

ભાઈ સય્યિદના હઝરત હુસૈન (રદી.)ના મંતવ્યને પણ અવગણીને સંધિનો માર્ગ અપનાવ્યો. આ સંધિના કારણે આપ (રદી.)ને ઘણા મ્હેણાં-ટોણાં સાંભળવા પડ્યા. જ્યારે આપ (રદી.) સુલેહ પછી કૂફામાં પ્રવેશ્યા, તો એક શખ્સે આપ (રદી.)ને 'હે મુસ્લિમોને અપમાનિત કરનાર' કહીને બોલાવ્યા. ત્યારે આપ (રદી.)એ જવાબ આપતાં કહ્યું કે, ''મેં મુસ્લિમોને અપમાનિત નથી કર્યા, આ મેં એટલા માટે કર્યું કે, મને એ વાત સારી નથી લાગી કે મારી હુકૂમત માટે હું મુસ્લિમોનું લોહી વહાવું.'' ત્યાર પછી કૂફાથી મદીના શરીફ માટે રવાના થયા તો રસ્તામાં અનેક જગ્યાએ વિવિધ કબીલાઓએ આપ (રદી.) પર ટીકાનો ધોધ વરસાવ્યો. પરંતુ આપ પોતાના નિર્ણય પર સ્વસ્થતા-પૂર્વક અડગ રહ્યા. આપે પસ્તાવો કે ભોંઠપ ન અનુભવી, બલ્કે આ દરમિયાન મુસ્લિમોમાં પુનઃ સધાયેલી એકતા પર ખૂશી વ્યક્ત કરતા રહ્યા.

*(અલ બિદાયા વન્નિહાયા : ૪/૪૦૭)*

કેટલીક રિવાયતોમાં આવ્યું છે કે, આપને 'મુસ્લિમો માટે શરમ'નો ટોણો મારવામાં આવ્યો, તો આપ (રદી.)એ જવાબ આપ્યો કે, ''શરમ બનવું નર્કમાં જવાથી બેહતર છે.''

સારાંશ કે, ઈતિહાસ સાક્ષી પૂરે છે કે, કુર્બાની-બલિદાનના પ્રતાપે મોટા મોટા ફિત્નાઓ ક્ષણવારમાં ખતમ થઈ જાય છે. જ્યારે જક્કી વલણ તથા વૈમનસ્ય (દુશ્મનાવટ)ના કારણે નવા-નવા ફિત્નાઓ જન્મે છે. એટલે સામૂહિક જીવનમાં જ્યારે પણ આવા નાજુક વળાંક આવે તો સબંધિત દરેક વ્યક્તિએ સય્યિદના હઝરત હસન (રદી.)નો નમુનો નજર સમક્ષ રાખવો જોઈએ. જેથી એકતા જળવાય રહે.

આગળ જે કાંઈ કહેવામાં આવ્યું તે પ્રયાસરૂપ છે. અર્થાત્ જ્યારે કોઈ સંસ્થા કે ચળવળમાં પરિસ્થિતિ વિકટ બને તો ફિત્નાઓને ઠંડા પાડવા માટે યથાશક્તિ કુર્બાની આપવાની કોશિશ કરવી જોઈએ. પરંતુ અલ્લાહ તઆલા કોઈને વિખેરી નાંખવાનો નિર્ણય કરી લે છે, ત્યારે આ પ્રયાસો પણ કામે નથી લાગતા. અને તકદીર પ્રયાસો (તદબીર)ને ઝાંખા પાડી દે છે. આપણી તો કોઈ વિસાત નથી. જ્યારે હઝરત ઉષ્માન ગની (રદી.)ની શહાદતની

હૃદયદ્રાવક ઘટના ઘટી ત્યારે ઉમ્મત તેના સર્વપ્રથમ ફિત્નામાં સપડાય ગઈ. જો કે અલ્લાહપાકના રસૂલ (સલ.) કાંઈ કેટલાયે સહાબા વિશે, ત્યાં સુધી કે હઝરત આયશા (રદી.) સુધ્ધાં વિશે એવી ભવિષ્યવાણી કરી ચૂક્યા હતા કે, તેઓ આ ફિત્નાના ભોગ બનશે. તે છતાં ભાગ્યમાં જે કાંઈ લખાયું હતું તે પુરૂં થયું. હઝરત આયશા (રદી.) એક મોટા સૈન્ય સાથે બસરા પહોંચ્યા, જેમાં ઘણા બધા સહાબીઓ પણ શામેલ હતા. હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુના સૈન્ય સાથે ભીષણ યુદ્ધ થયું. આ યુદ્ધમાં જે ખૂનરેજી થઈ, તેનાથી હઝરત અલી (રદી.) એટલા બેચેન થઈ ગયા કે પોતાના સુપુત્ર હઝ. હસન (રદી.)ને ગળે વળગાડી લીધા અને કહ્યું : ‘‘બેટા ! કાશ, તમારો બાપ આજથી વીસ વર્ષ પહેલાં વફાત પામી ગયો હોત !’’ (અર્થાત્ આ મનહૂસ દિવસ જોવાનો વારો ન આવતે.) હઝરત હસન (રદી.)એ ફરમાવ્યું : ‘‘અબ્બાજાન ! શું મેં તમને આ પગલાંથી રોક્યા ન હતા ?’’ હઝરત અલી (રદી.)એ ફરમાવ્યું : ‘‘બેટા ! મને અંદાજો ન હતો કે મામલો અહીં સુધી પહોંચી જશે.’’

*(અલ બિદાયા વન્નિહાયા : ૪/૨૫૭)*

આવી જ રીતે હઝરત આયશા (રદી.) જ્યારે આ ફિત્નાઓનો ઉલ્લેખ કરતા તો અનાયાસે રડી પડતા અને કહેતા કે, ‘‘શું કરી શકાય, તકદીરનો ચૂકાદો આ જ હતો.’’

એટલે અલ્લાહ તઆલાએ જેના વિશે જે લખી નાંખ્યું છે, તે તો થઈને જ રહેશે. પરંતુ બાહ્ય સ્થિતિ જોતાં આપણી જવાબદારી બને છે કે, શાંતિ તથા સલામતી જાળવવાની કોશિશમાં કોઈ કચાશ ન રાખવી જોઈએ. અલ્લાહ તઆલા આપણને દરેક પ્રકારની અજમાયશો તથા ફિત્નાઓથી સુરક્ષિત રાખે, આમીન.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જેનાથી મશ્વેરો (સલાહ) લેવામાં આવે, તે વાસ્તવમાં અમાનત ધરાવનાર છે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.) કહે છે કે, ‘‘મેં કોઈને આટલો બધો મશ્વેરો લેતા નહીં જોયા, જેટલા અલ્લાહપાકના રસૂલ (સલ.) પોતાના સાથીઓથી

મશ્વેરો કરતા હતા.'' *(તિરમિઝી, ફઝાઈલુલ જિહાદ)*

ઈમામ જઅફર સાદિક (રહ.)એ હઝરત સુફિયાન થૌરી (રહ.)થી કહ્યું કે, ''પોતાના મામલામાં એવા લોકોથી મશ્વેરો કરો (સલાહ લો), જે અલ્લાહ તઆલાથી ડરે છે.'' *(તઅલીમુલ મુતઅલ્લિમ : શેખ ઝર્નૂજી)*

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુનું કથન છે કે, ''મશ્વેરાથી ક્યારેય કોઈ માણસ બરબાદ થયો નથી.'' *(તઅલીમુલ મુઅલ્લિમ : શેખ ઝર્નૂજી)*

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) કહે છે કે, ''જે શખ્સ કોઈ કામ કરવા ધારે, પછી કોઈ મુસલમાનથી મશ્વેરો કરે, તો અલ્લાહ તઆલા પેલા કાર્યના બેહતર પાસાની તેને સમજ આપે છે. જે લોકો પણ મશ્વેરો કરે છે, તેઓ હંમેશ જે તે મામલાની બેહતર બાજુને પામી લે છે.'' *(મદારિકુત્તન્ઝીલ)*

''જેણે પોતાના ભાઈને જાણી જોઈને ખોટો મશ્વેરો આપ્યો, તેણે અપ્રમાણિકતા (ખયાનત) આચરી.'' *(તફસીર ઈબ્ને જરીર)*

માણસોમાં કોઈ વધારે સમજદાર હોય છે, કોઈ ઓછી સમજ ધરાવે છે. કોઈની સમક્ષ એક પાસુ હોય છે, તો કોઈની સમક્ષ બીજુ પાસુ (પેહલુ) હોય છે. કોઈનું મંતવ્ય પક્ષપાતપૂર્ણ હોય છે, તો કોઈનું મંતવ્ય નિષ્પક્ષ હોય છે. આવી સ્થિતિમાં સર્વશ્રેષ્ઠ ઉપાય એ છે કે, બીજાઓથી મશ્વેરો કરી લેવામાં આવે, જેથી જુદા જુદા સલાહ-સૂચનો સામે આવ્યા પછી સાચો નિર્ણય કરી શકે. મશ્વેરો જાણે કે બીજાઓની ખૂબીઓ વડે પોતાની ખામીઓ દૂર કરવાનું નામ છે.

## રોઝી કમાવાની ફઝીલત

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.) કહ્યા કરતા કે, ''હું એ બેકાર માણસને નાપસંદ કરૂં છું, જે ન તો દુન્યાના કામમાં વ્યસ્ત હોય, ન તો આખિરતના કાર્યમાં લાગેલો હોય.'' *(મજમઉઝ ઝવાઈદ : ૪/૬૩)*

સહાબએ કિરામ વડે આ વિચાર તાબિઈન અને અઈમ્મએ દીન સુધી પહોંચ્યો. હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે, જે માણસ કાંઈ કામ ન

કરતો હોય, તેના માટે ખાવાનું જાઈઝ નથી. હઝ. ઈબ્રાહીમ નખઈ (રહ.)થી પૂછવામાં આવ્યું : સાચો વ્યાપારી બેહતર છે કે તે માણસ જે ખુદાપાકની ઈબાદતમાં ધ્યાનપૂર્વક લાગેલો હોય ? ફરમાવ્યું : ''સાચો વેપારી બેહતર છે. કારણ કે તે તોલ-માપ અને લેવડ-દેવડમાં શયતાન સાથે બાથ ભીડે છે.''
*(ઈહ્યાઉલ ઉલૂમ : ૨/૫૮)*

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)થી કોઈએ પૂછ્યું કે, જો કોઈ માણસ એમ વિચારી મસ્જિદમાં કે ઘરમાં બેસી જાય કે મારી રોઝી આપોઆપ મારી પાસે પહોંચી જશે, તો એ કેવો માણસ છે ? તેમણે કહ્યું કે, ''આવો માણસ અજ્ઞાની છે.'' વ્યાપારને પ્રોત્સાહન આપવાની સાથોસાથ ઈસ્લામે ભિક્ષાવૃત્તિને નાપસંદ પણ કરી છે.

લાજ-શરમ માનવીનો એક વિશેષ ગુણ છે. માંગવાની ટેવ આ વિશેષ નેઅમતથી તેને વંચિત કરી દે છે, તેની ઈઝઝત જતી રહે છે. એટલે અલ્લાહપાકના રસૂલે (સલ.) તેની સાચવણી તરફ વિશેષ ધ્યાન દોર્યું છે. અલ્લાહપાકના રસૂલ (સલ.) ઈર્શાદ ફરમાવે છે કે, ''કોઈ માણસ દોરડું લઈને જાય, પછી પીઠ પર લાકડાં લાદીને લાવે, પછી તેને વેચે, જેના કારણે અલ્લાહપાક તેની ઈઝઝત બચાવી લે, એ તેનાથી બેહતર છે કે તે લોકોથી માંગતો ફરે. કોઈ આપે અને કોઈ નહીં આપે.'' *(બુખારી શરીફ : ૫/૩૨૦)*

હઝરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે, એક અન્સારી સહાબી કંઈક માંગવા માટે અલ્લાહપાકના રસૂલ (સલ.) પાસે આવ્યા. આપ (સલ.)એ તેમનાથી પૂછ્યું : ''તમારા ઘરમાં કંઈક છે ?'' તેમણે કહ્યું : હા, એક ચાદર છે, જેના એક ભાગને બિસ્તર બનાવી બિછાવી લઈએ છીએ અને બીજા ભાગને ઓઢી લઈએ છીએ અને એક કટોરો છે, જેમાં અમે પાણી પીએ છે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, તે બન્ને વસ્તુ લઈ આવો. જ્યારે તેઓ તે વસ્તુ લઈ આવ્યા, તો અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''આ બન્ને વસ્તુ કોણ ખરીદશે ?'' એક ભાઈએ કહ્યું : હું આના એક દિરહમ આપી શકું છું. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, આનાથી વધારે કોણ આપી શકે છે ? એક બીજા ભાઈએ કહ્યું કે, હું બે દિરહમ આપી

શકું છું. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ બન્ને ચીજો તેમને હવાલે કરી દીધી અને તેમની પાસેથી બે દિરહમ લઈ પેલા અન્સારી સહાબીને આપી દીધા અને કહ્યું કે, એક દિરહમનું કંઈક ખાવાનું લાવી તમારા ઘરે દઈ આવો અને બીજા દિરહમથી એક કુહાડી ખરીદી લાવો. તે કુહાડી ખરીદીને લાવ્યા. અલ્લાહ તઆલાના રસૂલે (સલ.)એ પોતાના હાથથી તેમાં હાથો લગાવ્યો અને કહ્યું : ‘‘જાઓ અને લાકડા કાપીને વેચો અને પંદર દિવસ સુધી અહીં દેખાતા નહીં.’’ તેઓ લાકડા કાપતા રહ્યા અને વેચતા રહ્યા. પંદર દિવસ પછી અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની સેવામાં હાજર થયા, તો તેમની પાસે દસ દિરહમ જમા થઈ ચૂક્યા હતા. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, થોડાક દિરહમથી ખાવાની વસ્તુઓ ખરીદી લો અને થોડાક દિરહમથી પહેરવા માટેના કપડાં ખરીદી લો. પછી ઉમેર્યું કે, આ તમારા માટે એનાથી સારૂં હશે કે તમે લોકો સમક્ષ હાથ ફેલાવો. જેના પરિણામે કિયામતના દિવસે તમારા ચહેરા પર ડાઘ પડેલા હોય. *(સુનને ઈબ્ને માજહ : ૧/૮૫૨)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એમ પણ ફરમાવ્યું કે, ‘‘જે માણસ કામ કરવાની ક્ષમતા ધરાવતો હોય, તેના માટે બેકાર રહેવું ઠીક નથી. અને એવા માણસ માટે લોકો સામે હાથ ફેલાવવો ખોટું છે.’’

*(સુનન તિરમિઝી : ૧/૮૮૯)*

ભૂતકાળમાં કેટલાક મુસલમાન શાસકોની અય્યાશીની પ્રતિક્રિયામાં કેટલાક લોકોમાં અનાસક્તિની (ઝુહદ) ભાવના ઉત્પન્ન થઈ અને તેમણે વૈરાગ્ય (રહબાનિયત)ના નામે તેનો મુસ્લિમ સમાજમાં પ્રસાર કરવા માંડ્યો. જેના પરિણામે ભીખારીઓ અને કામચોરોની એક બહુ મોટી સંખ્યા અસ્તિત્વમાં આવી ગઈ. ઈમામ મુહમ્મદ (રહ.)એ કિતાબુલ કસ્બ લખીને આ ખોટા વિચારોનો રદિયો આપ્યો.

અલ્લામા સરખ્સી (રહ.)એ લખ્યું છે કે, હઝરત ઈમામ મુહમ્મદ (રહ.)થી પૂછવામાં આવ્યું કે, તમે ઝુહદ (વૈરાગ્ય) પર કોઈ કિતાબ ન લખી ? તેમણે જવાબ આપ્યો કે, ફિકહની કિતાબોમાં મેં વ્યવહાર તથા વ્યાપાર સબંધી જે પ્રકરણો લખ્યા છે, તે એ જ આશયે લખ્યા છે કે, હલાલ

રીતે રોઝી-રોટી રળવી એ સૌથી મોટો વૈરાગ્ય છે.

વ્યાપાર વિશે અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ''તમે વ્યાપારને તમારી ઉપર અનિવાર્ય ઠરાવી લો. કારણ કે તેમાં રોઝીના દસ ભાગોમાંથી નવ ભાગ અસ્તિત્વ ધરાવે છે.'' *(ઈહ્યાઉલ ઉલૂમ : ૨/૫૭)* તેમજ અલ્લાહપાકના રસૂલે (સલ.) વેપારી વિશે ફરમાવ્યું કે, ''સાચો, પ્રમાણિક વેપારી (કિયામતના દિવસે) પયગમ્બરો, સિદીકો (સત્યનિષ્ઠ લોકો) અને ખુદાપાકના માર્ગે શહીદી વહોરનારાઓ સાથે હશે.'' મતલબ કે તે વેપારી પોતાના ધંધાકીય હિતોને અવગણી સત્યતા તથા પ્રમાણિકતાપૂર્વક વર્તે છે, તો તે પણ મુજાહિદ (અલ્લાહ તઆલા ખાતર યુદ્ધ કરનારા) જેવો છે. જે દિવસભર કોણ જાણે કેટલી વખત મન સાથે સંઘર્ષમાં ઉતરે છે. ઘણી વખત એવો મોકો મળે છે કે, તે થોડીક અપ્રમાણિકતા આચરી લાખો કમાઈ શકે છે, પરંતુ દરેક સ્થિતિમાં તે ઈમાનદારીનો પાલવ પકડી રાખે છે. તો એવા માણસ માટે ખૂશખબરી છે કે, તેને અલ્લાહ તઆલાના મકબૂલ બંદાઓ (નબીઓ, સિદીકીન, શુહદા)નો સંગાથ મળશે.

હુન્નર, કારીગરીની શીખને પણ અલ્લાહપાકે પોતાની નેઅમત તથા અહેસાન (ઉપકાર) તરીકે ગણાવી છે. અલ્લાહપાકનું ફરમાન છે : અને અમે હઝરત દાવૂદ (અલૈ.)ને બખ્તર બનાવવાનું શિખવાડ્યું, જેથી યુદ્ધ દરમિયાન તમારી સુરક્ષા થઈ શકે. તો શું તમે આનું એહસાન માનો છો ? હઝરત નૂહ (અલૈ.) વિશે કુર્આને કરીમમાં છે : ''અમારી દેખરેખ હેઠળ તમે હોડી બનાવો.''

હઝરત સુલયમાન (અલૈ.)ને બાંધકામ (સ્થાપત્યકળા) પ્રત્યે દિલ-ચસ્પી હતી. તેનો કુર્આને કરીમમાં ઉલ્લેખ છે. ઝુલકરનૈને (સાયરસ) જે (સિકંદરી) દીવાલ ચણી, તેનો પણ કુર્આનમાં ઉલ્લેખ કર્યો છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''માણસ પોતાના હાથથી કમાઈને ખાય તેનાથી સારૂં કોઈ ખાવાનું નથી. અલ્લાહપાકના નબી હઝ. દાવૂદ (અલૈ.) પોતાના હાથની કમાઈમાંથી ખાતા હતા.''

*(બુખારી શરીફ : ૭/૨૩૫)*

એક રિવાયતમાં છે કે, હઝરત જાબિર (રદી.) આપ (સલ.) પાસે આવ્યા અને સલામ કરી. આપ અલયહિસ્સલામને તેમનો હાથ બહુ ખરબચડો લાગ્યો. આપ (સલ.)એ કારણ પૂછ્યું તો તેમણે કહ્યું કે, ‘‘હું ઘોડાઓની નાલ બાંધવાનું કામ કરૂં છું અને ગુજરાન ચલાવું છું.’’ આ સાંભળી આપ (અલયહિસ્સલામ)એ તેમના હાથ ચૂમી લીધા અને કહ્યું : ‘‘આ હાથોને નર્કની આગ સ્પર્શી પણ નહીં શકે.’’

સારાંશ કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ દરેક પ્રકારના વ્યવસાયને પ્રતિષ્ઠા તથા સન્માન આપ્યું. અને એ વિચાર મનમાં બેસાડ્યો કે, વિશ્વમાં એક વ્યવસાય સિવાય કોઈ પણ વ્યવસાય તુચ્છ નથી. અને તે વ્યવસાય છે અન્યની સામે હાથ ફેલાવવો-ભિક્ષાવૃત્તિ.

અફસોસ કે રોઝી-રોટીના આ બન્નેવ સાધનો (વેપાર અને હુન્નર) સાથે મુસ્લિમોનો સબંધ બહુ નજીવો રહી ગયો છે. આ બન્નેવ સાધનો પર અન્યોનો કબ્જો છે. જો કે વ્યાપાર તથા ઉદ્યોગ ઉપર માનવીની વ્યક્તિ-ગત તથા સામૂહિક જરૂરિયાતનો આધાર છે.

ખેતીવાડી એવી વસ્તુ છે, જેના પર માનવીની પાયાની જરૂરિયાતનો આધાર છે. અને સૌથી પહેલા માનવી (હઝરત આદમ અલૈ.)એ સર્વપ્રથમ તેના પ્રતિ જ લક્ષ સેવ્યું. અલ્લામા ઈબ્ને ખલ્લદૂન (રહ.)એ લખ્યું છે કે, સૌથી પહેલી ખેતી હઝ. આદમ (અલૈ.)એ કરી. અને આ કાંઈ બહુ મુશ્કેલ કામ પણ નથી. ખેતી માટે જે ચીજોની જરૂર છે, ખુદ અલ્લાહપાકે તેની વ્યવસ્થા કરી રાખી છે. અર્થાત્ તેણે ખેડવા લાયક જમીન બનાવી, તેને સીંચવા માટે વરસાદ વરસાવ્યો, અને નદીઓ વહેવડાવી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ તેની ફઝીલત વર્ણવતાં ફરમાવ્યું : ‘‘જે કોઈ મુસલમાન કોઈ છોડ રોપે છે અથવા ખેતી કરે છે અને તેમાંથી કોઈ પક્ષી કે કોઈ માનવી કંઈક ખાય લે છે, તો એ (પેલા રોપનાર માટે) સદકો છે.’’

*(બુખારી શરીફ : ૮/૧૧૮)*

કુર્આને હકીમમાં એવા લોકોની પ્રસંશા કરવામાં આવી છે, જે ધંધા-

વેપારમાં વ્યસ્ત હોવા છતાં અલ્લાહ તઆલાના ઝિક્ર, નમાઝ અને ઝકાત પ્રત્યે બેધ્યાન નથી થતા. *(સૂ.નૂર : ૩૪)* અને એવી દૌલત તથા તેના માટે કરવામાં આવેલ પ્રયત્નની નિંદા કરવામાં આવી છે, જે માનવીને અલ્લાહ તઆલાથી બેધ્યાન (ગાફિલ) કરી દે. *(સૂ.તકાષુર : ૧)* અથવા કંજૂસીના લીધે હાથ બાંધેલા રાખે. *(સૂ.મુહમ્મદ -૪)* અથવા ખોટા રસ્તાથી ધનદૌલત મેળવ-વામાં આવે. *(સૂ.બકરહ : ૧૮૮)*

હઝ. સઈદ બિન ઝુબૈર (રહ.) કહે છે કે, કુર્આન શરીફમાં દુન્યા (સંસાર)ને ધોકાનો સામાન (માયા) કહેવામાં આવી છે. એનાથી મુરાદ તે દુન્યા છે, જે માનવીને આખિરતથી ગાફેલ (બેધ્યાન) કરી દે. પરંતુ જો દુન્યા (કે તેની ધનદૌલત) અલ્લાહ તબારક વ તઆલાની રઝા (ખૂશી) તેમજ આખિરતની સફળતાનું સાધન બની જાય, તો તે સર્વશ્રેષ્ઠ ભાથુ છે.

કેટલીક રિવાયતોમાં ખેતીવાડી-ની નિંદા કરવામાં આવી છે. તો તેનો અર્થ એ છે કે, તેમાં એટલો બધો ખૂંપી ન જાય કે તેના લીધે નમાઝ-રોઝા જેવા ફરાઈઝનું ધ્યાન ન રહે. એટલે આપ (સલ.)એ ફરમાવ્યું કે, જેટલી રોઝી તકદીરમાં લખેલી છે, તે મળીને રહેશે. એટલે રોઝીની તલાશમાં મધ્યમમાર્ગ અપનાવો. આપ (સલ.) દુઆ ફરમાવતા કે, ''હે અલ્લાહ તઆલા ! તું સંસારને અમારું સૌથી મોટું દુઃખ ન બનાવતો અને ન સંસાર સુધી અમારા જ્ઞાનને સીમિત રાખજે.''

જીવનનિર્વાહ માટે રોઝી-રોટી રળવાના સાધનો કે પધ્ધતિઓની શીખ અલ્લાહપાકે વહી (દિવ્યવાણી) દ્વારા પોતાના પયગમ્બરોને આપી છે. જેવી રીતે હઝ. દાવૂદ (અલૈ.) વિશે કુર્આન કહે છે કે, ''અમે તેઓને બખ્તર બનાવવાની તઅલીમ આપી.'' એનાથી તેની મહત્વતાનો અંદાજો કરી શકાય છે. અને આ એક સાહજીક જરૂરિયાતનું શિક્ષણ છે. જેના જરૂરી હોવાનો કે શ્રેષ્ઠ હોવાનો ઈન્કાર શક્ય નથી. આ જ કારણે ઈમામ ગઝાલી (રહ.) લખે છે કે, દરેક તે જ્ઞાન કે કળા જેના વગર જીવન જીવવું અશક્ય હોય, તે જ્ઞાન કે કળા હસ્તગત કરવી 'ફર્ઝે કિફાયહ્' છે. દા.ત. તબીબશાસ્ત્રનું જ્ઞાન

શારીરિક સ્વાસ્થ્ય માટે જરૂરી છે અને ગણિતશાસ્ત્રનું જ્ઞાન વારસા વહેંચણી માટે જરૂરી છે. અને આ એવી વિદ્યાઓ છે કે, જો કોઈ જગ્યાએ તેના જાણકારો ન હોય તો લોકો મુશ્કેલીમાં મૂકાય જાય. એટલે એ વાત પર આશ્ચર્ય ન કરવું જોઈએ કે, તબીબશાસ્ત્ર તથા ગણિતશાસ્ત્રનું જ્ઞાન મેળવવું ફર્ઝે કિફાયા છે. બલ્કે જે હુન્નર-ઉદ્યોગ-કળા-કારીગરી પાયાની જરૂરિયાત પૂરી પાડે છે, તે તેણે શીખવી કે તેમાં લાગવું ફર્ઝે કિફાયા છે. દા.ત. ખેતીવાડી, કાપડ વણવું, સીવવું, પશુઓની દેખરેખ, વગેરે... *(ઈહ્યાઉલ ઉલૂમ : ૧/૭)*

અર્થશાસ્ત્ર પણ એવી જ વિદ્યાશાખાઓમાંથી છે, જેની બાબતે મુસ્લિમોએ વિશ્વને નેતૃત્વ પુરૂ પાડ્યું છે. અને આ વિષયે ઘણી કૃતિઓ લખી છે. ઈમામ મુહમ્મદ (રહ.)ની 'કિતાબુલ કસબ' અર્થશાસ્ત્રની સર્વ પ્રથમ તથા પાયાની કૃતિ છે. પરંતુ આ ક્ષેત્રમાં મુસ્લિમો આજે ક્યાં છે, એ ચિંતા તથા ચિંતન બન્નેનો વિષય છે તેમજ વ્યવહારિક ધોરણે કંઈક કરી છૂટવાની પણ પ્રેરણા આપે છે.

## હલાલ રોઝી

મુઆમલાત-વ્યવહારના વિવિધ વિભાગો પૈકી એક મહત્વપૂર્ણ વિભાગ વ્યાપાર (તિજારત) છે. તે સંદર્ભે અત્રે થોડીક વિગતો રજૂ કરવામાં આવે છે.

હલાલ રોજી માટે મહેનત કરવી એ કાંઈ શરમની વાત નથી, બલ્કે ઈસ્લામમાં ઠેકઠેકાણે તેની ફઝીલત બયાન કરવામાં આવી છે. રોજી-રોટી માટે ભાગદોડ એ ખુદા પર ભરોસા (તવક્કુલ)ની પણ વિરૂદ્ધ નથી કે દીનદારી પર કોઈ ડાઘ નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "હલાલ રોજીની તલાશ અન્ય ફર્ઝો જેવી એક ફરજ છે." *(મિશ્કાત : ૨૪૨)* અર્થાત્ જે હલાલ રોજી રળવામાં વ્યસ્ત થઈ ગયો, તે વાસ્તવમાં એક ઈસ્લામી ફરજની અદાયગીમાં લાગી ગયો છે. જેના લીધે તેને સવાબ આપવામાં આવશે.

આવી જ રીતે ઈસ્લામે હુન્નરઉદ્યોગને પણ પ્રોત્સાહન આપ્યું છે. તેમાં શ્રમનો મહિમા છે. એક હદીષ શરીફમાં છે : "કોઈ માણસ પોતાના હાથની કમાણીથી પેટ ભરે, તો એનાથી વધારે સારી પેટ ભરવાની કોઈ વસ્તુ નથી.

અલ્લાહ તઆલાના નબી હઝરત દાવૂદ અલયહિસ્સલામ પોતાના હાથની કમાણીમાંથી ખાતા હતા.''

ઉપરની હદીષથી જાણવા મળ્યું કે, હલાલ રોજીની તલાશ એક વખાણ-પાત્ર બાબત છે. શરીઅતે કાળજીપૂર્વક મુસ્લિમોનું ધ્યાન તેના તરફ દોર્યું છે. પરંતુ વ્યાપારમાં ખૈરો-બરકત તથા ખુદાની ખુશી (રઝા) મેળવવાનું સાધન ત્યારે જ બની શકે છે, જ્યારે તેને ઈસ્લામી સિદ્ધાંતો મુજબ સાવચેતીપૂર્વક કરવામાં આવે. ખુદા ન કરે, લાલચની જાળમાં ફસાઈને ઈસ્લામી રીતની અવગણના કરવામાં આવશે તો પછી નિષ્ફળતા તથા નિરાશા સિવાય કશુંય હાથમાં આવશે નહીં.

વ્યાપાર જગતમાં પ્રવેશનાર માટે પ્રમાણિકતા આચરવી થોડીક મુશ્કેલ જરૂર છે, પરંતુ મૃત્યુ તથા આખિરતને સતત નજર સમક્ષ રાખનાર માટે અશકય હરગિજ નથી. આખિરતને સામે રાખી વ્યાપાર કરનારનો વ્યવહાર ચોક્કસ જ શુધ્ધ થઈ જાય છે. અને અલ્લાહપાક તેની તિજારત (વ્યાપાર)માં ભલાઈ તથા બરકત પણ આપે છે. એક હદીષ શ.માં ફઝીલત બયાન કરતાં કહેવામાં આવ્યું છે કે, ''સાચું બોલનાર, પ્રમાણિકતા આચરનાર વ્યાપારી (કિયામતના દિવસે) પયગમ્બરો, સિદીકીન (સત્યનિષ્ઠો) તથા શહીદો (પોતાના જાનની કુરબાની આપનાર) સાથે હશે. *(તિર્મિઝી–મિશ્કાત : ૨૪૩)*

વેપારમાં બીજી એક મહત્વપૂર્ણ બાબત સદ્‌વ્યવહાર છે. દરેક સાથે હસતા મોઢે મળે, નરમ વલણ અખત્યાર કરે, લોકોની ભૂલો માફ કરી દેવામાં આવે, વેપારી આલમમાં ચિંતાગ્રસ્ત લોકોને મહેતલ આપે, ધૈર્ય (સબ્ર) રાખે. એક હદીષ શરીફમાં એક વેપારીના આવા ઉચ્ચ અખ્લાક (નીતિ)ના કારણે તેને જન્નત મળવાની વાત કરવામાં આવી છે. હદીષ શરીફમાં છે કે, હઝ. હુઝૈફહ (રદી.) અલ્લાહપાકના રસૂલ (સલ.)થી નોંધે છે કે, પાછલી ઉમ્મતના એક વ્યાપારી માણસનું મૌતના ફરિશ્તા (યમદૂત) પ્રાણ ખેંચવા આવ્યા તો તે માણસને પૂછવામાં આવ્યું : ''શું તેં કંઈક સારૂ કામ કર્યુ છે ?'' તેણે કહયું : ''હું નથી જાણતો.'' તેનાથી કહેવામાં આવ્યું કે, જરા ધ્યાનથી જુઓ. તેણે જવાબ આપ્યો કે, ''મને તો માત્ર એટલી જાણકારી છે કે, હું

લોકો સાથે દુનિયામાં વેપાર કરતો હતો તો તેમની સાથે સારી રીતે વર્તતો હતો. માલદારને (માલદાર હોવા છતાં જો તે મહેતલ માંગે તો) મહેતલ આપી દેતો, અને ગરીબનું દેવું માફ કરી દેતો હતો.'' અલ્લાહપાકે તેનો આ અમલ કબૂલ કરી તેને જન્નતમાં દાખલ કરી દીધો.

*(બુખારી, મુસ્લિમ, મિશ્કાત : હદીષ–૨૪૩)*

સામાન્યપણે લોકો ઉપરની બાબતોને લક્ષમાં નથી લેતા. એટલે ભાગીદારો વચ્ચે ઝઘડાઓ તથા ગ્રાહક સાથે તકરાર થતી રહે છે. માણસ માત્ર પોતાનો ફાયદો જુએ છે. ભલે તેના કારણે બીજાનું જેટલુ પણ નુકસાન થઈ જાય. તેને જરા સરખો એવો વિચાર નથી આવતો કે, કયાંક આપણી ઉપર બીજાનો હક્ક તો બાકી નથી ને ? કારણ કે જે માણસ આખિરતના દિવસમાં શ્રદ્ધા ધરાવે છે તે પોતાનો હક્ક જતો કરશે, સાથે સાથે બીજાના હક્કનો એક પૈસો પણ ખાવાથી તે ડરશે.

વેપારીઓમાં એક ટેવ એ હોય છે કે, કંઈક લેતી વખતે માપતોલ પુરેપુરૂં લે છે. અને દેતી વખતે ઓછું આપે છે. આવા લોકો માટે કુર્આને પાકમાં અઝાબની વઈદ (ધમકી) આપવામાં આવી છે. કુર્આન શરીફમાં છે કે, ''એવા લોકો માટે બરબાદી છે, જે લોકો પાસેથી પુરેપુરૂં તોલીને લે છે. અને જ્યારે લોકોને માપતોલ કરીને આપે છે તો ઓછું આપે છે. શું તેઓને વિશ્વાસ નથી કે તેમને એક મહાન દિવસે (કિયામતના દિવસે) ઉભા કરવામાં આવશે, જે દિવસે લોકો જગતના પરવરદિગાર સામે ઉભા હશે. *(તત્ફીફ : ૧/૬)*

પ્રારંભે જે હદીષ ટાંકી તેનો સાર એ છે કે, કાલે કિયામતના દિવસે રુસ્વાઈથી બચવા માંગો છો તો પોતાની અંદર ત્રણ ગુણો વિકસાવો. જે લોકોમાં આવા સદ્‌ગુણો હશે તેઓ સફળ થઈ જશે. એ ત્રણ સદ્‌ગુણો આ છે :

**તક્વા :** અર્થાત્ વ્યાપારીના દિલમાં ખુદાપાકની સમક્ષ ઉભા રહી હિસાબ આપવાનો ડર હોય. આ ડરની બરકતથી તે અધિકારો ઝૂંટવી લેવાથી બચી જશે. અન્ય બીજા પણ વ્યાપારિક ગુનાઓથી તે બચી જશે.

**સદ્‌વર્તાવ :** અર્થાત્ લોકો સાથે, ભાગીદારો સાથે, ગ્રાહકો સાથે હસતા ચહેરે મળે. તેમની સાથે સારી વર્તણૂંક રાખે. પરેશાનહાલ માણસો સાથે નરમાઈથી વર્તે.

**સચ્ચાઈ :** અર્થાત્ કોઈ પણ સંજોગોમાં પ્રમાણિકતા અપનાવે. તેના લીધે થોડુંક માલી નુકસાન થાય તો પણ તેને વેઠે, પરંતુ જુટ્ઠુ બોલવાથી બચે. લેવડદેવડ વખતે જે વાત નક્કી થઈ જાય તેના પર મક્કમ રહે. થોડા ફાયદા માટે જૂઠ ન બોલે.

આ સદ્‌ગુણો ધરાવતો વેપારી અલ્લાહ તઆલાની નજરોમાં પ્રિય બની જતો હોય છે. અને જે માણસ અલ્લાહની નિગાહમાં પ્રિય બની જાય છે, તે બંદાની નજરોમાં પણ પ્રિય બની જતો હોય છે. પ્રમાણિક વેપારીઓની લોકપ્રિયતા માટે કોઈ પુરાવાની જરૂર નથી. લોકો પ્રમાણિક વેપારીઓ સાથે વ્યવહાર કરવામાં સલામતી અનુભવે છે, ભલે તેમના ભાવ વધારે હોય.

## હકગોઈ-સાચા બોલી હોવું

અબ્બાસી ખલીફા મામૂન રશીદ (૧૦૭-૨૧૮) પોતાના રાજકીય વિરોધીઓ માટે બહુ નિર્દયી હતા, પરંતુ સામાન્યજનો સાથે તે હંમેશ હમદર્દી-પૂર્વક વર્તતા હતા. એક દિવસ તેમના દરબારમાં બગદાદની એક વૃદ્ધા આવી. તેણે ખલીફાથી ફરિયાદ કરી કે, "હું એક ગરીબ સ્ત્રી છું, મારી પાસે થોડીક જમીન હતી, જે એક અત્યાચારીએ પચાવી પાડી છે. મેં ઘણો વિલાપ કર્યો, પરંતુ તેણે કાંઈ ન સાંભળ્યું. મારા માટે ઘટતું કરવામાં આવે."

મામૂને પૂછ્યું : "તે અત્યાચારી કોણ છે ?"

વૃદ્ધાએ હાથનો ઈશારો કરતાં કહ્યું કે, "તમારી બાજુમાં જે બેઠેલો છે, તેણે જ મારી જમીન પચાવી પાડી છે."

મામૂને જોયું તો તે તેનો પુત્ર અબ્બાસ હતો. મામૂને પોતાના એક પ્રધાનને આદેશ આપ્યો કે, તે શહઝાદાને પકડીને ઉઠાડે અને તેને લઈ જઈ વૃદ્ધાની બાજુમાં ઉભો કરી દે. પ્રધાને આમ જ કર્યું. પછી મામૂને આદેશ આપ્યો કે, હવે તમે બન્ને પોતપોતાની રજૂઆત કરો.

શેહઝાદા અબ્બાસ અટકી-અટકીને ધીમા અવાજે બોલી રહ્યો હતો, પરંતુ વૃદ્ધા ઉંચી અવાજમાં વાત કરી રહી હતી. પ્રધાને ચેતવણી આપતાં કહ્યું કે ધીમેથી બોલો, ખલીફા સામે મોટેથી બોલવું બેઅદબી છે.

મામૂને વઝીરને રોકીને કહ્યું : ''જવા દો, તેને ફાવે તેમ બોલવા દો. તેની જીભ સચ્ચાઈના કારણે આટલી બધી ચાલી રહી છે. અને શહઝાદો જૂઠો છે એટલે મૂંગો બની ગયો છે.''

વૃદ્ધાનો દાવો સાચો હતો એટલે કેસનો ચૂકાદો વૃદ્ધાની તરફેણમાં આવ્યો અને તેની જમીન શેહઝાદાની પાસેથી લઈ વૃદ્ધાને પાછી આપવામાં આવી.

*(ઈકદુલફરીદ)*

સચ્ચાઈ સ્વયં એક તાકાત છે. સત્ય પર હોવાનો એહસાસ માણસને નીડર બનાવે છે. સાચો માણસ નિર્ભય બની બોલે છે. સાચા માણસની વાત વિરોધાભાસ તથા બાહ્ય ચળકાટથી પાક હોય છે. તેની રજૂઆત સબળ હોય છે. સાચો માણસ જ્યારે બોલે છે, ત્યારે તેના ચહેરા પર અપરાધભાવ નથી હોતો. તેના અવાજમાં ખચકાટ નથી હોતો. તેના અવાજમાં તાકાત હોય છે. તે સાંભળનારને જીતી લે છે.

તેનાથી વિરૂદ્ધ જુઠ્ઠો માણસ જોરથી બોલી નથી શકતો. તેનો અપરાધભાવ તેના લઢણને ખોરવી નાંખે છે. તેના ચહેરા પર અવિશ્વાસના ચિહ્નો સ્પષ્ટ જણાય આવે છે. બોલવાની શક્તિ ધરાવતા હોવા છતાં તે મૂંગો બની જાય છે.

## સમયનું મહત્વ

આજના યુવાનો માટે સૌથી મોટો પ્રશ્ન 'ટાઈમપાસ'નો છે. સમય કઈ રીતે પસાર કરવો એ જ તેમની મોટી સમસ્યા છે.

મોબાઈલમાં આંખો ઢાળી મગ્ન રહેનાર કોઈકને તેના દોસ્તે સલામ કરી. તેણે સલામનો જવાબ ન આપ્યો. અન્ય શખ્સે કહ્યું : ''પ્રવૃત્તિમાં લીન વ્યક્તિને સલામ કરવી આદાબના ખિલાફ છે.'' મોબાઈલમાં મ્હો ઘાલી બેસનારે કહ્યું : ''મને સલામ સંભળાય જ ન હતી.'' સલામ કરનાર દીનદાર હતો. તેણે આવું કરવા બદલ આશ્ચર્ય વ્યક્ત કર્યું. મોબાઈલ જોનારનો જવાબ

હતો : "શું કરીએ ? ટાઈમપાસ કરવો પડે ને ?"

એક ગામમાં દર વર્ષે ક્રિકેટનું ક્રેઝ (ગાંડપણ) રાખનાર એકાદનું અચૂક ખૂન થાય છે. ક્રિકેટ પાછળ લાખોનો સટ્ટો રમાય છે.

હોકી અને ફુટબોલ દિવસ-રાત એક કરી દે છે. કેસીનો જુગારને નામે રમાય છે. ક્લબો, નગ્ન નૃત્યો, સંગીત વગેરે અનેક ટાઈમપાસના સાધનો આજના જમાનાની શોધ છે. આ પહેલાં દેશી રમતોનો રિવાજ હતો. ક્રિકેટ તો સદાબહાર રમત રહી છે.

સહાબા (રદી.) પણ ટાઈમપાસ કરતા, પરંતુ અલ્લાહપાકને નારાજ કરીને કે ઈસ્લામના આદેશો તોડીને નહીં. સહાબા (રદી.)ના જવાન બેટાઓ ગિલોલથી રમતા. (એવી ગિલોલ કે જેનાથી શિકાર થાય) તલવારબાઝી કરીને, કસરત કરીને ટાઈમપાસ કરતા.

નિ:શંકપણે યુવાનો માટે ટાઈમપાસ કરવો એક સમસ્યા છે. સહાબા (રદી.) અને આપણી વચ્ચે સદીઓનું અંતર છે. Generation gap (પેઢીઓનું અંતર) છે. ઈસ્લામ એવો લાવારિષ નથી કે તેણે કોઈ જમાના માટે માર્ગદર્શન ન આપ્યું હોય.

આજે પણ ટાઈમપાસના એવા માર્ગો છે કે જે હિદાયત સાથે ટાઈમપાસ કરે છે. શર્ત છે સાચા ઈલ્મની, યોગ્ય સમજની.

ગામે-ગામ દવાખાનું હોય શકે, શાળા-મહાશાળા હોય શકે, પરબ હોય શકે, તો પછી ગામે-ગામ ઈસ્લામી લાયબ્રેરી કેમ ન હોય શકે ? કરાટે, કમ્પ્યુટર, વાંચનાલય કેમ ન હોય શકે ? યુવાનોને સમાજસેવા શીખવનાર કેન્દ્રો કેમ ન હોય શકે ? વિચારીએ તો ઘણા માર્ગો મળી આવે. જરૂર છે સાચી સમજ કેળવવાની, લોકસમજને ઉજાગર કરનારાઓની. છે કોઈ આ માર્ગે આગળ વધનાર ?

કોઈ પણ ચીજને વેડફવી ખરાબ છે. પરંતુ સૌથી વિશેષ સમયનો દુર્વ્યય (વેડફવો) છે. અલ્લાહપાક તરફથી અર્પિત કરવામાં આવેલ અનમોલ ભેટો પૈકી સમય (હિદાયત પછી) પ્રથમ ક્રમાંકે આવે છે. એક રીતે વિચારીએ તો

સમયને આત્મા સાથે સરખાવી શકાય. આત્મા માત્ર એક જ વાર મળે છે. એક વાર શરીરમાંથી આત્મા નીકળી ગયા બાદ તેનો આ શરીરમાં પુનઃ પ્રવેશ થતો નથી. એ જ રીતે આ ક્ષણ (જે અત્યારે આપણી પાસે છે) એક વાર પસાર થઈ ગયા બાદ તે પુનઃ જીવનમાં આવનાર નથી. તમે કદી એ વિશે વિચાર્યું છે કે, આજે જે ક્ષણ તમારા હાથમાં છે, તેને તમે કેટલી ક્રૂરતાપૂર્વક નષ્ટ કરી રહ્યા છો ?

તમારી ઉંઘમાં કોઈ ખલેલ પાડે તે તમને પસંદ નથી, આહાર અને પોશાક બાબતે તમે સાવધ છો, પરંતુ સમયનો સવાલ સવિશેષ મહત્વપૂર્ણ છે. જીવનના ઘડતર કે પડતરનો આધાર સમય પર છે.

વિશ્વવિખ્યાત નેલ્સન કહે છે કે, ‘‘મારા જીવનની સફળતાનું એક માત્ર રહસ્ય એ છે કે, હું મારૂં કોઈ પણ કામ શરૂ કરતાં પહેલાં ૧૫ મિનિટ પૂર્વ-તૈયારીમાં ખર્ચું છું.’’

લૉર્ડ મેલબોર્ન કહે છે : ‘‘યૌવનને ઉંબરે પગરણ માંડતા એક તરવરિયા જુવાનને કાને આ વાત સુપેરે નાંખી દો કે, તમે જ તમારા માર્ગદર્શક છો. ખાલી પેટે જીવીને જીવન ગુજારો કે પછી ભરપેટ ખાઈને, તમને તે જ મળીને રહેશે, જે તરફ તમારા કદમ મંડાયેલા છે.’’

સમયનો સદ્ઉપયોગ જ માત્ર જીવનની સફળતાનો મંત્ર છે. એટલું જ નહીં, બલ્કે માણસમાં સદ્ચરિત્ર, સુટેવો અને ઉમદા સદ્ગુણો પેદા કરવામાં તે સહાયરૂપ છે.

જીરીમી ટેલરનું કથન છે કે, ‘‘કદી પણ આળસુ કે પ્રમાદી ન બનો.’’ સમયને નક્કર, ફાયદાકારક, કામ લાગે તેવી પ્રવૃત્તિઓમાં મશ્ગૂલ રાખો. એનું કારણ એ છે કે, સમયના જે હિસ્સામાં રૂહના ફાયદાનું કોઈ કામ નથી કે શરીરતને કાર્યરત્ કરવા કોઈ પ્રવૃત્તિ નથી. તે ખાલી હિસ્સામાં બિલ્લી પગે મનેચ્છાઓ પ્રવેશ પામે છે. એ વાત અનુભવસિદ્ધ છે કે, આળસુ કે કામચોર માણસ કદી પાકદામન હોતો નથી. શયતાનને દૂર રાખવાનો સૌથી અસરકારક કિમિયો પ્રવૃત્તિ છે. શ્રી કેબલ કહે છે : ‘‘પૃથ્વી (દુન્યા) અને

સમય પરલોકની તૈયારી માટે છે. જેવી આલોકની પ્રવૃત્તિઓ હશે, તેવી જ આખિરતની ઝિંદગી હશે.''

માણસ માટે જરૂરી છે કે, પોતાના ઉત્સાહ અને ઉમંગથી અન્યોના જીવનમાં વસંત લાવવા માટે પોતાના જાન-માલનો તે ખર્ચ કરે.

આજે દુઃખની વાત એ છે કે, મુસ્લિમ સમાજ સમયનું મહત્વ અને અગત્યતા સમજવામાં નિષ્ફળ ગયો છે.

રાજપુરૂષ સિનેકા કહે છે કે, ''આપણે દરેક ચીજની ઓછપ માટે ફરિયાદ કરીએ છીએ, પરંતુ સમયની આ વિપુલતાનો આપણને એહસાસ નથી. આપણે કાં તો કશું કરતા જ નથી અથવા કરીએ છીએ તો બેમકસદ. ઝિંદગીની ક્ષણભંગુરતાના રોદણાં રડવા સાથે પ્રવૃત્તિઓ અને વિચારો એવા ધરાવીએ છીએ કે જાણે અહીંયાંથી આપણે જવાનું જ નથી.''

આ વાત યાદ રાખવી ઘટે કે, જ્યાં સમયની કિંમત નથી, ત્યાં સફળતા જોવા મળતી નથી. જીવનમાં સુખ, આનંદ અને સફળતા માટે નક્કર કામ, સતત પ્રવૃત્તિ અને કઠોર પરિશ્રમ પાયાની ચીજો છે. ગમે તેટલા બુદ્ધિશાળી અને અસાધારણ પ્રતિભાશાળી માટે પણ કઠોર પરિશ્રમ જરૂરી છે. નહીંતર તેની આ બુદ્ધિમત્તા તેને સફળતા આપી શકતી નથી. દુન્યામાં તે જ માણસો મહાન થઈ નામના કમાયા, જેમણે સખત મહેનત કરી. પછી ભલેને તેઓ બાળપણમાં એટલા હોશિયાર ન હોય. નેપોલિયન ભણતા હતા ત્યારે ઠોઠ વિદ્યાર્થીઓમાં તેમની ગણના થતી હતી, પરંતુ સખત પરિશ્રમે તેમને ક્યાંથી ક્યાં પહોંચાડી દીધા.

અમેરિકા તથા જાપાનના લોકો આપણાં કરતાં વધારે હોશિયાર નથી, પરંતુ એમની પ્રગતિનું એકમાત્ર રહસ્ય સમયની અગત્યતાને સમજવું છે. જે કાંઈ કામ એમને સોંપવામાં આવે છે, તેને સાચા હૃદયથી તેઓ કરે છે. પોતાની બધી જ શક્તિઓને તેઓ એ કામમાં લગાડે છે. ખુદાપાક એવા જ લોકોને સાથ આપે છે. આજે સમગ્ર વિશ્વની નજર એમના પર છે.

હુઝૂર (સલ.)ની હદીષ છે કે, ઈન્સાનના ઈસ્લામની ખૂબી જ એ છે

કે, તે પોતાના સમયનું મહત્વ આંકે અને તેને લાભકારક કામોમાં લગાડે. આપ (સલ.)નો ઈર્શાદ છે કે, "તે મુસલમાન ચોક્કસપણે કામિયાબ છે, જે બેકાર ચીજોથી અલગ રહેનાર છે."

ઉપર દર્શાવેલ કુર્આન-હદીષની વાતો પરથી એ સાબિત થાય છે કે, અલ્લાહ તઆલાની નજરમાં ઈન્સાનની ઝિંદગીનું કેટલું મહત્વ છે. આખિરતમાં ઈન્સાનને જે પાંચ સવાલો કરવામાં આવશે, તેમાં તેની ઝિંદગી વિશે પણ હશે. ઝિંદગી ક્યા કામોમાં પસાર કરી ? જો યોગ્ય જવાબ મળશે તો તેને જન્નત (સ્વર્ગ) મળશે, નહીંતર તેને દોઝખ (નર્ક)માં નાંખી દેવામાં આવશે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, સમયને યોગ્ય કામોમાં કઈ રીતે ખર્ચી શકાય ? એનો એક પ્રત્યુત્તર પશ્ચિમી છે. અર્થાત્ દુન્યાની સુખ-સુવિધા વધારવામાં સમય બરબાદ કરવો. ટૂંકમાં ભૌતિક સુવિધા પ્રાપ્ત કરવાના સાધનો કે જે એક જમાનામાં ટીકાને પાત્ર હતા, આજે વખાણને પાત્ર બની ગયા છે. એક જમાનાની નાચનારીને લઈ લો, પહેલાં સમાજમાં એની કોઈ કિંમત હતી ? આજે એ જ નામ બદલી એક્ટ્રેસ બની ગઈ તો તે ઈજ્જતની ટોચે પહોંચી ગઈ. કોઈ પણ વસ્તીમાં એના આગમન ટાણે હજારો લોકો એકત્રિત થાય છે.

આવું કેમ બન્યું ? સમયની માંગ પ્રમાણે ભૌતિક સુખ-સમૃદ્ધિ મેળવ-વામાં આ વ્યવસાય સૌથી વિશેષ લાભકારક બની ગયો છે. જ્યારે દુન્યવી ધનદૌલત જ મકસદ બનાવીને સમગ્ર સમાજ પોતાના હાથ-પગ ચલાવી રહ્યો છે ત્યારે ધંધાઓમાં દગાખોરી, બેઈમાની, લાંચ-રૂસ્વત, ભેળસેળ, દરેક પ્રકારની ગંદકીઓનો પ્રાદુર્ભાવ વધી રહ્યો છે. જે શયતાનને રાજી કરે છે અને અલ્લાહપાકને નારાજ કરે છે.

એક શાળાના શિક્ષકની આ ઘટના છે. તેમનું ઘર શાળાથી થોડેક દૂર હતું. તેઓનો નિત્યક્રમ હતો કે, ઘરથી સ્કૂલ સુધીનું આ અંતર રિક્ષા વડે તે કાપતા હતા. આ માટે તેમણે એક રિક્ષા નક્કી કરી રાખી હતી. એક વખત

એમ થયું કે રિક્ષાવાળો થોડોક મોડો પડયો. સમય થતાં મજકૂર ટીચર પોતાના ઘરથી નીકળ્યા, પરંતુ રિક્ષાવાળો તેમને દેખાયો નહીં. તો તેમણે મનોમન નક્કી કર્યુ કે તેઓ દોડતા સ્કૂલ જશે. એટલે તેઓ સમયસર પોતાના ઘરેથી નીકળીને પોતાની સ્કૂલ તરફ દોડતા દોડતા જવા લાગ્યા. થોડીક વાર પછી રિક્ષાવાળો ઘેર પહોંચ્યો. ટીચર નહીં મળતા તે ઝડપભેર રિક્ષા હંકારી પેલા ટીચર પાસે પહોંચ્યો અને કહ્યું કે, ચાલો રિક્ષામાં બેસી જાવ ! પરંતુ પેલા ટીચર દોડતા જ રહ્યા. તેઓ આગળ દોડી રહ્યા હતા અને રિક્ષા પાછળ, આ જ સ્થિતિમાં દોડતા તે સ્કૂલ પહોંચ્યા. તેનું પરિણામ એ આવ્યું કે રિક્ષાવાળો બીજી વાર કયારેય મોડો નહિ આવ્યો.

સમયની પાબંદી એટલી મહત્વપૂર્ણ બાબત છે કે, જે માણસની અંદર સમય સાચવવાનો ગુણ નથી, તે કોઈ મોટું કામ કરી શકશે નહી. આ બાબતમાં મૂળભૂત જરૂરત એ છે કે, માણસ સમયની પાબંદી વિષે સભાન હોય. સમયને તે લોકો જ વેડફી નાંખે છે જેઓ સમયની બાબતમાં સભાન નથી હોતા. જે માણસ સમયનું મહત્વ સમજે છે, તે કયારેય કોઈ બહાનાબાજી કરશે નહીં. ગમે તે સંજોગોમાં પોતાના સમયને સુવ્યસ્થિત કરવામાં સફળ થશે. સમયની પાબંદી કરવી એટલે મળેલા સમયનો ભરપૂર ઉપયોગ કરવો.

અમૂક લોકો સમય ન મળવાની શિકાયત કરે છે. આ અર્થહીન બહાનુ છે. મૂળ સમસ્યા સમયની તંગીની નથી બલ્કે સોચ (વિચાર)ની તંગીની છે. જે માણસ સમજદાર હશે, તે પોતાના સમયની એવી વ્યવસ્થા કરશે કે તે થોડાક સમયમાં પણ વધારે કામ કરી શકે.

# ભૂલ કબૂલવી

હઝરત અનસ બિન માલિક (રદી.) નોંધે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : “પ્રત્યેક આદમપુત્ર ભૂલ કરનાર છે. અને શ્રેષ્ઠ ભૂલ કરનાર તે છે, જે પોતાની ભૂલનો ખુલ્લો સ્વીકાર કરે.” *(તિરમિઝી શરીફ)*

ભૂલ કર્યા પછી પાછા ફરવું અથવા ભૂલનો સ્વીકાર કરવો આત્મ-નિરિક્ષણ (Introspection)નો મામલો છે. જે માણસમાં આવી માનસિક

હિંમત હોય કે તે ભૂલ કર્યા પછી તત્કાળ તેનો સ્વીકાર કરી લે, તો તેને અન્ય ફાયદાઓ સહિત એ ફાયદો પણ મળે છે કે, તેની સોચમાં સ્પષ્ટતા આવતી જાય છે. તે એટલો સક્ષમ બની જાય છે કે, વધારે સ્પષ્ટપણે તે પોતાનો અભિપ્રાય રજૂ કરે.

એક માણસ એક ખોટી વાત કહે છે, પછી માલૂમ પડે છે કે તેણે કહેલી વાત ખોટી હતી. હવે તે માણસે બેમાંથી એકની પસંદગી કરવાની છે. એક આ કે તે ભૂલ જાહેર થઈ ગયા પછી પણ તેનો સ્વીકાર નહીં કરે. આવા માણસનું મગજ સાચી અને ખોટી વાત વચ્ચે અટવાઈ જશે. પરંતુ જ્યારે માણસ એવી હિંમત કરે કે ભૂલ જણાય આવતા તે કહી દે કે હું ખોટો હતો, તો ત્યાર પછી એવું થાય છે કે તેના મગજમાં સાચી અને ખોટી વાત બન્નેવ એકબીજાથી છૂટી પડી જાય છે. તે સાચીને સાચી અને ખોટી વાતને ખોટી જોવા લાગે છે.

વૈચારિક અસ્વસ્થતા કે ગૂંચવાડો બહુ મોટી ખામી છે. આ ખામી જે કોઈની અંદર પેદા થાય છે, તે વાસ્તવમાં ભૂલને નહીં સ્વીકારવાથી પેદા થાય છે. ખરી વાત તો એ છે કે, સાચી વાતને ખોટી વાતથી અલગ નહીં તારવવાની અશક્તિનું જ પરિણામ તે ચીજ છે, જેને માનસિક મૂંઝવણ કહેવામાં આવે છે !

## ઈસ્તિકામત-અડગ રહેવું

અરબી ભાષામાં **"ઈસ્તિકામત"**નો અર્થ **"બિલ્કુલ સીધુ હોવું"** અને ઈસ્લામી પરિભાષામાં તેનો અર્થ થાય છે, અલ્લાહપાક તથા તેના દીનમાં આસ્થા રાખ્યા પછી બંદો શરીઅતના આદેશો પર બરાબર અમલ કરતો હોય, અને કોઈ લોભ, લાલચ કે ભય તેને દીન પર અમલ કરવાથી રોકી ન શકે. તે જીવનના પ્રત્યેક તબક્કે પોતાના વિચાર વ્યવહારમાં દીની ધારાધોરણો પર ખરો ઉતરવાની કોશિશ કરતો હોય, પ્રત્યેક સંજોગોમાં દીન પર બાકી રહેવાના ગુણને કુર્આન હદીષમાં ઈસ્તિકામત કહેવામાં આવે છે. આ ગુણ ધરાવતા મુઅમિનની અલ્લાહની નજરોમાં બહુ કદર હોય છે.

કુર્આન શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સંબોધન કરીને કહેવામાં આવ્યુ છે કે, તમારાથી પહેલાંના નબીઓને જયારે અલ્લાહે પોતાના દીન તથા કિતાબ લઈ મોકલ્યા, તો તેઓને સખ્ત વિરોધનો સામનો કરવો પડયો. હવે તમને પણ જો અવરોધો નડી રહ્યા હોય તો ગભરાવાની જરૂર નથી. આ માર્ગમાં ઈન્કારીઓની દુશ્મની, શયતાની કારસ્તાનોનો મુકાબલો કરવો જ પડે છે. એટલે હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તમે પણ નક્કી કરી લો કે તમે તથા તમારા સાથીઓને આ માર્ગમાં મુખાલફતોનો સામનો કરવો પડશે, એટલે તમે અલ્લાહે જે જે આદેશો આપ્યા છે, તેના પર ઠીક-ઠીક અમલ કરતા રહેજો. અને ઈન્કારીઓની જીવનપધ્ધતિ તરફ જરા પણ ઢળશો નહી. નહીંતર જહન્નમના અઝાબથી અલ્લાહપાક સિવાય કોઈ બચાવનાર નહીં હશે. *(જુઓ સૂરએ હૂદ, આયત નં. ૧૧૦થી ૧૧૪)*

અલ્લાહપાકના આદેશોની પાબંદી અને દીન પર જમવું વાસ્તવમાં સાચા ઈમાનનું અનિવાર્ય પરિણામ છે. સૂરએ અહકાફમાં છે કે, **“સાચે જ જે લોકોએ એમ કહયું કે, અલ્લાહ તઆલા અમારો પાલક છે, પછી તેમને કોઈ ભય હશે નહીં અને તેઓ અફસોસ પણ કરતા નહીં હશે”** *(૪૧:૩૦)*

દીન પર અડગ રહેનાર બંદો અલ્લાહપાકને કેટલો પ્રિય છે, તેનું કેવું ઉચ્ચ સ્થાન છે, દુનિયા તથા આખિરતમાં તેની કેવી મદદ કરવામાં આવે છે, આ બધી હર્ષપ્રેરક હકીકતો છે, કુર્આન તેને આમ વર્ણવે છે :

**“જે લોકોએ એમ કહયું કે અલ્લાહ અમારો પાલનહાર છે. પછી તેના પર તેઓ અડગ રહયા (તો) તેઓ પાસે ફરિશ્તાઓ ઉતરે છે. (અને તેઓને કહે છે કે) કોઈ જાતનો ભય ન રાખો, અને કોઈ વાતનો ગમ નહીં કરો. અમે દુનિયામાં તમારા સાથીદાર હતા, અને આખિરતમાં પણ તમારી સાથે જ રહીશું. ત્યાં તમને જે મનેચ્છા હશે, અને તમે જે માંગશો તે મળશે. આ માફી આપનાર તથા રહેમ કરનાર (રબ)તરફથી મહેમાનીરૂપે હશે.”** *(૪૧:૩૦, ૩૧:૩૨)*

અલ્લાહુ અકબર ! ખુદાની ફરમાબરદારીને પોતાની જીવનપધ્ધતિ બનાવનારાની કેટલી ઉચ્ચ સ્થિતિ હોય છે ! સત્ય માર્ગે તેમના ડગ જમાવવા તેમના માટે ફરિશ્તાઓની મદદની વ્યવસ્થા કરવામાં આવે છે, જે તેઓના દિલને સુકૂનથી ભરી દે છે. પ્રત્યેક ક્ષણે તેમની સહાય કરે છે, અને સત્ય માર્ગે તેઓની સફળતાના નિમિત્ત બને છે. અને ખુદાએ જે પ્રાકૃતિક વ્યવસ્થા ઊભી કરી છે, તેના લીધે જો સ્વાભાવિકપણે કોઈ આપત્તિમાં સપડાય જાય છે, તો પણ ફરિશ્તાઓ તેઓના દિલોને સંતુષ્ટ રાખે છે. અલ્લાહપાકના આ નિકટતમ બંદાઓ દુનિયાની મોજમજાથી વંચિત હોય છે. તો પણ તેમના દિલ ખુશ હોય છે.

(૧) હઝરત સુફિયાન બિન અબ્દુલ્લાહ (રદી.) ફરમાવે છે કે, મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી કહ્યું કે, મને કોઈ એવી (સર્વગ્રાહી) વાતનો આદેશ આપો જેના વિશે આપના પછી આપના સિવાય કોઈથી મને પૂછવું ન પડે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પ્રત્યુત્તર આપ્યો : **"એમ કહો, હું અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યો, અને પછી તેના પર ઠીક ઠીક કાયમ રહો."** *(મુસ્લિમ)*

તિરમિઝી અને મુસ્નદે અહમદની રિવાયતમાં એમ છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : **"કહો, મારો રબ અલ્લાહપાક છે, પછી તેની પર અડગ રહો."**

યાદ રહે, અડગ રહેવાનો અર્થ એ છે કે, શાબ્દિક એકરાર પછી વ્યવહારમાં અલ્લાહપાકના આદેશોનું સંપૂર્ણ પાલન કરવામાં આવે.

શેખ અબુલકાસિમ કુશૈરી (રહ.) ફરમાવે છે કે, ઈસ્તિકામત એટલુ ઉચ્ચ સ્થાન છે કે, તેના વડે દીનની બધી જીમ્મેદારીઓ પૂર્ણ થાય છે. તે અનેક ખૂબીઓ માટે નિમિત્ત બને છે. જેમાં ઈસ્તિકામત નથી હોતી, તેની કોશિશો નિષ્ફળ જાય છે.

(૨) હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, દીન પર સારી રીતે અમલ કરતા રહો. (જો

આમ નહીં કરી શકો અને કંઈક ભૂલ થઈ જાય તો કોઈ પણ સંજોગોમાં) મધ્યમમાર્ગ અપનાવી જેટલુ અમલ થઈ શકે તેટલું કરતા રહો. કારણ કે એક વાત નક્કી છે કે, તમે કોઈ પણ માત્ર અમલના કારણે જન્નતમાં નહીં જઈ શકશો. (હઝરત અબૂ હુરૈરહ રદી. કહે છે કે) લોકોએ પૂછયું કે, ''હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ! આપ પણ નહીં.'' આપે જવાબ આપ્યો : ''હા ! હું પણ નહીં. સિવાય કે અલ્લાહપાકની રહમત અને ઈન્આમ મને ઢાંકી લે.'' *(બુખારી, મુસ્લિમ)*

આ હદીષમાં સ્પષ્ટતા કરવામાં આવી છે કે, દ્રઢ સંકલ્પના અભાવે ઢીલાશ થઈ જાય તો પણ નિરાશ થયા વગર સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ. કારણ કે કોઈ પોતાના કર્મબળે જન્નત મેળવી શકશે નહિં, બલ્કે ખુદાની મહેરથી માણસ જન્નતમાં પ્રવેશ મેળવે છે. જન્નત અલ્લાહપાકનું ઈનામ છે, બંદાનો અધિકાર નથી.

તેનો અર્થ એ પણ નથી કે નેક આમાલની જન્નત પ્રાપ્તિમાં કોઈ ભૂમિકા નથી, બલ્કે તેનો અર્થ એ છે કે, માત્ર નેક આમાલના આધારે કોઈ માણસ જન્નતનો હકદાર નહિ બની શકે, જયાં સુધી તેની સાથે ખુદાની રહમત શામેલ ન થાય. અને એ પણ એક હકીકત છે કે ખુદાની રહમત નેક અમલ કરનારને જ મળે છે. ખુદ અલ્લાહના રસૂલ જયારે એમ ફરમાવે કે મને પણ જન્નતમાં  પ્રવેશ અલ્લાહની રહમતથી મળશે તો આપણી તો શી વિસાત ?

વાસ્તવમાં આ હદીષ પણ ઈસ્તિકામતની જ આપણાં બધાને તાલીમ આપે છે. દરેક મુસલમાને આ ઉચ્ચ સ્થાન મેળવવાનો પ્રયત્ન કરતા રહેવું જોઈએ. જો ન મળી શકે તો તેની નજીક જવાનો પણ પ્રયત્ન કરતો રહે અને અલ્લાહથી સારી આશા રાખે.

આ હદીષ વાસ્તવમાં અલ્લાહની રહમતનું એલાન છે. સર્વપ્રથમ તો દીન બહુ આસાન-સરળ છે. પછી અલ્લાહ એટલો દયાળુ છે કે, પ્રયત્ન છતાં ભૂલ થઈ જાય તો તેણે તૌબાના દરવાજા ખુલ્લા રાખ્યા છે. જો આપણાથી કોઈ હુકમ તૂટી જાય, પછી આપણે તૌબા કરી લઈએ તો અલ્લાહપાકની

રહમતથી ઉમ્મીદ છે કે તે આપણા ગુનાહોને માફ કરી ઈસ્તિકામતવાળા બંદાઓમાં શામેલ કરી દેશે, અલહમ્દુલિલ્લાહ !

(૩) હઝરત ષવબાન (રદી.)થી રિવાયત છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : **"અડગ રહો, અને તમે પૂર્ણપણે અડગ નહીં રહી શકશો (તો યથાશકિત અમલ કરતા રહો) અને જાણી લો કે, તમારા તમામ આ'માલમાં નમાઝ સર્વશ્રેષ્ઠ અમલ છે. અને વુઝુની પાબંદી માત્ર અલ્લાહ પર ઈમાન ધરાવનાર બંદો જ કરી શકે છે."**

*(ઈબ્ને માજહ્‌, મુસ્નદે અહમદ)*

આ હદીષથી જાણવા મળે છે કે પોતાના વિચાર-વ્યવહાર, ઈચ્છાઓ તથા ભાવનાઓ બાબતે શરીઅતની સંપૂર્ણ તાબેદારી બહુ ઊંચી વસ્તુ છે. અને તેને બહુ ઓછા લોકો સિધ્ધ કરી બતાવે છે. કોઈ શખ્સ આ ઉચ્ચ સ્થાને પહોંચી ન શકે તો પોતાની મેળે ત્યાં પહોંચવાની કોશિશ તો ચાલુ જ રાખવી જોઈએ. પછી જાણે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈસ્તિકામત મેળવવાની વ્યવહારિક પધ્ધતિ તરફ ઈશારો કર્યો કે, નમાજ આ પદ મેળવવામાં બહુ જ સહાયક નીવડે છે.

નમાઝ દ્વારા અલ્લાહથી સબંધ સ્થપાય છે તેમજ નમાઝ દિલને ઈચ્છાઓની ગંદકીથી સાફ કરીને, અલ્લાહના હુકમો પર સ્થિર કરવામાં તેના માટે સરળ બનાવી દે છે. સૂરએ હૂદની ઉપરોકત આયતમાં પણ આ જ ભાવ દર્શાવ્યો છે કે, તમે ઈન્કારીઓ સામે અડગ રહો. અને તે અડગતા મેળવવાની રીત એ છે કે, નમાઝને વિશેષપણે અદા કરો. કુર્આનમાં આ વાત વારંવાર દોહરાવવામાં આવી છે કે અલ્લાહના માર્ગમાં શયતાન તથા તેના માનવીય સહાયકો તરફથી જે અવરોધો ઊભા કરવામાં આવે છે, તેના મુકાબલા માટે બંદાને આધ્યાત્મિક શકિત નમાઝથી જ મળે છે. નમાઝ (તમામ શરતો સહિત અદા કરવામાં આવેલી સારી નમાઝ)ના પરિણામે માનવીનો અલ્લાહ તઆલા સાથે સબંધ મજબૂત થાય છે. પછી તેની પર શંકાઓથી મુકત થઈ જાય છે. અને નફસ, શયતાન તથા ઈન્કારીઓના મુકાબલા માટે સજ્જ થઈ જાય છે.

# ગરીબો સાથેનો વ્યવહાર

હઝરત અનસ (રદી.) રિવાયત કરે છે કે, કોઈક ગામના રહેવાસી એક માણસ, જેમનું નામ ઝાહિર બિન હરામ હતું. તેઓ ગામડેથી નબી (સલ.) માટે હદિયો (ભેટ) લાવ્યા કરતા હતા અને તેમના જવાના સમયે નબી (સલ.) તેમના માટે (હદિયારૂપે) કંઈક સામાન તૈયાર કર્યા કરતા અને ફરમાવતા કે, "ઝાહિર આપણું ગામડું છે. (અર્થાત્ તેઓ આપણા માટે ગામડાની વસ્તુઓ લાવે છે) અને આપણે તેમનું શહેર છીએ. (અર્થાત્ આપણે તેમને શહેરી વસ્તુઓ આપીએ છીએ." આપ તેમની સાથે મુહબ્બત રાખતા હતા. જો કે હઝ. ઝાહિર (રદી.) બહુ કદરૂપા હતા. એક દિવસ નબી (સલ.) ક્યાંક જઈ રહ્યા હતા. રસ્તામાં હઝરત ઝાહિર (રદી.) પોતાનો સામાન વેચી રહ્યા હતા. આપ (સલ.)એ પાછળથી તેઓને કમરમાંથી એવી રીતે પકડી લીધા કે તેઓ આપ (સલ.)ને પાછળ ફરીને જોઈ ન શકે. હઝરત ઝાહિર (રદી.) કહેવા લાગ્યા કે, આ કોણ છે, મને છોડી દો. થોડીક ક્ષણ પછી તેમણે ત્રાંસી નજરથી જોઈ ઓળખી લીધા કે આ તો અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) છે, તો તેમણે છૂટવાનો પ્રયાસ કરવાના બદલે બરકત પ્રાપ્ત કરવાના આશયથી પોતાની પીઠ આપની છાતી સાથે ચિપકાવી દીધી. આપ મજાકમાં ફરમાવવા લાગ્યા કે, આ ગુલામને કોણ ખરીદે છે ? હઝ. ઝાહિર (રદી.) આ સાંભળી કહેવા લાગ્યા કે, હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ! હું તો કોઈ કામનો નથી, મને કોણ ખરીદશે ? અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : તમે ખુદાપાકની નજરમાં બેકાર નથી. અર્થાત્ એની નજરમાં તમારું બહુ મોટું મૂલ્ય છે. *(શર્હુસ્સુન્નહ, મિશ્કાત-૪૧૭)*

એક હિસાબથી જુઓ તો આ એક સામાન્ય ઘટના છે, પરંતુ જો તેના વિવિધ પાસાંઓ પર વિચાર કરવામાં આવે તો એક બાજુ નબી (સલ.)ની વિનમ્રતાની ઝલક જોવા મળશે અને બીજી બાજુ હઝરત ઝાહિર (રદી.)ની મુહબ્બત તથા અકીદત (સ્નેહ તથા શ્રદ્ધા) પણ વ્યક્ત થઈ જશે.

વિચાર કરો ! આપ (સલ.)એ આવું કોની સાથે કર્યું ? શું શહેરના

રહેવાસી કોઈ સંપત્તિવાન, સન્માનનીય અને સુંદર માનવી સાથે આમ કર્યું ? નહીં, બલ્કે એક ગરીબ, કુરૂપ ગામડિયા સાથે કર્યું. એવી જ રીતે કોઈ બંધ જગ્યાએ આવું નહીં કર્યું બલ્કે જાહેરમાં, જ્યાં વ્યાપારી લેવડદેવડ ચાલતી હતી, ત્યાં કર્યું. આથી એ વાત સ્પષ્ટ થાય છે કે, ઘમંડ તથા આત્મપ્રસંશાની છાંટ પણ આપના દિલમાં ન હતી અને નાના માણસો સાથે પણ આપ (સલ.) અત્યંત અનૌપચારિક રીતે, પ્રેમપૂર્વક વર્તતા હતા. બીજી બાજુ હઝરત ઝાહિર (રદી.)ની મુહબ્બત તથા અકીદત પણ ઈર્ષ્યાપાત્ર છે કે, જ્યારે તેઓને નબીએ કરીમ (સલ.)ના બરકતવંત વજૂદનો અણસાર મળ્યો તો આ તકને મૂલ્યવાન સમજી અને પોતાની કમરને આપની મુબારક છાતી સાથે ચિપકાવી બરકત સમેટવામાં કોઈ કસર નહીં રાખી.

રસૂલુલ્લાહ (સલ.)ના અમલો જીવનના દરેક પાસા માટે માર્ગદર્શક છે. બાહ્ય રોગો હોય કે રૂહાની રોગો હોય, આપ (સલ.) પોતાના વર્તન વડે દરેકનો ઉપચાર ખુદાપાકના બંદાઓ સમક્ષ રજૂ કર્યો છે. આ રિવાયતમાં પણ માનવી માટે હાનિકારક અધ્યાત્મિક વિકારો પૈકી એક બહુ ઘાતક રોગ અર્થાત્ ઘમંડથી દૂર રહેવાનું વ્યવહારિક સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે. કારણકે આ એવો રોગ છે, જે વિવિધ રીતે માનવીને ઘેરે છે. એટલે જેવી રીતે ઘમંડપૂર્વક વાણી-વર્તનથી રોકવામાં આવ્યું છે, તેવી જ રીતે એવી વર્તણૂંકથી પણ દૂર રહેવાની ભલામણ કરવામાં આવી છે, જેમાંથી ઘમંડની ગંધ આવે છે. જેથી ચિત્ત સંપૂર્ણપણે શુદ્ધ થઈ શકે. મજકૂર રિવાયતમાં વિનમ્રતાનું, દુર્બળોનું મન રાખવાનું અને ગરીબો પ્રત્યે સ્નેહનું અજોડ ઉદાહરણ દર્શાવવામાં આવ્યું છે. જેની વિગત અત્રે અમે રજૂ કરી રહ્યા છીએ.

નબીએ કરીમ (સલ.) નબીઓ તથા રસૂલોના સરદાર હતા. સાચા નબી હોવાની સાથોસાથ આપને ખુદાના પ્રિયપાત્ર (મહબૂબ) હોવાનું સૌભાગ્ય પણ પ્રાપ્ત હતું. એમ કહો કે આપ (સલ.) જગતમાં સર્વશ્રેષ્ઠ તથા સર્વોચ્ચ હતા. તદુપરાંત સૌંદર્ય તથા વિરતામાં પણ આપ (સલ.) અદ્વિતીય (બેનઝીર) હતા. કુળ-વંશના હિસાબથી પણ આપનું સ્થાન બહુ ઉચ્ચ હતું. પરંતુ આ બધી ખૂબીઓ-સિધ્ધીઓ છતાં આપ (સલ.) એક વિનમ્ર માનવી હતા. જેનાથી

આપનું વ્યક્તિત્વ ઓર વધુ ખીલી ઉઠ્યું હતું. એક બાજુ જો આપ ઉઠવા-બેસવા, ચાલવા-ફરવા અને ખાવા-પીવામાં નમ્ર શૈલી અપનાવતા હતા, તો બીજી બાજુ પોતાના સાથીઓ (સહાબાએ કિરામ રદી.) સાથે સારી વાત કે સારૂં વર્તન કરતા હતા. અને આમ કરી તેમની સાથે હળીમળી જતા હતા. આપ (સલ.) પોતાની કોઈ જુદી હેસિયત હરગિજ પ્રગટ કરતા ન હતા.

ઉપરોક્ત રિવાયતમાં હઝરત અનસ (રદી.) ઘટનાની વિગત વર્ણવતા ફરમાવે છે કે, ગામડાના રહેવાસી એક ભાઈ ઝાહિર બિન હરામ નબી (સલ.)ની સેવામાં જ્યારે પણ હાજર થતા, તો ભેટરૂપે ગામડાની કંઈક વસ્તુઓ આપતા રહેતા હતા. જેને આપ બહુ ખૂશીપૂર્વક સ્વીકાર કરતા અને જ્યારે તેઓ પાછા ફરતા તો આપ (સલ.) પણ શહેરી બનાવટની કેટલીક વસ્તુઓ તેમને હદિયારૂપે આપી દેતા હતા અને એમ ફરમાવતા કે, ઝાહિર અમારા માટે ગામડાની વસ્તુઓ લાવે છે અને અમે શહેરમાં વસીએ છીએ એ કારણે તેમને શહેરની વસ્તુઓ આપીએ છીએ.

વિચાર કરો, રિવાયતથી જાણવા મળે છે કે, આપ (સલ.) માત્ર ભેટ (હદિયો) સ્વીકારતા જ ન હતા, બલ્કે મોકા તથા જરૂરિયાત પ્રમાણે ભેટ આપ્યા પણ કરતા હતા. ખાસ કરીને ગરીબો, કમજોરો પર આપની મહેર વર્ષાની માફક વરસતી હતી.

આજકાલ દીનદાર વર્ગ પણ અહંકારનો ભોગ બનેલો છે. સ્વભાવિક શૈલીમાં વાત કરવાનું તો દૂર રહ્યું, ગરીબ માણસના સલામનો જવાબ પણ ઉપરછલ્લી રીતે આપવામાં આવે છે. સલામ-મુસાફહાના નામે એક હાથની માત્ર બે-ત્રણ આંગળીઓ આગળ કરી દેવામાં આવે છે અને એ વાતનો પ્રયત્ન કરવામાં આવે છે કે, જૂના કપડાં પહેરેલા એક ગરીબ માણસ સાથે કોઈ આપણને જોઈ ન લે. જેટલી બને તેટલી જલ્દીથી તેનાથી છૂટકારો મેળવી લેવામાં આવે. એવી જ રીતે સાથીઓ, સ્નેહીઓ સાથે ક્યારેક મસ્તીમજાક કરી મહેફિલને હળવીફુલ રાખવાનો વિચાર એવું લાગે છે કે મનમાંથી નીકળતો જઈ રહ્યો છે. તેના બદલે એ વાત મનમાં ઠસી ગઈ છે કે, આપણું કોઈની

સાથે હસીમજાક કરવું એ આપણી શાનની વિરૂદ્ધ છે. જો કે અલ્લાહપાકના રસૂલ (સલ.)ની શાનથી વધારે ઉંચી શાન કોની હોય શકે છે ? તે છતાં પણ આપ (સલ.) પોતાના સાથીઓ સાથે મુક્તપણે વર્તતા હતા. એનાથી એ જાણવા મળે છે કે, આનાથી શાન તો નથી ઘટતી, પરંતુ હા, ઘમંડ જરૂર માટીમાં મળી જાય છે. જે લોકો પોતાના દિલોમાં તેને સજાવીને બેઠા છે, તે દિલની આ ઘાતક બીમારીને નિર્મૂળ કરવામાં સફળ નહીં થઈ શકશે.

મિત્રો તથા સ્નેહીઓ સાથે હંસી-મજાક નબી (સલ.)થી સાબિત છે. જેવી રીતે ઉપરોક્ત રિવાયતથી જાણવા મળે છે. પરંતુ આ સબંધે ખાસ કરીને ત્રણ બાબતોનું ધ્યાન રાખવું જરૂરી છે.

(૧) દરેક વખતે ઉઠતાં-બેસતાં, ચાલતા-ફરતા, હંસી-મજાક કરવી એ એવી રીતે અનીચ્છનીય છે, જેવી રીતે બિલ્કુલ હંસી-મજાક ન કરવી ખરાબ છે. કારણ કે કાયમ હંસી-મજાક કરવાથી માણસનો વકાર ખતમ થઈ જાય છે અને મન મુડદાલ બની જાય છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : વધારે પડતું હસો નહીં, કારણ કે વધારે હસવું દિલને મારી નાંખે છે. *(મુસ્નદે અહમદ, મિશ્કાત શરીફ : ૪૪૦)* એટલે ક્યારેક મજલિસમાં ઉપસ્થિત સાથીઓ સાથે મોકા મુજબ હંસી-મજાક કરવી ઈચ્છનીય છે.

(૨) મજાક કરતી વેળા એક વાતનું ખાસ ધ્યાન રાખવામાં આવે કે, કોઈને મ્હેણાં-ટોણાં ન મારે, ન કોઈને અપમાનિત કરે. કારણ કે આ એવી બાબતો છે, જેની મુસ્લિમોને મનાઈ ફરમાવવામાં આવી છે.

(૩) મસ્તી-મજાક કરતી વેળા કોઈ જુઠી વાત કહેવામાં ન આવે, બલ્કે સાચી વાત જ કહેવામાં આવે. કારણ કે એક મુસલમાન માટે મજાકમાં પણ જુઠ બોલવાની છૂટ નથી. હદીષ શ.માં આવે છે કે, આપ (સલ.)ના કેટલાક માનવંત સાથીઓએ આ બાબતે જ્યારે આશ્ચર્ય વ્યક્ત કર્યું કે, તમે પણ અમારી સાથે હંસી-મજાક કરો છો ! તો આપ (સલ.)એ જવાબ આપ્યો કે, હા. પરંતુ હું માત્ર સાચી વાત કહું છું. *(તિરમિઝી, મિશ્કાત : ૪૧૬)*

અંતમાં એટલું જ કહીશ કે, ઉપરોક્ત રિવાયતના છેલ્લે એમ કહેવામાં

આવ્યું કે, આપ (સલ.)એ હઝરત ઝાહિર (રદી.)ને પાછળથી પકડી લઈ મજાકમાં એવી રીતે બૂમ પાડી કે, આ ગુલામ (અલ્લાહના ગુલામ)ને કોણ ખરીદશે ? તો હઝ. ઝાહિર (રદી.)એ પોતાની હસ્તીને નકારતાં એમ કહ્યું કે, હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ! હું તો એક બેકાર માણસ છું. ન તો મારી પાસે માલ-દૌલત છે, ન મારી પાસે ખૂબસુરતી છે, અને ન તો હું શહેરવાસીઓ જેવી વાણી-વર્તન ધરાવું છું. ગામડીયો અને બદસૂરત છું, મને કોણ ખરીદશે ? હું શા ખપનો ? નબી (સલ.)એ આના જવાબમાં જે વાક્ય ઈર્શાદ ફરમાવ્યું તે હઝરત ઝાહિર (રદી.)ની મહાનતા તથા ઉચ્ચ સ્થાનને સ્પષ્ટ કરવા માટે પુરતું છે. આપ (સલ.)એ ફરમાવ્યું : હે ઝાહિર ! દુનિયા-વાળાઓની નજરમાં ભલે તમારી કોઈ હેસિયત ન હોય, પરંતુ અલ્લાહપાકની નજરમાં તમે બેકાર નથી. બીજા શબ્દોમાં કહો તો અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ મજાક-મજાકમાં તેઓ અલ્લાહના દરબારમાં મકબૂલ (સ્વીકાર્ય) છે એ વાતની જાણ કરી દીધી.

અલ્લાહ તઆલા આપણા નબી (સલ.)ની દરેક અદાને અપનાવવાની આપણને નેક તૌફીક અતા ફરમાવે, ઘમંડથી આપણા બધાની હિફાઝત ફરમાવે અને વિનમ્રતાથી માલામાલ ફરમાવે, આમીન.

## સવારની બરકતો અને આપણી ગફલતો

ઉંઘ અલ્લાહપાકની ઘણી જ મોટી નેઅમત છે. એક તંદુરસ્ત માણસ માટે ઉંઘવુ અત્યંત આવશ્યક છે. આરોગ્યની દ્રષ્ટીએ દિવસ રાતમાં છ કલાક ઉંઘ તંદુરસ્તીની નિશાની છે. સમયસર સૂવુ અને સમયસર ઉઠવુ માણસને ઘણી જ બિમારીઓથી બચાવે છે. ઉંઘનું ઓછુ હોવું ઘણી બિમારીઓને જન્મ આપે છે. ચિત્તભ્રમ (માલીખોલ્યા)ની બિમારી ઉજાગરા અને અનિયમિત ઉંઘથી જ ઉદભવે છે. ટેન્શન વગેરે માથાની બિમારીઓ આ જ કારણસર થાય છે. માટે જરૂરી છે કે માણસ સમયસર આરામ કરે. જે લોકો આ સામાન્ય બાબતોનો ખ્યાલ નથી રાખતા તેમને જીવનમાં ઘણી જ તકલીફો વેઠવી પડે છે.

રાત્રે ઈશાં પછી જલ્દી સુઈ સવારે વહેલુ ઉઠી જવું જોઈએ. સુબ્હે સાદિક પહેલાં ઉઠવાને હદીષ શરીફમાં ''બિમારી દૂર કરનાર'' જણાવવામાં આવ્યું છે. આપ (સલ.) ફરમાવે છે કે રાત્રે (તહજ્જુદ માટે) ઉઠવાની પાબંદી કરો. પાછલી કૌમોના નેક લોકો તેની પાબંદી કરતા હતા. તહજ્જુદની નમાઝથી અલ્લાહ તઆલાની નઝદીકી પ્રાપ્ત થાય છે, ગુનાહોથી બચવાની તૌફીક મળે છે, તહજ્જુદની નમાઝ ગુનાહોને મિટાવનારી અને શરીરને બિમારીઓથી દૂર રાખનાર છે.

આપણા દેશમાં અંગ્રેજોના આક્રમણ પહેલાં દુકાનો, બજારો અને ઓફીસોમાં વહેલી સવારના જ ચહેલ પહેલ શરૂ થઈ જતી હતી. મુસાફરો પણ સવારમાં જલ્દીથી સફર શરૂ કરી દેતા હતા. અને તેને બરકતવાળુ સમજતા હતા. રાત્રે જલ્દી સૂવાનો રિવાજ હતો. ઈશાંની નમાઝ પછી વગર કારણે જાગવું અને બેકાર તથા વ્યર્થ વાતો અને ગપ્પાઓ મારવામાં સમય પસાર કરવાને ઘણુ જ ખરાબ સમજવામાં આવતુ હતું.

આપ (સલ.)નો ઈર્શાદ છે કે, ઈશાં પછી વગર કારણે જાગવું અને બેકાર ફુઝૂલ વાતો કરવી સારૂ કામ નથી. હા, નમાઝ પઢવાવાળા અથવા સફર કરનારને પરવાનગી છે. પરંતુ યુરોપિયન સમાજવાદના અસર હેઠળ પૂર્વિય કૌમો ખાસ કરીને મુસ્લિમોની આદતો અને રહેણી-કરણીમાં જે મહત્વનો ફેરફાર થયો તેનું એક ઉદાહરણ એ પણ છે કે, આપણા સૂવા-ઉઠવાની સમગ્ર વ્યવસ્થા બદલાય ગઈ. મોટી રાત્રી સુધી જાગવું અને સવારે મોડુ ઉઠવું એક નિયમ બલ્કે ફેશન થઈ ગઈ છે. સહેલ-સપાટા, ગપ્પા અને ટી.વી.ની સિરીયલોમાં રાત્રીનો કીમતી ઉંઘનો વધુ પડતો સમય બરબાદ થઈ જાય છે. અને તેને લઈ ઘણા માણસો સુસ્તીમાં અથવા જાણીજોઈને ફજરની નમાજ છોડી આપે છે. તેને લઈ માણસ અલ્લાહ તઆલા તરફથી આવતી બરકતોથી મહરૂમ થઈ જાય છે, દિલોની શાંતિ છીનવાઈ જાય છે, રૂહ અને આત્માની તાઝગી તથા આંખોનું નૂર બધું જ રૂખ્સત થઈ જાય છે.

આપ (સલ.)એ એક મોકા ઉપર દુઆ ફરમાવી હતી : ''એ અલ્લાહ

પાક ! મારી ઉમ્મતના વહેલી સવારના કામોમાં બરકતો નાઝિલ ફરમાવ.'' એક સહાબી (રદી.) ફરમાવે છે કે, હું જ્યારે પોતાના વેપારના કાફલાને રવાના કરૂ છું, તો વહેલી સવારે રવાના કરૂ છું. તેના કારણે મારા વેપારમાં બરકત આવે છે, માલમાં વધારો થાય છે.

વાંચક બિરાદરો ! જ્યારે ભૌતિક અને દુન્યવી વસ્તુઓમાં બરકતોનો અનુભવ થાય છે, તો દીની કામોમાં એનાથી બેપરવા રહેવુ ઘણા મોટા નુકસાનની વાત છે. પહેલા મુસ્લિમ મહોલ્લાઓમાંથી પસાર થઈએ તો કુર્આન શરીફની તિલાવત કાનોમાં સંભળાતી હતી, હવે મૌતના વાતાવરણ જેવો સન્નાટો અને ખામોશી ભાસે છે.

આપણે આપણી આ જીવન વ્યવસ્થાને બદલવાની કોશીષ કરવી પડશે, જેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઉપરોકત દુઆની બરકતોથી મહરૂમ અને અભાગ્ય ન થઈએ.

## મશ્વેરો

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જેનાથી મશ્વેરો (સલાહ) લેવામાં આવે, તે વાસ્તવમાં અમાનત ધરાવનાર છે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.) કહે છે, ''મેં કોઈને આટલો બધો મશ્વેરો લેતા નહીં જોયા જેટલા અલ્લાહના રસૂલ (સલ.) પોતાના સાથીઓથી મશ્વેરો કરતા હતા.'' *(તિર્મિઝી, ફઝાઈલુલ જિહાદ)*

ઈમામ જઅફર સાદિક (રહ.)એ હઝરત સુફિયાન ષૌરી (રહ.)થી કહયું : ''પોતાના મામલામાં એવા લોકોથી મશ્વેરો કરો (સલાહ લો) જે અલ્લાહ તઆલાથી ડરે છે.'' *(તઅલીમુલ મુતઅલ્લિમ : શેખ ઝર્નૂજી)*

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂનું કથન છે કે, ''મશ્વેરાથી કયારેય કોઈ માણસ બરબાદ થયો નથી.'' *(તઅલીમુલ મુતઅલ્લિમ : શેખ ઝર્નૂજી)*

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) કહે છે કે, ''જે શખ્સ કોઈ

કામ કરવા ધારે પછી કોઈ મુસલમાનથી મશ્વેરો કરે તો અલ્લાહપાક પેલા કાર્યના બેહતર પાસાની તેને સમજ આપે છે. જે લોકો પણ મશ્વેરો કરે છે, તેઓ હંમેશ જે તે મામલાના બેહતર બાજુને પામી લે છે.'' *(મદારિકુત્તન્ઝીલ)*

''જેણે પોતાના ભાઈને જાણી જોઈને ખોટો મશ્વેરો આપ્યો તેણે અપ્રમાણિકતા (ખયાનત) આચરી.'' *(તફસીર ઈબ્ને જરીર)*

માણસોમાં કોઈ વધારે સમજદાર હોય છે અને કોઈ ઓછી સમજ ધરાવે છે. કોઈની સમક્ષ એક પાસુ હોય છે, તો કોઈની સમક્ષ બીજુ પાસુ (પેહલુ) હોય છે. કોઈનું મંતવ્ય પક્ષપાતપૂર્ણ હોય છે, તો કોઈનું મંતવ્ય નિષ્પક્ષ હોય છે. આવી સ્થિતિમાં સર્વશ્રેષ્ઠ ઉપાય એ છે કે, બીજાઓથી મશ્વેરો કરી લેવામાં આવે, જેથી જુદા જુદા સલાહ-સૂચનો સામે આવ્યા પછી સાચો નિર્ણય કરી શકે. મશ્વેરો જાણે કે બીજાઓની ખૂબીઓ વડે પોતાની ખામીઓ દૂર કરવાનું નામ છે.

## તવક્કુલ એટલે શું ?

હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)એ ફરમાવ્યું કે, મેં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ને કહેતા સાંભળ્યા કે, ''જો તમે અલ્લાહપાક પર એવી રીતે ભરોસો રાખી લો, જેવો ભરોસો કરવો જોઈએ, તો અલ્લાહપાક તમને એવી રીતે રોજી પહોંચાડશે, જેવી રીતે પક્ષીઓને પહોંચાડે છે કે, સવારે ભૂખ્યા પેટે બહાર નીકળે છે અને સાંજે પોતાના માળાઓમાં ભરેલા પેટે પાછા ફરે છે.''

*(તિરમિઝી, ઈબ્ને માજહ)*

આ હદીષ શરીફમાં વિચારણીય મુદ્દો એ છે કે, પક્ષીઓના પોતાના માળાઓથી અન્ય સ્થાને જવાના પરિણામે પેટ ભરેલું હોવાની જાણ કરવામાં આવી છે. અર્થાત્ રોજી મેળવવા માટે પ્રયત્ન જરૂરી છે. હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ અલ્લાહ તઆલા પર ભરોસો રાખનાર (મુતવક્કિલ)ના સંદર્ભમાં લખ્યું છે કે, જો તમે એમ સમજતા હો કે, અલ્લાહપાક રોટી વગર તમારૂં પેટ ભરી દેશે અથવા રોટીને ઉડાવશે કે એ તમારા મોઢા તરફ આવે અને કોળીયો બની તમારા જઠરમાં પહોંચી જાય અથવા કોઈ ફરિશ્તો નક્કી

કરવામાં આવે, જે તમારા માટે રોટી ચાવે અને તમારા પેટમાં પહોંચાડે, તો આમાંથી કશુંય થવાનું નથી. આ બધી વાતો અલ્લાહ તઆલાના પ્રચલિત કાનૂન (સુન્નતે જારિયહ)ની વિરૂદ્ધ છે. એવી જ રીતે તમે બી નથી વાવતાં અને એ આશા રાખો કે, અલ્લાહપાક તમારા માટે અનાજ ઉગાડશે અથવા તમે પત્ની સાથે સહશયન નહીં કરશો અને એવી આશા રાખશો કે, તમારી પત્નીને બાળક અવતરશે, જેવી રીતે હઝરત મરયમ (અલૈ.)ને પતિ વગર બાળક જન્મ્યું હતું, તો આ બધી વાતો મૂર્ખામી તથા પાગણપણું છે. આ બધા પ્રસંગે પ્રયત્ન છોડી દેવાનું નામ તવક્કુલ નથી. *(ઈહ્યાઉલ ઉલૂમ : ૪/૩૮૮)*

કુર્આને કરીમમાં છે : ‘‘અને જે અલ્લાહપાક પર ભરોસો રાખે તો એ તેના માટે પૂરતો છે. સાચે જ અલ્લાહપાક પોતાનું કામ પુરૂ કરી લે છે. સાચે જ અલ્લાહપાકે દરેક વસ્તુનો અંદાજો કરી નાંખ્યો છે.’’ *(સૂરહ તલાક)*

આ આયતની તફસીર એ છે કે, ‘‘માનવી સાધનોનો મોહતાજ છે, પરંતુ અલ્લાહપાકની કુદરત સાધનો સાથે બંધાયેલી નથી. સાધનો પણ તેની ઈચ્છાને તાબે છે. તેને ત્યાં દરેક ચીજનો અંદાજો છે. એના હિસાબથી તે પ્રગટ થાય છે, એટલે જો કોઈ વસ્તુ મળવામાં વિલંબ થાય તો અલ્લાહપાક પર ભરોસો રાખનારે આકુળ-વ્યાકુળ ન થવું જોઈએ.’’ *(તફસીરે ઉષમાની)* દરેક સંજોગોમાં કર્તા ખુદાની હસ્તી છે, તેની ઉપર જ ભરોસો રાખી તેનાથી જ માંગવું જોઈએ.

તવક્કુલ અરબી ભાષાનો શબ્દ છે. એનો અર્થ થાય છે ‘‘પોતાનું કામ કોઈને સોંપવું તથા તેની પર ભરોસો કરવો.’’ જેને કામ સુપરદ કરવામાં આવે છે, તેને વકીલ કહેવામાં આવે છે. અને કામ સોંપનારને મુવક્કિલ કહેવામાં આવે છે. અલ્લાહ તઆલા પર ભરોસો કરનારની સ્થિતિ અલ્લાહ તઆલા સાથે એવી હોવી જોઈએ, જેવી બાળકની પોતાની માતા સાથે હોય છે. મતલબ કે સંપૂર્ણ વિશ્વાસ. આ તેની પૂર્વ શરત છે.

અલ્લાહપાક પર ભરોસાની બાબતે બચરવાળ માણસનો હુકમ કુંવારા (સિંગલ) માણસથી જુદો છે. બીબી-બચ્ચાં ધરાવતા શખ્સ માટે જાઈઝ નથી કે, તે પોતાના પરિવારને અલ્લાહ તઆલાના ભરોસે મૂકી જંગલમાં ચાલ્યો

જાય. અને તેમની ઉપર ધ્યાન ન આપે તથા તેમની આજીવિકાની વ્યવસ્થા ન કરે. તેનું આ કૃત્ય તેમને મોતના મુખમાં ધકેલી શકે છે. જો આવું થાય તો જવાબદારી તેની હશે. અને તે આખિરતમાં અલ્લાહપાકની પકડથી બચી નહીં શકે.*(ઈહ્યાઉલ ઉલૂમ : ૩/૩૯૮)*

જાણવા મળ્યું કે, તવક્કુલ સાધનોથી અળગા રહેવાનું નામ નથી. એટલે તે ચીજોને તવક્કુલના કારણે છોડી દેવાની છૂટ નથી. જો કોઈ માણસ કોઈ ગુફામાં જઈને રહેવા લાગે, જ્યાં ખાવા-પીવાની વ્યવસ્થા ન હોય, તો આમ કરવું જાઈઝ નથી. અને તે આત્મહત્યા કરનાર લેખાશે. સાધનોથી દૂર થઈ જવું એ અલ્લાહપાકના આશય વિરૂદ્ધ છે. અને અલ્લાહપાકે સ્થાપેલા નિયમ વિરૂદ્ધ છે. કોઈ વૈરાગી (સન્યાસી)એ પોતાના વૈરાગ્ય વડે ખુદા તઆલાના નિયમનું ઉલ્લંઘન કરવું ન જોઈએ અને એ કરી શકે એમ પણ નથી.

અલ્લાહપાકના રસૂલ (સલ.)થી એક સહાબીએ તવક્કુલ વિશે પૂછ્યું કે, હે અલ્લાહપાકના રસૂલ ! શું હું મારા ઉંટને બાંધી દઉં પછી અલ્લાહ તઆલા પર ભરોસો કરૂં, કે હું તેને ખુલ્લું છોડી દઉં પછી અલ્લાહપાક પર ભરોસો કરૂં ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમે તમારા ઉંટને બાંધી દો અને પછી અલ્લાહ તઆલા પર ભરોસો રાખો. *(તિરમિઝી શરીફ)*

આ હદીષથી જાણવા મળ્યું કે, તદબીર (પ્રયત્ન) સાથે અલ્લાહપાક પર ભરોસાનું નામ તવક્કુલ છે. એક અરબી કહેવત છે, જે તવક્કુલના અર્થને સારી રીતે વ્યક્ત કરે છે : ''કામ કરવાની કોશિશ મારા તરફથી થાય છે અને એ કાર્ય પુરૂં અલ્લાહપાક તરફથી થાય છે.'' (અસ્સઅ્યુ મિન્ની વલ ઈતમામુ મિનલ્લાહિ)

સાચો તવક્કુલ એ છે કે, માણસ શક્તિ પ્રમાણે સાધનો ઉપલબ્ધ કરે અને બીજા મામલા માટે અલ્લાહ તઆલા પર ભરોસો કરે. બીજા શબ્દોમાં એક બાજુ તે પોતાની કોશિશમાં કમી ન કરે અને બીજી બાજુ એવો વિશ્વાસ રાખે કે, કોઈ કામ અલ્લાહપાકની મદદ વગર પૂર્ણ નથી થઈ શકતું.

કોઈ કામ માટે અલ્લાહપાકથી દુઆ માંગવી પણ એક પ્રયત્ન સમાન છે. માણસે એવું ન કરવું જોઈએ કે પોતાના પ્રયત્નો અપૂરતાં જણાય તો તે

નિરાશાનો ભોગ બની જાય અથવા કબરો-દરગાહ તરફ દોડવા માંડે અથવા કોઈ એવું કામ કરી બેસે, જે અલ્લાહપાક પર ભરોસાની વિરુદ્ધ હોય. પ્રયત્ન કર્યા પછી અલ્લાહપાક પર ભરોસો કરવાનો છે. અલ્લાહ તઆલા સિવાય કોઈના પર ભરોસો કરવાનો નથી.

દુઃખ દૂર કરનાર માત્ર અલ્લાહ તઆલા છે. આનો અર્થ એ છે કે, જો તમે કોઈ તકલીફમાં હોવ તો તેનાથી છૂટકારા માટે મહેનત કરો. જો કોઈના પગમાં કાંટો વાગી જાય તો તેણે પહેલાં કાંટો કાઢવાની કોશિશ કરવી જોઈએ અને જો કોઈ બીમાર થઈ જાય તો તેણે દવાનો ઉપયોગ કરવો જોઈએ. પ્રયત્ન પછી દુઃખ-દર્દ અને પરેશાની દૂર થતી જણાતી ન હોય તો અલ્લાહ તઆલાથી દુઆ કરે, તેનાથી જ માંગે.

હઝરત મવલાના ઝુલ્ફકાર અહમદ નકશબંદી (મ.ઝિ.) લખે છે કે, ઉલમાએ લખ્યું છે કે, તવક્કુલના ત્રણ દરજ્જાઓ છે. પહેલો દરજ્જો એ છે કે, એવા સાધનો અપનાવે, જેનું પરિણામ ચોક્કસપણે આવે છે. દા.ત. મને તરસ લાગી છે. મને ખબર છે કે, હું પાણી પીશ તો તરસ છિપાય જશે. તો આવા સાધનો અખત્યાર કરવા બંદા માટે ફર્ઝ છે. એ સમયે એમ કહેવું કે, હું પાણી નહીં પીશ, અલ્લાહપાક મારી તરસ બુઝાવશે, તો બરાબર નથી. પરંતુ આ પાણી પીધા પછી અલ્હમ્દુલિલ્લાહ કહે અને એમ વિશ્વાસ કરે કે, તરસ તો અલ્લાહપાક જ છિપાવે છે. કારણ કે જો અલ્લાહપાક નહીં ઈચ્છે તો પાણી પીધા પછી પણ માનવીની તરસ બુઝાતી નથી. જેવી રીતે જલંધરની બીમારીમાં માણસ જેટલું પણ પાણી પીવે, તરસ નથી છિપાતી.

બીજો દરજ્જો એ છે કે, એવા સાધનો જેનું ઈચ્છીત પરિણામ આવવાની સંભાવના હોય તો આવા સાધનો અપનાવવા સુન્નત છે. દા.ત. બીમારીમાં દવા કરવી. બીમારીમાં દવા કરવાથી એક સંભાવના એ રહે છે કે, માણસ સાજો થઈ જાય. એટલે માણસે તેનાથી અળગા રહેવું જોઈએ નહીં.

ત્રીજો દરજ્જો એ છે કે, માણસ વહેમમાં પડી જાય, ધંધો ન ચાલે તો એમ વહેમ રાખે કે, કોઈએ ધંધો બાંધી દીધો છે. પછી તે પહોંચી જાય છે

કોઈ આમિલ (તાંત્રિક) પાસે. જો તે આમિલની વાત માની લે, તો એ તેના ઈમાનની કમજોરી છે. કારણ કે કારોબાર (ધંધા)ને અલ્લાહ તઆલા બાંધે છે, કોઈ બંદામાં એટલી તાકાત નથી. તો ધંધાને સુધારવા માટે બાપુગીરી એ કોઈ ફિતરી-સાહજીક કે શરઈ સાધન નથી. આવી કોઈ મુસીબત આવે તો માણસે અડગ રહેવું જોઈએ અને ક્યારેય એવા વહેમમાં ન પડવું જોઈએ કે, કોઈએ કંઈક કરી દીધું છે, બલ્કે અલ્લાહપાક તરફ મુખ કરવું જોઈએ. અલ્લાહ તઆલા પર ભરોસો કરવો જોઈએ.

શયતાન માણસને ધોકો આપે છે, તે મનમાં એવા વિચારો નાંખે છે કે, કોઈ જ કામ ન કરો, અલ્લાહપાક બધું કરશે. કામ કરવું, કોશિશ કરવી સુન્નત છે. એટલે જે આપણાં ભાગે કરવાનું છે, તેને પૂરી હિંમતથી કરો, પછી પરિણામ અલ્લાહપાક પર છોડી દો. અસ્બાબ (સાધનો-કારણો) અપનાવો, પરંતુ નજર મુસબ્બિબુલ અસ્બાબ (સાધનોના સર્જક) પર રાખો. બીમાર પડો તો સુન્નત સમજી દવા પીવી જોઈએ, પરંતુ વિશ્વાસ એમ રાખો કે, દવાથી શિફા નથી મળતી, શિફા અલ્લાહ તઆલા આપે છે. આને તવક્કુલ કહે છે. અને કુર્આન શરીફમાં છે કે, ''જે અલ્લાહ તબારક વ તઆલા પર ભરોસો રાખે છે, તો અલ્લાહ તઆલા તેના માટે પૂરતો છે.''

## તવક્કુલનો સાચો સબક

હઝ. શફીક બલ્ખી (રહ.) અને હઝ. ઈબ્રાહીમ અદહમ (રહ.) બન્ને સમકાલીન હતા. એક વખત શફીક બલ્ખી (રહ.) પોતાના મિત્ર ઈબ્રાહીમ અદહમ (રહ.) પાસે આવ્યા અને કહયું કે '' હું એક વ્યાપારિક પ્રવાસે જઈ રહયો છું. મે એમ વિચાર્યુ કે જતા પહેલા આપથી મુલાકાત કરી લઉ, કારણ કે મારા અંદાજ મુજબ આ પ્રવાસમાં મહીનાઓ લાગી જશે''

આ મુલાકાતના થોડાક દિવસો પછી હઝ. ઈબ્રાહીમ અદહમ (રહ.)એ જોયું કે શફીક બલ્ખી (રહ.) ફરી મસ્જીદમાં મૌજૂદ છે. પૂછયું, ''તમે પ્રવાસે નહીં ગયા ?'' કહયું'' ગયો હતો, પરંતુ રસ્તામાં એક ઘટના જોઈ પાછો આવી ગયો.'' બન્યુ એમ કે એક ઉજ્જડ વિસ્તારમાં પહોંચ્યો તો ત્યાં હું

રોકાયો. મે એક પક્ષી જોયું જે ઉડી શકતુ ન હતું. મને તેની પર દયા આવી. મે વિચાર્યુ કે આ દુર્ગમ પ્રદેશમાં આ પક્ષી પોતાનો ખોરાક કેવી રીતે મેળવતુ હશે. હું આ વિચારતો જ હતો એટલામાં એક બીજુ પક્ષી આવ્યું. તેની ચાંચમાં કોઈ વસ્તુ દબાયેલી હતી. તે પેલા વિકલાંગ પક્ષી પાસે બેસી ગયું તો તેની ચાંચમાં દબાયેલી વસ્તુ તેની પાસે પડી ગઈ. પેલા મજબૂર પક્ષીએ તેને ઉઠાવી ખાઈ લીધું. ત્યાર પછી પેલું સશકત પક્ષી ઉડી ગયું. આ દ્રશ્ય જોઈને મેં કહયુ. **સુબ્હાનલ્લાહ !** ખુદા જયારે એક પક્ષીનું રિઝક આવી રીતે તેની પાસે પહોંચાડી શકે છે, તો મારે રિઝક માટે શહેર શહેર ફરવાની શું જરૂર છે. એટલે મેં આગળ જવાનો ઈરાદો મુલતવી કરી દીધો. અને ત્યાંથી જ પાછો ફરી આવ્યો'' આ સાંભળી હઝ. ઈબ્રાહીમ અદહમ (રહ.)એ કહયું કે ''શફીક ! તમે વિકલાંગ પક્ષીની જેમ બનવાનું કેમ વિચાર્યુ. તમે એમ કેમ નહીં વિચાર્યુ કે તમે એવા પક્ષી જેવા બનો જે પોતાના બાહુબળથી પોતે પણ ખાય છે અને બીજાઓને પણ ખવડાવે છે.'' શફીક બલ્ખી (રહ.)એ આ સાંભળ્યુ તો ઈબ્રાહીમ અદહમ (રહ.)નો હાથ ચૂમી લીધો અને કહયું કે, ''અબૂ ઈસ્હાક તમે મારી આંખ સામેનો પડદો (આવરણ) હટાવી લીધો. સાચું તો તે છે જે તમે કહયું''

જુઓ, એક જ ઘટના છે તેનાથી એક શખ્સે નાહિંમતીનો પાઠ શીખ્યો. અને બીજા શખ્સે હિંમતનો. આવી જ રીતે દરેક ઘટનામાં એકી સમયે બે પાસાંઓ હોય છે. આ માણસની પોતાની કસોટી છે કે તે કઈ ઘટનાને કઈ દ્રષ્ટિકોણથી જુએ છે. એક કોણથી જોવામાં એક વસ્તુ સારી બની જાય છે. અને બીજા પરિપ્રેક્ષથી જોવામાં તે જ વસ્તુ ખરાબ દેખાય છે. એક બાજુથી જુઓ તો એક ઘટનામાં નકારાત્મક પાઠ હોય છે. અને બીજા પાસાથી જુઓ તો હકારાત્મક સબક. *(રાઝે હયાત, પૃ. ૧૮૦)*

## શાંતિ તથા સલામતી માંગો

હઝ. અનસ (રદી.)થી રિવાયત છે કે, એક શખ્સ નબી (સલ.)ની પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, ''હે અલ્લાહપાકના રસૂલ (સલ.)! કઈ દુઆ

સર્વશ્રેષ્ઠ છે ?'' આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''તું તારા પાલનહારથી દુન્યા તથા આખિરતમાં સલામતી તથા શાંતિ માંગતો રહે.'' તે શખ્સ બીજા દિવસે ફરી આવ્યા અને કહેવા લાગ્યા કે, ''હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)! સૌથી શ્રેષ્ઠ દુઆ કઈ છે ?'' આપ (સલ.)એ જવાબમાં તે જ વાત દોહરાવી, જે પહેલા દિવસે કહી હતી. તે ભાઈ ત્રીજા દિવસે ફરી આવ્યા અને પોતાનો પ્રશ્ન દોહરાવવા લાગ્યા. આપ અલૈહિસ્સલામે ઈર્શાદ ફરમાવ્યો : (સલામતી તથા શાંતિ માંગતો રહે, કારણ કે) ''જેને દુન્યા તથા આખિરતમાં શાંતિ તથા સલામતી મળી ગઈ, તે સફળ થઈ ગયો.'' *(ઈબ્ને માજહ, મિશ્કાત : ૨૧૯)*

નબી (સલ.) પોતાની ઉમ્મતને માત્ર ખુદાઈ આદેશોથી વાકેફ નથી કરતા, બલ્કે આપ ખુદાના બંદાઓને દુન્યવી તથા ઉખરવી (પારલૌકિક) સફળતાઓ સુધી પહોંચવાની રીત પણ જણાવતા હતા. પારલૌકિક મુક્તિના માર્ગો પણ દર્શાવતા હતા અને ચેન-સુકૂન જેવી મહાન દૌલત સુધી પહોંચવાના નિયમો બતાવતા હતા. ઉપર જણાવેલ રિવાયત પણ તે જ શ્રૃંખલાની એક કડી છે, જેમાં રસૂલુલ્લાહ (સલ.) એક સહાબીના પ્રશ્નના જવાબમાં ઉમ્મતને દુઆ કરવાની રીત અને ખુદા તઆલાથી માંગવાને લાયક સૌથી કિંમતી વસ્તુને નક્કી કરી તેના ફાયદાઓથી માહિતગાર કરી રહ્યા છે.

નબી (સલ.)એ સૌથી અફઝલ દુઆ, આસ્માની તથા સુલ્તાની આફતોથી સુરક્ષાની માંગણીને ઠરાવી છે. જેની વિગત એ છે કે, આ દુઆ દરેક ભલાઈને સમાવી લેનાર છે. અને દરેક પ્રકારની બુરાઈથી હિફાઝત પણ તેમાં શામેલ છે. એટલે વિદ્વાનોએ આફિયત (સુરક્ષા)ના જુદા જુદા સ્વરૂપો વર્ણવ્યા છે. જેને અમે વાચકો સમક્ષ થોડીક વિગત સહિત રજૂ કરી રહ્યા છીએ.

માનવીને દુન્યામાં સલામતી-શાંતિ ત્યારે મળે છે, જ્યારે તે નીચે જણાવેલ બાબતો વિશે નચિંત હોય.

**શારીરિક સલામતી :**

એનો અર્થ એ છે કે, માનવી તંદુરસ્તીની દૌલતથી માલામાલ હોય. બીમારી, લાચારી અને બીજી શારીરિક સમસ્યાઓથી તે સુરક્ષિત હોય. ન

તેના પગમાં કોઈ તકલીફ હોય, ન હાથમાં. ન તેના દિલમાં કોઈ બીમારી હોય, ન દિમાગમાં. બલ્કે તે સ્વસ્થ તથા ચુસ્તી-સ્ફૂર્તિવાળો હોય અને તંદુરસ્તીની દૌલત તેને પ્રાપ્ત હોય. તેની મહત્વતાનો અંદાજો જો કોઈએ લગાવવો હોય તો સમાજમાં જોવા મળતા વિવિધ બીમારીઓમાં સપડાયેલા લોકોના દર્દ-ગમનો અહેસાસ કરે તો ચોક્કસ જ તેની સમક્ષ તંદુરસ્તીની હકીકત ખૂલીને સામે આવી જશે. અને તેના રોમ-રોમમાંથી અલ્લાહ તઆલાના દરબારમાં હમ્દો-ષના (સ્તુતિ)નો ઈઝહાર થવા માંડશે. બીજા શબ્દોમાં કહો તો જ્યાં સુધી માનવી પોતાની તંદુરસ્તી બાબતે નચિંત ન હોય, ત્યાં સુધી તે ચેન-સુકૂનની ઝિંદગી પસાર કરવામાં સફળ નથી થઈ શકતો.

## માલની સલામતી :

માનવીને શાંતિ ત્યારે જ મળી શકે છે, જ્યારે તે પોતાની આવક બાબતે નચિંત હોય. તંગી અને આર્થિક મુશ્કેલીઓથી તે સુરક્ષિત હોય. ન દેવાના બોજ તળે દબાયેલો હોય, ન જમીન-જાયદાદના ઝઘડામાં ફસાયેલો હોય. બલ્કે જરૂર જેટલી રોજી તેને સરળતાથી સન્માનપૂર્વક મળતી રહે. આ ખુદાપાકની તે મહાન નેઅમત છે કે આની ઉપર તેનો જેટલો પણ શુક્ર અદા કરવામાં આવે, તે ઓછો છે. આની હકીકત સમજવી હોય તો એવા માણસને જોવામાં આવે, જે આર્થિક મુશ્કેલીઓનો ભોગ બનેલો હોય. તેની મુશ્કેલીઓનો અહેસાસ કરનારા સમક્ષ આર્થિક સધ્ધરતાની મહત્વતા આપોઆપ પુરવાર થઈ જશે. અને અનાયાસે તેના મોઢામાંથી શુક્રના શબ્દો નીકળવા માંડશે. બીજા શબ્દોમાં કહો તો જ્યાં સુધી માનવી પોતાની આવક બાબતે નચિંત નહીં હશે, ત્યાં સુધી તેને જીવનમાં ચેન-સુકૂન નસીબ નહીં થશે.

## પરિવારની સલામતી :

આનો અર્થ એ છે કે, કોઈ પણ માનવી ચેન-સુકૂનની દૌલતથી ત્યાં સુધી માલામાલ નથી થઈ શકતો, જ્યાં સુધી તે પરિવારના સભ્યો બાબતે નચિંત ન હોય. ન તેની પત્ની ચારિત્ર્યહીન હોય, ન તે ખરાબ વર્તન કરનાર હોય. ન તેની ઔલાદ નાફરમાન હોય, ન ભાઈ-બહેન હક ઝૂંટવી લેનાર હોય.

બલ્કે બધા જ નેક હોય અને એકબીજાથી મુહબ્બત રાખતા હોય. જે ઘરનું વાતાવરણ આવું હશે, તે ઘર ચોક્કસ જ જન્નત જેવું હશે. નહીંતર સવાર-સાંજ લડાઈ-ઝઘડા હશે. ન પતિ-પત્ની વચ્ચે પ્રેમ તથા વિશ્વાસ હશે, ન સંતાનોના મનમાં માં-બાપ માટે સન્માન હશે. ન માં-બાપ સંતાનો પર મહેરબાન હશે. પરિણામ સ્વરૂપે તે ઘર જ્યાં માનવી શાંતિની શોધમાં પહોંચે છે, તે ઝઘડાઓનું કેન્દ્ર બની જશે. આજકાલ ઘણાંબધા ઘરોની આ જ કહાની છે. સાર એ કે, જ્યાં સુધી માનવી પોતાના પરિવારની બાબતમાં નચિંત ન હોય, તેને જીવનમાં શાંતિ નહીં મળી શકશે. ટૂંકમાં કહો કે, મજકૂર રિવાયતમાં અલ્લાહ તઆલાથી આધિ-વ્યાધિ તથા ઉપાધિથી સુરક્ષાની માંગને સૌથી શ્રેષ્ઠ દુઆ એટલા જ માટે કહી છે કે, તેમાં દુન્યા તથા આખિરતની તમામ જરૂરિયાતનો સમાવેશ થઈ જાય છે. એટલે જે માણસ અલ્લાહ તઆલાથી આફિયત માંગે છે, તે કોઈ એક ચીજ નથી માંગતો, બલ્કે તે એકી સમયે જાન-માલ, ઈઝઝત-આબરૂ બધાની હિફાઝતનો વાંચ્છુક બની જાય છે. બીજા શબ્દોમાં કહો તો આ એક જામિઅ્ (પૂર્ણ અને વિસ્તૃત) દુઆ છે.

કોઈ પણ માનવીને આખિરતમાં શાંતિ તથા સલામતી મળે તો એના પણ ત્રણ સ્વરૂપો છે. જ્યાં સુધી તેને એ ત્રણેયમાં સફળતા નહીં મળે, ત્યાં સુધી તેની ઉખરવી (પારલૌકિક) શાંતિ તથા સલામતીની કલ્પના અશક્ય હશે.

**મહશરમાં આફિયત :**

આનો અર્થ એ છે કે, માનવી કયામતના દિવસે મહશરના મેદાનની ખૌફનાક ઘટનાઓથી સુરક્ષિત થઈ જાય. ન તો તેને સૂર્યનો તાપ પરેશાન કરે, ન તેને કોઈ જાતનો ભય હોય. બલ્કે અલ્લાહ તઆલાના સિંહાસન (અર્શે ઈલાહી)ની નીચે શાંતિ તથા સલામતી સાથે આરામ કરતો હોય. જેવી રીતે અલ્લાહના નેક બંદાઓનું વર્ણન કરતાં એક જગ્યાએ કુર્આનમાં ફરમાવ્યું છે : ‘‘સાંભળો ! અલ્લાહપાકના મિત્રોને (કયામતના દિવસે) ન કોઈ ભય હશે, અને ન તેઓ શોક કરતા હશે.’’

શાંતિ-સલામતીનું આ સૌથી ઉચ્ચ સ્થાન છે. જેને મેદાને મહશરમાં

સલામતી મળી જાય, તેનો બેડો પાર થઈ જશે. નહીંતર સૂર્ય સવા ભાલાના અંતરે હશે અને લોકો બળીને અથવા પરસેવામાં પલળીને બેહાલ થઈ રહ્યા હશે. ન તો કોઈ આશ્રયસ્થાન હશે, ન અર્શે ઈલાહી સિવાય કોઈ છાંયડો હશે. સાર એ છે કે, ઉખરવી સલામતીનું પહેલું સ્વરૂપ એ છે કે, માનવીની મેદાને મહશરની મુસીબતોથી હિફાઝત થઈ જાય.

આખિરત (પરલોક)માં શાંતિ તથા સલામતી મળવાનું બીજું સ્વરૂપ એ છે કે, હિસાબ-કિતાબ વખતે માનવીની નેકીઓનું પલ્લુ નમી જાય, ગુનાહોનું પલ્લુ ઉંચું થઈ જાય અને નામએ અઅ્‌માલ (કર્મપોથી) જમણા હાથમાં મળી જાય. જેને આ પ્રકારની સફળતાઓ મળી જશે, તેને શાશ્વતકાળ (હંમેશ)ની શાંતિ તથા સલામતી મળી જશે. પછી તેને ન ભવિષ્યની ચિંતા હશે, ન ભૂતકાળનો શોક. બલ્કે તે બહુ આરામથી ખૂશીભર્યું જીવન જીવશે. કુરૂઆનમાં છે કે, ‘‘તો જેની નેકીઓનું પલ્લુ ભારે થઈ ગયું તો તે ખૂશીઓથી ભરપૂર જીવનમાં હશે.’’

તેનાથી વિપરીત જેના ગુનાહોનું પલ્લુ નમી પડશે, તેના ભાગે પસ્તાવા તથા નિષ્ફળતા સિવાય કાંઈ નહીં આવશે. જાણે કે ઉખરવી શાંતિ તથા સલામતી હિસાબ-કિતાબમાં સફળતા વગર શક્ય નથી. એટલે આખિરતની સલામતીની દુઆમાં અલ્લાહપાકના દરબારમાં હિસાબ-કિતાબ સબંધી સફળતાનો સમાવેશ થઈ જાય છે.

આખિરતમાં શાંતિ-સલામતી મેળવવાની ત્રીજી સ્થિતિ એ છે કે, માનવી પુલસિરાત પરથી પસાર થતી વખતે સલામતીથી તેને પાર કરી જન્નતમાં પ્રવેશી જાય. પુલસિરાત જહન્નમ પર બનેલો એક પુલ છે, જેની નીચે જહન્નમ બહુ જોરશોરથી ભડકતી હશે. અને તેના બીજા છેડે જન્નત હશે. દરેક માનવીએ તેના પરથી પસાર થઈને જન્નતમાં જવાનું હશે. પરંતુ તેની નીચે ભડ-ભડ કરતી જહન્નમમાંથી લાંબી-લાંબી ગરદનો નીકળશે અને ગુનેહગારોને અધવચ્ચેથી વીણી-વીણીને જહન્નમની આગમાં પાડી દેશે. માત્ર નેક લોકો જ તેની પકડથી બચીને જન્નત સુધી પહોંચશે. કોઈ વિજળી વેગે તેની ઉપરથી

પસાર થઈ જશે, તો કોઈ માણસ કોઈક વાહન પર સવાર થઈ પાર ઉતરી જશે. જાણે કે લોકો પોતાના અઅ્માલના હિસાબથી પુલસિરાતને પાર કરશે. સાર છે એ કે, પારલૌકિક સલામતીની દુઆમાં પુલસિરાત પરથી સુરક્ષા સાથે પસાર થઈ જવાનું પણ શામેલ છે. કારણ કે કોઈ પણ માણસ પુલસિરાત પરથી સુરક્ષિત પસાર થયા વગર આખિરતમાં શાંતિ તથા સલામતી મેળવવામાં સફળ નહીં થઈ શકશે.

ઉપરોક્ત ચર્ચાનો સાર એ છે કે, દુન્યા તથા આખિરતની શાંતિ તથા સલામતી માટેની આ દુઆ સર્વસમાવેશી છે. એટલે દરેક મુસલમાને બહુ પાબંદીથી સવાર-સાંજ આ દુઆ માંગતા રહેવી જોઈએ. અહીં આવી જ એક દુઆ નોંધવામાં આવી રહી છે : **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ અફ્વ વલ આફિયત વલ મુઆફાત દાઈમત ફિદ્દુન્યા વલ આખિરહ.** (તર્જમો) હે અલ્લાહ ! હું તારાથી ક્ષમા તથા દરેક આધિ, વ્યાધિથી સુરક્ષા તથા હંમેશ માટે પ્રત્યેક ઉપાધિથી સુરક્ષા માંગું છું. દુન્યામાં પણ અને આખિરતમાં પણ.

આવી રીતના બીજા શબ્દો પણ નબી (સલ.)થી નોંધવામાં આવેલ છે, જેમાં શાંતિ-સલામતીની દુઆ માંગવામાં આવી છે. મહેરબાની કરીને દરેક મુસલમાન સ્ત્રી-પુરૂષ આની કાળજી લે. અલ્લાહ તઆલા આપણને બધાને નબી (સલ.)ની તઅલીમાત પર અમલ કરવાની તૌફીક આપે, આમીન.

# મુસીબત પણ નેઅમત છે

હઝરત મુહમ્મદ બિન ખાલિદ સુલમી પોતાના પિતા અને પોતાના દાદાથી રિવાયત કરે છે કે, અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઈ બંદા માટે અલ્લાહપાક તરફથી (જન્નતમાં) કોઈ ઉચ્ચ સ્થાન નક્કી કરવામાં આવે છે, જ્યાં તે પોતાના અમલ વડે નથી પહોંચી શકતો, તો એવા માણસને અલ્લાહ તઆલા જાન, માલ કે ઔલાદના મામલામાં મુસીબતમાં નાંખી દે છે. પછી અલ્લાહ તઆલા તેને સબ્ર કરવાની તવફીક આપે છે. અહીં સુધી કે તેને એ સ્થાન સુધી પહોંચાડી દે છે, જે તેના માટે અલ્લાહ તઆલા તરફથી (જન્નતમાં) નક્કી કરવામાં આવ્યું છે. *(અહમદ, મિશ્કાત-૧૩૭)*

તંદુરસ્તી અને બીમારી, ખૂશી અને ગમી, ચડતી અને પડતી, શક્તિ અને અશક્તિ માનવીય જીવનના અનિવાર્ય તબક્કાઓ છે. જે આગળ પાછળ આવતા રહે છે. દુનિયામાં ન તો સુખ જ સુખ છે, ન દુઃખ જ દુઃખ છે. બલ્કે જો ક્યાંક ખૂશીની શરણાઈ વાગે છે, તો ક્યાંક શોકની કાલિમા છવાયેલી હોય છે. બીજા શબ્દોમાં કોઈ એક સ્થિતિ યથાવત્ નથી રહેતી, બલ્કે વિશ્વમાં સતત પરિવર્તન આવતું રહે છે.

ખૂશીના વાતાવરણથી જેવી રીતે માનવીને શાંતિ મળે છે, એવી જ રીતે શોકની સ્થિતિ તેને ગમગીન બનાવી દે છે. ઈસ્લામ આવા પ્રસંગે પોતાના અનુયાયીઓને ભરપૂર સહાય કરે છે. એ જ કારણે ઈસ્લામ મુસીબતના સમયે પોતાના અનુયાયીઓને સાંત્વના આપે છે અને સબ્રની ભલામણ કરી તેનો ગમ હલકો કરવા માટે મદદ કરે છે.

આ એક નકારી ન શકાય એવી હકીકત છે કે, આધિ, વ્યાધિ અને ઉપાધિઓ એક મુસ્લિમ માટે ખુદાઈ ઈનામ-ઈકરામ તથા દરગુજર (માફી)નું પ્રતિબિંબ છે. તેના કારણે જેવી રીતે દરજ્જાઓ બુલંદ થાય છે, તેવી જ રીતે ગુનાહ પણ માફ થાય છે. અને માનવીને પોતાના પરવરદિગારની નજદીકી પ્રાપ્ત થાય છે. હદીષમાં છે કે, ''ઈમાનવાળો પુરૂષ અને ઈમાનવાળી સ્ત્રી સતત જાન, માલ તથા આલ-ઔલાદ સબંધી અજમાયશમાં રહે છે. અહીં સુધી કે તે અલ્લાહ તઆલા સાથે એવી સ્થિતિમાં મુલાકાત કરશે કે તેમની ઉપર કોઈ ગુનોહ નહીં હશે.'' *(તિરમિઝી, મિશ્કાત : ૧૩૬)*

જાણે મુસીબતો અને બીમારીઓ એક મુઅમિન (મુસ્લિમ) માટે ખુદા પાકની ભેટ છે. જેના વડે અલ્લાહ તઆલા ક્યારેક ગુનાહોની માફીનો નિર્ણય ફરમાવે છે અને ક્યારેક દરજ્જાઓ ઉંચા કરી દે છે.

અલ્લાહપાકનું કોઈ કાર્ય હિકમતથી ખાલી નથી હોતું, ભલે માનવીય બુધ્ધિ ત્યાં પહોંચી શકતી હોય કે ન પહોંચી શકતી હોય. ચોક્કસ જ તેના દરેક નિર્ણય પાછળ કોઈ ન કોઈ યોગ્ય કારણ જરૂર હોય છે. જેને સારી પેઠે ફક્ત તે જ જાણે છે. ક્યારેક માનવીને મુસીબતમાં નાખવા પાછળ વિવિધ શુભાશયો

છુપાયેલા હોય છે. જેમાંથી એક મહત્વપૂર્ણ આશય તરફ ઈશારો કરતા અલ્લાહપાકના રસૂલ (સલ.) ફરમાવે છે કે, ક્યારેક અલ્લાહપાક પોતાના કોઈ બંદા માટે જન્નતનું કોઈ ઉચ્ચ સ્થાન નક્કી ફરમાવે છે, પરંતુ તે બંદો પોતાના અઅમાલની કમીના કારણે તે ઉચ્ચ સ્થાનનો હકદાર નથી બની શકતો, તો અલ્લાહપાક તેને વિવિધ પ્રકારની મુસીબતોમાં નાંખે છે, જેની ઉપર તે સબ્ર કરે છે. આ સબ્રના કારણે તે પેલા બુલંદ સ્થાનનો અધિકારી ઠરે છે, જે ખુદા તઆલાએ તેના માટે જન્નતમાં નક્કી કરી રાખ્યું છે.

એમ કહો કે, આ આફતો કારણ વગર નથી આવતી. એ માત્ર તકલીફ આપવા માટે નહીં, બલ્કે રહમત વરસાવવા માટે આવે છે. બલ્કે એમ કહેવામાં આવે કે તે રહમત જ રહમત છે, તો પણ અયોગ્ય નહીં હશે.

અલ્લાહપાકના રસૂલ (સલ.) એક રિવાયતમાં મેદાને મહશરનું ચિત્ર રજૂ કરતાં ફરમાવે છે કે, ''સુખી જીવન પસાર કરનારાઓ કયામતના દિવસે આફતગ્રસ્તોને જે સવાબ આપવામાં આવશે તે જોશે, ત્યારે તેઓ ઈચ્છા કરશે કે, કાશ ! તેમની ચામડી દુન્યામાં કાતરથી કાપી નાંખવામાં આવતે.'' (એટલી બધી આફતો આવતે તો આટલો બધો સવાબ મળતે.)

આજકાલ લોકો જાતજાતની શારીરિક, માનસિક બીમારીઓ તથા પરેશાનીઓમાં સામાન્યપણે ઘેરાયેલા જોવા મળે છે. પરંતુ તેઓ આ મુસીબતોને પોતાના માટે આખિરતનું ભાથુ બનાવવામાં સફળ નથી થતા. કારણ કે તેમની અંદર બે કમીઓ હોય છે :

- તેઓ અધીરાપણાં (બેસબ્રી)ને પ્રગટ કરે છે. ચીસાચીસ કરવાથી કે ગુસ્સો કરવાથી દૂર નથી રહેતા. જેના કારણે મુસીબતો પર મળતો સવાબ વેડફાય જાય છે.
- મોઢામાંથી ફરિયાદના શબ્દો કાઢવા અને જુદી જુદી રીતે અલ્લાહ તઆલાની શાનમાં ગુસ્તાખી કરવી, એલફેલ બોલવું, તેની ઉપર વાંધો ઉઠાવવો અને તેની અન્ય નેઅમતોને ભૂલી જઈ ફરિયાદમાં લાગેલા રહેવાથી પણ માનવીને આફતો પર મળતા સવાબથી વંચિત કરી દેવામાં

આવે છે. જો કે વિચારવાનો મુદ્દો એ છે કે, તકદીરમાં જે તકલીફ લખાય ચૂકી છે, તે તો આવશે જ, તેનાથી બચી જવું એ માનવીના વશમાં નથી. પરંતુ તેને આખિરતનું ભાથુ બનાવવા માટે તે સક્ષમ છે અને તેના માટે એ જરૂરી છે કે, સર્વપ્રથમ તે સબ્રનો પાલવ પકડી લે. અલ્લાહપાક જેના પર રાજી, બંદો પણ તેના પર રાજી થઈ જાય. અને બીજું એ કે મોઢામાંથી અલ્લાહ તઆલાની હમ્દો-ષના (વખાણ) સિવાય કોઈ શબ્દ ન કાઢે. કોઈ શિકાયત (ફરિયાદ) ન કરે.

જેવી રીતે શરૂઆતમાં ટાંકવામાં આવેલી હદીષમાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો છે : ‘‘પછી એ માનવી તે મુસીબત પર સબ્ર કરે.’’ અર્થાત્ અધીરાપણું પ્રગટ નહીં કરશે, તો અલ્લાહ તઆલા એ સબ્રના બદલામાં તેને જન્નતમાં ઉંચુ સ્થાન નસીબ ફરમાવશે. આવી જ રીતે એક બીજી રિવાયતમાં છે કે, હઝરત શદાદ બિન ઔસ (રદી.) હઝરત અબ્દુલ્લાહ (રદી.)ની સાથે એક બીમારની ઈયાદત (ખબર કાઢવા) માટે ગયા. જ્યારે આપે તેનો હાલ પૂછ્યો તો તેમણે તરત જવાબ આપ્યો કે, ‘‘અલ્હમ્દુલિલ્લાહ ! મારી સવાર ખુદાપાકની નેઅમતો સાથે ઉગી છે.’’ જેને સાંભળી હઝ. શદાદ (રદી.) બહુ ખુશ થયા અને તેને ખુશખબરી આપતાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)નું કથન સંભળાવ્યું કે, ‘‘હું તમને ગુનાહો અને ભૂલોની માફીની ખુશખબરી આપું છું. કારણ કે મેં નબી (સલ.)થી સાંભળ્યું છે કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જ્યારે હું મારા બંદાઓમાંથી કોઈ મુઅમિન બંદાને મુસીબતમાં નાંખુ છું અને તે છતાં તે બંદો મારી હમ્દ (સ્તુતિ) કરતો રહે છે, તો તે પોતાની પથારીમાંથી સાજો થઈ એવી રીતે ઉઠશે કે ગુનાહોથી પૂરેપૂરો એ દિવસની જેમ પાક હશે, જે દિવસે તેની માંએ તેને જન્મ આપ્યો હતો.’’

સારાંશ કે, બીમારીઓ અને પરેશાનીઓમાં સપડાયેલા લોકો જો પોતાની મુસીબતોનો બદલો ઈચ્છતા હોય અને એમ ઈચ્છે કે, તેના કારણે ગુનાહ મટી જાય અને દરજ્જાઓ ઉંચા થાય, તો તેઓએ સબ્ર તથા અલ્લાહ તઆલાની ખૂશીમાં ખૂશ (રાઝી બ રઝા) રહેવાના માર્ગે ચાલવું પડશે. અને

પ્રત્યેક સંજોગોમાં અલ્લાહ તઆલાની હમ્દો-ષના કરવાની રહેશે. કોઈ પણ કિંમતે અધિરાઈથી બચવું પડશે.

અહીં એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, બીમારી દરમિયાન સારવાર કરાવવી અને એવી જ રીતે મુસીબતોમાંથી નીકળવા માટે ઉપાય કરવો શું સબ્ર-રઝા વિરૂદ્ધ છે ? તો આનો જવાબ એ છે કે, સારવાર કરાવવી અથવા મુસીબતોમાંથી છૂટકારો મેળવવા માટે કોઈક યુક્તિ અજમાવવી સબ્ર-રઝા વિરૂદ્ધ નથી. બલ્કે સંપૂર્ણપણે સુન્નત મુજબ છે. પરંતુ નિય્યત બરાબર હોવી જોઈએ અને દિલમાં એ વાતનો વિશ્વાસ હોવો જોઈએ કે કર્તાહર્તા અલ્લાહ તઆલા છે. જો તેની ઈચ્છા હશે તો જ સાધનો-કારણોમાં અસરકારકતા ઉત્પન્ન થશે, દવા ફાયદો કરશે, મહેનત સફળ થશે. અલ્લાહપાકની ઈચ્છા નહીં હશે તો કોઈ સાધન, દવા કે મહેનત કારગત નહીં નીવડે.

જો માનવી સબ્ર (ધૈર્ય) રાખે અને પરેશાનીઓમાં સપડાઈને પણ ખુદાપાકની અગણિત નેઅમતો પર તેની હમ્દોષના (સ્તુતિ-વખાણ) કરે, તો ચોક્કસ જ અલ્લાહપાક નુકસાનનું વળતર આ દુનિયામાં પણ અતા ફરમાવશે અને આખિરતના સવાબથી પણ મહરૂમ (વંચિત) નહીં રાખશે. આ સંદર્ભે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની એક હદીષ અત્રે અમે ટાંકી રહ્યા છીએ.

હઝરત ઉમ્મે સલમા (રદી.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ મુસલમાનને કંઈક હાનિ પહોંચે કે તેના ઉપર કોઈ આફત ત્રાટકે અને તે આ દુઆ પઢે **“ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. અલ્લાહુમ્મ અજિરની ફી મુસીબતી વખ્લુફ લી ખયરમ્ મિન્હા”** તો અલ્લાહ તઆલા એને તેનાથી સારી વસ્તુ કે સ્થિતિને વિકલ્પ રૂપે આપી દેશે. દુઆના તરજુમો આ મુજબ છે : “સાચે જ આપણે બધા અલ્લાહ તઆલાના બંદા છીએ અને તેની પાસે જ પાછા ફરવાના છીએ. હે અલ્લાહ તઆલા ! તું મને મારી મુસીબતના બદલારૂપે સવાબ અતા કર અને મને નુકસાનીનું સર્વશ્રેષ્ઠ વળતર અતા કર.”

આ જ રિવાયતમાં આગળ જઈ હઝરત ઉમ્મે સલમા (રદી.) પોતાની

ખુદની હકીકત જણાવતાં ઈરશાદ ફરમાવે છે કે, જ્યારે મારા શૌહર (પતિ) હઝ. અબૂ સલમા (રદી.)નો ઈન્તિકાલ થયો અને મારી ઉપર આફત ત્રાટકી, તો મને તરત જ આ દુઆ યાદ આવી. પરંતુ હું એ વિચારી રોકાઈ ગઈ કે મારા મર્હૂમ પતિ હઝરત અબૂ સલમા (રદી.)થી વધારે સારો મુસલમાન કોણ હોય શકે છે, જેને હું મેળવી શકું અને જે મારા માટે સારો વિકલ્પ બની શકે ? કારણ કે અબૂ સલમા તો તે હતા, જેમણે સૌ પ્રથમ પોતાના આખા પરિવાર સાથે હિજરત કરી હતી. આ ફઝીલત માત્ર એમને જ પ્રાપ્ત હતી. એમનાથી સારો પતિ મને ક્યાંથી મળી શકશે ? છતાં મેં પેલી દુઆ તો પઢી જ લીધી. બીજા શબ્દોમાં કહો તો હઝરત ઉમ્મે સલમા (રદી.)એ નબી (સલ.)ના ફરમાન પર વિશ્વાસ કરતાં પોતાના શૌહરની વફાત પર ઉપરોક્ત દુઆ પઢી લીધી. જેનું પરિણામ એ આવ્યું કે, તેમનાથી પણ સારા વિકલ્પરૂપે હઝ. અબૂ સલમા (રદી.) પછી નબીએ કરીમ (સલ.) આપને પતિરૂપે મળ્યા. અને આપ (રદી.) "ઉમ્મહાતુલ મુઅમિનીન" (મુસ્લિમોની માતાઓ)ના પવિત્ર સમૂહમાં શામેલ થઈ ગયા. *(મુસ્લિમ, મિશ્કાત : ૧૪૧)*

સારાંશ કે, મુસીબતો-પરેશાનીઓમાં ઘેરાયેલા લોકો જો આ મુસીબતોને આખિરતનું ભાથુ બનાવવા માંગે છે, તો આ બાબતોની કાળજી રાખો :

- સબ્ર-રઝાનો પાલવ મજબૂતીપૂર્વક પકડી રાખો અને અધીરાપણાંને હરગિઝ પ્રગટ ન કરો.
- પ્રત્યેક સંજોગોમાં અલ્લાહપાકની હમ્દો-ષના કરતા રહો અને ફરિયાદનો એક શબ્દ પણ મોઢામાંથી ન કાઢો.
- ઉપરોક્ત દુઆ પઢવાની યાદ રાખો અને એ વિશ્વાસ સાથે પઢો કે, અલ્લાહપાક પોતાના નબીના ફરમાનને જરૂર સાચું ઠેરવશે અને મને સારામાં સારો વિકલ્પ (નિઅમુલ બદલ) પુરો પાડશે.

અલ્લાહ તઆલા આપણાં બધાને ફિત્નાઓ, અજમાયશો અને દરેક પ્રકારની બીમારીઓથી સુરક્ષિત રાખે અને મુસીબતો પર સબ્ર કરવાની તૌફીક આપે, આમીન.

# બુરાઈઓનું વર્ણન

માણસના બૂરા અખ્લાક-સંસ્કારમાં સૌથી ખરાબ આદત જૂઠની છે. ચાહે ઝબાનથી જૂઠ બોલે, ચાહે અમલથી હોય. માણસના દિલની વાત અલ્લાહપાક સિવાય કોઈ નથી જાણતું. માટે હવે તે વ્યક્તિ જેવું કહેશે, તેવું જ આપણે માનીશું. એટલા જ માટે અલ્લાહપાકના નબીઓની સૌપ્રથમ આદત સાચા હોવાની છે.

"તે ઈમાનવાળાઓમાં કેટલાક લોકો એવા છે કે, તેમણે જે વાતનો અલ્લાહપાકથી કરાર કર્યો હતો, તેને સાચો કરી દેખાડ્યો. ફરી તેઓમાંથી કોઈ તો પોતાની મન્નત પૂરી કરી ચૂક્યો અને તેઓમાંથી કોઈ રાહ જોઈ રહ્યો છે. અને તેમણે (તેમાં) લેશમાત્ર ફેરફાર કર્યો નથી. એટલા માટે (આ બનાવ બન્યો) કે અલ્લાહપાક સાચાઓને તેમના સત્યનો બદલો આપે અને જો ચાહે તો મુનાફિકોને શિક્ષા કરે અથવા તેઓને તૌબાની તવફીક આપે. ખરેખર, અલ્લાહપાક ઘણો બખ્શનાર (અને) દયાળુ છે." *(સૂરએ અહઝાબ : ૨૩/૨૪)*

ફિરઔનના સમયમાં હઝરત મૂસા (અલૈ.)ની સચ્ચાઈનો ફિરઔન તથા દરબારીઓએ ઈન્કાર કર્યો. એક નેક માણસ જે દરબારમાં હાજર હતા અને દિલથી મુસલમાન થઈ ગયા હતા તેમણે હઝરત મૂસા (અલૈ.)ની નબી હોવાની દલીલમાં સચ્ચાઈને જ રજૂ કરી.

"અને (તે મજલિસમાં) ફિરઔનવાળાઓમાંથી એક ઈમાનદાર માણસ જે પોતાના ઈમાનને (અત્યાર સુધી) સંતાડી રહ્યો હતો. તેણે કહ્યું કે, શું તમે એક માણસને તેના એમ કહેવા પર જ કતલ કરો છો કે, મારો પરવરદિગાર અલ્લાહ છે ? અને તે તમારી પાસે તમારા પરવરદિગારની પ્રત્યક્ષ નિશાનીઓ (પણ) લાવ્યા છે. અને જો તે જૂઠા હશે તો તેમનું જૂઠાણું તેમને જ નડશે. પણ જો તે સાચા હોય તો તે તમારાથી જે (શિક્ષાનો) વાયદો કરે છે, તેમાંથી કંઈ પણ તમારા ઉપર આવી જ પડશે. ખરેખર, અલ્લાહ તઆલા એવા માણસને સફળતા આપતો નથી, જે હદ વટાવનાર, તદ્દન જૂઠો હોય." *(સૂરએ મુઅમિન : ૨૮)*

નબીઓની સચ્ચાઈની દલીલમાં કુર્આન શરીફમાં ફરમાવ્યું : "શું હું તમને ખબર આપું કે શયતાનો કોના ઉપર ઉતરે છે ? (સાંભળો) દરેક જૂઠા મહા પાપી પર તેઓ ઉતરે છે. (તો અછડતી) સાંભળેલી વાત (કાનમાં) લાવી નાંખે છે અને તેઓમાં ઘણાખરા જૂઠા છે." *(સૂરએ શુઅ્રા : ૨૨૧ થી ૨૨૩)*

"અલબત્ત, અલ્લાહપાક એવા (માણસ)ને સીધો માર્ગ દેખાડતો નથી, જે જૂઠો (અને) નાશુક્રો (અપકારી) હોય." *(ઝુમર : ૩)* એક હદીષ શરીફથી માલૂમ પડે છે કે, જૂઠ માણસને કુફ્ર સુધી પહોંચાડી આપે છે. *(મુસ્નદે અહમદ)*

અબૂ સુફયાન (રદી.) ઈમાન લાવવા પહેલાં રોમના રાજા કયસરના દરબારમાં પહોંચ્યા. તેણે જે સવાલો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બાબતે પૂછ્યા તેમાં એ પણ પૂછ્યું કે, શું તે નબૂવ્વતના દાવા પહેલાં જૂઠ બોલતા હતા ? અબૂ સુફયાને ઈન્કાર કર્યો તો કયસરે કહ્યું કે, જે બંદાઓ સાથે જૂઠ નથી બોલતા, તે ખુદાપાક સાથે કેવી રીતે જૂઠ બાંધી શકે છે ?

## જૂઠના પ્રકારો

- અલ્લાહપાક વિશે જૂઠ બોલવું. કુર્આનમાં છે કે, જે અલ્લાહપાક પર આરોપ લગાવે, તેનાથી વધારે અત્યાચારી કોણ હશે ? અલ્લાહ તઆલા ઉપર આરોપ લગાવવાના વિવિધ રૂપો છે. દા.ત. કોઈને ખુદા તઆલાનો ભાગીદાર ઠરાવવો, તેની શાન વિરૂદ્ધ વાત કહેવી. નુબૂવ્વત (ઈશદૂત હોવા)નો દાવો કરવો. શરઈ દલીલ વગર ઈસ્લામમાં કોઈ ઉમેરો (બિદ્અત) પ્રચલિત કરવી, વગેરે...
- અલ્લાહપાકના રસૂલ (સલ.)ના હવાલાથી એવી વાત કહેવી કે જે આપ (સલ.)એ કહી ન હોય. હદીષ શરીફમાં છે કે, આવી વાત કરનારનું ઠેકાણું જહન્નમ હશે.
- માણસ એવું સ્વપ્ન જોવાનો દાવો કરે, જે તેણે જોયું ન હોય.
- માણસ પોતાના પિતા કે કુળના બદલે અન્ય માણસને પોતાનો પિતા કે અન્ય કુળને પોતાનો કુળ કહે. *(તિરમિઝી : અબ્વાબુલ બિર્રિ વસ્સલાત)*

- જૂઠ જેવી રીતે જીભથી પ્રગટ કરવામાં આવે છે, એવી જ રીતે ક્યારેક કર્મ (અમલ)થી પણ પ્રગટ કરવામાં આવે છે. *(રૂહુલ મઆની : ૭/૬૫)*
- જૂઠી ગવાહી આપવી. કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાના પ્રિય બંદાઓની વિશેષતાઓ ગણાવતાં કહેવામાં આવ્યું છે કે, ‘‘અને તે લોકો જૂઠી ગવાહી નથી આપતા.’’ જૂઠી ગવાહી આપવાથી માણસ રહમાનના પ્રિય બંદાઓમાંથી નીકળી જાય છે.
- કોઈનો માલ હડપ કરવા માટે જૂઠી કસમ ખાવી અથવા તો કોઈ વસ્તુની ખરીદ કિંમત વિશે જૂઠી કસમ ખાવી.
- મજાક ખાતર જૂઠ બોલવું. હઝ. અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) ફરમાવે છે કે, ‘‘જૂઠ દ્વારા ન કોઈ ગંભીર વાત દુરૂસ્ત થાય છે, ન કોઈ મનોરંજક વાત.’’ જો કે હકીકતમાં જૂઠ ન હોય એવી વાત મજાક ખાતર કરવાનું અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)થી સાબિત થાય છે.
- લોકોને હસાવવા ખાતર, બીજા શબ્દોમાં કહો તો મનોરંજન માટે જૂઠી વાત કહેવી. હદીષ શરીફમાં છે કે, જે માણસ આવી હરકત કરે છે, તેના માટે બરબાદી છે.
- ક્યારેક માણસથી કંઈક ખાવા કે પીવાનો આગ્રહ કરવામાં આવે છે, ત્યારે ઈચ્છા હોવા છતાં ઈન્કાર કરવામાં આવે છે, તો એ પણ એક પ્રકારનું જૂઠ છે.
- ક્યારેક માણસ સામેવાળાને તુચ્છ સમજી જૂઠ બોલી નાંખે છે. દા.ત. બાળકોને કંઈક કામ કરવા માટે કે કોઈ કામથી રોકવા માટે જૂઠ બોલવામાં આવે છે. અબ્દુલ હક્ક મુહદ્દીષ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે, બાળકો રડતા હોય ત્યારે તેમને શાંત કરવા માટે તેમની સાથે જે વાયદો કરવામાં આવે છે અથવા તેમને ડરાવવામાં આવે છે, પછી તે વાયદો પૂરો કરવામાં નથી આવતો અથવા જેનાથી ડરાવવામાં આવે છે, તે વસ્તુ હોતી જ નથી, તો એ બધું જૂઠ હોવાના કારણે હરામ છે.

*(અશિઅ્અતુલ્લમઆત : ૪/૯૩)*

- કોઈ પણ વાતને પુરતી તપાસ કે પુરાવા વગર બીજા સમક્ષ કહી નાંખવી એ પણ જૂઠ છે. હદીષમાં છે કે, "માણસના જૂઠ્ઠા હોવા માટે એ પુરતું છે કે, તે દરેક સાંભળેલી વાત (બીજાઓને) કહેતો ફરે."
- જો કે કેટલીક પરિસ્થિતિઓમાં જૂઠ બોલવાની છૂટ છે. રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે કે, "જૂઠ હલાલ (વૈધ) નથી, સિવાય કે ત્રણ સ્થિતિ હોય. પતિ પોતાની પત્ની સમક્ષ એવી વાત કરે, જેનાથી તે ખુશ થઈ જાય. બીજી સ્થિતિ એ કે, યુદ્ધની વ્યૂહરચનાના ભાગરૂપે જૂઠ બોલવામાં આવે. અને ત્રીજી સ્થિતિ મુજબ એવું જૂઠ જેનાથી લોકો વચ્ચે પરસ્પર સુમેળ સધાય."

અલ્લામા કુર્તુબી(રહ.) ફરમાવે છે કે, આ ત્રણ પ્રકાર સિવાય દરેક પ્રકારનું જૂઠ હરામ છે. અને બહેતર એ છે કે, ઉપરોક્ત ત્રણેય પરિસ્થિતિ-ઓમાં પણ પોતાને યથાશક્તિ જૂઠથી બચાવવામાં આવે. ઈસ્લામના બહુ-મતિ વિદ્વાનો (જમહૂર ઉલમા)એ આના સિવાય જ્યાં માનવીની જાનને ખતરો હોય કે અસહ્ય અત્યાચારનો ભય હોય, ત્યારે મુત્સદીગીરીપૂર્વક અવાસ્તવિક વાત કહેવાની છૂટ આપી છે. તેની દલીલ એ છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ત્રણ જગ્યાએ એવી વાત કહી હતી, જે બાહ્યરૂપે અવાસ્તવિક દેખાતી હતી, પરંતુ ઉંડાણપૂર્વક બીજા પરિપ્રેક્ષ્યથી જોતાં ખોટી પણ ન હતી. આપ (સલ.)એ જ્યારે મક્કાથી મદીના તરફ હિજરત કરી, ત્યારે આપના સાથી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)એ પ્રવાસ દરમિયાન ઘણી વખત કુનેહપૂર્વક વાત કરી ખતરો ટાળ્યો હતો. ઈમામ નવવી તથા અલ્લામા ઈબ્ને હજર (રહ.)એ આ મુદ્દો સ્પષ્ટ કર્યો છે. અલબત્ત, અફઝલ એ જ છે કે, ખતરા વેળા ખુલ્લમખુલ્લા જૂઠના બદલે વ્યુહાત્મક ઢબે વાત કરી કામ પાર પાડવામાં આવે. *(રૂહુલ મઆની : ૭/૬૫)* અત્યંત મજબૂરીની હાલતમાં જૂઠ બોલવું જાઈઝ છે. એ બાબતે સર્વસંમતિ પ્રવર્તે છે.

વાસ્તવિક્તા એ છે કે, સમાજ સ્વસ્થ પાયાઓ પર ત્યારે રચાશે, જ્યારે સત્યને તેના વિશાળ અર્થમાં અંગીકાર કરવામાં આવશે. સારા માણસો તૈયાર થશે. રસ-રૂચિમાં સ્વસ્થતા આવશે. તેના મુકાબલે જૂઠને તેના વિશાળ અર્થમાં

મૂલવવામાં આવે, તો માત્ર એક જૂઠ સમાજના પાયાઓ હલાવી નાંખવા માટે પુરતું છે. જૂઠનું બીજુ નામ ''અનિષ્ટોનું મૂળ'' પણ છે. આજે મુસ્લિમ સમાજનું અવલોકન કરવામાં આવે તો ટૂંકમાં એટલું જરૂર કહી શકાશે કે, સત્યની અવગણના અને અસત્યને અખત્યાર કરવાના કારણે તે પતનના માર્ગે છે. ''સત્ય બચાવે છે અને જૂઠ બરબાદ કરે છે'' એ હદીષ શરીફ પર અમલ કરવાની જરૂર છે.

## જૂઠનો અનોખો પ્રકાર : લોકો કહે છે...

માનવીય મનની અવળચંડાઈથી રસૂલુલ્લાહ (સલ.)થી વધારે કોણ જાણકાર હોય શકે છે ? એ કારણે જ હુઝૂર (સલ.)એ જે આદેશ પણ આપ્યો, તેના બધા પાસાઓને ધ્યાનમાં લેતાં એ બધા રસ્તાઓ પણ બંધ કરી દીધા જે ઉકત આદેશના ઉલ્લંઘન તરફ લઈ જતા હોય અને તે ચોર દરવાજાઓ પણ બતાવી દીધા, જ્યાંથી માણસનું મન બહાનાઓ શોધી શકે છે. માનવીય મનની એક ટેવ એ છે કે જે બુરાઈનો આરોપ તે સીધો પોતાને માથે લેવા નથી માંગતો. તે અન્ય કોઈના ખભા પર મૂકી અંજામ દેવાની કોશિશ કરે છે, જેથી હેતુ પણ સિધ્ધ થઈ જાય અને પોતાની ઉપર આંચ પણ ન આવે. અલ્લાહના રસૂલ (સલ.)એ અસત્ય (જૂઠ) સબંધે માણસની આ માનસિક સ્થિતિને અત્યંત સુક્ષ્મ પરંતુ સ્પષ્ટ શૈલીમાં વર્ણવી છે. ઈમામ ગઝાલી (રહ.)એ ઈહ્યાઉલ ઉલૂમમાં આપ (સલ.)નું એક કથન આ શબ્દોમાં નોંધ્યું છે :

''જૂઠનું ખરાબમાં ખરાબ વાહન આ ફકરો છે; લોકો એમ કહે છે.'' મતલબ એ છે કે, જે લોકો સીધે સીધુ જૂઠ બોલવા નથી માંગતા, તેઓ પાયાવિહિન વાતો ''લોકો''ના નામે ચઢાવી દે છે. ''લોકો તો એમ કહે છે, લોકોમાં તો આ વાત મશહૂર છે, લોકોનું કહેવું તો આ છે.'' આ તે વાકયો છે જે જૂઠના આક્ષેપથી બચવા માટે ફકત એક ઢાલ તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. અને અસત્ય, જે પોતાના પગે ચાલીને પ્રસરી નથી શકતું તે આ પ્રકારના વાકયો પર સવાર થઈ પ્રસરી જાય છે. એટલે આપ (સલ.)એ આ વાકયને ''અસત્યનુ વાહન'' કહયું.

આ તો એક સુક્ષ્મશૈલી ધરાવતું કથન હતું, જે હકીકતો પર નજર રાખતા લોકો માટે બહુ જ અસરકારક તથા હૃદયસ્પર્શી હતું, પરંતુ આ જ વાત આપ (સલ.)એ એક બીજી હદીષમાં તદ્દન સરળ તથા સાદા શબ્દોમાં પણ કહી છે, જેને સાંભળતાવેંત દરેક માણસ સમજી જાય.

ફરમાવ્યું : ‘‘માણસના જૂઠ્ઠા હોવા માટે એટલું જ પુરતુ છે કે, તે જે કાંઈ સાંભળે તેને કહેતો ફરે.’’

ઉપરોકત બન્ને હદીષ શરીફનો મકસદ વાસ્તવમાં એ બતાવવાનો છે કે, એક પાક્કા મુસલમાન માટે એ જાઈઝ નથી કે તે કોઈ પણ કાચી-પાકી વાત જ્યાં-ત્યાંથી સાંભળી તેને આગળ ચાલતી કરી દે. આવી જ રીતે અફવાઓ જન્મે છે, જૂઠ્ઠી વાતો સમાજમાં ફેલાય છે અને પરસ્પર વિરોધી અફવાઓની ડમરીઓમાં સત્યનો ચહેરો વિકૃત થઈને રહી જાય છે. કુર્આને કરીમે પણ આવી બિનપાયેદાર અફવાઓ ફેલાવવાની ભરપૂર નિંદા કરી છે. રસૂલુલ્લાહ (સલ.)ના કાળમાં આ મુનાફિકો (દંભીઓ)ની નીતિ-રીતિ એ હતી કે તે મુસ્લિમો વચ્ચે એવી અફવાઓ ફેલાવતા રહેતા હતા, જેથી લોકોમાં બેચેની વ્યાપી જતી હતી. અને દુશ્મનને ફાયદો થતો હતો. કુર્આને કરીમે તેના પર ટીકા કરતાં કહયું :

‘‘જ્યારે પણ તેમની પાસે શાંતિ કે ભય (યુધ્ધ) સબંધી કોઈ સમાચાર આવે છે તો તેઓ તેને (તપાસ વગર) ફેલાવવામાં લાગી જાય છે. જો તેઓ તેને જવાબદારો સુધી પહોંચાડી દેતા તો તેમના પૈકી જેઓ તારણ કાઢી શકે છે તેઓ તેની (હકીકત) જાણી લેત.’’

કુર્આન તથા હદીષ શરીફના આ ઈર્શાદાતથી ઈસ્લામની જે સમગ્રતયા છાપ ઉપસે છે તે એ છે કે, જ્યાં સુધી કોઈ વાતની મુનાસિબ તપાસ ન થઈ જાય ત્યાં સુધી તે વાત બીજા સમક્ષ કહેવાની જરૂર નથી. જો કોઈ માણસ આ પ્રકારની છાનબીન વગરની વાતને પુરા વિશ્વાસ સાથે કહે ત્યારે તો તે જૂઠની વ્યાખ્યામાં સ્પષ્ટપણે આવી જાય છે, પરંતુ જો માની લો કે તે યકીનપૂર્વક કહેવાને બદલે ‘‘લોકો કહે છે’’ જેવા વાકયની આડ રાખી આ પ્રકારની કોઈ

વાત કહે અને મકસદ એ હોય કે સાંભળનારાઓ તેને સાચી સમજી લે. તો પણ ઉપરોકત હદીષની રોશનીમાં આમ કરવું જાઈઝ નથી.

વાસ્તવમાં ઈસ્લામનો હેતુ એ છે કે, દરેક મુસલમાન સમાજનો એક જવાબદાર સભ્ય બનીને જીવન ગુજારે. તેના મોઢામાંથી જે વાત પણ નીકળે, તે ખરી અને સાચી વાત હોય. તે પોતાના કોઈ વાણી-વર્તન દ્વારા બેજવાબદારીનો પુરાવો ન આપે. કુર્આન શરીફમાં કહયું છે : ''માણસ જે બોલ પણ મોઢામાંથી બોલે છે, તેને લખી લેવા માટે એક નજર રાખનાર પ્રત્યેક ક્ષણે તેની પાસે તૈયાર બેઠો હોય છે.'' *(૫૦:૧૮)*

મતલબ એ છે કે, માણસ એ ન સમજે કે તે જે શબ્દો મોઢામાંથી કાઢી રહયો છે, તે હવામાં ઓગળી જઈ નાશ પામી જતા હોય છે, બલ્કે હકીકત એ છે કે, મોઢામાંથી નીકળતી દરેક વાત રેકોર્ડ થઈ રહી છે. અને આખિરતમાં આ સમગ્ર રેકોર્ડીંગનો દરેક શખ્સને જવાબ આપવો પડશે. એટલે જ આપ (સલ.)એ ઘણી હદીષોમાં જીભને કાબૂમાં રાખવા પર ભાર આપ્યો છે.

પરંતુ આ બધી શિક્ષાઓથી વિરૂદ્ધ આજકાલ આપણી જીભ એટલી બેકાબૂ બની ગઈ છે કે, તેને વાપરતી વખતે જવાબદારીનો વિચાર સુધ્ધાં નથી આવતો. જે કોઈ ઉડતી વાત કયાંકથી કાને અથડાઈ કે તેને તપાસ્યા વગર બીજાઓ સુધી પહોંચાડવામાં આપણને જરા પણ સંકોચ નથી થતો. અને લોકો તેને બેધડક એકબીજાથી એવી રીતે વર્ણવે છે કે, વાતાવરણમાં કાયમ અફવાઓનું બજાર ગરમ રહે છે.

એમ તો દરેક પ્રકારની વાત કે સમાચારમાં સાવચેતી તેમજ જવાબદારી-પૂર્વક વર્તવાની જરૂર છે, પરંતુ જે સમાચારના પરિણામે કોઈની પર આક્ષેપ લાગતો હોય તેમાં તો વધારે સાવચેતી (સંભાળ) રાખવાની આવશ્યકતા છે. કારણકે તેનાથી કોઈની આબરૂ જોડાયેલી હોય છે. અને તપાસ્યા વગર અફવાઓના આધારે કોઈની લાજ લેવામાં માત્ર જૂઠનો નહીં, બુહતાન (જૂઠો આરોપ)નો ગુનો પણ લાગુ પડે છે. અને તે હક્કુલ ઈબાદ (બંદાના

અધિકારો) સબંધી હોવાના લીધે ઓર વધારે મોટું પાપ છે, પરંતુ આપણા હાલના માહોલમાં કોઈના પર આરોપ લગાડવો રમત બની ગઈ છે. જેમાં શોધ-સંશોધન કે જવાબદારીવૃત્તિની કોઈ જરૂર નથી. ખાસ કરીને કોઈથી વ્યકિતગત કે રાજકીય કે સાંપ્રદાયિક મતભેદ હોય તો તેની કુથલી કરવાને કે તેના પર આક્ષેપ લગાવવાને તથા તેને કોઈપણ રીતે અપમાનિત કરવાને તદ્દન હલાલ (વૈદ્ય) સમજી લેવામાં આવ્યું છે.

અફવાઓના પરિણામે હવે સાચી હકીકત જાણવાનું દુષ્કર બની ગયું છે. અવિશ્વાસનો ગાઢ અંધકાર છવાય ગયો છે. લોકો હવે જૂઠને ખરાબ પણ નથી સમજતા. લોકોમાં હવે એટલી હિંમત આવી ગઈ છે કે, તે કોઈપણ પાયાવિહિન વાત સમાજમાં ફેલાવી દે. વાતાવરણમાં સૌથી ખતરનાક સ્થિતિ તો એ સર્જાઈ છે કે, સાચા ગુનેહગારોને એકંદરે શરણ મળી ગયુ છે. મતલબ હવે તેમને સાચા અર્થમાં બદનામીનો ભય ન રહયો. કારણકે તેઓ એમ વિચારે છે કે, અમારી ભ્રષ્ટતા વિશે કોઈ ખબર ઉડશે તો તેને પણ એવી જ શંકાસ્પદ સમજવામાં આવશે, જેવી કે બીજી ઘણી બધી વાતોને સમજદાર લોકો શંકાસ્પદ સમજીને નજરઅંદાઝ કરી દે છે. એટલે ભ્રષ્ટાચારીઓ આરામથી ભ્રષ્ટાચારમાં લપાયેલા રહે છે અને ઘણા બધા નિર્દોષો પર ડાઘ લાગી જાય છે.

હવે તેનો ઈલાજ એ નથી કે દૂર રહી તેની નિંદા કરતા રહે, બલ્કે દરેક માણસ એવો સંકલ્પ કરે કે બીજાઓ ભલે જે કાંઈ પણ કરે, તે પોતે પોતાની વાણી-વર્તનમાં જવાબદારીપૂર્વક વર્તશે. અને પાયા વગરની વાતો ફેલાવી અફવાઓ જન્માવશે નહીં. આમ કરી કોઈ પણ માણસ સમાજમાંથી એક બેજવાબદાર સભ્યને જરૂર ઓછો કરી શકે છે. પરિણામે કમસે કમ પોતાને જૂઠના ગુનાહથી બચાવી શકે છે. અનુભવ એમ કહે છે કે, જ્યારે કોઈ એક માણસની વાણી-વર્તન સુધરે છે, તો તે બીજાઓ માટે નમૂનારૂપ બને છે. અને આવા નમૂનાઓ ધીરે ધીરે વધતા જાય તો આવી જ રીતે સમાજ સુધારણા તરફ ગતિમાન થાય છે.

સમાજમાં ખૂબ વ્યાપક સ્તરે ફેલાયેલી બુરાઈઓથી નિરાશ ન થઈએ,

તેમજ માથે હાથ દઈ બેસી ન જઈએ, અને બીજાઓને પણ હિંમત આપીએ. એ આજના સમયની મહત્વપૂર્ણ જરૂરત છે. પોતાના સંકલ્પ વડે ભ્રષ્ટાચારના અંધકારમાં ઉમ્મીદના દીપ જલાવો. જેથી પવિત્ર તથા સન્માનનીય જીવન તરફ ડગ માંડવાની હિંમત આવે. તેના વગર કોઈપણ કામ પ્રગતિના પંથે આગળ વધી શકતુ નથી.

## એપ્રિલ ફૂલનો પ્રારંભિક ઈતિહાસ તથા તેના નુકસાનો

સમજયા વિચાર્યા વિના પશ્ચિમ પાછળ આપણી આંધળી દોડે સમાજમાં જે કુરિવાજોને જન્મ આપ્યો તેમાનો એક રિવાજ ''એપ્રિલફૂલ''ની ઉજવણી પણ છે. આ રિવાજને લઈ પહેલી એપ્રિલના રોજ જૂઠુ બોલીને કોઈને દગો આપવો અને દગો આપીને તેને બેવકુફ બનાવવુ જાઈઝ સમજવામાં આવે છે. બલ્કે તેને પોતાની એક સિધ્ધી બતાવવામાં આવે છે. જે વ્યકિત જેટલી હોશિયારીથી બીજાને જેટલો મોટો દગો આપે તેને એટલો જ વખાણવા લાયક અને પહેલી એપ્રિલના ઈતિહાસથી વાસ્તવિક લાભ ઉઠાવનાર સમજવામાં આવે છે.

આ મશ્કરી જેને વાસ્તવિક રીતે ''બદમઝાકી'' કહેવી જોઈએ ન જાણે કેટલીય વ્યકિતઓને જાની અને માલી નુકસાન પહોંચાડી ચૂકી છે. બલ્કે તેના પરિણામે અમુકવાર લોકોને પ્રાણથી પણ હાથ ધોવા પડયા છે. એવી રીતે કે તેમને કોઈ આઘાતજનક જૂઠા સમાચાર સંભળાવવામાં આવ્યા જેને સાંભળવા તે સમર્થ ન હતો અને આ અકલ્પનીય આઘાત સહન ન થતાં તેનુ મૃત્યુ થયું.

આ રિવાજ જેની બુનિયાદ જૂઠ, દગા અને કોઈ બેકસૂરને વિનાકારણે બેવકૂફ બનાવવા પર છે. તે નૈતિક દ્રષ્ટિએ કેટલી ખરાબ વાત છે તે તો જગ જાહેર જ છે, પરંતુ તેનો ઐતિહાસિક પાસો પણ એ લોકો માટે અતિ શરમજનક છે, જેઓ હઝ. ઈસા (અલૈ.)ની પવિત્રતા પર અમુક અંશે પણ ઈમાન લાવે છે.

આ રિવાજનો આરંભ કેવી રીતે થયો ? તેના વિશે ઈતિહાસકારોના કથનો ભિન્ન ભિન્ન છે. અમુક લેખકોનું કહેવું છે કે ફ્રાન્સમાં સત્તરમી સદીથી પહેલાં વરસનો આરંભ જાન્યુઆરીના બદલે એપ્રિલથી થતો હતો. આ માસને રોમન લોકો પોતાની દેવી વિનસ (VENUS) સાથે સબંધ હોવાના કારણે પવિત્ર સમજતા હતા. વિનસનો અનુવાદ યુનાની ભાષામાં APHRODITE કરવામાં આવે છે. કદાચ આ યૂનાની નામથી નીકળીને આ મહીનાનુ નામ એપ્રિલ ફૂલ રાખવામાં આવ્યુ. *(બ્રેટાનીકા ૧૫મું એડીશન–૮/૨૯૨)*

ઉપરોકત કારણોસર અમૂક લેખકોનું કથન છે કે પ્રથમ એપ્રિલ વરસની પહેલી તારીખ હતી. અને તેની સાથે મુર્તિપૂજાની પવિત્રતા પણ જોડાયેલી હતી, એટલા માટે આ દિવસને લોકો આનંદભર્યા ઉત્સવ તરીકે ઉજવતા હતા. આ આનંદભર્યા ઉત્સવનો એક ભાગરૂપ મશ્કરી મજાક પણ હતો જેણે ધીમે ધીમે પ્રગતિ કરીને એપ્રિલફૂલનું રૂપ ધારણ કરી લીધું. અમૂક લોકો કહે છે કે આ ખૂશીના તહેવાર નિમિત્તે લોકો એક બીજાને ભેટ સોગાત આપતા રહેતા હતા, એકવાર કોઈએ ભેટના નામે કોઈની મશ્કરી કરી, જેણે અંતે બીજા લોકોમાં રિવાજ ધારણ કરી લીધો.

બ્રેટાનીકામાં આ રિવાજનું બીજુ એક કારણ એ પણ બતાવવામાં આવ્યું છે કે ૨૧ માર્ચથી મોસમમાં પરિવર્તન આવવાનું શરૂ થાય છે, આ પરિવર્તનનું અમૂક લોકોએ એવી રીતે અર્થઘટન કર્યુ કે (અલ્લાહપાકની પનાહ) કુદરત અમારી સાથે મશ્કરી કરીને અમોને બેવકુફ બનાવી રહી છે એટલા માટે લોકોએ પણ આ સમયમાં એક બીજાને બેવકુફ બનાવવાનું શરૂ કર્યુ.

*(બ્રેટાનીકા ૧/૪૯૬)*

આ બાબત હજી પણ અસ્પષ્ટ છે કે પ્રકૃતિની આ મનઘડત મશ્કરીના પરિણામે આ રિવાજ ચલાવવાથી પ્રકૃતિના અનુકરણનો ઉદ્દેશ હતો અથવા તેનો પ્રતિકાર કરવાની ઈચ્છા હતી ?

એક ત્રીજા કારણનું ઓગણીસમી સદી ઈસ્વીની વિખ્યાત ઈન્સાઈકલો-પિડીયા "લારોસે" વર્ણન કર્યુ છે, અને તેને વાસ્તવિક બતાવ્યું છે. તે કારણ એ છે કે વાસ્તવમાં યહુદીઓ અને ઈસાઈઓના વર્ણન કરેલા કથનો પ્રમાણે

પ્રથમ એપ્રિલ તે તારીખ છે, જેમાં રોમન લોકો અને યહુદીઓ તરફથી હઝરત ઈસા (અલૈ.)ને મજાક-મશ્કરીનુ લક્ષ્ય બનાવવામાં આવ્યા હતા. પ્રવર્તમાનની મનઘડત બાઈબલોમાં આ બનાવની વિગતો વર્ણન કરવામાં આવી છે. "લૂક"ની ઈન્જીલના શબ્દો આ છે : "(૬૩) જે માણસોના હવાલામાં ઈસુ (હઝ. ઈસા અલૈ.) હતા, તેઓએ તેમની મશ્કરી કરીને તેમને માર માર્યો, (૬૪) તેઓએ તેમની આંખોએ પાટો બાંધીને તેમને પુછયું કે, કહી બતાવ (ઈલ્હામથી) કે તને કોણે માર્યો ? (૬૫) તેઓએ તેમની નિંદા કરીને તેમની વિરૂધ્ધ બીજુ ઘણુ કહ્યું." *(લોકા ૨૨)*

બાઈબલમાં એ પણ વર્ણન કરવામાં આવ્યુ છે કે, પહેલા હઝ. ઈસા (અલૈ.)ને યહુદી સરદારો અને વિદ્વાનોની ઉચ્ચ અદાલતમાં રજુ કરવામાં આવ્યા. પછી તેઓ તેમને પેલાટિસની અદાલતમાં લઈ ગયા કે તેમનો ફેસલો ત્યાં થશે. પછી પેલાટિસે તેમને હેરોદીસની અદાલતમાં મોકલી આપ્યા. પછી છેવટે હેરોડીસે બીજી વાર ફેસલા માટે તેમને પેલાટિસની જ અદાલતમાં મોકલ્યા.

લારોસનુ કહેવું છે કે, હઝ. મસીહ (અલૈ.)ને એક અદાલતથી બીજી અદાલતમાં મોકલવાનો હેતુ પણ તેમની સાથે મશ્કરી અને તેમને પીડા પહોંચાડવાનો હતો. આ બનાવ પહેલી એપ્રિલના રોજ બન્યો હતો. એટલા માટે એપ્રિલ ફૂલનો રિવાજ વાસ્તવિક રીતે આ શરમજનક બનાવની યાદગાર છે.

એપ્રિલફૂલ ઉજવવાના પરિણામે જે વ્યકિતને બેવકૂફ બનાવવામાં આવે છે તેને ફ્રાન્સીસી ભાષામાં POISSON DAVRIL કહેવામાં આવે છે. જેનો અંગ્રેજી અનુવાદ APRIL FISH છે. એટલે એપ્રિલની માછલી. *(બ્રેટાનિકા ૧/૪૯૬)* જાણે જે વ્યકિતને બેવકૂફ બનાવવામાં આવી છે તે પહેલી માછલી છે, જે એપ્રિલના આરંભમાં શિકાર કરવામાં આવી. પરંતુ લારોસે પોતાના ઉપરોકત દ્રષ્ટિબિન્દુના ટેકામાં કહ્યું કે, POISSONના શબ્દ જેનો અનુવાદ "માછલી" કરવામાં આવ્યો છે તે વાસ્તવિક રીતે તેના જેવા બીજા ફ્રાન્સીસી શબ્દ POSIONનું વિકૃત સ્વરૂપ છે જેનો અર્થ "પીડા પહોચાડવું" થાય છે.

એટલા માટે આ રિવાજ વાસ્તવિક રીતે તો પીડા અને તકલીફની યાદ અપાવવા માટે નક્કી કરવામાં આવ્યો છે, જે ઈસાઈ કથનો અનૂસાર હઝ. ઈસા (અલૈ.)ને પહોંચાડવામાં આવી હતી.

એક ફ્રેંચ લેખકનું કહેવું છે કે વાસ્તવિક રીતે POISSON શબ્દ પોતાના અસલી સ્વરૂપ પર જ છે. પરંતુ આ શબ્દ પાંચ શબ્દોના પહેલા અક્ષરોને જોડીને બનાવવામાં આવ્યો છે, જેનો અર્થ ફ્રેંચ ભાષામાં ક્રમવાર ઈસા, મસીહ, અલ્લાહ, પુત્ર અને ભોગ થાય છે. જાણે આ લેખકના વિચારો પ્રમાણે પણ એપ્રિલ ફૂલની અસલ પણ એજ છે કે તે હઝ. ઈસા (અલૈ.)ની મશ્કરી અને તેમને પીડા પહોચાડવાની યાદગાર છે.

જો આ બાબત વાસ્તવિક છે (લારોસ વિગેરેએ તેને દ્રઢતા સાથે ખરી બતાવી છે અને તેના પુરાવા રજુ કર્યા છે) તો એનો ભાવાર્થ છે કે આ રિવાજ યહૂદીઓએ ચાલુ કર્યો હશે. તેનું કારણ યહૂદીઓએ (અલ્લાહની પનાહ) હઝ. ઈસા (અલૈ.)ની હાંસી ઉડાડવા માટે ચાલુ કર્યો છે. તેને ઈસાઈઓએ કેવી રીતે ઠંડા પેટથી કબૂલ કરી લીધો ? બલ્કે પોતે પણ તેને ઉજવવા અને પ્રચલિત કરવામાં ભાગીદાર બની ગયા. તેનું કારણ એ પણ હોઈ શકે છે કે ઈસાઈ બિરાદરો આ રિવાજની અસલીયતથી માહિતગાર પણ ન હોય, અને તેમણે સમજયા વિચાર્યા વિના તેના ઉપર અમલ શરૂ કરી દીધો હોય, અને એ શકયતા પણ છે કે ઈસાઈયોનો સ્વભાવ આ બાબતમાં આશ્ચર્ય-જનક છે, કે જે વધસ્તંભ પર હઝ. ઈસા (અલૈ.)ને તેમની માન્યતા પ્રમાણે ચઢાવવામાં આવ્યા. કાયદેસર રીતે જુઓ તે તેમની દ્રષ્ટિએ નિંદનીય હોવુ જોઈતું હતું. કારણ કે તેના વડે હઝ. મસીહ (અલૈ.)ને એવી પીડા આપવામાં આવી, પરંતુ આ આશ્ચર્યજનક બાબત છે કે ઈસાઈ લોકોએ તેને પવિત્ર બતાવવાનું શરૂ કર્યું, અને આજે તે ઈસાઈ ધર્મમાં પવિત્રતાની સૌથી મોટી નિશાની સમજવામાં આવે છે.

ઉપર જણાવેલ વિગતથી આ બાબત અવશ્ય સ્પષ્ટ થાય છે કે, ચાહે એપ્રિલ ફૂલનો રિવાજ વિનસ નામની દેવી સબંધિત હોય અથવા તેને (અલ્લાહની પનાહ) પ્રકૃતિની મશ્કરીની પ્રતિક્રીયા બતાવવામાં આવે અથવા

હઝ. મસીહ (અલૈ.)ની મઝાક ઉડાવવાની યાદગાર હોય. દરેક બાબતમાં આ રિવાજનો સબંધ કોઈને કોઈ વહેમ અથવા કોઈ નિર્લજ્જ વિચારધારા આ બનાવ સાથે જોડાયેલ છે, અને મુસલમાનોના દ્રષ્ટિબિંદુથી આ રિવાજ નીચે જણાવેલ અતિખરાબ ગુનાહોનો સંગમ છે : (૧) જૂઠ (૨) દગો દેવો (૩) બીજાને પીડા આપવી (૪) એક એવા બનાવની યાદ મનાવવી જેની અસલ મુર્તિપૂજા છે અથવા વહેમપૂજા અથવા પછી એક પયગમ્બર સાથે દુષ્ટ મજાક મશ્કરી !

હવે મુસલમાનોએ પોતે ફેંસલો કરી લેવો જોઈએ કે આ રિવાજ શું તેના લાયક છે કે તેને મુસ્લિમ સમાજમાં અપનાવીને તેને પ્રચલિત કરવામાં આવે ? અલ્લાહ તઆલાનો શુક્ર છે કે આપણા સમાજમાં એપ્રિલફૂલ ઉજવવાનો રિવાજ વધારે નથી, પરંતુ અત્યારે પણ દર વર્ષે અમુક જગ્યાએથી સમાચાર સાંભળવામાં આવી રહ્યા છે કે અમુક લોકોએ એપ્રિલ ફૂલની ઉજવણી કરી છે, જે લોકો સમજ્યા વિચાર્યા વિના આ રિવાજમાં ભાગ લે છે તેઓ જો ગંભીરતાથી આ રિવાજની વાસ્તવિકતા–અસ્લીયત અને તેના પરિણામો વિશે વિચાર કરશે તો ઈન્શાઅલ્લાહ તેને ઉજવવાનુ છોડી દેશે.

## કરારભંગ ઈસ્લામમાં જાઈઝ નથી

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સીરતે તય્યિબહ (પવિત્ર જીવનચરિત્ર)માંથી એક પ્રસંગ અત્રે નોધું છું. મદીના તય્યિબહના ઉત્તરે ખયબર નામનું એક મોટુ શહેર છે. ત્યાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના તાબા હેઠળ એક યહૂદી આબાદી હતી. હિજરી સન ૦૭માં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક નિર્ણાયક હુમલાનો ઈરાદો કર્યો. કારણ કે આ વસતિના લોકો મુસલમાનો અને ઈસ્લામના વિરૂદ્ધ સાઝિશો (ષડયંત્રો) કરતા રહેતા હતા. હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ખયબરનો ઘેરો ઘાલ્યો. આ હાલત ઘણા દિવસો ચાલુ રહી. ખયબરના યહૂદીઓ કિલ્લેબંદીમાં રહ્યા અને મુસલમાનોથી લડતા રહ્યા.

ખયબરમાં એક હબશી ચરવાહો ખયબરના યહૂદીઓની બકરીઓને

ચરાવ્યા કરતો હતો. આ દિવસોમાં તે બકરીઓ ચરાવવા માટે શહેરની બહાર નીકળ્યો. બકરી ચરાવતાં ચરાવતાં તેણે મુસલમાનોને ત્યાં પડાવ નાંખેલા જોયા. તેના દિલમાં શોખ જાગ્યો કે તે મુસલમાનો અને તેમના સરદારને જુએ અને તેમનાથી તેમના ધર્મ વિશે જાણકારી મેળવે. તે બકરીઓ હાંકતા હાંકતા મુસલમાનોના પડાવ પાસે પહોંચ્યો.

તે લોકોને પૂછવા લાગ્યો કે, આપના બાદશાહનો તંબુ કયાં છે ? મુસલમાનોએ કહયું કે અમારે ત્યાં રાજા તો કોઈ નથી. અલબત્ત, અમારી સાથે આખરી પયગમ્બર (અલયહિસ્સલામ) છે. આપ આ મા'મૂલી તંબુમાં રહે છે. જો તમે એમની મુલાકાત ઈચ્છતા હો તો અંદર જાઓ.

ચરવાહાને ન પોતાની આંખો પર વિશ્વાસ આવ્યો, ન કાન પર. સૌ પ્રથમ તો જે તંબુ એ લોકો બતાવતા હતા, તે તંબુની જગાએ છાપરુ હતું. એના માટે આ વિચાર પણ મુશ્કેલ હતો કે આવી મોટી તાકાતના માલિક આવા છાપરામાં રહેતા હશે ? આખરે તેણે આંખોથી જોઈ વિશ્વાસ મેળવ્યો. ગણત્રીની ક્ષણોમાં તે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સામે હતો. ચરવાહા સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે વાતો થઈ તે ઘણી લાંબી અને રસપ્રદ હતી. સીરતની કિતાબોમાં તે વાતો મળે છે. ગમે તેમ પણ તેને લાગ્યુ કે લાંબા સમય બાદ તેને મંઝિલ મળી જેની તેની રૂહને તલાશ હતી. તે તરત જ મુસલમાન થઈ ગયો.

ત્યાર બાદ તેણે ખયબરની લડાઈમાં હિસ્સો લેવાની ઈચ્છા વ્યકત કરી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પરવાનગી આપી, બલ્કે બશારત આપી. પરંતુ સાથે સાથે હુકમ કર્યો કે જિહાદમાં શામેલ થતા પહેલા એક કામ જરૂરી છે કે, તમારી પાસે જે બકરીઓ છે તે યહૂદીઓની અમાનત છે. જિહાદ કરતા પહેલાં જરૂરી છે કે આ બકરીઓ તેમના માલિકોને પરત કરીને આવો. પેલા નવમુસ્લિમ બકરીઓ લઈને ગયા અને તેમના માલિકોને બકરીઓ પરત કરી. પછી યુધ્ધમાં જોડાયા. યુધ્ધ બાદ આપ અલયહિસ્સલામે જોયું કે શહીદોમાં આ નવમુસ્લિમની લાશ પણ હતી.

આ કિસ્સો આપણને એ વાત પ્રત્યે લક્ષ દોરે છે કે એક કરાર હેઠળ પેલા નવમુસ્લિમ સહાબી બકરીઓ લાવ્યા હતા. જો તેમને પરત કરવામાં ન આવે તો કરારભંગ કરેલો ગણાય. જંગની હાલતમાં ખુલ્લમખુલ્લા દુશ્મનથી લડવુ તો જાઈઝ છે, પરંતુ જૂઠો કરાર કરી દગો દેવો એ જાઈઝ નથી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમને પરત કરવાનો હુકમ કરી કિયામત સુધીના મુસલમાનો માટે એક રસ્તો સ્પષ્ટ કર્યો.

## બેઈમાની-અપ્રમાણિકતા

જગતના બધા જ ધર્મો અને કૌમોનો કાનૂની ફેંસલો છે કે, કોઈ પણ માણસ પોતાની વસ્તુનો માલિક છે. તે જ તેનો વાપરવાનો અધિકાર ધરાવે છે. બીજી કોઈ વ્યક્તિને એ અધિકાર અને હક્ક નથી કે તે બીજાની માલિકીની વસ્તુઓથી ફાયદો ઉઠાવે. આ જ નિયમોનુસાર દરેક વ્યક્તિની મિલ્કત, જાયદાદ સુરક્ષિત છે. અને માનવજગતમાં ન્યાય તથા શાંતિ જળવાયેલા છે. હવે જો કોઈ માણસ બીજા માણસની વસ્તુ કોઈ હક્ક વગર ચોરી, ધોકાબાઝી અથવા જબરદસ્તીથી છીનવી લઈ તેના પર કબ્ઝો જમાવી દે, તો તે કુદરતની ન્યાયિક વ્યવસ્થાને વેરવિખેર કરવા માંગે છે. ઈસ્લામે પોતાની આ ન્યાયિક વ્યવસ્થાને એક નિયમ સ્વરૂપે એક નાની આયતમાં બયાન કરી છે.

“હે ઈમાનવાળાઓ ! તમે આપસમાં એકબીજાનો માલ નાહક ખાઈ ન જાઓ, પરંતુ એકબીજાની રાજીખુશીથી વેપાર વગેરે થાય (તો વાંધો નથી). અને તમે આપસમાં ખૂન કરો નહીં. બેશક, અલ્લાહપાક તમારા ઉપર ઘણો મહેરબાન છે. પણ જે કોઈ (શરીઅતની) હદથી વધીને તેમજ અત્યાચારથી આ કામ કરશે, તો અમે તેને ટૂંક સમયમાં (મરણ પછી દોઝખની) આગમાં નાંખીશું. અને આ (કામ) અલ્લાહ તઆલા (માટે ઘણું) સહેલું છે. જે કામોની તમને મનાઈ કરવામાં આવી છે, તેમાં જે મુખ્ય ગુનાહો છે, તેનાથી જો તમે બચતા રહેશો તો અમે તમારા નાના ગુનાહોને માફ કરી દઈશું. અને તમને ઈજ્જતવાળા સ્થાને (જન્નત)માં દાખલ કરીશું. *(સૂરએ નિસાઅ્ : ૨૯ થી ૩૧)*

આ આયતે બેઈમાનીના બધા જ ચોર દરવાજા બંધ કરી દીધા છે. ચાહે

કોઈની વસ્તુ ધોકા-ફરેબથી લે કે જોર ઝુલ્મથી ઝૂંટવી-છિનવી લે કે ચોરીથી લે અથવા અપ્રમાણિકતા કરે, ચાહે રૂશ્વત કે વ્યાજ ખાય. બધા જ નાજાઈઝ પ્રકારોની આયતમાં મનાઈ કરવામાં આવી છે.

હદીષ શરીફમાં છે કે, જો કોઈ માણસ કોઈની એક વેંત જમીન પણ નાહક દબાવશે, તો કિયામતના દિવસે તેના ગળામાં સાતેવ જમીનો હારના સ્વરૂપમાં ભેરવી દેવામાં આવશે. *(મુસ્લિમ શરીફ)*

એક આયતમાં ફરમાવ્યું : ‘‘હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને રસૂલ (સલ.)ની ખયાનત ન કરો તેમજ આપસની અમાનતોમાં (પણ) ખયાનત ન કરો અને તમે (તેનું) નુકસાન તો જાણો છો. અને (આ વાત પણ) તમે જાણી લો કે બેશક, તમારો માલ અને તમારી અવલાદ એક આજમાઈશ(ની વસ્તુ) છે. અને (આ પણ) જાણી લો કે અલ્લાહપાકની પાસે (નેકીઓનો) મહાન બદલો છે.’’ *(સૂરએ અન્ફાલ : ૨૮/૨૮)*

એક હદીષ શરીફમાં છે કે, નમાઝ અમાનત છે, વુઝૂ અમાનત છે, માપ-તોલ અમાનત છે. બીજી પણ ઘણી વસ્તુઓ ગણાવી. રાવીએ આ હદીષ હઝરત બરાઅ્ (રદી.)ને સંભળાવી તો આપે હદીષને સમર્થન આપી ફરમાવ્યું કે, શું તમે કુર્આન શરીફની આ આયત નથી સાંભળી ? ‘‘બેશક, અલ્લાહ તઆલા તમને (આ વાતનો) હુકમ આપે છે કે, અમાનતોને તેમના હકદારો તરફ પહોંચતી કરો અને જ્યારે તમે લોકોમાં (કોઈ બાબતનો) ફેંસલો કરવા લાગો તો ન્યાયસર ફેંસલો કરો. બેશક, અલ્લાહપાક તમને ઘણો સારો બોધ આપે છે. ખરેખર, અલ્લાહપાક ઘણો સાંભળનાર (અને) જોનાર છે.’’

*(સૂરએ નિસાઅ્ : ૫૮)*

આપ (સલ.) જે બૂરી વસ્તુઓથી અલ્લાહપાકની પનાહ ચાહતા હતા, તેમાંથી એક અપ્રમાણિકતા પણ છે. ફરમાવતા હતા કે, અય અલ્લાહપાક ! આપ મને અપ્રમાણિકતાથી બચાવજો કે એ ઘણો છૂપો બૂરો દોસ્ત છે.

*(અબૂ દાવૂદ શરીફ)*

હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના ઉપર લાગેલા બધા જ આક્ષેપોની

બાદશાહથી તેહકીક કરાવી. જેનું વર્ણન આગળ આવી ગયું છે.

હઝરત નૂહ (અલૈ.) અને હઝરત લૂત (અલૈ.)ની પત્નીઓએ પોતાના શોહરોથી બેવફાઈ કરી. તેમની બેવફાઈ એ હતી કે તે પોતાના શોહરો ઉપર ઈમાન ન લાવી અને અલ્લાહ તઆલાના દુશ્મનોની મદદ કરતી રહી. તો અલ્લાહપાકે ફરમાવ્યું : "અલ્લાહ કાફિરો(ની ઈબ્રત)ના માટે નૂહ (અલૈ.)ની પત્ની અને લૂત (અલૈ.)ની પત્નીનો દાખલો વર્ણવે છે. તે બન્ને સ્ત્રીઓ અમારા નેક બંદાઓમાંના બે ખાસ બંદાઓના ઘરમાં હતી. ફરી તેણીઓ તેઓથી અપ્રમાણિકપણે વર્તી તો તે બંને અલ્લાહપાકના મુકાબલામાં તેણીઓના કંઈ પણ કામ આવી શક્યા નહીં અને (તેણીઓને) હુકમ થયો કે બીજા દાખલ થનારાઓની સાથે તમે બન્ને જણીઓ પણ દોઝખમાં દાખલ થાઓ."

*(સૂરએ તહરીમ : ૧૦)*

ખિયાનત ફક્ત દિલથી જ થતી નથી, બલ્કે આંખ, કાન અને બીજા અવયવોથી પણ થાય છે. એટલા જ માટે અલ્લાહપાકે માણસને ચોંકાવતા ફરમાવ્યું કે, "તે અલ્લાહ આંખોની ચોરીને તથા જે કંઈ દિલોમાં ગુપ્ત છે, તેને પણ જાણે છે. અને અલ્લાહપાક ન્યાયસર ફેંસલો કરશે; પણ અલ્લાહપાકના સિવાય જેમને આ લોકો પુકારે છે, તે કંઈ પણ ફેંસલો કરી શકતા નથી. બેશક, અલ્લાહપાક જ સઘળુ સાંભળનાર, જોનાર છે." *(સૂ.મુઅ્મિન : ૧૯/૨૦)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) ફરમાવે છે કે, એક દિવસ અલ્લાહપાકના રસૂલ (સલ.) અમારી વચ્ચે બયાન માટે ઉભા થયા અને આપે બેઈમાની વિશે વાત કરી. અને બેઈમાનીના મામલાને ઘણો જ ગંભીર ગણાવ્યો અને તેની બહુ જ ખરાબી દર્શાવી. આપ (સલ.)એ ફરમાવ્યું : "હું કાલે તમારા લોકોમાંથી કોઈને એ સ્થિતિમાં નહીં જોઉં કે તેની ગરદન પર ઉંટ સવાર હોય. જેના મોઢામાંથી અવાજ નીકળી રહ્યો હોય અને તે માણસ કહે, હે અલ્લાહ તઆલાના રસૂલ ! મારી મદદ કરો. તો હું જવાબ આપું કે, હું તારા મામલામાં કશું પણ નથી કરી શકતો. મેં તો તેને સત્ય પહોંચાડી દીધું હતું."

તેમજ હું તમારામાં કોઈને નહીં જોઉં કે તે એવી સ્થિતિમાં કિયામતના

દિવસે આવે કે તેની ગરદન પર ઘોડો ચઢી ગયો હોય. જેના મોઢામાંથી અવાજ નીકળી રહ્યો હોય, તે માણસ કહે : હે અલ્લાહપાકના રસૂલ ! મારી મદદ કરો. અને હું જવાબમાં કહું : હું તારી કોઈ મદદ નથી કરી શકતો. મેં તમને અલ્લાહપાકનો આદેશ પહોંચાડી દીધો હતો.

તેમજ હું તમારામાંથી કોઈને નહીં જોઉં કે તે કિયામતના દિવસે એવી સ્થિતિમાં આવે કે કોઈ બકરી તેની ગરદન પર સવાર હોય અને તે મેં મેં કરતી હોય. અને તે કહે કે, હે અલ્લાહપાકના રસૂલ ! મારી મદદ કરો. અને હું જવાબમાં કહું કે, હું તારી કોઈ મદદ નથી કરી શકતો. મેં તમારા સુધી સાચી વાત પહોંચાડી દીધી હતી.

તેમજ હું કિયામતના દિવસે તમારા પૈકી કોઈને એ સ્થિતિમાં નહીં પામું કે, તેની ગરદન પર કોઈ માણસ સવાર હોય, જે બુમો પાડતો હોય. પછી તે માણસ કહે કે, હે અલ્લાહપાકના રસૂલ ! મારી સહાય કરો. અને હું જવાબમાં કહું કે, હું તારી કોઈ મદદ નથી કરી શકતો. મેં તને પયગામ પહોંચાડી દીધો હતો.

તેમજ હું કિયામતના દિવસે કોઈને એ સ્થિતિમાં ન જોઉં કે, તેની ગરદન પર કપડાનું પોટલું હોય, જે હાલક-ડોલક થતું હોય. તે માણસ કહેશે કે, હે અલ્લાહપાકના રસૂલ ! મારી સહાય કરો. હું જવાબમાં કહીશ કે, હું તારી કોઈ મદદ નહીં કરી શકું. મેં તો અલ્લાહનો પયગામ પહોંચાડી દીધો હતો.

તેમજ હું કોઈને કિયામતના દિને એવી સ્થિતિમાં નહીં જોઉં કે, તેની ગરદન પર સોનું, ચાંદી અથવા કોઈ બીજો માલ લદાયેલો હોય. તે કહે કે, હે અલ્લાહપાકના રસૂલ ! મારી મદદ કરો. અને હું જવાબમાં કહું કે, હું તારી કોઈ મદદ નથી કરી શકતો. મેં તો શરીઅતના આદેશો તારા સુધી પહોંચાડી દીધા હતા. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત)*

ગુનાહોના વિવિધ પ્રકારો છે. કેટલાક નેકીઓથી માફ થઈ જાય છે, તો કેટલાક મુસીબતો અને બીમારીઓથી માફ થઈ જાય છે. બીજા કેટલાક ગુનાહો એવા હોય છે, જે અલ્લા તઆલા સમક્ષ સાચી તૌબા કરવાથી માફ

થઈ જાય છે. અને કેટલાક ગુનાહ એવા ખતરનાક હોય છે કે તે માફ થતા નથી. ત્યાં સુધી કે તેને આચરનારા અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સિફારીશ-ભલામણથી પણ મહરૂમ થઈ જાય છે. એવા ગુનાહો પૈકી એક ગુનોહ અપ્રમાણિકતા-બેઈમાની છે. ઉપરોક્ત રિવાયતમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)એ બહુ કાળજીપૂર્વક અપ્રમાણિક્તાની ૬ (છ) સ્થિતિઓ જણાવી. બહુ અછૂતી શૈલીમાં તેનાથી બચવાની ભલામણ કરી છે.

નબીએ કરીમ (સલ.)એ ઉંટ, ઘોડો અને બકરી જેવા જાનવરોમાં બેઈમાની કરનારાઓનો ઉલ્લેખ કરી ઈર્શાદ ફરમાવ્યો કે, કિયામતના દિવસે આ જાનવરો અપ્રમાણિક્તા આચરનારા જે તે માણસની ગરદન પર લટકી જઈ શોર મચાવવા લાગશે. અને આમ, તેના પાપી હોવાનો જાણે કે ઈઝહાર કરશે. જેનાથી પરેશાન થઈ તે માણસ તેનાથી છૂટકારો મેળવવાનો પ્રયત્ન કરશે, પરંતુ જ્યારે તેને તેની કોશિશ નિષ્ફળ થતી દેખાશે, તો આખરે તે અલ્લાહપાકના રસૂલ (સલ.)ની પાસે સિફારીશની ઉમ્મીદમાં આવશે કે, હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! મારી મદદ ફરમાવો. તો તેના જવાબમાં આપ (સલ.) જે બે વાતો ફરમાવશે, તે માણસના રૂંવાટા ઉભા કરી દેવા માટે પૂરતી છે.

પહેલી વાત આપ (સલ.) એ ઈરશાદ ફરમાવશે કે, તેં એટલું મોટું પાપ કર્યું છે કે, હું મારા પાલનહાર સમક્ષ તારી કોઈ ભલામણ નથી કરી શકતો. વિચાર કરો, જ્યારે નબી (સલ.) કોઈને ધુત્કારી દે, તો એવા માણસને સિફારીશની ભીખ બીજા ક્યા દરવાજાથી મળશે ? શું કોઈ બીજી શખ્સિયત છે, જે અલ્લાહ તઆલાના દરબારમાં ગુનેહગાર બંદાઓની ભલામણ કરી શકે ? આ સ્થાન તો કિયામતના દિવસે માત્ર અલ્લાહપાકના રસૂલ (સલ.)ને જ મળશે.

પરંતુ બેઈમાની કરનાર તે અભાગી માણસ છે, જેની ભલામણ કરવાથી રહમતુલ-લિલ્-આલમીન પણ ઈન્કાર કરી દેશે. જેનાથી તેની આખિરતની ઝિંદગી અંધકારમય બની જશે. શું આપણે આખિરતની આવી બરબાદી પર ક્યારેય ધ્યાન આપ્યું છે ? શું આપણે તેનાથી બચવાની કોશિશ કરી છે ? માત્ર

દૌલત કમાવાની લાલચમાં આંધળા થઈ ગયા છીએ ! દુનિયાના થોડા નફા ખાતર આખિરતનું કેટલું મોટું નુકસાન ઉઠાવવા માટે ઉમ્મત આજે તૈયાર દેખાય રહી છે, એનો ખરો અંદાજો તો કિયામતના દિવસે આવશે.

આ એક હકીકત છે કે, અલ્લાહપાકને આપણી દરેક પ્રવૃત્તિ-હરકતની જાણ છે. કોણ કોની સાથે શું કરી રહ્યો છે, એ બધું તે જાણે છે. જે થોડીક પણ બેઈમાની કરશે, તેને કિયામતના દિવસે તેનો બદલો મળીને રહેશે.

અને જે માણસ હંમેશ અન્યના અધિકારો અદા કરવાની ચિંતામાં રહ્યો હશે, તે પોતાનું સર્વશ્રેષ્ઠ પરિણામ મેળવશે.

આજે લોકો એ માણસને હોશિયાર સમજે છે, જે પોતાની વાકપટુતા તથા ચાલાકીથી લોકોને ધોકો આપી તેમની નિર્બળતા તથા ગરીબીનો ગેરલાભ ઉઠાવી, તેમના અધિકારો ઝૂંટવી લે અને પોતાના બેંક બેલેન્સમાં વધારો કરતો જાય. આ માણસ દુનિયાવાળાઓની નજરમાં જેટલો પણ બુધ્ધિમાન કેમ ન હોય, પરંતુ અલ્લાહપાકની નજરમાં તેનાથી મોટો મૂર્ખ કોઈ નથી. કારણ કે જે માણસ આ ફાની દુનિયાના થોડા ફાયદા માટે બાકી રહેનારી દુનિયા (આખિરત)ના બહુ મોટા નુકસાનમાં ઉતરે છે. તેનાથી મોટો બેવકૂફ કોણ હશે ?

અલ્લાહપાકના રસૂલ (સલ.) એવા લોકોને ચેતવવા માંગે છે, જેમને દુનિયાની લાલચે આંધળા કરી દીધા છે. આપ (સલ.) કહેવા માંગે છે કે, આજે જ ગફલત દૂર કરી દો, નહીંતર કાલે કિયામતના દિવસે હું તમારી મદદ નહીં કરી શકીશ. પોતાની આંખ આડેથી આવરણ હટાવો અને આવનારા જીવનની ચિંતા કરો. નહીંતર ત્યાંની બરબાદીથી તમને કોઈ બચાવી નહીં શકશે.

આવા જ લોકો માટે કુર્આન શરીફમાં અલ્લાહપાક ફરમાવે છે : ''જે આ દુનિયામાં આંધળો રહેશે, તે આવનારી દુનિયામાં પણ આંધળો તથા માર્ગ ભૂલેલો રહેશે.''

અલ્લાહપાકના રસૂલ (સલ.) તે માણસને જવાબ આપતાં બીજી વાત

એ ઈર્શાદ ફરમાવશે કે, તમે આજે મારી મદદ લેવા આવ્યા છો, જો કે હું કિયામત સુધી આવનાર ઉમ્મતના દરેક સભ્ય સમક્ષ શરઈ આદેશ સ્પષ્ટરૂપે દર્શાવીને દુનિયાથી ગયો હતો. મેં કહી દીધું હતું કે, અપ્રમાણિક્તા ખુદાના દરબારમાં બહુ મોટો ગુનોહ છે. હવે મારી ઉપર તમારી કોઈ જવાબદારી નથી. મેં તમને સાચી વાતો કહી દીધી હતી, તમારે તેને સ્વીકારી લઈ વર્તન કરવું જોઈતું હતું. પરંતુ તમે મારી તઅલીમની અવગણના કરી અને લોભથી પ્રેરાઈને બેઈમાની કરી, તો તેનો કોઈ ઈલાજ મારી પાસે નથી. આજે ઉમ્મત નબી (સલ.)ની તઅલીમને કેવી વિસરી જઈ રહી છે. આપે ચીંધેલ માર્ગના બદલે અન્યના માર્ગે ચાલી રહી છે. પછી આના લીધે શરમાવવાના બદલે ગર્વ લેવામાં આવે છે. જરા વિચારો, જો અલ્લાહપાકના રસૂલ (સલ.) કાલે મોઢું ફેરવી લેશે, તો પછી નજાત કેવી રીતે મળશે ?

ઉપરની રિવાયતમાં એમ પણ છે કે, એક માણસ બીજા માણસની ઉપર સવાર થઈ ગયો હશે અને તેની રૂસ્વાઈ માટે ચીસો પાડતો હશે. તો તેનો અર્થ એ છે કે, કોઈ માણસે કોઈ ગુલામની ચોરી કરી હશે, તો તે તેની ગરદન પર ચઢી બેસશે અથવા તેનો અર્થ એ છે કે, કોઈ માણસે કોઈ નિર્દોષ માણસની હત્યા કરી હશે, તો તે માણસ હત્યારાની ઉપર ચઢી બેસશે. જે લોકો સામાન્ય બાબતોમાં હિચકારા હુમલા કરે છે તથા ખૂન કરે છે, તેમણે આ રિવાયત પર વિચાર કરવો જોઈએ. આવી જ રીતે જે માણસે સોના-ચાંદી, રૂપિયા-પૈસા કે કપડામાં બેઈમાની આચરી હશે, તો તે જે તે વસ્તુના બોજ તળે દબાયેલો હશે. એ વખતે આપ (સલ.) પણ તેની મદદ નહીં કરી શકે. અલ્લાહપાક આપણને આવા ગુનાહથી બચવાની તૌફીક આપે.

અહીં પ્રશ્ન એ થાય છે કે, શું અપ્રમાણિક્તા આચરનારની માફી માટેની કોઈ વ્યવસ્થા જ નથી ? આનો જવાબ છે : હા. તેની માફીની શક્યતા છે. તેની બે રીત છે :

- જે હક્કદાર છે, તેનો હક્ક તેને અદા કરી દે. અર્થાત્ બેઈમાની કરીને કોઈનું જે કાંઈ લીધું હોય, તેને પૂરેપુરૂં અદા કરી દે અને સાચા દિલથી તૌબા કરે અને ખુદા તઆલા સમક્ષ પસ્તાવો વ્યક્ત કરે.

- બીજી રીત એ છે કે, જો હક્કદારનો હક્ક અદા કરી શકતો ન હોય તો હક્કદાર પાસે જઈ રડી-કરગરીને માફ કરાવી લે. જો તે માફ કરી દેશે તો ઉમ્મીદ છે કે, અલ્લાહપાક પણ તેને માફ કરી દેશે.

મૌતનો કોઈ ભરોસો નથી, કોણ જાણે ક્યારે બારણે આવીને ઉભું થઈ જાય. એટલે દરેકે બહુ જ ઝિણવટપૂર્વક તપાસી લેવું જોઈએ કે, ક્યાંક તેના ઉપર કોઈનું કંઈક નીકળતું તો નથી ને ? જો કંઈક હોય તો તેને અદા કરી દે, પોતાનો વ્યવહાર સ્વચ્છ બનાવી લે અને પોતાની આખિરતને બરબાદ થવાથી બચાવી લે.

## અમાનતમાં ખયાનત : અપ્રમાણિકતા

મુનાફિકો (દંભીઓ)નું એક વિશેષ ચિહ્ન એ પણ છે કે, તેમના દિલ પ્રમાણિકતાની ભાવનાથી ખાલી હોય છે. અને કોઈ પણ મામલામાં બેઈમાની કરતાં તેઓ ખચકાતા નથી. ઈસ્લામની નજરે આ સ્થિતિ અત્યંત નિંદનીય છે. કુર્આને કરીમમાં છે : અલ્લાહપાક સાચે જ અપ્રમાણિકતા આચરનારાઓને પસંદ નથી કરતો. *(અન્ફાલ : ૫૮)* અને નબીએ કરીમ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, જેની અંદર ઈમાનદારી નથી, તેનું ઈમાન નથી.

*(મુસ્નદે અહમદ : ૩/૧૨૩૨૪, અત્તરગીબ વત્તરહીબ : ૬૨૯)*

સાચી વાત એ છે કે, પ્રમાણિકતાની ભાવના જ તે મહાન નેઅમત છે, જેના થકી માનવીને સાચા અર્થમાં ઈમાનની મિઠાશ મળે છે અને શરીઅતની સાચી સમજ પ્રાપ્ત થાય છે. મુસ્લિમ શરીફની રિવાયતમાં છે કે, હઝ. હુઝૈફા બિન યમાન ફરમાવે છે કે, એક કાળ એ હતો, જ્યારે હું આંખો બંધ કરી જેની સાથે ઈચ્છતો તેની સાથે ધંધો કરતો હતો. કારણ કે સામેવાળો વેપારી જો મુસલમાન હોતે તો તેની દીનદારી તેને મારી પાસે (મારો હક્ક આપવા ખાતર) પાછા આવવા માટે પ્રેરણા આપતી અને જો તે યહૂદી કે ખ્રિસ્તી હોતે તો તત્કાલીન શાસક તેને તેની જવાબદારી અદા કરવા માટે દબાણ નાંખતો. પરંતુ હવે તો હું અમુક જ માણસો સાથે વ્યવહાર કરૂં છું. (કારણ કે ઈમાનદારી નહીં રહેવાથી દરેક પર ભરોસો નથી રહ્યો.) *(મુસ્લિમ : ૧/૮૨)*

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી (મવકૂફન) રિવાયત છે કે, જે માણસ જિહાદ કરતાં ખુદાપાકના માર્ગે શહીદ થઈ જાય, તેના બધા ગુનાહ માફ થઈ જાય છે, પરંતુ તેણે જો અમાનતની અદાયગીમાં બેદરકારી દાખવી હશે, તો આ શહાદત તે ગુનાહની માફીનું કારણ નહીં બનશે. આપે ફરમાવ્યું કે, કયામતના દિવસે માનવીને ખુદાના દરબારમાં રજૂ કરવામાં આવશે, પછી તેનાથી કહેવામાં આવશે કે, તારી અમાનત અદા કર. તો એ જવાબ આપશે કે, હે ખુદા ! દુન્યા તો ખત્મ થઈ ગઈ, હવે હું તે અમાનત ક્યાંથી લાવું ? તો હુકમ થશે કે, તેને નર્કની એક ખીણ 'હાવિયહ્'માં લઈ જાઓ. એટલે તેને ત્યાં લઈ જવામાં આવશે અને ત્યાં તેની અમાનત જે સ્વરૂપે તેને હવાલે કરવામાં આવી હતી, બિલ્કુલ તે જ સ્વરૂપે તેની સમક્ષ લાવવામાં આવશે, તો એ તેને જોઈ ઓળખી જશે. એ તેને પકડવા માટે એની પાછળ ચાલશે, પછી તેને પકડીને પોતાના ખભા પર ઉઠાવીને લાવશે. અહીં સુધી કે તેને એમ લાગશે કે, હું તેને નર્કમાંથી લઈને બહાર આવી જઈશ, પરંતુ એ તેના ખભા પરથી સરકી જઈ ફરી ખીણમાં પડી જશે. ફરી તે બીજી વાર ઉઠાવીને લાવશે, ફરી આવો જ મામલો થશે અને આમ (સદાકાળ) સુધી ચાલતું રહેશે.

ત્યાર પછી અમાનતની વધારે છણાવટ કરતાં હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)એ ફરમાવ્યું : "નમાઝ અમાનત છે, વુઝૂ પણ અમાનત છે, તોલવું પણ અમાનત છે અને માપવું પણ અમાનત છે. અને તેમાં સૌથી મહત્વ-પૂર્ણ ચીઝ એ વસ્તુ છે, જે એક મુસલમાન પાસે બીજો મુસ્લિમ મૂકાવે છે."

ઉપરોક્ત રિવાયતના રાવી હઝ. ઝાઝાન ફરમાવે છે કે, "મેં એક બીજા સહાબી હઝ. બરાઅ્ બિન આઝિબ (રદી.) પાસે જઈ હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)ની મજકૂર રિવાયત સંભળાવી, તો તેમણે તેને સમર્થન આપતાં ફરમાવ્યું કે, ઈબ્ને મસ્ઉદ સાચું ફરમાવે છે. અને શું તમે અલ્લાહ તઆલાનું એ ફરમાન નહીં સાંભળ્યું કે, અલ્લાહ તઆલા તમને આદેશ આપે છે કે, અમાનતો તેમના હકદારો સુધી પહોંચાડી દો."

*(અહમદ, બયહકી, શુઅબુલ ઈમાન : હદીષ ક્રમાંક : ૫૨૬૬)*

મજકૂર રિવાયતથી જાણવા મળે છે કે, અમાનતદારી વિશાળ અર્થ ધરાવે છે. તેમાં ઈબાદતથી લઈ મુઆમલાત (વ્યવહાર) સુધી બધી જ બાબતો શામેલ છે.

કુર્આન શરીફમાં છે કે, ''હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહપાક તથા રસૂલ (સલ.) સાથે અપ્રમાણિકતા ન આચરો અને તમે તમારી અમાનતોના મામલે (પરસ્પર પણ) જાણી જોઈને અપ્રમાણિકતા ન દાખવો.''

*(અલ્અન્ફાલ : ૩૭)*

આ આયત એક સહાબી હઝરત અબૂ લુબાબા બિન મુન્ઝિર (રદી.) વિશે ઉતરી. જેમણે ''બનુ કુરૈઝા યુદ્ધ'' વખતે પોતાના પરિવારની સુરક્ષા ખાતર અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)નું એક રહસ્ય કાફિરો સમક્ષ છતું કરી દીધું હતું. અને ત્યાર પછી તેઓને આની ઉપર ઘણો પસ્તાવો થયો હતો, પરંતુ આ આયતનો આદેશ સર્વજનો માટે છે અને દરેક પ્રકારની બેઈમાનીની મનાઈ છે. ભલે તેનો સબંધ વ્યક્તિગત મામલા સાથે હોય કે રાષ્ટ્રીય મામલા સાથે હોય.

સામાન્યપણે ચાલાક માણસ એમ સમજે છે કે, હું સફાઈપૂર્વક અપ્રમાણિકતા આચરીને બચી જઈશ, પરંતુ એ ક્ષણિક હોય છે. સૌપ્રથમ તો એ વાતની કોઈ ગેરંટી નથી કે બેઈમાની કરનારાની ભૂલ હંમેશ છૂપી રહેશે. બલ્કે ઘણી વખત એમ જોવામાં આવ્યું છે કે, ચોરોની ચોરી ચર્ચાના ચગડોળે ચઢી જતી હોય છે અને ત્યાર પછી જે બેઈઝઝતી સહેવી પડે છે, તે અસહ્ય હોય છે. અને માની લો કે, આ બેઈમાની જો દુનિયામાં છૂપાયેલી રહેશે, તો આખિરતમાં તો બચવાનો કોઈ પ્રશ્ન જ નથી રહેતો. સહીહ હદીષોમાં છે કે, ''જહન્નમ (નર્ક)ની ઉપર પુલ બનાવવામાં આવશે. લોકો જ્યારે તેના પરથી પસાર થવાનું શરૂ કરશે ત્યારે તેની જમણી બાજુ અપ્રમાણિકતા અને ડાબી બાજુ સગપણને (સાક્ષાત સ્વરૂપે) બેસાડી દેવામાં આવશે. જેણે તે બન્નેની બાબતે બેદરકારી કરી હશે, તેને પકડીને જહન્નમમાં નાંખી દેવામાં આવશે.''

*(બુખારી, મુસ્લિમ : ૧/૧૧૨)*

આનું વિવરણ કરતાં હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે કે, તેનો

અર્થ એ છે કે, પ્રમાણિકતા અને સગપણની મહત્વતા તથા માનવબંધુઓ ઉપર તેની જાળવણીની મહત્વતાના કારણે તે બન્નેવને પુલસિરાત ઉપર પ્રમાણિક અને અપ્રમાણિક તેમજ સબંધ સાચવનાર તેમજ સબંધ તોડનાર માટે ઉભા રાખવામાં આવશે. તો એ બન્નેવ હક્ક અદા કરવાવાળાઓની હિમાયત કરશે અને ખોટું કરનાર વિરૂદ્ધ ગવાહી આપશે.

*(ફત્હુલબારી : ૧૪/૫૫૩)*

એટલે જો આપણને આપણી ઈઝઝતનો ખ્યાલ છે અને પુલસિરાત પર સુરક્ષા સાથે પસાર થવાની ચિંતા છે, તો આપણે પ્રમાણિકતા અને સગપણ (રિશ્તેદારી)નું ધ્યાન રાખવું જરૂરી છે. જો આવું નહીં કરવામાં આવશે, તો પછી અપમાનનો સામનો કરવો પડશે.

જ્યારે એક ધંધામાં બે કે તેથી વધારે ભાગીદારો હોય, તો જે ભાગીદાર બધી લેવડદેવડ કરે છે, તેણે હિસાબ-કિતાબ રાખવો જરૂરી છે. કારણ કે બધા ભાગીદારો તેની ઉપર ભરોસો કરતા હોય છે. ભરોસાનો ગેરલાભ ઉઠાવી જે કોઈ ભાગીદાર બેઈમાની કરશે, તે ગદ્દાર કહેવાશે અને આ અવિશ્વાસની અસર એ પ્રગટ થશે કે, કારોબારમાં બરકત ખત્મ થઈ જશે. આ સંદર્ભે એક હદીષ શરીફમાં છે કે, “હું બે ભાગીદારો પૈકી ત્રીજો હોઉં છું, જ્યાં સુધી તેમાંથી એક બીજા સાથે બેઈમાની નહીં આચરે. પછી જ્યારે કોઈ ભાગીદાર બેઈમાની કરે છે, તો હું તે બન્ને વચ્ચેથી નીકળી જાઉં છું.” *(અબૂ દાવૂદ : ૨/૪૮૦)* અને બીજી એક રિવાયતમાં છે કે, તેમાં શયતાન પ્રવેશી જાય છે. *(મુસ્તદરક હાકિમ : ૨/૫૨)*

એક અન્ય હદીષ શરીફમાં છે કે, અલ્લાહ તઆલાની મદદ હંમેશ બન્ને ભાગીદારો સાથે રહે છે, જ્યાં સુધી તેઓ પૈકી એક પોતાના સાથી સાથે બેઈમાની નહીં કરે. પછી જ્યારે તેઓ પૈકી એક પોતાના ભાગીદાર સાથે અપ્રમાણિકતા આચરે છે તો અલ્લાહપાક બન્ને પાસેથી મદદ હટાવી લે છે.

*(દારે કુત્ની : ૨/૩૧)*

અન્ય એક હદીષમાં છે કે, જે માણસ પોતાના ભાગીદાર સાથે એ ચીજોમાં બેઈમાની કરે છે, જે ચીજો તેને અમાનતરૂપે દેખરેખ ખાતર આપી હતી, તો

એવા માણસની મારી ઉપર કોઈ જવાબદારી નથી.

આમ તો અપ્રમાણિકતા બિનશરતી ધોરણે ગુનોહ છે. પરંતુ જો તેનો સબંધ સામૂહિક (જાહેર) માલિકીની ચીજો સાથે હોય તો તેની દુષ્ટતા ઓર વધી જાય છે.

એક હદીષમાં છે કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ખયબરથી પાછા ફરી રહ્યા હતા. ત્યાંથી અમને કોઈ કિંમતી સામાન જીતના માલ રૂપે મળ્યો ન હતો, બલ્કે ખાવા-પીવા અને પહેરવાની વસ્તુઓ મળી હતી. અમે એક જગ્યાએ રોકાયા. આપનો એક ગુલામ આપના ઊંટનો કાઠડો ખોલી રહ્યો હતો કે અચાનક તેને એક તીર ક્યાંકથી આવીને વાગ્યું અને તે ત્યાં જ મરી ગયો. અમે કહેવા લાગ્યા કે, ‘‘હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! આ ગુલામ માટે શહાદત મુબારક થાય.’’ તો તેના જવાબમાં રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ‘‘હરગિજ નહીં, તે હસ્તીના સોગંદ, જેના કબ્જામાં મુહમ્મદની જાન છે, તે ગુલામે વહેંચણી પહેલાં જીતના માલ (માલે ગનીમત)માંથી એક નાની અમથી ચાદર ચોરી લીધી હતી, જે તેની ઉપર આગ બની ભડકી રહી છે.’’ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની આ વાત સાંભળી લોકોમાં ખળભળાટ મચી ગયો. કોઈ સહાબી જૂતા બાંધવાની એક દોરી તો કોઈ બન્ને દોરી લાવવા માંડ્યા અને કહેવા લાગ્યા : હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! આ મેં ખયબરના સામાનમાંથી પરવાનગી વગર લઈ લીધી હતી. રસૂલુલ્લાહ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ‘‘આ આગની દોરીઓ છે.’’ *(મુસ્લિમ : ૧/૭૪)* અર્થાત્ જો આ જૂતા બાંધવાની દોરીઓ જેવી મામૂલી વસ્તુઓ પણ પાછી આપવામાં નહીં આવતે, તો નર્કની આગમાં જવા માટેનું કારણ બનતે.

ઘણી બધી હદીષોમાં ચેતવણી આપવામાં આવી છે કે, કયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ છે કે, દુન્યામાં બેઈમાની વ્યાપક બની જશે. હદીષ શ.માં છે કે, તમારામાંથી સૌથી સારા લોકો મારા કાળના લોકો છે (અર્થાત્ સહાબા), પછી એ લોકો, જે તેમનાથી નજીક છે (તાબિઈન) અને પછી એ લોકો જે તેમનાથી નજીક છે (અર્થાત્ તબ્એ તાબિઈન). ત્યાર પછી એવા લોકો આવશે, જે સામે ચાલીને ગવાહી આપશે, જો કે તેમની પાસેથી

ગવાહી માંગવામાં નહીં આવી હશે અને તેઓ બેઈમાની કરશે, અને તેમની ઉપર ભરોસો નહીં કરવામાં આવે, અને તેઓ મન્નત માનશે, પરંતુ પૂરી નહીં કરે અને તેમની અંદર મેદસ્વીતા (મોટાપો) દેખા દેશે.

*(બુખારી, મુસ્લિમ, તિરમિઝી : ૨/૩૯)*

એક રિવાયતમાં કયામતની પંદર નિશાનીઓ ગણાવી છે અને જણાવ્યું છે કે, જ્યારે આ વાતો ઉમ્મતમાં વ્યાપક થઈ જશે, તો ઉમ્મત ઉપર ઉપરા-છાપરી વિવિધ પ્રકારના અઝાબ આવવા માંડશે. તેમાંથી એક નિશાની એ છે કે, ''લોકો અમાનતના માલને જીતનો માલ સમજી હડપ કરી જશે.''

*(તિરમિઝી શરીફ : ૨/૪૪)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ અપ્રમાણિકતાથી બચવા માટે એક દુઆ આવી રીતે કરી છે : ''અય અલ્લાહપાક ! હું અપ્રમાણિકતાથી તારી પનાહ માંગું છું, કારણ કે તે બહુ ખરાબ જાણભેદુ છે.'' *(નસઈ, અબૂ દાવૂદ : ૧/૨૧૬)*

## દગાબાઝી-ગદ્દારી

દગાબાઝી-ગદ્દારીનો અર્થ એ છે કે, કોઈ વ્યક્તિને જુબાની (વાયદો) આપી ભરોસો આપવો અને પછી મોકો મળતાં તેની વિરૂદ્ધ કરવું. કુર્આન શરીફમાં આને પણ ખિયાનત તથા ગદ્દારી કહી છે. અને એનો સખત વિરોધ કર્યો છે. કાફિરો અને યહૂદીઓ વારંવાર સુલેહના વાયદા કરી ફરી જતા હતા.

હદીષ શરીફમાં છે કે, કિયામતના દિવસે દરેક ગદ્દારનો એક ઝંડો હશે. એટલે કે તેની ગદ્દારીની નિશાનીરૂપે આ ઝંડો તેના શરીરના પાછલા ભાગે લગાડવામાં આવશે. આપ (સલ.) પોતાની ફૌજના અફસરોને જે નસીહતો ફરમાવતા હતા, તેમાં એ પણ કહેતા હતા કે દુશ્મનોથી કરાર કર્યા બાદ ગદ્દારી ન કરશો.

આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''જો કોઈએ કોઈને જાનની સુરક્ષાની ખાતરી આપ્યા બાદ તેને મારી નાંખ્યો, તો મારો તેનાથી કોઈ સબંધ નહીં રહેશે. ચાહે મરનાર કાફિર પણ કેમ ન હોય !'' *(ઈબ્ને માજહ)*

વાયદાનો આ પ્રકાર બધી જ શર્તો, વાયદા અને કોલો-કરારને શામેલ છે. ચાહે અલ્લાહપાક સાથે બંદાઓનો કરાર હોય, ચાહે બંદાઓ આપસમાં એકબીજા સાથે કરે.

હઝરત મુઆવિયહ (રદી.)ના ખિલાફતકાળમાં રોમનો સાથે કરારની મુદત પૂરી થઈ ન હતી અને આપે તે પહેલાં લશ્કર સરહદે ગોઠવી આપ્યું કે, જેમ મુદત પૂરી થાય કે તરત હુમ્લો કરી દેવામાં આવે. એક દિવસ અચાનક એક સહાબી હઝરત અમ્ર ઈબ્ને અન્બસા (રદી.) ઘોડા ઉપર સવાર થઈ જોરથી ''અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વાયદો પૂરો કરો, ગદારી ન કરો'' બોલતા આવી ગયા. હઝરત મુઆવિયહ (રદી.)એ પૂછ્યું કે, ગદારી શું છે ? તો હઝરત અમ્ર બિન અન્બસા (રદી.)એ ફરમાવ્યું કે, મેં આપ (સલ.)થી સાંભળ્યું છે કે, જ્યારે તમારો કોઈ કૌમથી કરાર થાય, તો જ્યાં સુધી તેની મુદત પૂરી થતાં પહેલાં તેને વધારવા-ઘટાડવામાં ન આવે અથવા તેમને પહેલાંથી જાણ કરી દેવામાં ન આવે ત્યાં સુધી તેમની સાથે લડાઈ જાઈઝ નથી. હઝરત મુઆવિયહ (રદી.)એ આટલો જાની-માલી ખર્ચો કર્યા બાદ પણ જ્યારે આ હદીષ શરીફ સાંભળી તો પોતાના અમલને બેવફાઈ સમજી તરત જ પોતાના લશ્કરને સરહદથી હટાવી લીધું.

## આક્ષેપબાઝી-બોહતાન

જાણી જોઈને કોઈ બેકુસૂરને કુસૂરવાર ઠેરવવો અથવા કોઈ ન કરેલ ગુનાહ કે બુરાઈ તેની તરફ સબંધિત કરી દેવી, આ પણ એક પ્રકારનું જૂઠ છે. બલ્કે કુર્આન શરીફમાં તેને પણ ખિયાનત કહેવામાં આવી છે. અમુક આક્ષેપો એવા હોય છે, જેનો સદંતર વુજૂદ કે પાયો જ નથી હોતો. ફક્ત શરારત અને દ્વેષદ્રોહને લઈ કોઈ બેકસૂર વ્યક્તિના માથે થોપવામાં આવે છે. જેથી તેની બદનામી થાય. કુર્આન શરીફમાં તેને 'ઈફક' કહેવામાં આવે છે. કુર્આન શરીફમાં આ પ્રમાણેના આક્ષેપ કરનારા લોકોને સખ્ત શબ્દોમાં ધમકી આપવામાં આવી છે.

''તમે આ વાત સાંભળી હતી ત્યારે મુસલમાન પુરૂષો અને મુસલમાન

સ્ત્રીઓએ પોતાના માણસો વિશે નેક ગુમાન કેમ ન કર્યા અને (એમ કેમ) ન કહ્યું કે, એ તો ચોખ્ખી તોહમત છે ? આ (તોહમતની) વાત પર તેઓ ચાર સાક્ષી કેમ ન લાવ્યા ? હવે જ્યારે તેઓ (કાયદા મુજબ) સાક્ષીઓ લાવ્યા નહીં તો અલ્લાહપાકની નજીક તે લોકો જ જૂઠા છે. અને જો તમારા ઉપર દુનિયા તેમજ આખિરતમાં અલ્લાહની કૃપા અને તેની રહમત ન હોત તો તમારી આ ચર્ચા કરવામાં તમારા ઉપર કોઈ મહાન આફત આવી પડત. જ્યારે કે તમે તે (તોહમત)ને પોતાની જીભો પર ચઢાવવા લાગ્યા અને પોતાના મોઢે એવી વાત બોલવા લાગ્યા કે, જેની તમને કંઈ પણ ખબર ન હતી અને તમે તેને એક હલકી વાત સમજતા હતા. જો કે અલ્લાહપાકની નજદીક તે બહુ ભારે વાત હતી. અને જ્યારે તમે તેને સાંભળ્યું તો (પ્રથમથી જ) એમ ન કહ્યું કે, અમને છાજતું નથી કે આવી વાત જીભ પર લાવીએ. અલ્લાહ તઆલા પવિત્ર છે, આ તો મહાન તોહમત જ છે. અલ્લાહપાક તમને શિખામણ આપે છે કે, જો તમે ઈમાન રાખતા હો તો હવે કદી પણ એવું કામ ફરી ન કરજો અને અલ્લાહપાક તમારા માટે મુદ્દાની વાતો ખુલ્લી કરે છે. અને અલ્લાહ તઆલા સઘળુ જાણનાર (અને) હિકમતવાળો છે. બેશક, જે લોકો (હજુ પણ) ચાહે છે કે, ઈમાનવાળાઓમાં બદકારીની ચર્ચા ફેલાય તેઓના માટે દુનિયા તેમજ આખિરતમાં દુઃખદાયક અઝાબ છે. અને અલ્લાહપાક જાણે છે પણ તમે જાણતા નથી. અને જો તમારા ઉપર અલ્લાહપાકની કૃપા અને તેની રહમત ન (થઈ) હોત (તો કંઈ કેટલી શિક્ષા થાત !) અને એ અલ્લાહપાક ઘણો માયાળુ (અને) ઘણો દયાળુ છે. હે ઈમાનવાળાઓ ! તમે શયતાનના પગલે ન ચાલો અને જે કોઈ શયતાનના પગલે ચાલશે, તો બેશક તે તો (સૌને) બેશરમી તથા બૂરી વાત જ બતાવશે. અને જો તમારા ઉપર અલ્લાહપાકની કૃપા અને તેની રહમત ન હોત તો તમારામાંથી એક પણ માણસ કદી (તૌબા કરી) પવિત્ર ન થાત, પરંતુ અલ્લાહપાક જેને ચાહે છે (તૌબાની તવફીક આપી) પવિત્ર કરે છે. અને અલ્લાહ તઆલા સઘળુ સાંભળનાર (તથા) જાણનાર છે.'' *(સૂરએ નૂર : ૧૨ થી ૨૧)*

એક બીજી આયતમાં પોતે ગુનોહ કરી બીજા ઉપર જૂઠી તોહમત

લગાડનારાઓને ખિયાનત કરનારાથી સંબોધી તેમનો પક્ષ લેવાની મનાઈ કરી. *(નિસાઅ્ : ૧૬, મુમતહિનહ : ૩)*

કોઈ મુસલમાનને મામુલી તકલીફ પહોંચાડવી પણ બૂરી છે. તો પછી જૂઠો આક્ષેપ કરી દિલી તકલીફ પહોંચાડવી તો એનાથી વધુ ખરાબ છે. "અને (એવી જ રીતે) જે લોકો મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીઓ પર તેમના કંઈ ગુનોહ કર્યા વિના (આળ મૂકી) રંજ પહોંચાડે છે, તો તેઓ (પોતાના ઉપર) આક્ષેપનો તથા સ્પષ્ટ ગુનાહનો બોજો લાદે છે."

*(સૂરએ અહઝાબ : ૫૮)*

ચારિત્ર્યવાન નેક શરીફ સ્ત્રીઓ ઉપર જૂઠો આક્ષેપ કરી તેમની ઈજ્જત-આબરૂ ઉપર હુમલો કરવાને સખ્ત નાપસંદ કરી તેવા લોકોને ૮૦ કોરડા મારવાની સઝા નક્કી કરી. *(સૂરએ નૂર : ૧)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ પોતાના નોકરચાકર ઉપર આક્ષેપ લગાડે, હાલાંકે તે બેકુસૂર હોય, તો કિયામતના દિવસે માલિકની પીઠ ઉપર કોરડા વિંઝવામાં આવશે. *(અબૂ દાવૂદ)*

## ચાડી-ચૂગલી

ચૂગલખોરનું કામ એ હોય છે કે, બે વ્યક્તિઓ વચ્ચે સાચુ-જૂઠુ ભેળવી એકબીજાની વિરૂદ્ધ ઉશ્કેરી પોતાનું વર્ચસ્વ જમાવવું. આ પ્રકારના લોકોનું કામ લડાઈની આગ ભડકાવવાનું હોય છે. જેથી સમાજમાં નફરત-દ્વેષ ફેલાય. માટે કુર્આન શરીફમાં તેમને સખ્ત ધમકી આપી છે. એટલા જ માટે કુર્આન શરીફમાં આ નિયમ નક્કી કરવામાં આવ્યો કે, જ્યારે કોઈ વ્યક્તિ કોઈના વિશે વાત કરે તો તેની પૂરી તેહકીક કરી લે કે આ વાત સાચી છે કે જૂઠી. જેથી પાછળથી પસ્તાવો ન થાય.

"હે ઈમાનવાળાઓ ! જો કોઈ દુરાચારી માણસ તમારી પાસે કંઈક (શિકાયતની) ખબર લઈને આવે તો ખૂબ તપાસ કરી લો. એવું ન થાય કે અજાણપણે તમે કોઈ કૌમને નુકસાન પહોંચાડી દો, પછી તમો પોતાના કર્યા પર પસ્તાવા લાગો." *(સૂરએ હુજૂરાત : ૬)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું તમોને સૌથી ખરાબ લોકો ન બતાવું ? પછી પોતે જ ફરમાવ્યું કે, ચૂગલી કરનારા અને દોસ્તો દરમ્યાન ફસાદ તથા નફરત ફેલાવનારા સૌથી ખરાબ લોકો છે. *(મુસ્નદે અહમદ)* બુખારી શરીફમાં છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એક કબ્રસ્તાન પાસેથી ગુઝરી રહ્યા હતા તો ફરમાવ્યું કે, આ બે કબરમાંથી એક કબરવાળાને ચૂગલી કરવાને લઈ અઝાબ થઈ રહ્યો છે.

કુર્આનમાં અબૂ લહબની પત્ની વિશે 'હમ્મા લતલ્હતબ' ફરમાવ્યું. જેનો ભાવાર્થ અમુક મુફસ્સિરોએ ચૂગલી કરવાનો લીધો છે.

એ જ પ્રમાણે બે માણસોની વાત સંતાઈને સાંભળવી પણ ગુનોહ છે. હદીષ શરીફમાં ફરમાવ્યું કે, આ પ્રકારના લોકો જન્નતમાં દાખલ નહીં થશે. *(અબૂ દાવૂદ)* ચૂગલી ફક્ત ઝબાનથી જ નથી થતી, હાથ, પગ કે આંખોના ઈશારાથી પણ થાય છે.

ચૂગલખોરી એક મોટો ફિત્નો છે. જેના લઈ અમૂક વખતે બે માણસો કે બે કૌમો કે સમાજ દરમ્યાન લડાઈ-ઝઘડો થઈ જાય છે. અને આપસમાં ખૂનામરકી પણ થઈ જાય છે. તે સિવાય ચૂગલી ઘણા ગુનાહોનો ભંડાર છે. તેમાં ગીબત (કુથલી), આક્ષેપ, જાસૂસી, જૂઠ, ધોકો, નિફાક વગેરે ઘણા બધા ગુનાહો શામેલ છે. પરંતુ આજકાલ લોકોના દિલોમાંથી તેની બૂરાઈ ખતમ થઈ ગઈ છે.

## ગીબત-બદગોઈ

શરીઅતનો એક મોટો હેતુ એ પણ છે કે, લોકોની ઈજ્જત-આબરૂ અને માન-મર્યાદા સુરક્ષિત રહે. તેમના આપસી સબંધો યથાવત્ જળવાયેલા રહે. એટલા માટે જે બૂરાઈઓથી મુસલમાનોની ઈજ્જત-આબરૂને ઠેસ પહોંચે છે, તેમના સબંધો બગડી જાય છે. તે બધાથી જ શરીઅતમાં રોકવામાં આવ્યા છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું કે, "હે ઈમાનવાળાઓ ! પુરૂષો બીજા પુરૂષોની હાંસી ઉડાવે નહીં. કદાચને તેઓ (અલ્લાહની નજદીક) એમનાથી બેહતર હોય. અને સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓની હાંસી કરે નહીં, કદાચને

તેણીઓ તેણીઓથી બેહતર હોય. વળી, તમે એકબીજાને મ્હેણું ન મારો અને ન એકબીજાને બૂરા લકબથી પુકારો. (ઈમાન લાવ્યા) પછી પાપાચારીનું નામ જ ભૂંડું છે. અને જે કોઈ (એવા કામથી) તૌબા નહીં કરે, તો તેઓ જ જુલ્મ કરનારા છે.'' *(સૂરએ હુજૂરાત : ૧૦-૧૧)*

આ અખ્લાકી અહકામોથી સાબિત થાય છે કે, મુસલમાનોએ પોતાની કરણી-કથનીથી બીજા મુસલમાનને તકલીફ ન આપવી જોઈએ. તેમની ઐબ-બૂરાઈ છૂપાવવી જોઈએ. આ બધા ગુનાહોમાં સૌથી ખતરનાક ગુનોહ જેમાં મુસલમાનોની બૂરાઈ વધુથી વધુ થાય છે અને જેમાં વધુ પડતા લોકો સંડોવાયેલા છે, તે ગીબત છે. ઈમામ ગઝાલી (રહ.)એ લખ્યું છે કે, સ્પષ્ટ શબ્દોમાં ટીકા-ટિપ્પણીની અંદાજમાં, ઈશારાઓ કે ચેનચાળા મારફતે, મોઢે (મૌખિક)થી કે લેખિત રીતે, નકલ કરીને કે બીજી કોઈ પણ રીતે લોકોના ઐબ અને બૂરાઈ વર્ણન કરવાને ગીબત કહેવામાં આવશે. કોઈના કુટુંબ-કબીલા, જ્ઞાતિ, સંસ્કાર, કપડાં, ચાલ-ચલગત, વાતચીત વગેરે કોઈ પણ વસ્તુની બૂરાઈ કરી તેને સમાજમાં હલકો પાડવાની દરેક પદ્ધતિ કે રીતોનો ગીબતમાં જ શુમાર થશે.

આપ (સલ.) મેઅરાજમાં ગયા તો એક કૌમ પાસેથી પસાર થયા, જેમના નખો તાંબાના હતા અને તે પોતાના નખોથી ચહેરા તથા છાતીનો ગોશ્ત ખેંચી રહ્યા હતા. આપ (સલ.)એ હઝરત જિબ્રઈલ (અલૈ.)થી પૂછ્યું કે, આ કોણ લોકો છે ? તો તેમણે ફરમાવ્યું કે, આ તે લોકો છે, જે લોકોનો ગોશ્ત (ગીબત) ખાતા હતા, અને તેમની ઈજ્જત-આબરૂના લીરા ઉડાવતા હતા. *(અબૂ દાવૂદ)*

## ગીબતનો માહોલ અને તેના કારણો

આપણા જીવનનો સામાન્ય અનુભવ છે કે, જ્યારે પણ ક્યાંક બે-ચાર લોકો ભેગા થાય છે, તો જોતજોતામાં ત્યાં એક જબરદસ્ત ''કૂથલી કોન્ફરન્સ'' આયોજિત થવા માંડે છે. આવી કૂથલી કોન્ફરન્સનો મામલો વિચિત્ર હોય છે. તેમાં ભાગ લેનાર દરેક માણસ કૂથલી કોન્ફરન્સનો શ્રોતા પણ હોય અને તેનો વક્તા પણ. મહત્વપૂર્ણ વાત એ છે કે, કૂથલી (ગીબત) કોન્ફરન્સમાં ભાગ

લેતા લોકોને કૂથલી કરવામાં પણ મજા આવે અને સાંભળવામાં પણ મજા આવે છે. ઘણા લોકો ગીબત-કૂથલીમાં એટલા જોશભેર ભાગ લે છે કે, તેમની કૂથલીમાં પાંડિત્ય ઝલકવા માંડે છે. તેમને જોઈને એવું લાગે છે, જાણે કે પેલો કૂથલી (ગીબત) કરનાર હમણાં જ ઓક્સફર્ડ કે હાર્વર્ડથી કૂથલીમાં પી.એચ.ડી. કરીને પાછો ફર્યો છે. અમુક મનોવલણો અમુક ખાસ વર્ગો સુધી મર્યાદિત હોય છે. પરંતુ ગીબતના મામલામાં સમાજના બધા વર્ગો એકસમાન છે. અહીં અમીર-ગરીબ, જ્ઞાની-અજ્ઞાનીનો કોઈ ભેદ નથી તેમજ ધાર્મિક કે નાસ્તિક અને સ્ત્રી-પુરૂષ વચ્ચે કોઈ ફર્ક નથી. નિઃશંક, સ્ત્રીઓ ગીબતમાં વધારે લિપ્ત હોય છે, પરંતુ પુરૂષો પણ હવે ગીબતની કળામાં એટલા પાવરધા બની ગયા છે કે, ગીબત વિભાગમાં તેઓ સ્ત્રીઓ સાથે ખભે-ખભા મિલાવી પુરૂષાર્થ કરતા જોવા મળે છે...

આ દૃશ્ય અનેક હિસાબથી આશ્ચર્યજનક છે. જો તમે કોઈ મુસલમાનની સમક્ષ ભૂંડના માંસનો ઉલ્લેખ પણ કરી દો, તો તેનું જીવ ડહોળાવા માંડે છે. પરંતુ કુર્આન મુજબ ગીબત (કૂથલી)ની ક્રિયા પોતાના મરેલા ભાઈનું માંસ ખાવા જેવું છે, છતાં લોકોનું મન જેવી રીતે ડુક્કરના માંસને નકારે છે, એવી રીતે મૃત ભાઈના માંસ (ગોસ્ત)ને નકારતું નથી. આપ કોઈ મુસલમાન સામે વ્યભિચાર (ઝિના)નો ઉલ્લેખ કરી દો તો તે "તૌબા-તૌબા" કહેવા માંડશે, પરંતુ આપ (સલ.)એ ગીબતને ઝિનાથી પણ વધારે ખરાબ કૃત્ય કહ્યું છે, છતાં આપણે ગીબત પર ચોંકતા પણ નથી. આ સ્થિતિએ ગીબતને આપણું "કલ્ચર" બનાવી દીધું છે. અર્થાત્ ગીબત આપણી જીવનશૈલી બની ગઈ છે. અહીં પ્રશ્ન એ છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ગીબતને ઝિનાથી વધારે ખરાબ કૃત્ય શા માટે ઠરાવ્યું છે ? અને અલ્લાહ પાકે કુર્આને મજીદમાં ગીબતને મુર્દા ભાઈનું માંસ ખાવા સાથે કેમ સરખાવ્યું ? વિચાર કરવામાં આવે તો વ્યભિચારમાં માત્ર આબરૂની પાયમાલી છે, પરંતુ ગીબતમાં સમગ્ર માનવ અસ્તિત્વની પાયમાલી છે. છતાં આપણે વ્યભિચારને વધારે ખરાબ કૃત્ય સમજીએ છીએ અને ગીબત પર ચોંકતા પણ નથી. પ્રશ્ન એ છે કે, આનું કારણ શું છે ? આનું કારણ એ છે કે, ઝિના એક બાહ્યાચાર છે અને ગીબત

એક આંતરિક ક્રિયા છે. મારી વાતનો અર્થ એ છે કે, આપણે ધર્મને બાહ્ય આચાર તરીકે ઓળખીએ છીએ, આંતરિક આચાર સાથે પણ ધર્મનો સબંધ છે, એ વાત આપણે નથી જાણતા.

આ પરિસ્થિતિ એ વાત છતી કરે છે કે, આપણે બાહ્યાચાર પર ધ્યાન આપીએ છીએ અને આંતરિક આચાર પ્રતિ બેદરકારી દાખવીએ છીએ. કુર્આન મજીદમાં ગીબતને મરેલા ભાઈનું માંસ ખાવા સાથે એટલા માટે સરખાવવામાં આવી કે ગીબત કોઈ એકસ્તરીય, એકપક્ષીય ક્રિયા નથી. ગીબતમાં જૂઠ, આક્ષેપ, ખંધાઈ, પ્રપંચ, સંવેદનબધિરતા, સારાંશ કે ઘણા બધા દૂષણો ભેગા થઈ જાય છે. એમ જુઓ તો ગીબત એક શાબ્દીક ક્રિયા છે. પરંતુ તે સામેવાળાની માનસિક હત્યા છે, તેનું ભાવનાત્મક ખૂન છે. શારીરિક હત્યા કે ખૂનની ઘટનામાં ભોગ બનનાર હત્યા કરનારનો સામનો કરી શકે છે, પોતાનો બચાવ કરી શકે છે, પરંતુ ગીબતની ક્રિયામાં ભોગ બનનાર પોતાની ''મનોવૈજ્ઞાનિક હત્યા''થી અજાણ હોય છે. તે પોતાનો બચાવ કરવાની સ્થિતિમાં હોતો નથી. આ મુદ્દાથી સ્પષ્ટ થાય છે કે, ગીબત કેટલી ખતરનાક ક્રિયા છે. એટલે જ કુર્આને કરીમમાં ગીબતને આકરા શબ્દોમાં વખોડવામાં આવી છે.

જો તપાસ કરવામાં આવે તો ગીબતના વલણમાં એટલા માટે વધારો થઈ રહ્યો છે કે, આપણાં સમાજમાં વ્યક્તિવાદ વધી રહ્યો છે. જે ગ્લોબલ કલ્ચર આપણી ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે, તેમાં વ્યક્તિવાદ વધી રહ્યો છે. તકવાની શક્યતાઓ નહિવત્ નથી, તો મર્યાદિત જરૂર થઈ ગઈ છે. હવે બીજો માણસ આપણા અસ્તિત્વનું વિસ્તરણ નથી, તેનો વિરોધી છે. બીજો માણસ હવે આપણો મિત્ર નથી, શત્રુ છે. આ સંદર્ભે ઈસ્લામની શીખ એ છે કે, માનવી પોતાને બીજાઓથી ઉતરતી કક્ષાનો સમજે. માત્ર સૈધ્ધાંતિક ધોરણે જ નહીં, વ્યવહારિક ધોરણે પણ. માનવી જો પોતાને બીજાઓથી નીચો સમજવા માંડશે, તો પછી તે બીજાઓની પ્રસંશા કરશે, તેમની નિંદા (કૂથલી) નહીં કરશે અને તેમની ખૂબીઓ શોધશે, ખામીઓને નહીં શોધે. ઈસ્લામ માનવ ગૌરવને એટલી ઉચ્ચ કક્ષાએ લઈ જાય છે કે, તેની કોઈ મિસાલ (દૃષ્ટાંત)

નથી મળતી. ઈસ્લામ માનવીને સર્વશ્રેષ્ઠ સર્જન (અશરફુલ મખ્લૂકાત) કહે છે. કુર્આને કરીમ માનવીને ''ખલીફા'' (ઉત્તરાધિકારી) કહે છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, માનવજીવનું ગૌરવ સૌથી વધારે છે. મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે કે, સભ્યતાનો મૂળભૂત સિધ્ધાંત માનવગૌરવ છે. આપણાં સૂફીઓનું કથન છે કે, માનવી લઘુ સૃષ્ટિ (કાઈનાતે અસ્ગર) એટલે કે નાનું બ્રહ્માંડ છે. અર્થાત્ તે આ વિશાળ સૃષ્ટિનો સાર છે.

ઈસ્લામી સંસ્કૃતિની માનવસબંધી આ વિભાવના જો કોઈના દિલ-દિમાગ પર જરા પણ પ્રભાવ પાડી દે, તો તે કોઈ માનવીની ગેરહાજરીમાં તેની બદગોઈ નહીં કરશે. આ પરિપ્રેક્ષ્યમાં જોવામાં આવે તો ગીબતનું વધતુ જતું વલણ એ વાતનું દ્યોતક (ગમ્માઝ) છે કે, આપણે ઈસ્લામના માનવસબંધી વિચારને તદ્દન ભૂલાવી બેઠા છીએ. આપણી નજરમાં ન આપણું પોતાનું કાંઈ માન છે, ન બીજાનું. આપણાં મનમાં એ વિચાર પ્રભાવી બની ગયો છે કે, માનવી એક સામાજીક પ્રાણી છે, બીજું કાંઈ નહીં. આપણે વધારેમાં વધારે એ વાત માનતા જઈ રહ્યા છીએ કે, આપણે એક 'પશુ' છીએ. એટલે આપણા વ્યવહારમાં હૈવાનિય્યત (પાશવતા) વધતી જઈ રહી છે.

ગીબતના અન્ય ત્રણ પ્રેરકબળોને સ્ત્રીઓના સંદર્ભે સમજી તથા વર્ણવી શકાય છે, જેઓમાં ગીબતનું વલણ પુરૂષોની તુલનામાં વધારે હોય છે. સૃષ્ટિના પાયાના સિધ્ધાંત બે છે : એકવિધતા અને વિવિધતા. પુરૂષ એકવિધતાનું ચિહ્ન (સૂચક) છે અને સ્ત્રી વિવિધતાનું ચિહ્ન. તેનું પરિણામ એ છે કે, પુરૂષને સર્વવ્યાપક બાબતો અથવા મૂળભૂત સિધ્ધાંતોમાં રસ હોય છે અને સ્ત્રીની પ્રકૃતિ આંશિક બાબતો તરફ આકર્ષાય છે. પરંતુ જ્યારે ગૌણ તથા આંશિક બાબતો પ્રતિ આકર્ષણ નકારાત્મક રૂપ ધારણ કરે છે, તો તે સરળતાપૂર્વક ગીબતમાં ઢળી જાય છે. કારણ કે ગીબત માનસિક સ્તરે વાળની ખાલ ઉતાર-વાની, દટાયેલા મુડદા ઉખેડવાની અને એક બુરાઈને હજાર બુરાઈમાં પરિવર્તિત કરવાની ક્રિયા છે. આ પરિપ્રેક્ષ્યમાં જોવામાં આવે તો પુરૂષોમાં ગીબતનું વધતુ વલણ એ વાતની સાબિતી છે કે, પુરૂષોના સ્વભાવમાં ગૌણ-આંશિક બાબતોનું આકર્ષણ ઉત્પન્ન થઈ ગયું છે. અને તેનું કારણ એ છે કે,

પુરૂષોની બહુ મોટી સંખ્યા ઉપર સ્ત્રીવૃત્તિ (નિસ્વાનિય્યત) પ્રભાવી થઈ ગઈ છે. સરળ શબ્દોમાં તેનો અર્થ એ છે કે, જેવી રીતે પશ્ચિમ અને તેની અસર હેઠળ આપણે ત્યાં પણ સ્ત્રીઓ પુરૂષ બનતી જઈ રહી છે, એવી જ રીતે પુરૂષોમાં સ્ત્રીપણું પ્રગટ થઈ રહ્યું છે. પુરૂષો સ્ત્રીઓ જેવા બની રહ્યા છે.

પુરૂષોની તુલનામાં સ્ત્રીઓ વધારે વાતૂડી હોય છે. તેનું કારણ એ છે કે, છોકરીઓમાં ભાષા શીખવાની ક્ષમતા છોકરાઓ કરતાં વધારે હોય છે. આ કારણે ઘણી વખત છોકરીઓ છોકરાઓ કરતાં બહુ જલ્દી બોલવા માંડે છે. પરંતુ છોકરીઓની ભાષાનું બીબુ વધારે ઊંડુ નથી હોતું. છોકરીઓની ભાષા ભાવનાઓથી ઊંચે નથી ઉઠતી, એ કારણે એમની ભાષામાં એક પ્રકારનું સ્વયંસંચાલન ઉત્પન્ન થઈ જાય છે. તેનાથી ઉલટું છોકરાઓને ભાષા શીખવામાં વિલંબ થાય છે. પરંતુ તેમની ભાષાનું બીબુ (વ્યાકરણ વગેરે) વધારે ઊંડુ હોય છે. અને તેમાં ચિંતન-મનનની ક્ષમતા છોકરીઓ કરતાં વધારે હોય છે. એ કારણે છોકરાઓની ભાષામાં સ્વયં-સંચાલન ઓછું હોય છે. સ્ત્રીઓની વાતચીતમાં આ સ્વયંસંચાલન જ તેઓને પુરૂષોના મુકાબલે ગીબતની વધારે બંધાણી બનાવે છે. પરંતુ વર્તમાનકાળમાં પુરૂષોના ભાષા સબંધી બીબાં પણ છીછરા થતા જઈ રહ્યા છે. તેમની વાતચીત પણ હવે ભાવનાઓના વહેણમાં વધારે તણાય રહી છે. અને તેની ઉપર સમજદારી (પ્રજ્ઞા)ની પકડ ઢીલી પડી રહી છે. એ કારણે જ પુરૂષોની ભાષા (વાતચીત)માં પણ સ્વયંસંચાલન પેસી ગયું છે અને તેઓ પણ ગીબત કરનારૂં યંત્ર બની ગયા છે. આપણી સાંસ્કૃતિક વ્યવસ્થામાં પુરૂષોનું વૈચારિક તથા સામાજીક વિશ્વ બહુ વિશાળ હતું અને છે. તેની તુલનામાં સ્ત્રીઓનું વૈચારિક તથા સામાજીક જીવન મર્યાદિત હતું. જીવનનો અનુભવ છે કે, વિચાર-દ્દષ્ટિકોણની વિશાળતા માનવીને ઘણા બધા નીચલી કક્ષાના વલણોથી ઊંચે ઉઠાવી લે છે. ગીબત પણ એક એવું જ વલણ હતું, જેમાં પુરૂષ વર્ગ ક્યારેક બહુ ઓછો લિપ્ત થતો હતો. તેનાથી વિપરિત સ્ત્રીવર્ગની મર્યાદિત જીવનની મજબૂરી તેણીઓને ગીબત જેવા વલણો પ્રતિ ધકેલી દેતી હતી અને આજે પણ ધકેલી દે છે. પરંતુ હવે પરિસ્થિતિ એવી સર્જાઈ ગઈ છે કે, પુરૂષોનું વૈચારિક તથા વ્યવહારિક વિશ્વ પણ સંકોચાઈને રહી ગયું છે.

તેમનો વધારે પડતો સમય રોજી-રોટી રળવામાં ખર્ચાય જાય છે. તેની ઝિંદગીની ન કોઈ વૈચારિક દિશા છે, ન કોઈ સૈધ્ધાંતિક પાયો છે. તેના જીવનમાં ન સામૂહિક ભાવના છે, ન વૈશ્વિક ભાવના છે. એટલે પુરૂષોના રસના વિષયો તથા સ્તરો અત્યંત નીચા ઉતરી ગયા છે અને તેઓને નિમ્ન કક્ષાની બાબતમાં જ મજા આવવા માંડી છે. તેમાં એક નિમ્ન કક્ષાની બાબત ગીબત છે. જેનું આપણાં જીવનમાં એ મહત્વ છે કે, તે આપણને નકારાત્મક અર્થમાં અન્ય લોકોથી જોડાયેલી રાખે છે અને તેના વડે આપણને એવું લાગે છે કે, આપણો પણ બીજાઓ સાથે સબંધ છે.

## જીભનો દુરૂપયોગ

ક્યારેક તમે તમારી આજુબાજુનું ઉપરછલ્લું નીરિક્ષણ કર્યું છે ? એક મુસલમાન જાહેર માર્ગ પર બીજા મુસલમાન સાથે મુલાકાત કરે છે, તો તેની વાતચીત કરવાની શૈલી કેવી નકારાત્મક દિશા અપનાવતી જઈ રહી છે ? એવા એવા ખરાબ તથા અશ્લીલ શબ્દો, જે ઈમાનવાળાની શાનથી બહુ દૂર સમજવામાં આવે છે, આપણે ત્યાં રૂઢિપ્રયોગની હેસિયત ધરાવતા થઈ ગયા છે. આપણાં કાન આવા ખરાબ શબ્દો તથા વાક્યોથી એટલા ટેવાય ગયા છે કે, તેમની બુરાઈનો અહેસાસ પણ નથી થતો. સમાજમાં અશ્લીલ વાતો તથા અપ-શબ્દોનું ચલણ એટલું સામાન્ય થઈ ગયું છે કે, એનાથી આપણી નવી પેઢીના ઈમાન તથા આમાલ ઝડપથી બરબાદ થઈ રહ્યા છે.

જરા અંદાજો લગાવો ! જે નવયુવાનના મોઢા પર આ શૈતાની શબ્દો રમતાં હશે, તે પોતાની ઈસ્લામી પરંપરાથી કેટલો દૂર હશે ? નિઃશંક, શૈતાન અપશબ્દો બોલનાર, નકામી વાતો કરનારથી બહુ ખુશ થાય છે. આવો નાદાન માણસ સત્યના પ્રકાશમાંથી નીકળીને અસત્યના અંધકારભર્યા માર્ગ પર ચાલી નીકળે છે.

ઈસ્લામની સૌથી મોટી ખૂબી એ છે કે, તે માનવીની આંતરિક તથા બાહ્ય બન્ને પ્રકારની પવિત્રતા ઈચ્છે છે. 'મન'ની પવિત્રતા માટે 'વચન'ની પવિત્રતાનો પાઠ આપે છે. એ કારણે જે માણસના વિચારની પવિત્રતાના મૂળીયા જેટલા

ઉંડા ઉતરે છે, તેના વાણી અને વર્તન પણ એટલા જ શિસ્તબદ્ધ તથા ઉચ્ચ થતા જાય છે. કુર્આન શરીફ અને હદીષ શરીફમાં જુદી જુદી શૈલીમાં મુસ્લિમોને એ બોધ (શીખ) આપવામાં આવી છે કે, તેઓ પોતાના વાણી-વર્તનથી અન્યને તકલીફ ન પહોંચાડે. અપશબ્દો તથા ખરાબ ભાષાથી બીજા માણસનું દિલ તૂટી જાય છે. જીભ વડે માણસને કેવી તકલીફ પહોંચે છે, એ જણાવવાની જરૂર નથી.

કુર્આન મજીદમાં અલ્લાહપાક ફરમાવે છે કે, નિર્લજ્જતા (બેશર્મી-બુરાઈ)ની જેટલી પણ રીતો છે, તેની નજીક પણ ન જાઓ. ચાહે તે ખુલ્લમ-ખુલ્લી હોય કે છૂપી હોય. *(સૂરએ અન્આમ : ૧૫૧)*

મજકૂર આયતની સમજૂતી આપતાં મૂફતી મુહમ્મદ શફીઅ્ સાહબ (રહ.) લખે છે કે, “ફહશ શબ્દ જે આયતમાં પ્રયોજાયો છે, જેનો અનુવાદ નિર્લજ્જતાથી કરવામાં આવ્યો છે. તે એવા દરેક બુરા કાર્ય માટે વાપરવામાં આવે છે, જેની અસર ખરાબ હોય. અને તે ખરાબ અસર દૂર સુધી પહોંચે. તેનો સબંધ મન સાથે હોય, વચન સાથે હોય કે કર્મ સાથે હોય. બીજા શબ્દોમાં કહો તો તે દુષ્કૃત્ય બાહ્ય હોય કે આંતરિક હોય. બધા જ દુષ્કૃત્યો આનાથી મુરાદ છે. અને આ આયતમાં દરેક પ્રકારના દુષ્કૃત્યોથી દૂર રહેવાની તાકીદ પણ કરવામાં આવી છે.” *(મઆરિફુલ કુર્આન : ૩/૪૮૫)*

એક હદીષે મુબારકમાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)નું કથન નોંધવામાં આવેલ છે કે, મુઅમિન ટોણાં મારનાર, ફિટકાર વરસાવનાર નથી હોતો. ન તે નિર્લજ્જ તથા અપશબ્દ બોલનાર હોય છે. *(તિરમિઝી)* બીજી એક હદીષ શરીફમાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) અશ્લીલતા અને ખરાબ ભાષાની નિંદા એવી રીતે કરે છે કે, બેહયાઈ (નિર્લજ્જતા) જે કોઈ વસ્તુમાં હોય છે, તેને ખામીયુક્ત તથા અસુંદર બનાવી દે છે. અને જેની અંદર હયા (લજ્જા) હોય છે,એનાથી તે સંપૂર્ણ તથા સુંદર બની જાય છે.

સ્વયં અમારા પયગમ્બર હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ના વર્તાવના હવાલાથી સીરત (આપના જીવનચરિત્ર) પર લખાયેલા પુસ્તકોમાં છે. એવી

જ રીતે જાહેર સ્થાનો ઉપર આપ ઉંચા અવાજે વાત ન કરતા હતા. અલ્લાહના રસૂલ (સલ.)ના સદ્‌વર્તાવની સાક્ષી કુર્આને કરીમ આ શબ્દોમાં આપે છે કે, ‘‘જો તમે સખત વલણ ધરાવનારા, કઠોર હૃદયી હોતે, તો એ લોકો તમારી આજુબાજુથી વિખેરાય જતે.’’ *(આલિ ઈમ્રાન-૧૫૯)* બલ્કે આપ (સલ.) બુરાઈનો જવાબ ભલાઈથી આપતા હતા, અને ક્ષમાથી કામ લેતા હતા.

અહીં એ વાત પણ લક્ષમાં લેવા પાત્ર છે કે, ગંદી વાણીના ઉપયોગથી માનવીમાં ‘‘દંભ’’ (નિફાક)નો રોગ ઉત્પન્ન થાય છે. એક હદીસમાં છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું : ‘‘ચાર દુર્ગુણો જેમાં હશે, તે પાકો દંભી છે. અને જેની અંદર તે ચાર પૈકી એક દુર્ગુણ હશે, તો તે દંભના એક ચિહ્નનો ભોગ બનેલો કહેવાશે. અહીં સુધી કે એ તે બુરાઈને છોડી દે.’’

તે ચાર ખરાબ ટેવો આ છે : જ્યારે તેની પાસે અમાનત રખાવવામાં આવે, તો તે અપ્રમાણિકતા આચરે, જ્યારે વાત કરે તો જૂઠ બોલે, જ્યારે વાયદો કરે તો પૂરો નહીં કરે અને જ્યારે ઝઘડો કરે તો ગાળો આપે.

*(મિશ્કાત શરીફ : ૧/૧૭)*

આજે આપણા ઈમાનમાં કમજોરી અને આમાલમાં ખરાબીનું એક કારણ એ છે કે, આપણે કુર્આન અને હદીસની શિક્ષાઓને અવગણીને આપણાં જીવન જીવવાના નવા-નવા તરીકાઓ નક્કી કરી લીધા છે. જેનું તાર્કિક પરિણામ એ છે કે, સમાજમાં દુષ્કૃત્યો ચરમસીમા પર છે. જ્યારે સામાજીક વ્યવહારની નાની નાની બાબતોનું ધ્યાન રાખવામાં નહીં આવશે, તો માનવજાત ચોક્કસ જ મુસીબતોમાં સપડાશે. પછી એક માનવી બીજા માનવીથી સુરક્ષિત નહીં રહેશે. દરેક માણસ પોતાની વ્યક્તિગત હેસિયત સાબિત કરવાની કોશિષમાં લાગેલો રહેશે. પોતાના અધિકારો મેળવી લઈ બીજાના અધિકારો ઝૂંટવી લેવામાં આવતા રહેશે. વાણીની તલવાર બીજાના દિલોને ચીરતી રહેશે. હાથ અન્યના કાઠલાં ફાડતાં રહેશે તથા માનવીય જીવન સસ્તું થઈ જશે તેમજ જીભનો દુરૂપયોગ સામાન્ય થઈ જશે.

વાસ્તવમાં જીભનો સદ્‌ઉપયોગ માણસને ઉપર જણાવેલ તબાહીથી

બચાવી શકે છે. એ બધી નફરતો જે જીભના દુરૂપયોગથી પેદા થાય છે, તેને ખતમ કરી શકાય છે. મુહબ્બતની ભાવનાનો પ્રસાર થઈ શકે છે. શૈતાની શબ્દો કરતાં પવિત્ર વચનો, અલ્લાહ તઆલાની મહેરબાનીનું કારણ બની શકે છે. દંભની અધ્યાત્મિક બીમારીને રૂહાની દવા મળી શકે છે. માનવી શયતાનના માર્ગે ચાલવાથી બચી શકે છે. જરૂરત છે માત્ર સંકલ્પની. શું આપણે આપણી આટલી સુધારણા પણ નથી કરી શકતા ?

## ટીકા જ્યારે હદ વટાવી જાય

આ યુગની એક મહત્વપૂર્ણ ખાસિયત એ છે કે, આમાં દરેક માણસ અસંતોષ વ્યક્ત કરતો તથા કકળાટ કરતો નજરે પડે છે. પરંતુ પોતાની મુશ્કેલીઓ માટે તે પોતાને જવાબદાર નથી માનતો. તે દરેક વ્યક્તિ તથા કાર્યને ટીકાની નજરે જુએ છે અને દરેક સારા કાર્યને પોતાના અથવા પોતાની સંપ્રદાયના ખાતામાં લખવાની કોશિશ કરે છે. અને દરેક બુરાઈની જવાબદારી બીજાના માથે નાંખે છે. કોઈને કોઈક બાબતે રસ લેતા જુએ છે તો તરત તપાસ કર્યા વગર તેની પર આક્ષેપ લગાવે છે કે, આમાં તેની કોઈ ગરજ હશે. તેની મહેનત (પરિશ્રમ)ને પણ શંકાની નજરે જોવામાં આવે છે. પોતાના મનથી જ તેની કોઈ ગરજ શોધી લેવામાં આવે છે. પછી એ કાલ્પનિક ગરજને વાસ્તવિક્તા ઠરાવી લેવામાં આવે છે અને લોકોને પણ આ વાત પર વિશ્વાસ કરવા આગ્રહ કરવામાં આવે છે.

દરેક માણસનો એક માપદંડ તથા તેની એક માનસિકતા હોય છે, પરંતુ જરૂરી નથી કે તે માનસિકતા વાસ્તવિક તથા તે માપદંડ ધારાધોરણ મુજબ જ હોય. માનવની માનસિકતા તેના ઉછેર તથા પરિસ્થિતિના આધારે ઘડાય છે. ક્યારેક તેનું ઘડતર સાચું પણ હોય છે અને ક્યારેક ખોટું પણ હોય છે. પરંતુ આની ચિંતા કર્યા વગર કે પોતે નક્કી કરેલા ધારાધોરણો કેટલા સાચા છે, દરેક માણસ પોતાના વિચારને મૌલિક સમજી બીજાના લેખ કે પ્રવચનની સમજ્યા વગર ટીકા કરી બેસે છે. અને તેની સમક્ષ બીજાઓની પરિસ્થિતિ, પ્રેરક બળો તથા મજબૂરીઓનું કોઈ મહત્વ નથી હોતું.

આજે કોઈ પણ મજલિસ હોય, ભલે તે મનોરંજક હોય કે ગંભીર, ચાની લારી હોય કે કોફી હાઉસ, ઘર હોય કે બજાર, ટ્રેન હોય કે બસ, દરેક જગ્યાએ તથા દરેક વખતે એક પ્રિય વિષય 'લોકોની ટીકા' અને 'પરિસ્થિતિની ફરીયાદ' છે. આ સમિક્ષાનો વ્યાપ વધતો અને ઘટતો રહે છે. પોતાના વ્યક્તિત્વને અપવાદમાં રાખી દરેક માણસ સગા-સબંધીઓ, સહકર્મચારીઓ, રાજકીય આગેવાનો, અધિકારીઓને ટીકાનો લક્ષ્યાંક બનાવે છે.

વર્તમાનપત્રો વાંચતા લોકોની ટીપ્પણીનો વ્યાપ આખી દુન્યાના રાજનેતાઓ અને વિચારકોને આવરી લેતો હોય છે. રમતગમતમાં રસ ધરાવનાર, ખેલાડીઓ, અમ્પાયરો અને રમતક્ષેત્રના અધિકારીઓ પર ટીપ્પણી કરે છે. આ સમિક્ષાઓ કલાકો સુધી ચાલે છે. આ સમિક્ષાઓ સાંભળતી વખતે એવું લાગે છે કે, પેલો સમિક્ષક આ વિષયે P.H.D. કરનારથી પણ વધારે સમજ તથા અનુભવ ધરાવે છે અને આ મામલે વધારે નિઃસ્વાર્થ તથા ચિંતિત છે.

એવું પણ થાય છે કે, એક મજલિસમાં કોઈ એક માણસની નિંદા થતી હોય છે. થોડીકવાર પછી તે મજલિસમાંથી કોઈ એક માણસ ઉઠીને જાય છે, તો મજલિસની નિંદાની દિશા તરત જ તેની તરફ વળી જાય છે. સંસ્થાનો એક જીમ્મેદાર બીજા જીમ્મેદાર પર ભ્રષ્ટાચારનો આરોપ લગાવે છે. તો તેના જ મિત્રો આક્ષેપ લગાવનાર પર જ બીજી મજલિસમાં ભ્રષ્ટાચારનો આરોપ લગાવે છે.

આવી કોઈ પણ મજલિસમાં બેસવાથી એવું લાગે છે કે, સંસારમાં દરેક જગ્યાએ બુરાઈ છે અને દરેક માણસ ચોર છે ક્યાં તો કામચોર છે. આનું પરિણામ એ આવે છે કે, દરેક માણસ એમ કહેતો ઉઠે છે કે, ભાઈ શું કરીએ, આ ભલાઈનો જમાનો નથી. સારૂં કાર્ય કરવું છે તો બધાથી દૂર રહેવું પડશે. જાણે કે તે એવી અસર લઈને જાય છે. એક જ માર્ગ છે અને તે બુરાઈનો માર્ગ છે, બીજો કોઈ માર્ગ નથી. કોઈ મોટામાં મોટો માણસ તેનાથી સુરક્ષિત નથી. અને આ સંસારમાં માત્ર બુરાઈનું જ સ્થાન છે. આ કેટલી ખોટી તથા નુકસાનકારક ધારણા છે.

વાણી સ્વાતંત્ર્ય સારી વાત છે, પરંતુ બુરાઈની ચર્ચા સારી વૃત્તિ તથા પ્રવૃત્તિ નથી. ટીકા કરતી વખતે જો એ જોવામાં આવે કે સ્વયં ટીકાકારની તેના પોતાના કાર્યક્ષેત્રમાં કઈ ભૂમિકા છે અને તેની કારકિર્દીમાં કેટલી ભૂલો છે, અને તે પોતાના મર્યાદિત વર્તુળમાં કઈ સર્જનાત્મક ભૂમિકા અદા કરી શકે છે અથવા કેટલી બુરાઈઓને ખતમ કરી શકે છે, તો ઘણી હદ સુધી સુધારણા થઈ શકે છે. જેટલો સમય વાતોમાં વપરાય છે તેનો થોડોક ભાગ કામને આપી દેવામાં આવે તો મોટું સામાજિક પરિવર્તન લાવી શકાય છે. આપણી નજર બીજા કરતાં આપણી ઉપર હોવી જોઈએ. અન્યની દુર્બળતાઓ દર્શાવવાથી આપણાં જીવનનું નિર્માણ નથી થઈ શકતું.

સમિક્ષા તથા ટીકા નિર્માણ માટે કંઈક હદ સુધી જરૂરી છે, પરંતુ બીજાની ઉપર ટીકા કરતાં ખુદની સમિક્ષા બહેતર છે. ટીકા કરતી વેળા જો એ વિચારી લેવામાં આવે કે ટીકાકાર જો ખુદ તે સ્થાને હોતે તો શું વલણ અપનાવતે, તો ટીકાનો વર્તુળ નાનો થઈ શકે છે.

આ વલણ ઘણી વાર અહંકારના કારણે જન્મે છે. ટીકાનું આ વલણ વાસ્તવમાં માનવીય ક્ષમતાઓને કચડી નાંખવા જેવું છે. આ પ્રકારના લોકો કામ કરતા લોકોના દિલ તોડે છે અને હિંમત ભાંગી નાંખે છે. જેનાથી ઉમ્મતનું બહુ મોટું નુકસાન થાય છે. કામ નહીં કરવું ખોટું છે, પરંતુ કામ કરતા લોકોના મન પરથી કામને ઉતારી પાડવું અથવા કામથી રોકવું મહા પાપ છે.

## દ્વીમુખી હોવું

બે વ્યક્તિ દરમ્યાન વાદવિવાદ-મનભેદ હોય તો એક ત્રીજી વ્યક્તિ બન્નેવ સાથે નિખાલસતાથી સબંધ રાખી શકે છે. પરંતુ તે બન્નવે વચ્ચે તિરાડ વધુ પહોળી કરવા અને દુશ્મનીમાં વધારો કરવા માટે જૂઠી જૂઠી વાતો એકબીજાને પહોંચાડે તેને દોગલાપણું કહેવામાં આવે છે. આ બૂરી ટેવ ચુગલખોરીથી પણ વધુ ખતરનાક છે.

દોગલાપણાંમાં આ પણ શામેલ છે કે, એક વ્યક્તિની તેની સામે પ્રશંસા-વખાણ કરવામાં આવે અને તે જરા દૂર થાય કે તેની વિરુદ્ધ બોલવામાં આવે.

આપ (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે લોકોમાં સૌથી ખરાબ માણસ બે ચહેરાવાળાને તમે જોશો. જે એક પાસે એક ચહેરો લઈને આવે છે અને બીજા પાસે બીજા ચહેરા સાથે આવે છે. *(બુખારી શરીફ)*

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી કહેવામાં આવ્યું કે, હમો લોકો અમીરો અને હોદ્દેદારો પાસે જઈએ છીએ તો અલગ વાત કરીએ છીએ. અને તેમની પાસેથી નીકળીએ છીએ તો બીજી વાત કરીએ છીએ. તો હઝરત અબ્દુલ્લાહ (રદી.)એ ફરમાવ્યું કે, હમો (સહાબએ કિરામ) આપ (સલ.)ના યુગમાં આનો શુમાર (ગણતરી) નિફાકમાં કરતા હતા.

કુર્આન શરીફમાં પણ મુનાફિકની આ જ નિશાની બતાવવામાં આવી છે. *(સૂરએ બકરહ : ૨)*

એક હદીષ શરીફમાં છે કે, જે વ્યક્તિ દુનિયામાં દોગલાપણું કરશે તો કિયામતના દિવસે તેના મોઢામાં બે જીભો (સજાના સ્વરૂપે) હશે. *(અબૂ દાવૂદ)*

## દંભથી બચો

હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) નબી (સલ.)થી રિવાયત કરે છે કે, "અલ્લાહ તઆલા કહે છે કે, મેં કેટલાક એવા લોકો પેદા કર્યા છે કે તેમની જીભ (વાણી) તો ખાંડથી વધારે મીઠી છે, પરંતુ તેમના દિલ એળિયાથી વધારે કડવા છે. મારા સોગંદ ! હું આવા લોકોને ચોક્કસ જ એવા ફિત્નાઓમાં સપડાવીશું કે તેમાં પ્રબુદ્ધજન (અકલમંદ) પણ પરેશાન થઈ જશે. શું તે લોકો મને ધોકો આપી રહ્યા છે કે મારી વિરૂદ્ધ જવાની હિંમત કરી રહ્યા છે ?"

*(તિરમિઝી, મિશ્કાત : ૪૫૫)*

નબી (સલ.) પોતાની ઉમ્મતને દરેક પ્રકારની બુરાઈથી બચવાની ભલામણ ફરમાવ્યા કરતા હતા અને અલ્લાહપાકની પકડથી સુરક્ષિત રહેવાના માર્ગો દેખાડ્યા કરતા હતા. ક્યારેક નિય્યતોને બરાબર કરવાની ભલામણ કરતા, તો ક્યારેક આંતર-બાહ્ય (ઝાહિર વ બાતિન) વચ્ચે એકરૂપતા પેદા કરવા પર ભાર આપતા. ઉપરોક્ત રિવાયત પણ તે જ સિલસિલાની એક કડી છે, જેમાં નબી (સલ.) ઉમ્મતને દંભીપણાંથી દૂર રહેવાની તાકીદ કરતાં તેના

બૂરા અંજામથી વાકેફ કરી રહ્યા છે.

અરબી-ફારસી અને ઉર્દૂમાં વપરાતો શબ્દ નિફાકનો શાબ્દીક અર્થ ''ધોકો આપવાનો'' છે. અર્થાત્ માનવી પોતાના વિચારોને તો મનમાં છૂપાવી લે અને સામેવાળાને ધોકો દેવા ખાતર મોઢાંથી બીજી વાતો કરે. નબી (સલ.)ના કાળમાં આ પ્રકારના લોકો હતા, જેમનાં દિલોમાં ઈન્કાર હતો અને મોઢાંથી ઈસ્લામનો એકરાર કરતા હતા, અને નઉઝુબિલ્લાહ તેઓ આમ કરી એમ સમજતા હતા કે, અમે નબી (સલ.) અને તેમના નિષ્ઠાવાન સહાબાને મૂર્ખ બનાવી નાંખ્યા છે. જો કે તેઓ પોતે મૂર્ખ બન્યા. અલ્લાહપાકે તેમના માટે સખત યાતના (અઝાબ)નો ઉલ્લેખ કરતાં કુર્આને પાકમાં ફરમાવ્યું છે : ''સાચે જ દંભીઓ નર્કના સૌથી નીચલા ભાગમાં યાતના ભોગવી રહ્યા હશે.''

રસૂલુલ્લાહ (સલ.)ના કાળમાં કહેવાતા મુસ્લિમો મોઢાથી કલિમહ પઢી લેતા હતા, એ કારણે તેમની સાથે મુસ્લિમો જેવો વ્યવહાર કરવામાં આવતો હતો. જે અધિકારો સામાન્ય મુસ્લિમોને મળેલા હતા, તે જ અધિકારો દંભીઓને પણ પ્રાપ્ત હતા. પરંતુ આપ (સલ.)ની વફાત પછી સહાબાના કાળમાં જ મુનાફિકોની ઈસ્લામી હેસિયતને ખતમ કરી નાંખવામાં આવી અને એ નક્કી થઈ ગયું કે, હવે મુસ્લિમો અને કાફિરો વચ્ચે કોઈ વચલો વર્ગ નહીં હશે. એ કારણસર હવે જો આજે કોઈ માણસ વિશે એવી જાણ થાય કે તેના મનમાં ઈસ્લામનો ઈન્કાર છૂપાયો છે, તો તેને કાફિર માનવામાં આવશે અને તેની સાથે એક મુસ્લિમ તરીકે વ્યવહાર કરવામાં આવશે નહીં. બીજા શબ્દોમાં કહો તો મનમાં છૂપાયેલા ઈન્કારની સ્થિતિમાં તે માણસ ઈસ્લામના વર્તુળમાંથી બહાર નીકળી જાય છે. તેનો ચૂકાદો સહાબાએ કિરામ (રદી.)ની સર્વસંમતિથી સાબિત છે. હઝ. હુઝૈફા બિન યમાન (રદી.) ફરમાવે છે કે, નિફાક (દંભ) પયગમ્બર (સલ.)ના કાળમાં હતો. આજે ક્યાં તો કુફ્ર (ઈન્કાર) છે, ક્યાં તો ઈમાન (એકરાર) છે. *(બુખારી, મિશ્કાત : ૧૮)*

વૈચારિક દંભ સિવાય દંભનો એક બીજો પ્રકાર પણ છે, જે આજ સુધી મુસ્લિમોમાં મૌજૂદ છે. તેને વ્યવહારિક દંભ કહેવામાં આવે છે. અર્થાત્ માનવી ઈસ્લામી માન્યતાઓને હૃદયપૂર્વક સ્વીકારતો હોય, પરંતુ તેના વ્યવહારમાં

દંભ હોય, તેનું ચારિત્ર્ય દંભીઓ જેવું હોય, તે એવા દુર્ગુણોમાં સપડાયેલો હોય, જે કોઈ મુનાફિક (દંભી)માં જ જોવા મળી શકે છે. આવો માણસ ભલે પોતાના દુષ્કૃત્યોના કારણે કાફિર (ઈન્કારી) નહીં હશે, પરંતુ પાપી, ગુનેહગાર (ફાસિક વ ફાજિર) જરૂર બની જશે. આટલું જ નહીં, બલ્કે તેણે એ વાતથી પણ ડરવું જોઈએ કે ક્યાંક કિયામતના દિવસે તેને મુનાફિકો સાથે ઉઠાવવામાં ન આવે. એટલે રસૂલુલ્લાહ (સલ.)એ અનેક રિવાયતોમાં મુનાફિકોના દુર્ગુણોનો ઉલ્લેખ કરતાં પોતાની ઉમ્મતને તેનાથી દૂર રહેવાની તાકીદ કરી છે. એક રિવાયતમાં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ઈર્શાદ ફરમાવે છે કે, "જૂઠ, વાયદાભંગ તથા બેઈમાનીથી બચો, કારણ કે આ મુનાફિકના દુર્ગુણો છે." અન્ય એક રિવાયતમાં છે કે, વાયદો પૂરો કરો અને વાદ-વિવાદ વખતે ગાળો ન બોલો. કારણ કે કરારભંગ અને ગાળાગાળી સખત પ્રકારના મુનાફિકની નિશાની છે. બીજા શબ્દોમાં કહીએ તો નબી (સલ.) પોતાની ઉમ્મતને મુનાફિકો જેવી હરકતોથી દૂર રાખવા માંગે છે અને એક સાચા મુસલમાન બની જીવન જીવવાની ભલામણ કરી રહ્યા છે. જેમાં જૂઠના બદલે સત્ય, કરારભંગના બદલે કરાર પૂરો કરવો, અપ્રમાણિકતાના બદલે પ્રમાણિકતા અને ગાલીપ્રદાનના બદલે શિષ્ટભાષાના સદ્‌ગુણો મૌજૂદ હોય.

ઉપરોક્ત રિવાયતમાં પણ આપ (સલ.) નિફાક (દંભ)નાં એક અત્યંત વિકૃત સ્વરૂપનો ઉલ્લેખ કરતાં, તેની સજારૂપે ખુદાપાકના અઝાબને વર્ણવી રહ્યા છે. જાણે કે નબી (સલ.) ઉમ્મતને એ વિશ્વાસ અપાવવા માંગે છે કે, આ દુર્ગુણથી બચો, નહીંતર ખુદાઈ પ્રકોપ ફાટશે તો તેમાંથી બહાર નીકળવાનાં બધા માર્ગો બંધ થઈ જશે.

ઉપરની હદીષમાં નબી (સલ.) ફરમાવે છે કે, અલ્લાહપાક હદીષે કુદસીમાં ફરમાવે છે કે, મેં સર્જેલા માનવીઓમાં કેટલાક માનવી એવા છે કે, તેમની જીભ ખાંડથી વધારે મીઠી છે. જ્યારે કોઈની સાથે તે મુલાકાત કરશે તો બહુ ઉષ્માપૂર્વક મુલાકાત કરશે, કોઈની પાસે જશે તો બહુ હમદર્દી તથા પ્રેમનો ઈઝહાર કરશે અને જો કોઈના મામલામાં રસ લેશે તો વાકપટુતા (મીઠી જબાન) વાપરશે. એવું લાગશે કે તેમનાથી વધારે મોટો નિસ્વાર્થ તથા

હમદર્દ કોઈ નથી. પરંતુ તેઓ અંદરખાને આપણાં મૂળીયા કાપવામાં લાગેલાં હશે. તેમની વાણી જેટલી મધુર હશે, તેમના મન એટલા જ મેલા હશે. જોવામાં તેઓ મિત્ર હશે, પરંતુ તેઓ હકીકતમાં દુશ્મની પર ઉતરેલા હશે. લોકોને ધોકો આપવો અને પોતાના વાક્ચાતુર્ય વડે તેમને નુકસાન પહોંચાડવું જ આવા લોકોનું કામ હશે. આજકાલ આ પ્રકારના લોકો સમાજમાં વધતા જઈ રહ્યા છે. મહોલ્લા તથા કુટુંબોના સામાન્ય ઝઘડાઓમાં આ લોકો પોતાની ટાંગ અડાડે છે. પોતાની વાતોથી ઝઘડો ખતમ કરવાના બદલે વધારે છે. બન્ને પક્ષો પ્રતિ હમદર્દી દેખાડી એકને બીજા વિરુદ્ધ ઉશ્કેરે છે. અને જ્યારે લડાઈઓ વધી જાય છે, તો આવા લોકો દૂર બેસી તમાશો જુએ છે. અને પોતાના આ મહાન કૃત્ય બદલ અંદર-અંદર હરખાય છે. નબીએ કરીમ (સલ.) આ પ્રકારના લોકોને પોતાની આવી બૂરી ટેવથી દૂર રહેવાની તાકીદ કરી રહ્યા છે. કારણ કે ઘણી બધી જગ્યાઓ પર આવા લોકોની ફિત્નાપોષક માનસિકતાના કારણે લોકોની ઈજ્જતો જાય છે અને નિર્દોષોનું લોહી વહે છે.

આજના કાળમાં સચ્ચાઈ ખતમ થઈ રહી છે. એ માણસને હોંશિયાર સમજવામાં આવે છે, જે પવનની દિશા જોઈને વાત કરે. સત્ય-અસત્ય વચ્ચેનો ભેદ ખતમ થતો જઈ રહ્યો છે. માનવી માત્ર પોતાના હિતો સાચવવાની ચિંતા કરે છે. એ કારણે આવવું-જવું, હળવું-મળવું અલ્લાહ તઆલા માટે કરવામાં નથી આવી રહ્યું, બલ્કે પોતાના નાપાક હિતો સાધવા માટે જ આજકાલ લોકો એકબીજાથી મુલાકાત કરે છે. એવી જ રીતે વિરોધ પણ માત્ર અલ્લાહ તઆલાની ખૂશી માટે કરવામાં નથી આવતો, બલ્કે વ્યક્તિગત ફાયદાઓ મેળવવા તથા તેને સાચવવા માટે એકબીજાનો વિરોધ કરવામાં આવી રહ્યો છે. મોઢા પર સ્વજનતા (અપના -ઈય્યત) પ્રગટ કરવામાં આવે છે, પરંતુ પીઠ પાછળ ખંજર હુલાવવામાં આવે છે. એક રિવાયતમાં એટલે જ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ફરમાવે છે કે, "અંતિમકાળમાં એવા લોકો હશે જે બાહ્ય રીતે તો એકબીજાના ભાઈ લાગશે, પરંતુ અંદરથી એકબીજાના દુશ્મન હશે. અને તેનું કારણ એ હશે કે, તેઓ અલ્લાહપાક ખાતર દોસ્તી તથા દુશ્મની નહીં રાખશે, બલ્કે વ્યક્તિગત હિતો સાધવા મૈત્રી રાખશે અને જ્યારે

તે હિતો નહીં સધાશે ત્યારે દુશ્મની પર ઉતરી આવશે. *(અહમદ, મિશ્કાત : ૪૫૫)*

હુઝૂરે અકરમ (સલ.) ઉપરોક્ત રિવાયતમાં આગળ આ પ્રકારના દંભી ચારિત્ર્ય ધરાવતા લોકોના ખરાબ અંજામનો ઉલ્લેખ કરતાં ઈરશાદ ફરમાવી રહ્યા છે કે, અલ્લાહ તઆલા હદીષે કુદસીમાં કસમ ખાઈને ફરમાવે છે કે, આવા લોકો ક્યાં તો પોતાના ખરાબ કાર્યો છોડી દે, ક્યાં તો હું તેઓને એવા ફિત્નાઓમાં નાંખી દઈશ કે, સમજદાર લોકો પણ હેરાન-પરેશાન થઈ જશે. આની વિગત એ છે કે, આ પ્રકારના લોકો જે વાણીના બહુ મધુર હોય છે અને મનનાં મેલા હોય છે, તેઓ પોતાને બહુ હોશિયાર સમજે છે અને પોતાના સિવાય આખી દુન્યાને બેવકૂફ સમજે છે. અલ્લાહ તઆલા તેઓને એવી અજમાયશમાં નાંખી દેશે કે તેમની મતિ મુંઝાય જશે તથા તેમનું ભાન ભૂલાવી નાંખશે. અને તેઓને પૂરી કોશિશ છતાં તે મુસીબતમાંથી બહાર નીકળવાના રસ્તાઓ નહીં મળશે. આ એક નકારી ન શકાય એવી વાસ્તવિક્તા છે કે, અજમાયશો માણસના વજૂદને હચમચાવી નાંખે છે. આફત જાની હોય કે માલી, બહારની હોય કે ઘરની, મિત્રો દ્વારા આવી પડી હોય કે, શત્રુઓના ષડયંત્રના કારણે ત્રાટકી હોય, જો તે હદ પાર કરી જાય છે ત્યારે માણસની વિચારશક્તિ શિથિલ થઈ જાય છે. દિવસનું ચેન અને રાતની ઉંઘ ઉડી જાય છે. ખાવા-પીવાનો સ્વાદ જતો રહે છે. સારાંશ કે, માનવીના મનની શાંતિ ડહોળાય જાય છે. મજકૂર રિવાયતથી એ વાત પણ સ્પષ્ટ થઈ રહી છે કે, દંભી ચારિત્ર્ય ધરાવનાર અત્યંત ખતરનાક પ્રકારના ફિત્નાઓમાં પડશે, તે સામાન્ય ફિત્ના નહીં હશે બલ્કે એવા હશે કે સમજદાર લોકો પણ આકુળ-વ્યાકુળ (હેરાન-પરેશાન) થઈ જશે અને તેમાંથી નીકળવાનો માર્ગ પણ નહીં મળશે. એટલે જો બરબાદ કરી નાંખનાર ફિત્નાઓથી બચવું છે, તો માનવી એ વાતનો નિર્ધાર કરી લે કે, ઈન્શાઅલ્લાહ હું જીવનભર ક્યારેય પણ દંભી ચરિત્ર દ્વારા લોકોને ધોકો નહીં આપીશ, ન કોઈને હાનિ (નુકસાન) પહોંચાડીશ.

આગળ અલ્લાહ તઆલા અત્યંત ક્રોધમાં ઈરશાદ ફરમાવે છે કે, “શું આવા લોકો મને ધોકો આપવાની કોશિશ કરે છે કે, તેઓ અલ્લાહપાકના અઝાબથી લાપરવા બની જઈ આવી હિંમતનો દેખાવ કરતાં આવી હરકત

કરી રહ્યા છે ? બીજા શબ્દોમાં આવો માણસ માત્ર લોકોને જ ધોકો નથી આપતો, બલ્કે ખુદા તઆલાને પણ ધોકો આપવાનો નિષ્ફળ પ્રયાસ કરે છે અને તેની ખફગી વહોરી અલ્લાહ તઆલાના અઝાબ પ્રતિ નિડરતા દર્શાવી રહ્યા છે, જે મૂર્ખતા સિવાય બીજું કાંઈ નથી. અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત આખી ઉમ્મતને દંભી ચરિત્રથી સુરક્ષિત રાખે, આંતર-બાહ્યમાં એકરૂપતા ઉત્પન્ન કરે અને દરેક પ્રકારની કુટેવોથી હિફાઝત કરે, આમીન.

## બદગુમાની-ખોટું ગુમાન કરવું

બદગુમાની એક પ્રકારનો જૂઠો વહેમ છે. જેના કારણે એક માણસને બીજા લોકોના કામોમાં બૂરી નિય્યત અને ઈરાદા લાગે છે. કોઈના કામમાં તેને સારી નિય્યત દેખાતી નથી. બીજા લોકો તરફ એવી વાતો તે સંબોધિત કરે છે, જે તેમના વહેમો ખ્યાલમાં પણ હોતી નથી. પછી બીજા લોકો પણ તેના માટે તેવો ખ્યાલ કરી તેનાથી દૂર ભાગે છે. અને આ રીતે કારણ વગર આપસમાં દુશ્મની, દ્વેષ અને નફરતનું વાતાવરણ સર્જાય છે. એટલા જ માટે અલ્લાહપાકે પોતાના બંદાઓને તેનાથી સજાગ રહેવાનું ફરમાવ્યું છે.

*(સૂ.હુજુરાત : ૨)*

આપ (સલ.)એ બદગુમાનીથી બચવાની તાકીદ સાથે દ્વેષ, નફરત, ઈર્ષા, હસદ અને બીજા લોકોની જાસૂસી કરવાથી મના ફરમાવ્યું છે, અને ઈર્શાદ ફરમાવ્યો કે, તમો બદગુમાનીથી બચો. કારણ કે બદગુમાની સૌથી જૂઠી વસ્તુ છે. બીજાઓની જાસૂસી ન કરો, હસદ ન કરો, દ્વેષ ન રાખો, એકબીજાથી મોઢું ન ફેરવો. અય અલ્લાહપાકના બંદાઓ ! ભાઈ-ભાઈ બનીને રહો.

*(બુખારી શરીફ)*

એ જ પ્રમાણે આપ (સલ.)એ એવા કામો કરવાથી પણ રોક્યા, જેનાથી લોકો બદગુમાન થાય. એક વખતે રાતના સમયે આપ (સલ.) પોતાની પુનિત પત્નીઓ સાથે જઈ રહ્યા હતા. રસ્તામાં બે સહાબી મળ્યા. તો સ્ત્રીઓ જોઈ તે લોકો પાછા ફરવા લાગ્યા. આપ (સલ.)એ તરત બોલાવ્યા અને ફરમાવ્યું કે, આ મારી પત્નીઓ છે. તેમણે કહ્યું કે, હે અલ્લાહના રસૂલ ! શું આપથી

હમો બદગુમાન થઈશું ? આપે ફરમાવ્યું કે, શયતાન માણસના બદનમાં લોહીની જેમ દોડે છે. તે ખરાબ વસવસો નાંખી શકે છે. *(મુસ્લિમ શરીફ)*

બુખારી શરીફમાં એક ઘટના (કિતાબુન નિકાહમાં) વર્ણવવામાં આવી છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) પોતાના પિતા હઝરત ઉમર બિન ખત્તાબ રદી.થી રિવાયત કરે છે કે, તેમણે કહયું કે, જ્યારે તેમની પુત્રી હફસા વિધવા થઈ ગયા (તેમના નિકાહ ખુનૈસ બિન હુઝાફા સહમીથી થયા હતા અને તેઓ મદીનામાં વફાત પામ્યા હતા) તો હું હઝરત ઉષમાન બિન અફફાન રદી. પાસે ગયો. અને મેં તેમને હફસા સાથે નિકાહનો પયગામ આપ્યો. તેમણે કહયું કે, હું વિચારીને જવાબ આપીશ. થોડાક દિવસો પછી તેઓ મારાથી મળ્યા અને કહયું કે, મારૂં માનવું એ છે કે હમણાં હું આ નિકાહ નહીં કરી શકીશ.

હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે, ત્યાર પછી હું હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.) પાસે ગયો અને કહયું કે, હું એમ ઈચ્છું છું કે મારી દીકરી હફસાના નિકાહ તમારાથી કરાવી દઉં. હઝરત અબૂબક્ર (રદી.)એ કાંઈ જવાબ આપ્યો નહીં. તેઓ બિલકુલ ચૂપ રહયા.

હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે, ત્યારપછી મને હઝરત અબૂબક્ર (રદી.) પર હઝરત ઉષમાન (રદી.)થી પણ વધારે ગુસ્સો આવ્યો.

થોડાક દિવસો આમ જ વિતી ગયા. અહીં સુધી કે અલ્લાહના રસૂલ (સલ.)એ હઝ. હફસા (રદી.) સાથે નિકાહનો પયગામ મોકલાવ્યો તો આપ (સલ.) સાથે મેં હફસાને પરણાવી દીધી. ત્યાર પછી મારી મુલાકાત હઝરત અબૂબક્ર (રદી.)થી થઈ. તેમણે કહયું : કદાચ તમે ગુસ્સે થઈ ગયા હશો, એ કારણે કે તમે હફસા સાથે મને નિકાહનો પયગામ પાઠવ્યો હતો. અને મેં કોઈ જવાબ આપ્યો ન હતો. હઝરત ઉમર (રદી.)એ કહયું કે, હા. હઝરત અબૂબક્ર (રદી.)એ કહયું કે, મેં માત્ર એ કારણે જવાબ આપ્યો નહીં કે મને ખબર હતી કે આપ (સલ.)એ હઝરત હફસા (રદી.)નો ઉલ્લેખ કર્યો છે. અને હું અલ્લાહના રસૂલ (સલ.)ની છૂપી વાતો જાહેર કરવા માંગતો ન

હતો. જો આપ (સલ.) હઝ. હફસા (રદી.)થી નિકાહ મુલતવી કરી દેત તો હું તેને જરૂર સ્વીકારી લેતે. *(ફત્હુલબારી બિશરહિ સહીહિલ બુખારી : ૯/૮૧-૮૩)*

હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર (રદી.) બન્નેવ અત્યંત મહાન સહાબીઓ છે. તે છતાં એવું થાય છે કે, એક સહાબી બીજા સહાબીની વર્તણૂંકને એટલી હદે ખોટી સમજે છે કે તેમને ગુસ્સો આવી જાય છે. જો કે હકીકતમાં જુઓ તો તેમાં કોઈ ભૂલ નથી હોતી. તેમાં ગેરસમજ થયેલી હોય છે. સાચે સાચ કંઈક ખોટું કામ થયેલું નથી હોતું.

વાસ્તવમાં હઝરત ઉમર (રદી.) પહેલાં સમગ્ર મામલાને ઉપલા સ્તરથી મૂલવી રહયા હતા. તે હિસાબથી તેમને જણાયું કે હઝરત અબૂબક્ર તથા હઝરત ઉષમાન (રદી.)એ અયોગ્ય વલણ અપનાવ્યું. પરંતુ જ્યારે સાચી વાતની જાણ થઈ તો ખબર પડી કે તેઓનું વલણ બિલકુલ બરાબર હતું. તેમાં ગુસ્સે થવાનું કોઈ કારણ જ ન હતું.

એક સહાબીને જ્યારે બીજા સહાબીના મામલામાં ગેરસમજ થઈ શકે છે, તો સામાન્ય મુસલમાનને બીજા મુસલમાન વિશે પણ કોઈ બાબતે ચોક્કસપણે ગેરસમજ થઈ શકે છે. એટલે કોઈના વિશે ખરાબ મંતવ્ય રાખતાં પહેલાં ઘણી જ સાવચેતી રાખવાની જરૂર છે. બિલકુલ શકય છે કે તે કેટલીક ઉપરછલ્લી બાબતોને જોઈ ખરાબ મત ધારણ કરી રહયો હોય. જો કે કારણોની ઊંડી તપાસ એવું દર્શાવી રહી હોય કે આ એક વહેમ છે. કારણકે તેમાં કાંઈ ખોટું થયેલુ જ નથી.

વર્તમાન જગતમાં પરસ્પર સંબંધો બગડવા પાછળ ઘણી વખત કોઈ ગેરસમજ જવાબદાર હોય છે. ત્યાં સુધી કે પ્રથમ નજરે જુઓ તો પેલી ગેરસમજ બિલકુલ સાચી લાગતી હોય છે, પરંતુ હકીકતે તે પાયાવિહિન હોય છે.

આ ગેરસમજ બે નિષ્ઠાવાન (મુખલિસ) વ્યકિત કે સમાજ વચ્ચે પણ હોય શકે છે. એટલે જ્યારે પણ કંઈક ખોટું જણાય ત્યારે તેને સાચું માની બેસી રહેવું ન જોઈએ. બલકે સંબંધિત લોકોથી મળી તેની તપાસ કરવી

જોઈએ. સંપૂર્ણ તપાસ વગર કોઈ સમૂહ બીજા સમૂહ વિશે હરગિજ કોઈ વાત સ્વીકારે નહીં. શોધ-સંશોધનની પદ્ધતિ ગેરસમજથી સર્જાતા અનિષ્ટોના મૂળ ઉખેડી નાંખે છે.

પછી એ પણ જરૂરી છે કે જ્યારે કોઈ સમજ, ગેરસમજ પુરવાર થાય તો તેના લીધે જન્મેલી આંટી તરત પોતાના દિલમાંથી ખોલી નાખે. પોતાને પૂર્વવત્ બનાવી લે. એવો થઈ જાય જેવો ગેરસમજ પહેલાં હતો. શોધ-સંશોધન તથા તપાસને પોતાનો સિદ્ધાંત બનાવી લ્યો, ત્યાર પછી તમને કોઈથી ફરિયાદ રહેશે નહીં.

"કાચા કાનના" એક કહેવત છે, જે સામાન્ય રીતે એવા માણસ વિશે કહેવામાં આવે છે, જે બધી જ સાંભળેલી વાતો ઉપર ભરોસો કરી લે છે, અને તે પ્રમાણે તેના વિચારોમાં પણ ફેરફાર થવા માંડે છે. આવા લોકોની હાલત સામાન્ય રીતે એમ હોય છે કે, જો કોઈ વ્યકિત પોતાની વાત કૌશલ્યતા અને આગવી છટાથી તેઓ સમક્ષ રજુ કરે, તો તેઓ તે વાતને માની લે છે. ચાહે તે વાતના પ્રત્યાઘાત કોઈ વ્યકિત ઉપર ગમે તેવા પડતા હોય, તેની હા માં હા ભરે છે, બલ્કે પોતાના તરફથી પણ થોડુ ઉમેરી તે વ્યકિતને વધુ કલંકિત બનાવે છે. આવા વ્યકિતના સબંધો જો સામાન્ય લોકો સાથે હોય તો તેના નુકસાનકારક પ્રભાવો (અસરો) સમાજ ઉપર પણ પડે છે, અને જો તે વ્યકિત સભાસદ, પ્રભાવશાળી તેમજ ઝિમ્મેદાર છે, તો તેની નકારાત્મક અસરો ભયંકર તેમજ હાનિકારક નિવડે છે. આવાજ વ્યકિત સંદર્ભે આપ (સલ.)એ ફરમાવ્યુ કે, "પ્રત્યેક સાંભળેલ વાતને રજુ કરી દેવી, તે કોઈ પણ વ્યકિતના જૂઠા હોવા (ની સાબીતી) માટે કાફી છે."

આવા સંજોગોમાં નામોશી અને પરેશાની વેઠવી પડે છે. સામાન્ય સમાજમાં આ કહેવત ઘણી જ પ્રસિધ્ધ છે કે, "કવ્વા કાન લે ગયા, કવ્વા કાન લે ગયા" કાગડો કાન લઈ ગયો.

કાગડાની પાછળ દોડી રહયા છે, પરંતુ પોતાના કાન સુધી હાથ લઈ જવાની આપણે તકલીફ નથી ઉઠાવતા. આજે આપણા સમાજની વર્તમાન

છબી કાંઈક આવી જ થવા માંડી છે. અને તેના કારણે કેટલા રિશ્તા સબંધો તુટી રહ્યા છે, દોસ્તીનો નાશ થઈ રહયો છે. એક સાહેબે એક ઘટના સંભળાવી કે એક નવયુવાનની શાદી પોતાના જ મામાની દીકરી સાથે થઈ, કોઈ કારણે સામાન્ય ઝઘડો થયો. આ બનાવ દરમિયાન નવયુવાનના ગામની એક ત્રીજી વ્યકિતએ છોકરીના ઘરવાળાઓને જાણ કરી કે તમારી દીકરી તો આપઘાત કરવા જઈ રહી હતી, પરંતુ મે તેને સમજાવી–ભણાવી રોકી રાખી, નહીંતર તેણી પોતાનું જીવન ટુંકાવી નાખતે. બસ આ સાંભળી તેણીના પિયરવાળા લાકડીઓ, દંડા લઈને આવ્યા અને છોકરાને ખુબ માર મારી લોહી લુહાણ કરી દીધો. ત્યાર બાદ જબરદસ્તી તલાક લઈ લીધી. અને છોકરીને પોતાના ઘરે લઈ ગયા. થોડાક સમય પછી ગુસ્સો જ્યારે ઠંડો પડયો તો વાસ્તવિકતાની જાણ થઈ, ત્યારે લજ્જા અને પસ્તાવાનો કોઈ પાર ન રહ્યો. અમૂક સમય પછી તે છોકરીનો ફરી તેજ છોકરા સાથે વિવાહ થયો. અને ફરી તેજ ઘરમાં આવી. આવી તો ન જાણે કેટલી ઘટનાઓ દરરોજ બનતી હશે.

જે વ્યકિત કાચા કાનનો હોય છે તે પોતાના કર્તવ્યથી બે રીતનાં ઉપદ્રવોનો શિકાર બને છે. એક તો એ કે પોતે ગીબત (નીંદા)માં સંડોવાય છે અને બીજી એ કે તેની આજુબાજુ કાયમ માટે કપટી અને સ્વાર્થી લોકોની ભીડ જામેલી રહે છે. તેઓ તેને પણ નુકસાન પહોંચાડે છે, અને પોતાની આખિરતને પણ બરબાદ કરે છે. જ્યારે કે તેઓએ ન ભૂલવુ જોઈએ કે અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ સંદર્ભમાં કેટલા ભયાનક નુકસાનો વર્ણન કર્યા છે.

હઝરત અબૂદરદાઅ (રદી.) રિવાયત કરે છે કે, “આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે જેણે કોઈ વ્યકિતને એવા ગુણોથી સંબોધ્યો કે જે ગુણો તે બીજી વ્યકિતમાં નથી. અને તેનો મકસદ એ હોય કે તેની નીંદા કરી તેને કોઈ નુકસાન પહોંચાડે, તો આવા (કપટી) વ્યકિતને અલ્લાહપાક દોઝખની આગમાં ત્યાં સુધી રાખશે જયાં સુધી તે તેના સંદર્ભમાં કહેલ વાતને સાબિત ન કરી આપે.” *(તબરાની : ભાગ–૪, પેજ–૯૪)*

હદીષે પાકમાં આવા વ્યકિતને જૂઠો ગણવામાં આવ્યો છે. અને જૂઠુ બોલવુ ગુનાહે કબીરહ છે. માટે પોતાને આ દુર્ગુણથી બચાવવાની ફિકર દરેક સમયે કરવી જોઈએ, જેથી આવા કપટી લોકોને બદગુમાન કરવાની તક ન મળે. બલ્કે તેઓની હિંમત ભાંગી પડે. અને આવી આદતોથી તોબા કરી લે. અથવા તો અપમાનિત થઈ દુર ભાગી જાય.

દુઃખ અને ખેદની વાત છે કે આ બીમારી પ્રભાવશાળી તેમજ ઝિમ્મેદાર વર્ગમાં અમુક અંશે વધુ જોવામાં આવે છે, ન તો કોઈ મદ્રસો આ બીમારીથી સુરક્ષિત છે કે, ન તો કોઈ ખાનકાહનો આત્મશુદ્ધિનો નિઝામ આ વાયરસને દુર કરી શકયો છે. આ વાતની આવશ્યકતા છે કે કોઈ પણ વાત તહકીક અને પુષ્ટિ વિના કબુલ કરવામાં ન આવે, નહીં તો પ્રભાવશાળી વ્યકિતઓની સાથે સાથે સંસ્થાનું અસ્તિત્વ અને કાર્યશકિત પણ પ્રભાવિત થયા વિના રહેશે નહીં. *(તઅમીરે હયાત)*

હઝરત અબૂ દરદાઅ્ (રદી.) રિવાયત કરે છે કે, ‘‘આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, જેણે કોઈ વ્યક્તિને એવા ગુણોથી સંબોધ્યો કે જે ગુણો તે બીજી વ્યક્તિમાં નથી. અને તેનો મકસદ એ હોય કે તેની નિંદા કરી તેને કોઈ નુકસાન પહોંચાડે તો આવા (કપટી) વ્યક્તિને અલ્લાહપાક દોઝખની આગમાં ત્યાં સુધી રાખશે, જ્યાં સુધી તે તેના સંદર્ભમાં કહેલ વાતને સાબિત ન કરી આપે.’’ *(તબરાની : ભાગ-૪, પેજ-૯૪)*

હદીષે પાકમાં આવા વ્યક્તિને જૂઠો ગણવામાં આવ્યો છે અને જૂઠુ બોલવું ગુનાહે કબીરહ છે. માટે પોતાને આ દુર્ગુણથી બચાવવાની ફિકર દરેક સમયે કરવી જોઈએ. જેથી આવા કપટી લોકોને બદગુમાન કરવાની તક ન મળે. બલ્કે તેઓની હિંમત ભાંગી પડે અને આવી આદતોથી તૌબા કરી લે અથવા તો અપમાનિત થઈ દૂર ભાગી જાય.

દુઃખ અને ખેદની વાત છે કે, આ બીમારી પ્રભાવશાળી તેમજ ઝિમ્મેદાર વર્ગમાં અમુક અંશે વધુ જોવામાં આવે છે. ન તો કોઈ મદ્રસો આ બીમારીથી સુરક્ષિત છે કે ન તો કોઈ ખાનકાહનો આત્મશુદ્ધિનો નિઝામ આ વાયરસને

દૂર કરી શક્યો છે. આ વાતની આવશ્યક્તા કે કોઈ પણ વાત તહકીક અને પુષ્ટિ વિના કબૂલ કરવામાં ન આવે. નહીં તો પ્રભાવશાળી વ્યક્તિઓની સાથે સાથે સંસ્થાનું અસ્તિત્વ અને કાર્યશક્તિ પણ પ્રભાવિત થયા વિના રહેશે નહીં.

## ખોટા વખાણ અને ખુશામત

કોઈના ખોટા વખાણ-પ્રશંશા અને ખુશામત કરવી એ નીચ કક્ષાની બૂરાઈ અને અપમાનજનક ખોટા સંસ્કારમાંથી ગણાય છે. સાથે સાથે આ જૂઠનો જ એક પ્રકાર પણ છે. અને જેની પ્રશંશા થઈ રહી છે, તેના માટે પણ નુકસાનકારક છે. કારણ કે તે આવી જૂઠી પ્રશંશાની સ્વપ્નાની દુનિયામાં રચ્યો-પચ્યો રહી ઘમંડમાં આવી જઈ પોતાની ઈસ્લાહ (સુધારણા) કરી શકતો નથી. ખોટા વખાણ કરનાર ત્રણ ગુનાહો એકસાથે આચરી રહ્યો છે : (૧) જૂઠ (૨) ખોટી પ્રશંશા, જેને એનું પોતાનું દિલ પણ સાચું નથી માનતું અને આને જ નિફાક કહેવામાં આવે છે. (૩) દુન્યવી ફાયદા માટે કોઈ મોટા માણસની ખુશામત કરી પોતાને લોકોની નજરોમાં અપમાનિત કરે છે.

કુર્આન શરીફમાં યહૂદીઓ તથા મુનાફિકોના એક સમૂહનો નકશો વર્ણન કરી તેમના બૂરા પરિણામથી માહિતગાર કર્યા છે. "જે લોકો પોતાના કરતૂત પર હરખાય છે અને (કોઈ પણ નેક) કામ કર્યા વિના ચાહે છે કે તેમના વખાણ થાય, તો એવા લોકો સબંધી કદી આપ એવું માનશો નહીં કે તેઓ (દોઝખના) અઝાબથી છૂટી જશે, પણ તેઓના માટે દુઃખદાયક શિક્ષા છે." *(આલિ ઈમરાન : ૧૮૮)*

આપ (સલ.)એ એક માણસને બીજા માણસની ખોટી પ્રશંશા કરતા સાંભળ્યા તો ફરમાવ્યું કે, તમે તેને બરબાદ કરી દીધો. *(બુખારી શરીફ)* એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, તમે તમારા સાથીની ગરદન ઉડાડી દીધી. જો તમારે વખાણ કરવા જ હોય તો એમ કહો કે મારૂં ગુમાન (વિચારવું) આ છે, અને હકીકતમાં તમારૂં ગુમાન પણ એ જ હોય. પરંતુ ચોક્કસ તાકીદ સાથે કોઈના વિશે ગૈબનો હુકમ ન લગાડો. (કારણ કે તે વ્યક્તિ હકીકતમાં અલ્લાહપાકના નજદીક આવો જ છે તેનો તમોને ઈલ્મ નથી.) *(બુખારી, મુસ્લિમ)*

એક વખતે એક માણસે હઝરત ઉષ્માન (રદી.)ની સામે આપના વખાણ કર્યા. તો હઝરત મિકદાદ (રદી.)એ તેના મોઢામાં મટોડું (માટી) નાંખ્યું અને કહ્યું કે, આપ (સલ.)એ વખાણ કરનારના મોઢામાં માટી નાંખવાનું કહ્યું છે. *(મુસ્લિમ શરીફ)*

# કંજૂસાઇ

ઈસ્લામે સખાવતની ફઝીલત-પ્રશંશા કરી અને કંજૂસાઈને નાપસંદ કરી છે. આ એવી બૂરી આદત છે કે, તેનાથી ખિયાનત, બેરહમી, બૂરાઈ, બૂરો સુલૂક, લાલચ, સ્વાર્થ વગેરે બૂરાઈઓ જન્મ લે છે. ઈસ્લામે જૂઠ પછી સર્વપ્રથમ આ બૂરાઈને જડમૂળમાંથી ઉખેડી નાંખી. ગરીબો, બેવાઓ, અનાથો, નાદારો, જરૂરતમંદો, કર્ઝદારો અને બેસહાય લોકોને ખાવા-પીવા અને કપડાં પહેરાવવાની તથા અન્ય જરૂરતો પૂરી કરવાની તાકીદ અને ફઝીલતો દર્શાવી. અને ફર્ઝરૂપી એક ઈબાદત ઝકાત તથા વાજિબરૂપી ઈબાદતોમાં સદકએ ફિત્ર અને કુર્બાની વગેરેને જરૂરી ઠેરવી.

સૌપ્રથમ વહી નાઝિલ થઈ અને આપ (સલ.)એ પોતાની પવિત્ર બીવી હઝરત ખદીજા (રદી.) સમક્ષ તેની રજૂઆત કરી, તો હઝ. ખદીજા (રદી.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ! આપ સગા-વ્હાલાઓનો હક્ક અને કર્ઝદારોનું કર્ઝ અદા કરો છો, ગરીબોને માલ-પૂંજી આપો છો, મહેમાનોને ખાવા ખવડાવો છો અને સત્યના માર્ગે પરેશાન લોકોની મદદ કરો છો. *(બુખારી શરીફ)*

આ રિવાયત નુબૂવ્વતના શરૂના દિવસોની છે. જે દર્શાવે છે કે, નબીઓ કદી કંજૂસ નથી હોતા.

અલ્લાહ તઆલાની જઝા-સઝા (હિસાબ-કિતાબ)ની વ્યવસ્થા ઉપર ભરોસો ન હોવાને કારણે કંજૂસાઈ જન્મ લે છે. એવા લોકો માટે કુર્આન શરીફમાં છે : ‘‘(એટલે કાફિર) પાપીઓની દશા વિશે (તેઓથી જ પૂછશે) કે તમે શાથી જહન્નમમાં જઈ પડ્યા ? તેઓ કહેશે કે, અમે ન તો નમાઝ પઢતા હતા અને ન તો મોહતાજોને ખાણું ખવડાવતા હતા અને (દીન વિશે)

બકવાસ કરનારાઓની સાથે અમે પણ બકવાસ કરતા હતા. અને અમે ઈન્સાફના દિવસને જૂઠાડતા હતા. એટલે સુધી કે અમને મૃત્યુ આવી લાગ્યું. માટે તેઓને ભલામણ કરનારાઓની ભલામણ (કંઈ) લાભ આપશે નહીં.''

*(સૂરએ મુદ્દસ્સિર : ૪૧ થી ૪૮)*

''શું તે માણસને આપે જોયો જે ન્યાયના દિવસને જૂઠાડે છે ? તો એ માણસ તે જ છે, જે યતીમને ધક્કા મારે છે, અને નિરાધારને ખવડાવવા માટે ઉત્તેજન આપતો નથી. ફરી તે નમાઝીઓની ભારે ખરાબી છે કે જેઓ પોતાની નમાઝથી બેદરકાર છે. તેઓ એવા છે કે (જ્યારે બંદગી કરે છે તો) દેખાડવા માટે કરે છે અને (નજીવી) વાપરવાની વસ્તુ માંગેથી પણ આપતા નથી.'' *(સૂ.માઉન : ૧ થી ૭)*

''(પણ તે ધારે છે) તેવું તો નથી જ, બલ્કે તમે યતીમની ગણના (કદર) કરતા નથી અને મોહતાજને ખવડાવવાની પરસ્પર તાકીદ કરતા નથી. અને તમે મીરાસ (વારસ)નો સૌ માલ સમેટીને ખાઈ જાઓ છો ! અને ધનની હદ ઉપરાંત માયા રાખો છો.'' *(સૂરએ ફજ્ર : ૧૭ થી ૨૦)*

''અને જે લોકો (કંજૂસીથી) સોના અને ચાંદીનો ખઝાનો ભેગો કરે છે, પણ તેને અલ્લાહપાકના માર્ગમાં ખર્ચ કરતા નથી. તો (હે નબી સલ. !) આપ તેઓને (તે દિવસના) દુઃખદાયક અઝાબની ખુશખબરી સંભળાવી દો, જે દિવસે તે માલ પર જહન્નમની આગ તપાવવામાં આવશે. ફરી તે વડે તેઓની પેશાનીઓ તથા પડખાંઓ અને પીઠોને ડામવામાં આવશે, (અને કહેવામાં આવશે કે) આ તે જ (ધન) છે, જેને તમે તમારા માટે સંગ્રહ કર્યું હતું, માટે હવે પોતાના સંગ્રહ કરવાની મજા ચાખો.'' *(સૂરએ તવબહ : ૩૪-૩૫)*

''અને અલ્લાહપાકે પોતાની કૃપાથી આપેલી વસ્તુમાં જે લોકો કંજૂસાઈ કરે છે, તેઓ એમ ન સમજે કે કંજૂસાઈ તેઓના માટે સારી છે, બલ્કે આ તેમને માટે બહુ જ ખરાબ છે. (કારણ કે) જે (માલ)માં તેમણે કંજૂસાઈ કરી હતી, તેનો કિયામતના દિવસે તેમના ગળાઓમાં તોક (હાર) પહેરાવાશે, અને (આખરે) અલ્લાહપાક જ આકાશો અને પૃથ્વીનો વારિસ છે. અને તમે જે કામ કરો છો, તેને અલ્લાહપાક જાણે છે.'' *(સૂ.આલિ ઈમરાન : ૧૮૦)*

"અને અલ્લાહ કોઈ પણ ઈતરાજીવાળા શેખીવાળાને પસંદ કરતો નથી. જેઓ કે પોતે પણ કંજૂસાઈ કરે છે, અને લોકોને પણ કંજૂસી શીખવે છે. અને જે કોઈ (એ દાન આપવાથી) મોઢું ફેરવશે, તો અલ્લાહ પોતે બેપરવા (અને) વખાણ લાયક છે." *(સૂરએ હદીદ : ૨૩-૨૪)*

"તમે એવા લોકો છો કે તમને અલ્લાહપાકના માર્ગમાં (કંઈક) ખર્ચ કરવા માટે બોલાવવામાં આવે છે, તો તમારામાં કેટલાક એવા પણ છે, જે કંજૂસાઈ કરે છે. અને જે કોઈ કંજૂસી કરે છે, તો તે પોતાની ઝાતથી જ કંજૂસી કરે છે. અને અલ્લાહપાક તવંગર છે અને તમે સૌ (તેના) મોહતાજ છો. અને જો તમે (આજ્ઞાઓના) પાલનમાં મોઢું ફેરવશો, તો અલ્લાહપાક તમારી જગ્યાએ બીજી કૌમ પેદા કરશે. પછી તેઓ તમારા જેવા નહિ થાય."

*(સૂરહે મુહમ્મદ : ૩૮)*

"તો જેણે (અલ્લાહના માર્ગમાં દાન) આપ્યું તેમજ તે (અલ્લાહપાકથી) ડરતો રહ્યો અને ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને સત્ય માની, તો અમે તેને સરળતા તરફ ચલાવીશું. પણ જેણે કંજૂસાઈ કરી અને (આખિરતથી) બેપરવા રહ્યો તથા ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને જૂઠી ગણી, તો અમે તેને સખ્તાઈ તરફ ચલાવીશું. અને જ્યારે તે (દોઝખના) ખાડામાં પડશે ત્યારે તેનું ધન તેને કંઈ જ કામ નહીં આવે." *(સૂરએ અલ્ લૈલ : ૫ થી ૧૧)*

"અને તેઓમાં અમૂક એવા માણસો છે, જેઓએ અલ્લાહ તઆલાથી કરાર કર્યો હતો કે, જો તે પોતાની કૃપાથી અમને (ઘણો માલ) આપશે, તો જરૂર અમે ખૈરાત કરતા રહીશું અને અવશ્ય નેકી કરનારાઓ માંહેના થઈને રહીશું. ફરી જ્યારે અલ્લાહપાકે તેઓને પોતાની કૃપાથી (બેહદ) આપ્યું, ત્યારે તેઓ તેમાં કંજૂસી કરવા લાગ્યા અને મોઢું ફેરવવા લાગ્યા અને તેઓ મોઢું ફેરવવા (પ્રથમથી) ટેવાયેલા છે." *(સૂરએ તવબહ : ૭૫-૭૬)*

"અને તમે અલ્લાહપાકની બંદગી કરો અને (કોઈ પણ બાબતમાં) કોઈને તેનો શરીક ન ઠેરવો. અને માતા-પિતા સાથે સદ્વર્તન રાખો તેમજ સગાંઓ સાથે અને યતીમો તથા ગરીબો સાથે અને સગાઈવાળા પાડોશી તેમજ અન્ય પાડોશી સાથે અને સહવાસી મિત્રો તથા મુસાફિર સાથે અને જેના

તમે માલિક છો તેની સાથે પણ (સદ્વર્તન રાખો). બેશક, અલ્લાહ તઆલા એવા દરેક ગર્વિષ્ઠ પતરાજીવાળાને પસંદ કરતો નથી કે જેઓ પોતે કંજૂસાઈ કરે છે તેમજ બીજા લોકોને પણ કંજૂસી શીખવે છે. અને અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી તેઓને જે (ધન એટલે) દીનનું જ્ઞાન આપ્યું તેને છૂપાવે છે. અને અમે (એવા) નગુણાઓ માટે તુચ્છકારી અઝાબ તૈયાર રાખ્યો છે. અને (તે લોકોને પણ પસંદ કરતો નથી) જેઓ પોતાનું ધન લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે તેમજ અલ્લાહપાક ઉપર ઈમાન રાખતા નથી. અને ન તો કિયામતના દિવસ પર (ઈમાન રાખે છે) અને (એમાં બાબત એ છે કે) જેનો સાથી શયતાન થયો, તો તે ઘણો ખરાબ સાથી છે.'' *(સૂરએ નિસાઅ્ : ૩૬ થી ૩૮)*

કુર્આન શરીફમાં કંજૂસાઈનો સૌથી મોટો દાખલો કારૂનનો દર્શાવ્યો છે. ‘‘બેશક, કારૂન મૂસા (અલૈ.)ની કૌમમાંથી હતો. ફરી પોતાની કૌમ વિરૂદ્ધ તે ગર્વ કરવા લાગ્યો અને અમે તેને એટલા ખજાના આપ્યા હતા કે, તેની ચાવીઓ (ઉઠાવવી) કેટલાક બળવાન માણસો પર ભારે થઈ પડતી. જ્યારે તેની કૌમે તેને કહ્યું કે, તું ઈતરાજી (ઘમંડ) ન કર. ખરેખર, અલ્લાહ તઆલાને ઈતરાજીવાળા ગમતા નથી. અને અલ્લાહપાકે જે કંઈ તને આપ્યું છે, તેનાથી તું આખિરતનું ઘર કમાઈ લે અને દુનિયાથી (આખિરતમાં લઈ જવાનો) પોતાનો માર્ગ ભૂલી ન જા અને (બંદાઓ સાથે) ભલાઈ કર, જેવી રીતે કે અલ્લાહપાકે તારી સાથે ભલાઈ કરી છે. અને દેશમાં તારાજી ફેલાવાની ઈચ્છા ન કર. બેશક, અલ્લાહપાકને ફસાદ ફેલાવનાર ગમતા નથી. કારૂન બોલ્યો કે, એ માલ તો મને એક એવા હુન્નર વડે પ્રાપ્ત થયો છે, જે મારી પાસે છે. શું તેણે એટલુંય ન જાણ્યું કે, અલ્લાહ તઆલા તેના પહેલાં એવા ઘણા સમૂહોનો નાશ કરી ચૂક્યો છે, જે એના કરતાં વિશેષ બળવાન હતા અને જથ્થામાં પણ અધિક હતા અને ગુનેહગારોને ગુનાહો વિશે પૂછવામાં નહિ આવે ? ફરી (એક વાર) તે પોતાની કૌમની સામે પોતાના ઠાઠથી નીકળ્યો (ત્યારે તેના ભાંડુઓમાં) જે લોકો દુનિયાની ઝિંદગીના ચાહકો હતા, તે કહેવા લાગ્યા : અફસોસ, કારૂનને જે કંઈ મળ્યું છે, તેના જેવું અમને પણ મળ્યું હોત (તો ઠીક થાત) ! બેશક, તે મહા ભાગ્યશાળી છે. અને જેમને

(દીનની) સમજ મળી હતી તે બોલ્યા કે, તમારી ખરાબી થાય ! અલ્લાહ તઆલાનો આપેલો સવાબ તે લોકો માટે ઘણો જ બહેતર છે. જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા અને આ વાત તેઓના જ ઘટમાં ઉતરે છે, જે સહન કરનારા છે. પછી અમે કારૂનને તથા તેના મહેલને ધરતીમાં ધસાવી દીધો. ફરી તેના માટે કોઈ જૂથ એવું ન થયું, જે અલ્લાહપાક(ના અઝાબ)થી તેનો બચાવ કરી શકે. અને ન તે પોતે પોતાને બચાવી શક્યો. અને જે લોકો કાલે સાંજે તેના જેવા થવાની ઈચ્છા કરતા હતા, તે આજે કહેવા લાગ્યા : હાય રે ! એ તો (બાબત જ જુદી છે.) અલ્લાહપાક પોતાના બંદાઓમાંથી ચાહે તેના માટે રોજી બહોળી કરી દે છે અને (ચાહે તેની) તંગ કરી દે છે. જો અલ્લાહપાક અમારા ઉપર ઉપકાર ન કરત, તો અમને પણ ધસાવી દેત. અરે ! એ તો જણાયું કે, કાફિરો સફળતા પામતા નથી. આ આખિરતનું ઘર અમે તે જ લોકો માટે ખાસ કરીએ છીએ, જેઓ દુનિયામાં આપવડાઈ ચાહતા નથી અને ન બગાડો કરવા (ચાહે છે) અને સારૂં પરિણામ (અલ્લાહપાકથી) ડરનારાઓ માટે જ છે. (એવી રીતે કે) જે કોઈ ભલાઈ લઈને આવશે, તો તેને તેથી બેહતર (બદલો) મળશે અને જે કોઈ બૂરાઈ લઈને આવશે, તો બૂરાઈઓ કરનારાઓને તેટલી જ શિક્ષા મળશે, જે કંઈ તેઓ કરતા હતા.''

*(સૂરએ કસસ : ૭૬ થી ૮૪)*

કંજૂસાઈ ફક્ત જાહેરી માલ-દૌલતનો હક અદા ન કરવાથી જ સબંધ નથી રાખતી, બલ્કે ઈલ્મ, શરીર, લાયકાત, બુધ્ધિ, અનુભવ વગેરે બધી જ બાબતોથી એનો સબંધ છે.

## સ્વાર્થ-લાલચ

સ્વાર્થ અને લાલચ એ એક એવી બૂરાઈ છે, જે માનવિય આત્મા-રૂહના મોટા બગાડની નિશાની છે. ખાનગી જીવનમાં દુશ્મનાવટ અને દ્વેષનું વધુ પડતુ કારણ આ સ્વાર્થ જ હોય છે. એક વ્યક્તિ કોઈની અસલ રકમ પણ આપવા માંગતો નથી અને સામેવાળા વધારે માંગે છે. શોહર માલની મુહબ્બતને લઈ વધારે ખર્ચ કરવા માંગતો નથી અને ઔરત લાલચને લઈ વધારાની માંગણી કરે છે. આ પ્રમાણે પૂરા સમાજમાં વધારાની લાલચ જન્મે છે.

કુર્આન શરીફમાં આ પ્રમાણેના સ્વાર્થ અને કંજૂસાઈને નાપસંદ કરવામાં આવ્યું છે. *(નિસાઅ્ : રૂકૂઅ-૯)* એટલે કે ધણી-ધણીયારી બન્નેવ લાલચ છોડી ભલાઈ અને તકવો પસંદ કરે.

એ જ રીતે સમાજની દીની-દુન્યવી જરૂરતો માટે ખર્ચ કરવાથી માનવ-જીવનની આ સ્વાર્થવૃત્તિ જ રોકે છે. કુર્આન શરીફમાં છે : ''ખરેખર, તમારી દૌલત અને તમારી અવલાદ માત્ર કસોટી જ છે. અને અલ્લાહપાકની પાસે મહાન સવાબ છે. માટે તમારી યથાશક્તિ અલ્લાહપાકથી ડરતા રહો અને (તેના હુકમ) સાંભળો અને માનો, તેમજ પોતાના જ ભલા ખાતર ખયરાત કરો અને જે કોઈ પોતાના મનની કંજૂસાઈથી બચાવવામાં આવ્યો તો એવા લોકો જ (આખિરતમાં) સફળ થનાર છે. અગર તમે અલ્લાહ તઆલાને ભલી રીતે (ખરા દિલથી) કરજ ધીરશો, તો તે તમારા માટે તેને વધાર્યા કરશે અને તમારા ગુનાહ પણ માફ કરી દેશે અને અલ્લાહપાક કદરદાન (અને) સહનશીલ છે.'' *(સૂરએ તગાબુન : ૧૫ થી ૧૭)*

લાલચી વ્યક્તિ ફક્ત પોતાનો માલ ખર્ચ કરવાથી જ દૂર નથી રહેતો, બલ્કે બીજાના માલ ઉપર પણ તેની સ્વાર્થી નજર રહે છે. એટલા જ માટે ઈસ્લામે આવી સ્વાર્થી ઉમ્મીદો રાખવાથી મનાઈ કરી. કારણ કે એમાં બે બૂરી આદતો શામેલ છે : (૧) કંજૂસાઈ અને (૨) હસદ.

''અને જે વસ્તુ વડે અલ્લાહપાકે તમારામાં કેટલાકોને કેટલાકો પર શ્રેષ્ઠતા આપી છે, તેની હવસ-લાલચ ન કરો. પુરૂષો માટે પોતાની કરણીમાંથી હિસ્સો છે, તેમજ સ્ત્રીઓ માટે (પણ) પોતાની કરણીમાંથી હિસ્સો છે. અને અલ્લાહપાક પાસે તેની (ખાસ) કૃપા ચાહતા રહો. બેશક, અલ્લાહ તઆલા દરેક વસ્તુનો સંપૂર્ણ જાણકાર છે.'' *(સૂરએ નિસાઅ્ : ૩૨)*

''તે વસ્તુઓ પ્રત્યે પોતાની નજર પણ નાંખો નહીં, જેને અમે તે કાફિરો-માંથી કેટલાક પ્રકારના લોકોને વાપરવા માટે આપી છે. અને તેઓના (કુફ્ર) ઉપર અફસોસ ન કરો અને મુઅમિનો પર માયાભાવ રાખો.'' *(સૂ.હિજ્ર-૮૮)*

આ લાલચ અને સ્વાર્થ જ બીજાની જાન-માલ છીનવી લેવા પ્રેરિત કરે

છે. માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સહાબએ કિરામને ફરમાવ્યું કે, સ્વાર્થ અને લાલચથી બચો. કારણ કે એણે જ તમારાથી પહેલાના લોકોને બરબાદ કરી દીધા. તેમને એકબીજાના લોહી વહેડાવવા અને હલાલને હરામ કરવા તત્પર કર્યા. *(મુસ્લિમ શરીફ)*

એક રિવાયતમાં છે કે, લાલચના કારણે જ તેમણે રિશ્તેદારી-સગાઈ તોડી, એના જ કારણે કંજૂસાઈ કરી, એના કારણે જ વ્યભિચાર અને અત્યાચારો કર્યા. *(અબૂ દાવૂદ શરીફ)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, લાલચ અને ઈમાન એક દિલમાં ભેગા થઈ શકતા નથી. *(નસાઈ શરીફ)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, બે ભૂખા ભેરિયા (દિપડા) જો બકરીઓના ટોળામાં છોડી દેવામાં આવે તો તે તેટલું નુકસાન નથી કરતા, જેટલું હોદ્દા અને માલની લાલચ માણસના દીન ઈમાનને બરબાદ કરે છે. *(તિરમિઝી શરીફ)*

દરેક માણસની અલગ-અલગ જરૂરિયાત હોય છે. તે જરૂરિયાત પૂરી કરવા માટે અલ્લાહપાકે માલ જેવી મહાન નેઅમત અતા કરી છે. અને અલ્લાહપાકે તેને મેળવવાનો આદેશ પણ આપ્યો છે. માણસ માલ કમાઈને પોતાની દુનિયા પણ શણગારે છે, અને ગરીબોને મદદ કરીને પોતાની આખિરત પણ સફળ બનાવે છે. જો માલ હલાલ માર્ગથી આવે અને હલાલ કામોમાં લાગે, તો આ માલ અલ્લાહ તઆલાનો ફઝલ પૂરવાર થાય છે. અને જો ખોટા માર્ગથી આવે કે ખોટા કાર્યોમાં ખર્ચાય તો પછી વબાલ બની જાય છે.

આજકાલ આવી જ સ્થિતિ છે. માલની લાલચ એટલી વધી ગઈ છે કે, હલાલ-હરામ વચ્ચે કોઈ ભેદ પારખતા નથી. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ભવિષ્યવાણી કરી હતી કે, “લોકો સમક્ષ એવો કાળ આવશે કે માણસને એ વાતની પરવા નહીં હશે કે જે માલ તે મેળવી રહ્યો છે, તે હલાલ છે કે હરામ ? *(બુખારી શરીફ : ૧/૨૭૬)*

અર્થાત્ કિયામતની નજદીક એવી સ્થિતિ સર્જાશે કે લોકો લોભના માર્યા હલાલ-હરામ વચ્ચે ફર્ક નહીં કરશે. આંખો બંધ કરીને માલ પાછળ દોડી

રહ્યા હશે. આજે બિલ્કુલ આવી જ સ્થિતિ છે. ક્યો એવો ગુનોહ છે, જે માલ મેળવવા માટે આચરવામાં નથી આવતો ! હવે તો એવો વિચાર વહેતો કરવામાં આવી રહ્યો છે કે, અનીતિ અખત્યાર કર્યા વગર કોઈ ધંધો થઈ શકે એમ નથી. જો કે આવું નથી, અલ્લાહપાકની રહમતના દરવાજાઓ ખુલ્લા છે. જો કોઈ માણસ અલ્લાહપાકથી ડરીને હલાલ રોઝી મેળવવાની કોશિશ કરશે, તો અલ્લાહ તઆલા તેને વંચિત (મહરૂમ) નહીં રાખશે. બલ્કે તેને અલ્લાહ તઆલા ખાસ ફઝલથી નવાઝે છે. તેની રોઝીમાં બરકત આપે છે. તેનાથી વિપરિત હરામ રોઝીમાંથી અલ્લાહપાક બરકત ઉઠાવી લે છે. અને તેની ખરાબ અસરો દુનિયા તથા આખિરત બન્નેમાં જોવા મળે છે. હરામ માલની નહૂસત વર્ણવતાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા પાક છે, તે માત્ર પાક (વસ્તુ)ને જ કબૂલ કરે છે. આ સબંધે તેણે જે આદેશ (પોતાના) પયગમ્બરોને આપ્યો, તે જ આદેશ (પોતાના) ઈમાનવાળા બંદાઓને પણ આપ્યો છે. પયગમ્બરો માટે તેણે કહ્યું છે કે, "હે પયગમ્બરો ! તમે હલાલ તથા પાક ખાવાનું ખાઓ અને સારા કાર્યો કરો." અને ઈમાનવાળાઓથી સંબોધન કરતાં કહ્યું કે, અમે જે રોઝી તમને આપી છે, તેમાંથી તમે હલાલ (પાકીઝા) માલ ખાઓ. ત્યાર પછી હુઝૂર (સલ.)એ એક એવા માણસનો ઉલ્લેખ કર્યો, જે લાંબો પ્રવાસ ખેડી કોઈ પવિત્ર સ્થળે એવી સ્થિતિમાં પહોંચે છે કે તેના વાળ વિખરાયેલા છે, શરીર તથા કપડાં પર ધૂળ-માટી લાગેલી છે અને તે આકાશ તરફ હાથ ઉઠાવી-ઉઠાવીને કહે છે કે, "હે મારા રબ ! હે મારા રબ !" જો કે તેનું ખાવાનું હરામ છે, તેનો લિબાસ હરામ છે, તેનું પીવાનું હરામ છે, અને હરામ ખોરાકથી જ તેનું પોષણ થયું છે, પછી તે માણસની દુઆ કેવી રીતે કબૂલ થઈ શકે છે ? *(મિશ્કાત શરીફ : ૧/૨૪૧)*

આનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા પાક છે, તો તેની સાથે સબંધ સ્થાપવા માટે પણ પાક વસ્તુ જ સહાયક નિવડી શકે. અને હલાલ રોઝી પાક હોય છે. પાક રોઝીના કારણે અલ્લાહ તઆલા સાથે તેનો સબંધ સરળતાથી જોડાય જાય છે. બીજી તરફ હરામ માલ ખાધા કે પહેર્યા પછી માણસ ઈબાદતમાં જેટલી પણ મહેનત કરે અને આજીજીપૂર્વક ખુદાથી દુઆ કરે, તો

પણ હરામ માલના કારણે અલ્લાહ તઆલા તેની દુઆ કબૂલ નથી કરતા. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની એક હદીષમાં આ જ વાત બીજી રીતે પણ કહેવામાં આવી છે.

હઝરત સઅદ બિન વક્કાસ (રદી.)એ કહ્યું કે, હે અલ્લાહના રસૂલ (સલ.) ! આપ મારા માટે દુઆ કરી દો કે મારી દરેક દુઆ કબૂલ થાય. આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : ''હે સઅદ ! પોતાના ખાણાંને પાક કરી નાંખ, તારી દરેક દુઆ કબૂલ થશે. તું મુસ્તજાબુદ્ દઅવાત બની જશે.''

અર્થાત્ હલાલ રોઝીના કારણે માણસની દુઆ જરૂર કબૂલ થાય છે. બીજી બાજુ હરામ રોઝીના કારણે દુઆ રદ થાય છે. માત્ર દુઆ જ નહીં, એક હદીષમાં તો તેનાથી પણ મોટી વઈદ (ધમકી) જોવા મળે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, એક વખત આપ (સલ.)ની હાજરીમાં આ આયત તિલાવત કરવામાં આવી કે, ''હે લોકો ! જમીનની હલાલ (તથા) પાક વસ્તુઓ ખાઓ.'' તો હઝરત સઅદ બિન વક્કાસ (રદી.) ઉભા થયા અને બોલ્યા : ''હે અલ્લાહપાકના રસૂલ ! અલ્લાહ તઆલાથી દુઆ કરો કે તે મને મુસ્તજાબુદ્ દઅવાત બનાવી દે.'' તો અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''હે સઅદ ! પોતાની રોઝી પાક કરી લે, તુ મુસ્તજાબુદ્ દઅવાત બની જશે. અને તે ઝાતના સોગંદ જેના કબ્જામાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની જાન છે, સાચી વાત એ છે કે, જ્યારે કોઈ બંદો હરામ કોળિયો પેટમાં ઉતારે છે, તો તેના કારણે તેનો ચાલીસ દિવસનો અમલ કબૂલ નથી થતો. અને જે બંદાનું માંસ હરામ માલ તથા વ્યાજથી પોષણ મેળવશે, તો જહન્નમની આગ તેના માટે વધારે લાયક છે.'' *(અત્તરગીબ : ૨/૨૪૫)*

એક બીજી રિવાયતમાં છે કે, જે માણસ દસ દિરહમનું કપડું ખરીદે, જો તેમાં એક પણ દિરહમ (કે રૂપિયો) હરામનો હશે, તો જ્યાં સુધી તે કપડું તેના શરીર પર રહેશે, તેની નમાઝ તથા બીજી ઈબાદતો કબૂલ નહીં થશે. આ હદીષના રાવી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) છે. તેમણે લોકોને

વિશ્વાસ અપાવવા માટે હદીષને બયાન કર્યા પછી પોતાના બન્ને કાનોમાં આંગળી ખોસીને કહ્યું કે, જો મેં આ વાત હુઝૂર (સલ.)થી સાંભળી ન હોય તો મારા બન્ને કાન બહેરા થઈ જાય. *(અત્તરગીબ : ૨/૩૪૬)*

એક વખત આપ (સલ.) પોતાના કેટલાક સહાબા (સાથીઓ) સાથે બેઠા હતા કે એક ભાઈ આવ્યા. તેમની સાથે કંઈક વાતચીત કર્યા પછી આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ''જ્યારે માણસ પાસે હરામ માલ આવે અને તે તેમાંથી એક ચાદર ઓઢી લે, યાને ઝબ્બો પહેરી લે (પછી તેનાથી નમાઝ પઢે), તો તેનાથી તેની નમાઝ કબૂલ નથી થતી. ત્યાં સુધી કે પેલી ચાદર ત્યજી દે. અલ્લાહપાકની એ શાન નથી કે એક માણસના શરીર પર હરામની ચાદર હોય અને તે તેનો કોઈ નેક અમલ કે નમાઝ કબૂલ કરી લે.

*(અત્તરગીબ : ૨/૩૪૬)*

ઉપરોક્ત હદીષોથી જાણવા મળે છે કે, હરામ માલની નહૂસત કેટલી વધારે હોય છે. એટલે બની શકે ત્યાં સુધી હરામ માલથી બચવાની કોશિશ કરવી જોઈએ અને હલાલ માલ મેળવવા પર જ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

હરામ માલથી જે નેકી કરવામાં આવે છે, તેના વિશે હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)ની એક હદીષમાં અલ્લાહપાકના રસૂલ (સલ.) એમ ફરમાવે છે કે, ''એવું જરા પણ નથી થતું કે કોઈ બંદો હરામ માલ કમાય, પછી તેમાંથી સદકો કરે અથવા નેક કામમાં ખર્ચ કરે, તો તેમાં બરકત આપવામાં આવે (મતલબ કે બરકત આપવામાં નથી આવતી). અને જે માણસ પોતાની પાછળ હરામ માલ વારસા તરીકે છોડી ચાલ્યો જશે, તો એ તેના માટે જહન્નમનું ભાથુ બની રહેશે. અલ્લાહપાક બૂરાઈ (પાપ)ને બૂરાઈ વડે ખતમ નથી કરતા, બલ્કે અલ્લાહપાક બૂરાઈને ભલાઈથી મિટાવે છે. ગંદકી ગંદકીને સાફ નથી કરતી.''

આ બધા હરામ કમાણીના પરિણામો છે. માટે જરૂરી છે કે, કમાતી વખતે હરામ અને હલાલ વચ્ચે ભેદ પારખવામાં આવે. અલ્લાહ તઆલા દરેકની હિફાઝત ફરમાવે, આમીન.

# જગતનો મોટો ફિત્નો : પેટ

આજકાલ દુનિયામાં જાતજાતના ફિત્નાઓ ઉભા થઈ રહ્યા છે. તે બધા ફિત્નાઓમાં એક મૂળભૂત તથા મોટો ફિત્નો **“પેટ”**નો છે. પેટ ભરવું જીવનનો મહત્વપૂર્ણ હેતુ બનીને રહી ગયો છે. દરેક માણસનો શોખ એ છે કે, ચટાકેદાર ભોજન વડે તેના મોઢાનો સ્વાદ જળવાયેલો રહે. આ ફિત્નો (દૂષણ) એટલો વ્યાપક છે કે બહુ ઓછા લોકો આનાથી બચી શક્યા છે. વેપારી હોય કે નોકરિયાત, સ્કૂલના માસ્તર હોય કે કોલેજના પ્રોફેસર, દીની મદ્રસાના ઉસ્તાદ હોય કે મસ્જિદના ઈમામ, બધા જ આ મુસીબતમાં ફસાયેલા છે. હા, માત્રામાં ફર્ક જરૂર છે.

આજે સમગ્ર જગત સાધનોની વિપુલતા હોવા છતાં લોભ લાલચની ભઠ્ઠીમાં શેકાય રહ્યું છે. અશાંતિ તથા અજંપાનો ધૂમાડો ચારેકોર ફેલાયેલો છે. આ ફિત્નાનું બુન્યાદી કારણ તે જ છે, જેની તરફ અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આંગળી ચીંધી છે. મૃત્યુ પછીના જીવન (આખિરત) પર વિશ્વાસ અત્યંત કમજોર થઈ ગયો છે. અને આખિરતની રાહતોનો વિચાર જ લગભગ ખત્મ થઈ ચૂક્યો છે. ભૌતિક (માદ્દી) નેઅમતો અને તેનો વિચાર એટલો પ્રભાવી બની ગયો છે કે, અધ્યાત્મિક (રૂહાની) મૂલ્યોનો હ્રાસ થઈ ચૂક્યો છે. આ જ કારણ છે કે, આજે માનવીની મહાનતા તથા વામનતા, તેના માન-અપમાનની માપણી તકવા (ખુદાપાકનો ખૌફ, સંયમ)થી નથી થતી, બલ્કે તેના પેટ તથા ખિસ્સાની માપણીથી થાય છે. ભૌતિકવાદના આ પૂરમાં પહેલાં વિશ્વાસ (ઈમાન) તણાય ગયું, પછી સદાચાર વહી ગયો, પછી અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સાથેનો સબંધ કમજોર થઈ નેક કામોનું વાતાવરણ બગડ્યું, પછી આર્થિક, સામાજિક વ્યવહારની ગાડી પાટા પરથી ઉતરી પડી, પછી સિયાસત (રાજનીતિ) તથા સંસ્કૃતિ બરબાદ થઈ અને હવે ભૌતિકવાદનું આ તોફાન માનવતાને પાશવતાના ખાડામાં ધકેલી રહ્યું છે. વ્યક્તિગત તથા સામૂહિક ગુમરાહીનો એવો દોર છે કે, અલ્લાહપાકની પનાહ !

સારાંશ કે, આ પેટના ફિત્નાએ આખી દુન્યાની કાયાપલટ કરી નાંખી છે. વિશ્વભરના બૌધ્ધિકો પેટના ફિત્ના (દૂષણ) સમક્ષ વિવશ દેખાય છે. અને તેઓ આ ફિત્નાના ખતરનાક પરિણામોથી બચવા પણ માંગે છે. પરંતુ અફસોસ કે ઈલાજ માટે બિલ્કુલ તે જ વસ્તુ સૂચવવામાં આવે છે, જે ખુદ રોગનું કારણ છે. વાસ્તવમાં પયગમ્બરો જ માનવજાતના નાડીપારખુ છે. અને તેમણે સૂચવેલો ઉપચાર જ આ રોગી માટે હિતકારી નીવડે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ આ ખતરનાક બીમારીનું સાચું નિદાન બહુ પહેલાં કરી દીધુ હતું. આપ (સલ.)નો ઈર્શાદ છે કે, "ખુદાની કસમ ! મને તમારા માટે ગરીબીનો બિલ્કુલ ડર નથી, બલ્કે ડર એ છે કે તમારી સામે દુન્યા ફેલાવી દેવામાં આવે, જેવી રીતે તમારાથી પહેલાં લોકો સામે દુન્યા ફેલાવી દેવામાં આવી હતી, પછી તમે પહેલાના લોકોની જેમ એકબીજાથી આગળ વધી તેને પ્રાપ્ત કરવાની કોશિશ કરો, પછી તેણે તેઓને જેવી રીતે બરબાદ કર્યા, એવી રીતે તમને પણ બરબાદ કરી નાંખે." *(બુખારી, મુસ્લિમ)*

લો ! આ હતું તે પ્રારંભબિંદુ, જ્યાંથી માનવજાતમાં બુરાઈ જન્મી. મતલબ દુન્યાને મૂલ્યવાન સમજવી, એકબીજાથી આગળ વધી તેને પ્રાપ્ત કરવી. પછી આપ (સલ.)એ માત્ર નિદાન જ નહીં કર્યું, બલ્કે તેના માટે એક સંપૂર્ણ ઉપચાર પણ સૂચવ્યો, જેનો એક ભાગ વૈચારિક છે અને બીજો વ્યવહારિક.

વૈચારિક ભાગ એ છે કે, એ હકીકત હંમેશા ધ્યાનમાં રાખવામાં આવે કે આ દુન્યામાં આપણે થોડીક પળોના મહેમાન છીએ. અહીંનો એશો-આરામ ફાની (નાશવંત) છે, અહીંની દરેક તકલીફ પણ ખતમ થવાવાળી છે. અહીંની નેઅમતો આખિરતની કિંમતી નેઅમતોની તુલનામાં કાંઈ નથી. આખું કુર્આન શરીફ આ જ વિચાર સ્વીકારવા માટે આહ્‌વાન કરે છે. અને ઠેકઠેકાણે આ વાસ્તવિક્તા દર્શાવવામાં આવી છે. સૂરએ અઅ્‌લામાં અત્યંત ટૂંકા પરંતુ અર્થસભર શબ્દોમાં આ જ તથ્ય કહેવાયું છે. "(એવું નથી) બલ્કે તમે (આખિરત-પારલૌકિક જીવનના મુકાબલે) વર્તમાન જીવનને અગ્રતાક્રમ આપો છો. જો કે આખિરત દુન્યાથી સારી તથા હંમેશા રહેવાવાળી છે."

*(સૂરએ અઅ્‌લા : ૧૬-૧૭)*

વ્યવહારિક ભાગ એ છે કે, અહીં રહેતાં આખિરતની તૈયારીમાં લાગી જવું જોઈએ. અને પરેજી તરીકે હરામ તથા શંકાસ્પદ ચીજોને ઝેર સમજી તેનાથી પૂરેપુરૂં બચવામાં આવે. અહીંની મજેદાર ચીજોમાં ગળાડૂબ થવાથી દૂર રહેવામાં આવે. દુન્યાની માલોદૌલત, પતિ-પત્ની, સંતાન તથા સગાઓ આ બધાને જીવનની એક અનિવાર્ય જરૂરત સમજવામાં આવે. અને જરૂર પુરતાં જ તેમાં વ્યસ્ત રહેવામાં આવે. આમાંથી કોઈ પણ વસ્તુને દુન્યામાં એશ-આરામનું જીવન જીવવા માટે અપનાવવામાં ન આવે અને ન તો અહીંના એશભર્યા જીવનને હેતુ-મકસદ બનાવવામાં આવે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘ભોગવિલાસથી દૂર રહો, કારણ કે અલ્લાહપાકના બંદા વિલાસી નથી હોતા.’’ આશ્ચર્ય છે કે, જો કોઈ ડોક્ટર કહે કે તમારા માટે દૂધ-ઘી, માંસ, ચાવલનો ઉપયોગ હાનિકારક છે, તો તેની સલાહ-સૂચન મુજબ બધી નેઅમતો છોડી શકાય છે, પરંતુ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના સ્પષ્ટ આદેશો મુજબ નાનામાં નાની નેઅમતો પણ છોડી દેવી પસંદ નથી.

અલ્લાહપાકના રસૂલ (સલ.) તથા આપ (સલ.)ના માનવંત સાથીઓના જીવન તથા જીવનધોરણને પહેલાંથી છેલ્લે સુધી જોવામાં આવે તો જણાય આવશે કે, દુન્યાની નેઅમતો સાથે મન લગાવવું બિલ્કુલ પાગલપણું છે. બુખારી શરીફમાં એક રિવાયત છે કે, હઝ. અબૂ હુરૈરહ (રદી.) સંભવતઃ પ્રવાસ દરમિયાન અમુક લોકો પાસેથી પસાર થયા. તેમની સામે શેકેલું માંસ પીરસાયેલું હતું. તેઓએ હઝરત અબૂ હુરૈરહ (રદી.)ને ખાવા માટે બોલાવ્યા. આપ (રદી.)એ ઈન્કાર કરી દીધો અને ફરમાવ્યું : ‘‘હઝરત મુહમ્મદ (સલ.)એ આ વિશ્વમાંથી એવી રીતે વિદાય લીધી કે, જવની રોટલી પણ પેટ ભરીને ન આરોગી. મહિનાઓના મહિનાઓ પસાર થઈ જતા, પરંતુ નબી (સલ.)ના ઘરમાં રાત્રે ન દીવો પ્રગટતો, ન દિવસે ચૂલો સળગતો. પાણી અને ખજૂર પર એ લોકો જીવતા. તે પણ ક્યારેક મળતી, ક્યારેક નહીં મળતી. ત્રણ-ત્રણ દિવસ ભૂખ્યા રહેતા. કમર સીધી (ટટ્ટાર) રાખવા માટે પેટ પર પથ્થર બાંધવામાં આવતા. અને તે સ્થિતિમાં પવિત્ર જિહાદ પણ થતા.’’

સારાંશ કે, સંયમ તથા સંતોષ આપ (સલ.)ના જીવનને અન્યથી જુદુ પાડે

છે. રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર જીવન સાથે આપણાં જીવનને સરખાવવાથી આપણને શરમ આવવી જોઈએ. આપણે ત્યાં આખો મામલો રોટી અને પેટનો છે, અને ત્યાં મૂળતઃ આ કોઈ સમસ્યા જ ન હતી. દેખીતી વાત છે કે, આવું જીવન ઈરાદાપૂર્વક અપનાવવામાં આવ્યું હતું, જેથી માનવજાત સમક્ષ દલીલ પૂરેપૂરી આવી જાય અને બચવા માટે તેની પાસે કોઈ બહાનું નહીં રહે. નહીંતર આપ (સલ.) જો ચાહતે તો આપને અલ્લાહપાક તરફથી શું શું આપી શકાય એમ ન હતું ? પરંતુ દુનિયાનો આ સામાન જેના માટે આપણે મરી-ખપી રહ્યા છીએ, તે અલ્લાહપાકની નજરમાં એટલો તુચ્છ છે કે તે પોતાના નેક બંદાઓને તેનાથી ગંદા કરવા નથી માંગતો. અમુક પયગમ્બરોને દુન્યાનું વિશાળ સામ્રાજ્ય આપવામાં આવ્યું, (દા.ત. હઝરત સુલયમાન અલયહિ-સ્સલામને) પરંતુ તેમના સંયમ તથા સંતોષ પર કોઈ આંચ ન આવી. તેમની પાસે જે કાંઈ હતું, તે બીજાઓ માટે હતું. ખુદ પોતાના માટે કાંઈ ન હતું.

ટૂંકમાં કહો તો પેટના ફિત્નાનો જે ઈલાજ અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દર્શાવ્યો, માનવી તેને અમલમાં લાવી તે ફિત્નાથી બચી જાય, તો ઈન્શાઅલ્લાહ જાતિય આવેગોના ફિત્નાથી પણ બચી જશે. કારણ કે જાતીય આવેગો પેટ ભરેલા માણસમાં જ બહુધા ઉત્પન્ન થાય છે. ભૂખ્યો માણસ ક્યાં તેની ઈચ્છા રાખશે ? આ બન્નેથી બચવાનું નામ જ ઈસ્લામી પરિભાષામાં "તકવા" (સંયમ-ડર) છે, જેને અપનાવવા ઉપર મોટી મોટી ખૂશખબરીઓ આપવામાં આવી છે.

સારાંશ કે, જેવી રીતે કમજોર દર્દીને જીવન બચાવવા માટે પચવામાં જે સરળ હોય એવા ભોજનની ભલામણ કરવામાં આવે છે, અને ચટાકેદાર વાનગીઓથી બચવાની સખત તાકીદ કરવામાં આવે છે. જેથી ઈચ્છીત સ્વાસ્થ્ય મળે. આ જ હેસિયત ઈસ્લામની નજરમાં દુન્યા (સંસાર)ની છે.

## ચોરી

કોઈની મૂકેલી વસ્તુને તેની પરવાનગી વગર છૂપાવીને લઈ લેવાની કમીની હરકતને ચોરી કહેવામાં આવે છે. એટલા જ માટે એની સજા ઈસ્લામી

શરીઅતમાં સખ્ત રાખવામાં આવી છે. ચોરીની બૂરાઈ ફક્ત કોઈની વસ્તુ લઈ લેવાને કારણે જ નથી, બલ્કે આ કારણ પણ છે કે, એક વ્યક્તિ મહેનત કરીને કોઈ વસ્તુ પ્રાપ્ત કરે છે, બીજો માણસ વગર મહેનતે તેના ઉપર કબ્ઝો કરી પહેલા માણસની મહેનતને બેકાર-વ્યર્થ કરી દે છે. જો તેને રોકવામાં ન આવે તો કોઈને પણ પોતાની જાત મહેનતનું ફળ ન મળે. આ સિવાય પણ ઘણી બૂરાઈઓ અને દુષ્ટો ચોરીમાં શામેલ છે. વગર કારણે અને વગર પરવાનગીએ કોઈના ઘરમાં દાખલ થવું, તેના કારણે લડાઈ-ઝઘડા અને નાહકનું ખૂન પણ થઈ જાય છે. ચોર પોતે વગર મહેનતે મોટી રકમ ઉપર કબ્ઝો જમાવી લે છે, માટે તેને તે રૂપિયાની કદર નથી હોતી. અને ઘણી બેદર્દી અને લાપરવાહીથી તે રકમ વેડફી નાંખે છે. પોતે પણ તેનાથી વધારે ફાયદો ઉઠાવતો નથી.

સ્ત્રીઓ પોતાના ધણીના માલમાં ચોરી કરે છે, વગર કારણે આમ કરવું જાઈઝ નથી. જો ધણી કંજૂસ હોય અને બાલ-બચ્ચા માટે ન્યાયી ખર્ચો પણ ન કરતો હોય તો સ્ત્રીએ જરૂરત જેટલી રકમ લેવી જાઈઝ છે. જેમકે હઝરત અબૂ સુફયાન (રદી.) અને તેમના પત્ની હઝરત હિન્દહ (રદી.)ના કિસ્સામાં આપ (સલ.)એ પરવાનગી આપી છે. *(બુખારી શરીફ)* ચોરી ન કરવાની શર્તે આપ (સલ.)એ સ્ત્રીઓથી બયઅત કરી હતી.

ચોરીનો ગુનોહ બંદો એટલા માટે કરે છે કે, તેની અલ્લાહ તઆલા પ્રત્યે હર પળે હાઝિર-નાઝિરનો અકીદો કમઝોર છે. તે એમ સમજે છે કે, નઉઝુબિલ્લાહ અલ્લાહપાક નથી જોતા. એટલા જ માટે આપ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે ચોર ચોરી કરે છે, તો તેમાં (કામિલ) ઈમાન નથી રહેતું. *(બુખારી શરીફ)*

હજ્જતુલ વિદાઅના મોકા ઉપર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, તમારામાંથી દરેકનો માલ બીજા માટે હરામ છે. પરંતુ હક્ક કારણે જેનો માલ હોય તેની ખૂશી અને રઝામંદીથી લો. કુર્આન શરીફમાં ફરમાવ્યું : "હે ઈમાનવાળાઓ ! તમે આપસમાં એકબીજાનો માલ નાહક ખાઈ ન જાઓ, પરંતુ એકબીજાની રાજીખુશીથી વેપાર વગેરે થાય (તો વાંધો

નથી). અને તમે આપસમાં ખૂન કરો નહીં. બેશક, અલ્લાહ તઆલા તમારા ઉપર ઘણો મહેરબાન છે. પણ જે કોઈ (શરીઅતની) હદથી વધીને તેમજ અત્યાચારથી આ કામ કરશે, તો અમે તેને ટૂંક સમયમાં (મરણ પછી દોઝખની) આગમાં નાખીશું અને આ (કામ) અલ્લાહ (માટે ઘણું) સહેલું છે. જે કામોની તમને મનાઈ કરવામાં આવી છે, તેમાં જે મુખ્ય ગુનાહો છે, તેનાથી જો તમે બચતા રહેશો, તો અમે તમારા નાના ગુનાહોને માફ કરી દઈશું અને તમને ઈઝઝતવાળા સ્થાને (જન્નતમાં) દાખલ કરીશું.''

*(સૂરએ નિસાઅ્ : ૨૯ થી ૩૧)*

હકીમુલ ઉમ્મત હઝ. મૌલાના અશરફઅલી થાનવી (રહ.) એક વખત સહારનપુરથી કાનપુર જઈ રહયા હતા. જ્યારે સ્ટેશન પહોંચ્યા તો તેમને એવુ લાગ્યું કે સામાન કંઈક વધારે છે. અને કાયદાનુસાર નિર્ધારિત વજનથી વધારે સામાનને બુક કરાવી તેનું ભાડુ ચુકવવાનુ હોય છે. એટલે આપ તે બારી પર ગયા, જ્યાં સામાનનું વજન કરી ભાડુ ચુકવવામાં આવે છે. બારી પર જે રેલ્વે કર્મચારી હતો તે હિંદુ હોવા છતાં આપ રહ.ને ઓળખતો હતો. અને આપની બહુ ઈઝઝત કરતો હતો. હઝરતે સામાન બુક કરાવવાની વાત કરી તો તેણે કહયું : ''રહેવા દો, તમારાથી શું ભાડુ લેવાનું ? તમારે આમ કરવાની જરૂર નથી. હું હમણાં ગાર્ડથી કહી દઉં છું. તે વધારાના સામાનના લીધે આપને કાંઈ નહી કહે.''

મૌલાનાએ કહયું : ''આ ગાર્ડ મારી સાથે કયાં સુધી જશે ?'' રેલ્વે કર્મચારીએ જવાબ આપ્યો : ''ગાઝિયાબાદ સુધી.'' મૌલાનાએ પૂછયું : ગાઝિયાબાદ પછી શું થશે ? તેણે કહયું : આ ગાર્ડ બીજા ગાર્ડને પણ સમજાવી દેશે. મૌલાનાએ પૂછયું, તે બીજો ગાર્ડ કયાં સુધી જશે. ઓફિસરે કહયું : તે કાનપુર સુધી આપની સાથે જશે. મૌલાનાએ પૂછયું કે, કાનપુર પછી શું થશે ? ઓફિસરે કહયું : કાનપુર પછી શું થવાનું છે, ત્યાં તો આપનો પ્રવાસ પુરો થઈ જશે. હઝરતે ફરમાવ્યું : નહીં, મારો પ્રવાસ તો બહુ લાંબો છે, કાનપુર પર પુરો નહીં થાય. તે લાંબા પ્રવાસનો અંત આખિરતમાં આવશે. મને એ જણાવો કે જ્યારે અલ્લાહપાક મને પૂછશે કે તમે તમારો સામાન

ભાડા વગર કેમ લઈ ગયા ? તો આ ગાર્ડ સાહેબો મારી શું મદદ કરી શકશે?

પછી મૌલાનાએ તેમને સમજાવ્યા. આ રેલગાડી આપની કે ગાર્ડ સાહેબોની માલિકીની નથી. રેલ વિભાગ તરફથી ટિકિટ કે ભાડા વગર કોઈને કંઈ પણ લઈ જવા માટે છૂટ આપવાની સત્તા આપની પાસે નથી. એટલે જો તમારી છૂટછાટનો લાભ ઉઠાવી હું ભાડુ ભર્યા વગર મારો માલસામાન લઈ જાઉં તો એ મારા ધર્મ મુજબ ચોરીમાં ગણાશે. આપની આ સવલત મને બહુ મોંઘી પડશે. એટલે મહેરબાની કરીને મારી પાસેથી પુરેપુરૂ ભાડુ લઈ લો.

રેલ્વેનો કર્મચારી મૌલાનાને જોતો જ રહી ગયો. પરંતુ ત્યાર પછી તેણે સ્વીકાર્યુ કે, વાત આપની જ બરાબર છે.

આ પ્રકારની એક ઘટના હઝરત મૌલાના મુફતી શફીઅ સા. (રહ.) સાથે પણ બની હતી. એક વખત આપ સ્ટેશન પહોંચ્યા. પરંતુ જે કલાસ (વર્ગ)ની ટિકિટ હતી, તેમાં પગ મૂકવાની પણ જગ્યા ન હતી. અને એટલો સમય પણ ન હતો કે ટિકિટ બદલી શકાય. લાચારીવશ વાલિદ સાહબ અપર કલાસમાં બેસી ગયા. એમ વિચારીને કે, T.C. આવશે તો ટિકિટ બદલાવી લઈશું. પરંતુ યોગાનુયોગ આખા પ્રવાસ દરમિયાન કોઈ ચેકર ન આવ્યો. અહીં સુધી કે મંઝિલ આવી ગઈ. ત્યાં ઉતરી વાલિદ સાહેબ સીધા ટિકિટબારી પર ગયા. ત્યાં જઈ માહિતી મેળવી કે બન્ને વર્ગના ભાવમાં કેટલો તફાવત છે. જેટલો તફાવત હતો તેટલાની ટિકિટ ખરીદી લીધી અને ત્યાં જ ફાડીને ફેંકી દીધી. રેલ્વેના જે હિંદુ કર્મચારીએ ટિકિટ આપી હતી, તેણે જ્યારે જોયું કે તેમણે ટિકિટ ફાડીને ફેંકી દીધી તો તેમને બહુ આશ્ચર્ય થયું, બલ્કે શકય છે કે તેને વાલિદ સાહેબના માનસિક સંતુલન વિશે પણ શંકા થઈ હશે. એટલે તેણે બહાર આવી પૂછપરછ કરી કે, આપે ટિકિટ ફાડીને કેમ ફેંકી દીધી ? વાલિદ સાહેબે આખી ઘટના કહી સંભળાવી અને કહયું : ઉચ્ચ વર્ગમાં પ્રવાસ કરવાના લીધે આટલા પૈસા મારી ઉપર ચઢી ગયા હતા. ટિકિટ ખરીદીને મેં એટલા રૂપિયા રેલ્વેને પહોંચાડી દીધા. હવે એ ટિકિટ બેકાર હતી. એટલે તેને ફાડી નાખી. તે

કર્મચારી કહેવા લાગ્યો કે, પરંતુ તમે તો સ્ટેશનમાંથી બહાર આવી ગયા હતા એટલે તમારાથી વધારાના ભાડાની માંગણી કોણ કરી શકવાનો હતો ? વાલિદ સાહેબે જવાબ આપ્યો : હા, જી ! માણસોમાંથી તો કોઈ માંગનાર ન હતો, પરંતુ જે હકવાળાના હકની માંગણી કરનાર કોઈ ન હોય, તેની માંગણી અલ્લાહ તઆલા જરૂર કરે છે. મારે અલ્લાહપાકને મોઢું બતાવવાનુ છે. એટલે મારે આ ચૂકવણી કરવી જરૂરી હતી.

આ અંગ્રેજકાળની ઘટનાઓ છે. તે વખતે અંગ્રેજો પ્રત્યે ભારતીયજનો વિશેષ કરીને મુસ્લિમોના મનમાં જે અણગમો હતો તેને વર્ણવવાની જરૂર નથી. એટલે જ દેશને આઝાદી અપાવવાની ચળવળો શરૂ થઈ ચૂકી હતી. સ્વયં હઝરત થાનવી રહ. આઝાદીની ઈચ્છા સ્પષ્ટપણે વ્યકત કરી ચૂકયા હતા. તે છતાં પણ અંગ્રેજોએ સ્થાપેલ કોઈપણ વિભાગથી જરા સરખો ફાયદો પણ વળતર વિના લેવાનું તેમને મંજુર ન હતુ.

વાસ્તવમાં ચોરીની કાનૂની વ્યાખ્યા જે કાંઈ પણ હોય, પરંતુ ગુનાહો-સવાબ (પાપ-પુણ્ય)ના દ્રષ્ટિબિંદુએ કોઈ બીજાની વસ્તુ તેની હૃદયપૂર્વકની સંમતિ વગર ઉપયોગમાં લેવી એ ચોરીમાં જ આવી જાય છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અનેક વખત આ હકીકત પોતાના કથનોમાં વર્ણવી છે. આપનો ઈર્શાદ છે : એક મુસલમાનનો માલ એવો જ હરામ છે, જેવી રીતે તેનું લોહી હરામ છે. *(મજમઉઝઝવાઈદ : ૪/૧૭૨)*

અહીં જો કે ‘મુસ્લિમ’ શબ્દ વપરાયો છે, પરંતુ અન્ય હદીષોની રોશનીમાં કહી શકાય કે તેમાં મુસ્લિમ શાસનના બિનમુસ્લિમ નાગરિકો, જેઓ શાંતિ કરાર હેઠળ રહેતા હોય અથવા તે બિનમુસ્લિમ સરકારના બિનમુસ્લિમ નાગરિકો જેના અંતર્ગત મુસ્લિમો શાંતિપૂર્ણ રીતે રહેતા હોય, બધા જ શામેલ છે. એટલે તેમના જાન-માલની સુરક્ષા તથા આદર પણ એટલો જ જરૂરી છે જેટલો એક મુસ્લિમના જાન-માલનો આદર હોય છે. આ શબ્દથી એવી ગેરસમજ ન થવી જોઈએ કે બિનમુસ્લિમની જાન-માલ આદરપાત્ર કે સુરક્ષાપાત્ર નથી.

એક બીજી હદીષમાં છે કે, કોઈ મુસ્લિમનો માલ તેની હૃદયપૂર્વકની સંમતિ વગર હલાલ નથી. *(મજમઉઝઝવાઈદ : ૪/૧૭૨)*

હજ્જતુલ વિદાઅ્ના પ્રસંગે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મિના ખાતે જે પ્રવચન આપ્યું તેમાં એમ પણ કહયું કે, “કોઈ પણ શખ્સ માટે તેના ભાઈનો માલ તેની દિલી રજા વગર હલાલ નથી.” *(મજમઉઝઝવાઈદ : ૪/૧૭૧)* તેમજ એક અન્ય હદીષમાં છે કે, “કોઈ મુસલમાન માટે પોતાના ભાઈનો માલ અનધિકૃત રીતે પચાવી પાડવો હલાલ નથી. એટલા માટે કે અલ્લાહે એક મુસ્લિમનો માલ અન્ય મુસ્લિમ પર હરામ ઠેરવ્યો છે અને એ પણ હરામ ઠેરવ્યું છે કે પોતાના ભાઈની લાકડી (પણ) તેની ખૂશદિલી વગર લે.” *(મજમઉઝઝવાઈદ : ૪/૧૭૧)*

ઉપરોકત બધી હદીષોમાં અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એ વાત પણ સ્પષ્ટ કરી દીધી કે, બીજાની કોઈ પણ વસ્તુ ઉપયોગમાં લેવા માટે તેના તરફથી સાચા દિલથી પરવાનગી જરૂરી છે. એટલે જો કોઈ વખત પરિસ્થિતિને જોતાં એવું લાગે કે કોઈ શખ્સે પોતાની માલિકીની કોઈ વસ્તુ વાપરવા માટેની પરવાનગી કોઈ દબાણ હેઠળ કે શરમ સંકોચના લીધે આપી દીધી છે અને તે દિલથી ખુશ નથી. તો આવી પરવાનગીને પરવાનગી સમજવામાં આવશે નહીં. બલ્કે તેનો ઉપયોગ પણ અન્ય માટે નાજાઈઝ હશે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આ હદીષોને નજર સમક્ષ રાખી આપણે આત્મચિંતન કરીશું તો જાણવા મળશે કે કોણ જાણે કેટલી બાબતોમાં આપણે જાગ્રત કે અજાગ્રતપણે ઉપરોકત આદેશની અવગણના કરી રહયા છીએ. આપણે ચોરી તથા લૂંટફાટ માત્ર તેને જ સમજીએ છીએ કે કોઈ શખ્સ કોઈના ઘરમાં છાનોમાનો ઘૂસી જાય અને ત્યાંથી કશુંક ચોરી લાવે અથવા બળપ્રયોગ કરી કોઈની પાસેથી કંઈક ઝૂંટવી લે. જો કે કોઈની રાજીખુશી વગર તેની માલિકીની કોઈ વસ્તુ વાપરવી કોઈપણ સ્વરૂપે તે ચોરી અથવા લૂંટફાટની વ્યાખ્યામાં જ આવી જાય છે. આ પ્રકારની ચોરી તથા લૂંટફાટના જે વિવિધ રૂપો આપણા સમાજમાં ફેલાય ગયા છે અને

સારા એવા ભણેલા લોકો અને જોવામાં સુસભ્ય લોકો પણ તેમાં લિપ્ત છે, તેના અસંખ્ય દાખલા મળી આવે છે. દાખલા ખાતર અમે તેના કેટલાક સ્વરૂપો નીચે લખી રહયા છીએ :

[૧] એક પરિસ્થિતિ તો તે જ છે જેના પ્રતિ હઝ. થાનવી રહ.ની ઘટનામાં પ્રારંભે ઈશારો કરવામાં આવ્યો. આજે એ વાત ગર્વપૂર્વક કહેવામાં આવે છે કે અમે અમારો સામાન રેલ્વે કે જહાજમાંથી ભાડુ આપ્યા વગર કાઢી લાવ્યા. આ કાર્ય જો સંબંધિત અધિકારીઓની નજર ચૂકવીને કરવામાં આવ્યુ હોય તો તેમાં અને ચોરીમાં કોઈ ફર્ક નથી. અને જો તેઓના ઈશારે કરવામાં આવ્યુ, જો કે તેઓને તેની સત્તા ન હતી તો તેઓ પણ આ પાપમાં ભાગીદાર બની જશે. હા, જો કોઈ અધિકારીને જે તે વિભાગ તરફથી આવી સત્તા મળેલી હોય કે તમે કોઈનું ભાડુ માફ કરી શકો કે ઓછું કરી શકો છો, તો તે બીજી વાત છે.

[૨] ટેલિફોન એક્ષચેન્જના કોઈ કર્મચારી સાથે સાંઠગાંઠ કરીને બીજા શહેરોમાં ફોન પર મફત કે ઓછા દરે વાતચીત કરવાને કોઈ હવે ખરાબ પણ નથી સમજતું. બલ્કે તેને પોતાની લાંબી પહોંચના પુરાવા તરીકે રજૂ કરી ગર્વપૂર્વક જણાવવામાં આવે છે. જો કે આ પણ એક નિમ્ન કક્ષાની ચોરી છે. અને તેના મહાપાપ હોવામાં કોઈ શંકા નથી.

[૩] વિજળીના સરકારી થાંભલાઓથી કનેકશન લઈ મફત વિજળીનો ઉપયોગ પણ ચોરીનો જ એક પ્રકાર છે. જેનું ચલણ વધતું જાય છે. તેમજ આ પાપ પણ છડેચોક આચરવામાં આવે છે.

[૪] જો આપણે કોઈની પાસેથી તેની કોઈ વસ્તુ માંગીએ, જો કે આપણી ધારણા એમ કહે છે કે તે ના તો પાડી નહીં શકશે, પરંતુ આપવા માટે દિલથી રાજી પણ નહીં હશે, અને જો આપશે પણ તો શરમા-શરમીથી તથા કમને આપશે, તો આ પણ છીનાઝપટી તથા લૂંટફાટમાં શામેલ છે. આવી વસ્તુનો ઉપયોગ હલાલ (જાઈઝ) નથી. કારણકે આપનારે તે વસ્તુ રાજીખુશીથી નહીં પણ દબાણવશ આપી છે.

[૫] જો કોઈ શખ્સ પાસેથી કોઈ વસ્તુ થોડીકવાર માટે માંગીને લીધી હોય અને વાયદો કરી લીધો હોય કે જે તે સમયે તે વસ્તુ પાછી આપી દઈશ. હવે, સમય થઈ ગયો છતાં કોઈપણ કારણ વગર જે તે વસ્તુ પાછી આપવામાં આનાકાની કરવામાં તથા તેને ઉપયોગમાં રાખવામાં વાયદો તોડવાનો ગુનો બને છે. અને નિર્ધારિત સમય પછીના ઉપયોગ માટે માલિક રાજી ન હોય તો પચાવી પાડવાનો પણ ગુનો લાગુ થાય છે. કરજ માટે પણ આ જ હુકમ છે. પૈસા પાછા આપવાની તારીખ પસાર થઈ ગયા પછી પણ ચૂકવણી ન કરવાથી (જો કોઈ સખત મજબૂરી ન હોય તો) વાયદાખિલાફી તથા ઝૂંટવી લેવાનો કેસ બને છે.

[૬] જો કોઈ શખ્સ પાસેથી કોઈ મકાન, દુકાન કે જમીન એક નિર્ધારિત સમય માટે ભાડા પેટે લીધી હોય, તો સમય થઈ ગયા પછી માલિકની પરવાનગી વગર તેને પોતાના ઉપયોગમાં રાખવી પણ વાયદો તોડવામાં તથા દબાવી લેવાના ગુનામાં આવી જાય છે.

[૭] જો માંગીને લીધેલી વસ્તુનો એવો બેફામ ઉપયોગ કરવામાં આવે કે જેના માટે માલિક રાજી ન હોય તો એ પણ ગસબ-પચાવી પાડવાની મજકૂર વ્યાખ્યામાં શામેલ છે. દા.ત. કોઈ ભલા-ભોળા માણસે પોતાની ગાડી અન્યને વાપરવા માટે આપી, તો તેનો અર્થ એ નથી કે તેની સાથે "માલે મુફ્ત્ દિલે બેરહમ" જેવો વર્તાવ કરે, અને તેને ઉબડખાબડ રસ્તાઓ પર એવી રીતે ચલાવે કે ગાડીના હાંજાઓ ગગડી જાય અને તેના બધા સ્પેરપાર્ટસ પનાહ માંગવા લાગે. જો કોઈ પોતાનો ફોન વાપરવાની છૂટ આપી હોય તો તેનાથી અયોગ્ય ફાયદો ઉઠાવી તેની પર લાંબા અંતરના કોલ્સ કે લાંબી લાંબી વાતચીત કરવી ચોક્કસ જ લૂંટફાટ લેખાશે તથા હરામ ઠરશે.

[૮] બુકસ્ટોલમાં કિતાબો કે સામયિકો એટલા માટે મૂકવામાં આવે છે કે તેમાંથી જે પસંદ પડે, લોકો તેને ખરીદી શકે. પસંદગી માટે પુસ્તક કે સામયિકના થોડાક પાનાંઓ ઉલટાવી જોઈ લેવાની પણ સામાન્યપણે છૂટ

હોય છે. પરંતુ જો બુકસ્ટોલ પર ઉભા રહી પુસ્તકો, અખબારો અથવા માસિકોનું વિધિસર વાંચન શરૂ કરી દેવામાં આવે (ખરીદવાની નિય્યત વગર) તો એ પણ તેનો દુરૂપયોગ છે. શરીઅત મુજબ તેની ઈજાઝત નથી.

આ તો કેટલાક ઉપરછલ્લા દાખલાઓ છે. જે અનાયાસે કલમમાંથી સરી પડયા. મકસદ એ છે કે આપણે બધા મળીને વિચારીએ કે આપણે કયાં કયાં ચોરી તથા ગસબ (છીનવી લેવું)ના ગુનામાં સંડોવાયેલા છીએ ?

## માપ-તોલમાં કમી

ચોરીને તો સામાન્ય રીતે લોકો નાપસંદ કરે છે, પરંતુ માપ-તોલની ચોરીને સામાન્ય રીતે લોકો ચોરી નથી સમજતા. અને સારા દીનદાર ગણાતા વેપારીઓ પણ તેમાં સંડોવાયેલા હોય છે. એનાથી સામેવાળાને (ખાસ કરીને ગરીબોને) નુકસાન થાય છે. ઈસ્લામના ફિતરી (પ્રાકૃતિક) કાનૂનમાંથી એક મોટો કાનૂન 'ન્યાય'નો છે. જેનો ભાવાર્થ એ જ છે કે, જેની જે વસ્તુ હોય તે તેને બરાબર સંપૂર્ણ રીતે પહોંચાડવી. એટલા જ માટે અલ્લાહપાકે 'ત્રાજવા'ની વ્યવસ્થા કરી. જેમાં દરેક વસ્તુ બરાબર રીતે તોલાય. અને એટલા જ માટે પોતાની મહાન નેઅમતોમાં દુન્યાની ન્યાયિક વ્યવસ્થા તથા આખિરતના હિસાબ-કિતાબનું ખાસ વર્ણન કર્યું.

“અને તેણે જ આકાશને ઉંચું કર્યું અને તેણે જ (દુનિયામાં) ત્રાજવાં મૂક્યાં, કે જેથી તમે તોલવામાં વધઘટ કરો નહિ અને ન્યાયસર તોલને કાયમ રાખો અને તોલમાં કમી કરો નહિ.” *(સૂરએ રહમાન : ૭ થી ૯)*

હઝરત શુઐબ (અલૈ.)ની કૌમ આ ગુનાહમાં ડૂબેલી હતી. એટલા જ માટે વારંવાર આ કૌમના કિસ્સાઓમાં માપ-તોલની કમીનું વર્ણન છે. “તમે માપ પૂરૂ ભરી આપો અને (કોઈનું) નુકસાન કરનારાઓ માંહેના ન થાઓ અને સમતોલ ત્રાજવા વડે તોલો અને લોકોનું તેમની વસ્તુઓમાં નુકસાન ન કરો અને દેશમાં ખરાબી (લૂંટફાટ) મચાવવા દોડધામ ન કરો અને તે અલ્લાહપાકથી ડરો કે જેણે તમને તથા આગલી સર્વ મખ્લૂકને ઉત્પન્ન કરી.”

*(સૂરએ શુઅ્રા : ૧૮૧ થી ૧૮૪)*

"અને મદયન તરફ તેઓના ભાઈ શુઐબ (અલૈ.)ને મોકલ્યા. તેમણે કહ્યું : હે મારી કૌમ ! અલ્લાહપાકની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી. અને માપ તથા તોલને ઘટાડો નહીં. હું તમને આસૂદા હાલના જોઉં છું, પણ (હવે પછી) તમારા ઉપર એક આફતોથી ઘેરી લેનાર દિવસના અઝાબથી ડરું છું. અને હે મારી કૌમ ! માપ અને તોલને ન્યાયસર પુરૂં કરો અને લોકોને તેમની ચીજો ઓછી ન આપો અને દેશમાં ફસાદ મચાવતા હદથી વધો નહીં. જો તમને (મારા કહેવા પર) યકીન આવે તો (માનો કે) અલ્લાહનું આપેલું જે કંઈ બાકી બચે તે જ તમારા માટે બેહતર છે. અને (ન માનો તો) હું કંઈ તમારા ઉપર રક્ષક નથી." *(સૂ.હૂદ : ૮૪ થી ૮૬)*

"અને મદયનવાળા તરફ તેઓના ભાઈ હઝરત શુઐબ (અલૈ.)ને (પયગમ્બર બનાવી) મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી. ચોક્કસ તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે (મારા નબી હોવાની) સ્પષ્ટ દલીલ આવી ગઈ છે; માટે (મારૂં કહ્યું માની) માપ અને તોલ પૂરેપૂરાં કરો અને લોકોને તેમની ચીજો ઓછી ન આપો અને પૃથ્વી પર તેના સુધારા પછી ખરાબી ન ફેલાવો. આ વાત તમારા માટે (દુનિયા-આખિરત બન્નેમાં) બેહતર છે, જો તમે ઈમાન રાખતા હો."

*(અઅ્રાફ : ૮૫, અન્આમ : રૂકૂઅ-૧૯, બની ઈસ્રાઈલ : રૂકૂઅ-૪)*

ધ્યાન કરવાથી માલુમ પડે છે કે, આ પ્રકારનો ગુનોહ કરનાર લોકોનું ઈમાન કાચુ હોય છે. તે એમ સમજે છે કે, અમારા બધા જ કરતૂતથી અલ્લાહ તઆલા વાકિફ નથી, જ્યારે કે એક દિવસે (કિયામત) બધા જ કર્મોનો હિસાબ આપવાનો છે.

## ધોકાથી સંતાડીને લેવું

જે માલસામાન અમૂક વ્યક્તિઓ દરમ્યાન ધંધાને લઈ કે સગાઈને કારણે ભાગીદારી-સંયુક્તમાં હોય તેને વહેંચી છૂટો પાડવામાં ન આવ્યો હોય, તેમાંથી કોઈ વસ્તુ ભાગીદારોથી છૂપાવવાને ધોકો (ખયાનત) કહેવામાં આવે છે. કારણ કે આમાં દરેક ભાગીદારનો હિસ્સો તેની પરવાનગી વગર લેવો

હલાલ નથી. અને જ્યારે તે છૂપાવીને લઈ રહ્યો છે, તો તેનું પોતાનું દિલ પણ તેને કહી રહ્યું છે કે, આ માલ તારો એકલાનો નથી, તેથી જ છૂપાવી રહ્યો છે. અને તેનાથી એનો મકસદ (હેતુ) એ જ છે કે, તે પોતાના હિસ્સા સિવાય બીજાનો માલ પણ લઈ લે. આ ચોખ્ખી બેઈમાની છે. કુર્આનમાં માલે ગનીમત (સંયુક્ત માલ) વિશે ફરમાનોમાં સિપાહી હોય કે લશ્કરનો સરદાર કે ખલીફા પોતે હોય, તેમના માટે પણ આ પ્રમાણે કરવું જાઈઝ નથી થતું.

"અને કોઈ (પણ) નબીનું એ કામ નથી કે (ગનીમતમાંથી) કંઈક છૂપાવી લે. અને જે કોઈ સંતાડશે તે કિયામતના દિવસે પોતાની સંતાડેલી ચીજ લઈને હાજર થશે. પછી દરેક જણને પોતાની કરણીનો પૂરેપૂરો બદલો મળશે અને તેઓ પ્રત્યે જરાય અન્યાય થશે નહીં." *(સૂરએ આલિ ઈમરાન : ૧૬૧)*

ખયબરની જંગમાં એક મુસલમાનનું મૃત્યુ થયું, જ્યારે તેમનો જનાઝો તૈયાર થયો તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકો તમારા ભાઈની જનાઝાની નમાઝ પઢી લો. આ સાંભળી લોકોના ચહેરાનો રંગ બદલાય ગયો અને ગભરાય ગયા કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે કેમ નમાઝ પઢતા નથી ? આ જોઈ આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા આ ભાઈએ ગનીમતના માલમાંથી એક વસ્તુ પોતાની પાસે રાખી લીધી છે. લોકોએ તેમના માલની તલાશી લીધી તો મોતીઓનો એક નાનો હાર નીકળ્યો, જે ઘણી મામૂલી કિંમતનો હતો. *(અબૂ દાવૂદ)*

માલે ગનીમતની જેમ વકફની મિલ્કતો, સદકાની રકમો તથા સરકારી મિલ્કતો કે કોઈ પણ સંયુક્ત મિલ્કતોનો આ જ હુકમ રહેશે. માટે આ પ્રમાણેની વકફ (ધર્માદા)ની જવાબદારી લેનાર મુતવલ્લીઓ, ટ્રસ્ટીઓ કે સરકારી નોકરીયાત કે કંપનીમાં કામ કરનારાઓની ઘણી મોટી જવાબદારી થઈ જાય છે કે, તે આ પ્રમાણેના માલોમાં ચોકસાઈ રાખે.

## રૂશ્વત

કોઈના માલથી નાજાઈઝ-અવેધ રીતે ફાયદો ઉઠાવવાની એક સામાન્ય સૂરત રૂશ્વત છે. રૂશ્વતનો અર્થ એ છે કે, પોતાના બાતિલ-નાજાઈઝ હેતુ

અને નાહકની માંગ પૂરી કરવા માટે કોઈ હોદ્દાવાળી વ્યક્તિને કંઈક આપી પોતાના ફેવરમાં કામ કરાવી લેવું.

આરબોમાં ઈસ્લામ પહેલાં અમૂક જ્યોતિષીઓને પોતાની ગરજ માટે અમુક રકમ આપવામાં આવતી હતી. જેને હલ્વાન 'મિઠાઈ' કહેવામાં આવતી હતી. ઈસ્લામે આ પ્રકારની જ્યોતિષી વાતોને રદ્દ કરી મિઠાઈ પણ સખ્તીથી બંધ કરી દીધી. *(અબૂ દાવૂદ)* યહૂદીઓ પણ તેમના મોટા વિદ્વાનો અને ધાર્મિક ન્યાયાધિશોને રૂશ્વત આપી પોતાના પક્ષમાં કરી લેતા હતા. આ પ્રમાણે તૌરાતના ઘણા અહકામોમાં રૂશ્વત આપી ફેરફાર પણ કરાવી લેતા હતા.

કુર્આન શરીફમાં એમની આ નીચ હરકતનું વર્ણન કરવામાં આવ્યું છે : "ખરેખર, જે લોકો અલ્લાહપાકની ઉતારેલી કિતાબના કોઈ ભાગને છૂપાવે છે અને તેના બદલે (દુનિયાનું) થોડુંક મૂલ્ય વસૂલ કરે છે, એવા લોકો પોતાના પેટમાં આગ(ના લારા) સિવાય કંઈ ભરતા નથી. અને અલ્લાહપાક તેઓથી કિયામતના દિવસે (સદ્ભાવથી) વાત કરશે નહીં, તેમજ તેઓને (ગુનાહોથી) પવિત્ર પણ કરશે નહીં. અને તેઓ માટે (સદાની) દુઃખદાયક શિક્ષા છે. આ એવા લોકો છે કે જેઓએ (દુનિયામાં તો) ખરો માર્ગ ત્યજી અવળો માર્ગ ગ્રહણ કર્યો અને (આખિરતમાં) બખ્શિશને બદલે અઝાબ વહોરી લીધો તો (ધન્ય છે તેઓની હિમ્મતને કે) દોઝખ(માં જવા) માટે કેટલા ધીરજવાન છે !" *(સૂરએ બકરહ : ૧૭૪/૧૭૫)*

"અને આપ તે (યહૂદી)ઓમાંથી ઘણાઓને જોશો કે, પાપ (જૂઠ) તથા ઝુલ્મ તેમ હરામ (માલ) ખાવામાં દોડીને પડે છે. ખરેખર, તે કામ અતિ દુષ્ટ છે, જેને તેઓ કરી રહ્યા છે. તેઓના દુરવેશો અને આલિમો તેઓને ગુનાહની વાત (જૂઠું બોલવા વગેરે)થી અને હરામ (માલ) ખાવાથી કેમ રોકતા નથી? અલબત્ત, તે બહુ ખોટાં કૃત્યો છે, જેને તેઓ કરી રહ્યા છે."

*(સૂ.માઈદહ : ૬૨/૬૩, રૂકૂઅ-૬)*

"અને માંહોમાંહે એકબીજાનો માલ નાહક રીતે ખાઓ નહીં તેમજ તે માલને હાકિમો સુધી એ હેતુથી ન લઈ જાઓ કે જેથી લોકોના માલનો અમુક ભાગ જાણી જોઈને જુલ્મથી ખાઈ જાઓ." *(સૂરએ બકરહ : ૧૮૮)*

આપ (સલ.)એ રૂશ્વત લેવા-દેવાવાળા બન્નેવ ઉપર લઅનત (અલ્લાહ તઆલાની રહમતથી દૂર) ફરમાવી છે.

ખયબરના યહુદીઓએ આપ (સલ.)ના સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદી.)ને રૂશ્વત આપી પોતાનો હિસ્સો વધારવાની દરખ્વાસ્ત કરી, તો હઝરત અબ્દુલ્લાહ (રદી.) ગુસ્સે થઈ ગયા અને ફરમાવ્યું કે, આ રીતે લેવું હરામ છે. અને હમો મુસલમાન તેને નથી લેતા. આપની વાત સાંભળી યહુદીઓ આપસમાં કહેવા લાગ્યા કે, આ જ તે ન્યાય છે, જેને લઈને આસ્માન તથા જમીન કાયમ છે. *(મુઅત્તા માલિક)*

એટલા જ માટે આપ (સલ.)એ ગવર્નરો, હોદ્દેદારો અને સરકારી કર્મચારીઓને પબ્લીક પાસેથી ભેટસોગાત લેવાની મનાઈ ફરમાવી. *(અબૂ દાવૂદ)*

## લાંચ અને આપણો સમાજ

એમ કહેવામાં આવે છે કે, માનવી એક સામાજીક પ્રાણી છે. માનવી એકલો નથી રહી શકતો. માનવીય વસ્તી વડે જ તેની જરૂરિયાત સંતોષાય શકે છે. જો માનવીને અતિ સુંદર બાગમાં છોડી દેવામાં આવે, તેની આજુબાજુ દૂધ અને મધની નહેરો પણ વહેતી હોય, પરંતુ એકલો માણસ તે સુંદર વનમાં પણ કંટાળી જશે. એટલે જ અલ્લાહપાકે જન્નતમાં પણ હઝ. હવ્વા (અલૈ.)ને હઝ. આદમ (અલૈ.)ના જીવનસાથી બનાવ્યા. અને દુનિયામાં પ્રત્યેક માનવીને સમગ્ર માનવજાતનો સંગાથ આપ્યો. જ્યારે એક જાતિના વિવિધ સભ્યો એકઠા થાય, તો સ્વભાવિક જ તેમના હિતો એકબીજા સાથે અથડાય છે. આ અથડામણથી ત્રણ પ્રકારની પ્રતિક્રિયા જન્મે છે. ન્યાય, બલિદાન અને અત્યાચાર.

ન્યાય એ છે કે, દરેક માણસ કાયદાનુસાર પોતાના હક્ક-અધિકાર મેળવી રાજી તથા સંતુષ્ટ રહે. જો બધા લોકો નક્કી કરી લે કે, તેઓ પોતાના હક્ક-અધિકારનું જ લેશે, તેનાથી વધારેની અપેક્ષા કે પ્રયત્ન નહીં કરે, તો દેખીતી વાત છે કે, તેમની વચ્ચે કોઈ અથડામણ નહીં થશે. જ્યારે એક માણસ પોતાના અધિકારથી વધારે કંઈક ઈચ્છે, તો ક્યાંક તો બીજો પક્ષ પોતાના

ભાઈ માટે પોતાનો હક્ક જતો કરશે, તો આ એક અત્યંત ઉચ્ચ પ્રકારનો ગુણ છે. તેનું જ નામ બલિદાન છે. કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં આ ગુણની ઘણી પ્રસંશા કરવામાં આવી છે. બલિદાન અથડામણને ખત્મ કરવાની અત્યંત સજ્જનતાભરી રીત છે. પરંતુ મન માટે એટલી જ દુષ્કર તથા મુશ્કેલ છે. જો બીજો પક્ષ કુર્બાની આપવા માટે તૈયાર ન હોય તો જે લોકો ખુદાપાકથી ડરતા નથી, તેઓ અત્યાચાર માટે તૈયાર થઈ જાય છે. અને બીજાના હક્ક મારી લેવાની નાપાક કોશિશ શરૂ કરી દે છે. અત્યાચાર માટે જે સાધનો અપનાવવામાં આવે છે, તેમાંથી એક મહત્વપૂર્ણ સાધન લાંચ પણ છે.

કોઈને તેના હક્કથી વંચિત કરવા માટે અથવા કોઈનો અધિકાર પચાવી પાડવા માટે જે રૂપિયા કે વસ્તુ આપવામાં આવે, તેને જ લાંચ-રિશ્વત કહેવામાં આવે છે. *(તહતાવી અલદ્દુર્ર : ૩/૧૭૭)* લાંચ માટે માત્ર માલનો જ ઉપયોગ નથી થતો, બલ્કે ક્યારેક બિનઆર્થિક ફાયદાઓ પહોંચાડીને પણ ખોટા હેતુઓ પાર પાડવામાં આવે છે. એનો પણ લાંચ-રિશ્વતમાં જ સમાવેશ થાય છે. રિશ્વતના લીધે સમાજમાં અત્યાચાર તથા અન્યાયને બળ મળે છે. લાંચના કારણે લાયકાતવાળા લોકો રખડી પડે છે અને કુપાત્રો સારા હોદ્દાઓ પર ચઢી બેસે છે. અને તેના લીધે સમગ્ર સમાજને હાનિ પહોંચે છે.

માની લ્યો કે, એક વિદ્યાર્થીએ પાત્રતા ન હોવા છતાં લાંચ આપી પરીક્ષા પાસ કરી અને મેડીકલમાં પ્રવેશ મેળવી લીધો. પછી આવી જ રીતે ભ્રષ્ટાચાર કરી તબીબી શિક્ષણ પુરૂ કર્યું. ત્યાર પછી એ જ આધારે નોકરી મેળવી અને આવા જ ધંધા કરી તે ડોક્ટરના ઉંચા પદે પહોંચી ગયો. હવે તે કુપાત્ર ડોક્ટર કેટલા દર્દીઓને સ્વાસ્થયના બદલે મોતના મુખમાં ધકેલી દેશે. આ નુકસાન પાછળ સૌથી મહત્વપૂર્ણ કારણ લાંચ છે. જાહેર જીવનમાં તો હવે સંરક્ષણ જેવા સંવેદનશીલ ખાતાઓમાં પણ લાંચનું બજાર ગરમ છે. સંરક્ષણ સાથે દેશની સલામતી જોડાયેલી છે. જો લાંચના કારણે નકામા હથિયારો ખરીદી લેવામાં આવે, તો ખતરા વખતે કેવી રીતે આપણે આપણી સરહદોની સુરક્ષા કરી શકીશું ? એટલે રિશ્વત વ્યક્તિ, સમાજ તથા દેશ દરેક માટે અત્યંત નુકસાનકારક તથા ખતરનાક કામ છે.

કદાચ જ કોઈ માણસ હશે, જે એમ સ્વીકારતો ન હોય કે, લાંચ એક અનિષ્ટ (ખરાબી) છે. પરંતુ બીજી બાજુ એ પણ એક હકીકત છે કે, આજે આપણું કોઈ ખાતુ લાંચ-રિશ્વતથી બચેલું નથી. આના કારણે લાયકાત ધરાવતા લોકોને મજબૂર કરી દીધા છે કે, તેઓ અહીં શિક્ષણ મેળવે, કળા શીખે અને પોતાનો દેશ છોડી બીજા દેશોમાં જઈ લોકોની સેવા કરે. અહીં બધા જ ખાતાઓમાં લાયકાત વગરના કે ઓછી લાયકાત ધરાવનારા લોકોની ભીડ રહી જાય. આના પરિણામે લોકો સરકારી સ્કૂલો કે હોસ્પીટલોથી નિરાશ થઈ ગયા છે. ત્યાંના કર્મચારીઓની બિનલાયકાત કે કામચોરીના કારણે દિવસોમાં થઈ શકતું કામ મહિનાઓમાં પણ નથી થતું.

રિશ્વતને કોઈ પણ ધર્મમાં સારી સમજવામાં નથી આવતી. ઈસ્લામની નજરોમાં તો તે અત્યંત ધૃણાસ્પદ કાર્ય છે. અલ્લાહપાકનો ઈર્શાદ છે : ''તમે એકબીજાનો માલ હરામ રીતે ન ખાવ. અને તેને શાસકો પાસે ન લઈ જાઓ, જેના વડે તમે લોકોનો માલ હડપ કરી જાવ. જો કે તમે જાણતા હોવ.''

*(અલ્ બકરહ : ૧૮૮)*

આ આયતે કરીમામાં ખાસ કરીને અદાલતમાં લેવામાં આવતી લાંચની નિંદા કરવામાં આવી છે. કારણ કે અદાલતનું કાર્ય જ ન્યાય સ્થાપવાનું તથા અન્યાયને નિર્મૂળ કરવાનું છે. જો આ ન્યાયની સંસ્થા જ ખુદ લાંચના લીધે અત્યાચાર તથા અન્યાય કરવા માંડે, તો એનાથી વધારે બદનસીબીની વાત કઈ હશે? ખાંડ એટલા માટે છે કે, ફિક્કી વસ્તુઓને મીઠી કરી દે, પરંતુ જો ખાંડમાં જ મીઠાશ નહીં રહે, તો પછી મીઠાશ ક્યાંથી મળશે ? આવી જ સ્થિતિ અદાલત તથા ઈન્સાફની સંસ્થાઓની છે. એટલે ન્યાયખાતુ લાંચ-રિશ્વતના ખાડામાં પડી જાય એ સૌથી વધારે નીંદનીય બાબત છે. એક માણસ આજે કોઈને લાંચ આપી પોતાનું ગેરકાનૂની કામ કઢાવી લે છે. એમાં માણસને ફાયદો નજર આવે છે, પરંતુ કાલે કોઈ બીજો માણસ લાંચ આપીને તમારા વિરૂદ્ધ પણ કાર્યવાહી કરાવી શકે છે. લાંચ આપીને પોતાના પક્ષમાં કરેલા ઓફિસરો કાલે તમારી જ વિરૂદ્ધ થઈ શકે છે, એ ભૂલવું ન જોઈએ.

કુર્આન મજીદે લાંચ-રિશ્વતના એક અન્ય અત્યંત ભૂંડા સ્વરૂપનો ઉલ્લેખ

કર્યો છે. તે છે દીન-ઈમાનના મામલામાં રિશ્વત. ઘણા બધા યહૂદી તથા ખ્રિસ્તી વિદ્વાનો પોતાના અનુયાયીઓ પાસેથી લાંચ લઈ મનગમતા 'ફતવાઓ' આપતા હતા અને ધર્મની બાબતમાં લોકોને અંધારામાં રાખતા હતા. જ્યારે અલ્લાહપાકના રસૂલ (સલ.)નું આગમન થયું તો આ જ લોકો સામાન્ય યહૂદી તથા ખ્રિસ્તજનોના ઈસ્લામ સ્વીકાર સામે આડખીલીરૂપ બનેલા હતા. તેઓ એવી કોશિશ કરતા હતા કે, તેઓ મુસલમાન ન બનવા પામે. જેથી તેમની હરામની આવક બંધ ન થાય. અલ્લાહ તઆલાએ તેમની ખોટી દાનત પરથી પડદો ઉંચકતા ઈર્શાદ ફરમાવ્યો :

"હે ઈમાનવાળાઓ ! ઘણા બધા યહૂદી તથા ખ્રિસ્તી વિદ્વાનો લોકોનો માલ ખોટી રીતે ખાય છે. અને અલ્લાહપાકના (સાચા) માર્ગથી રોકે છે. જે લોકો (હરામખોરી દ્વારા) સોના-ચાંદી એકઠી કરી રહ્યા છે, અને એને અલ્લાહપાકના (દીનના) માર્ગમાં ખર્ચ નથી કરતા, આપ તેઓને (સજારૂપે) દર્દનાક યાતનાની ખુશખબરી સંભળાવી દો."

ધર્મના માર્ગથી જે લાંચ આવે છે, તે પવિત્રતાનો પોશાક પહેરીને આવે છે. એટલે તે લાંચ છે એવો વિચાર સુધ્ધાં નથી આવતો. આ ધાર્મિક લાંચની હકીકત જાણવા માટે ચર્ચનો ઈતિહાસ વાંચો, જ્યાં માફી પત્રકો વેચવામાં આવતા હતા. અને પાદરી લોકો વારસોના નજરાનાના હિસાબે મરનારનું સ્વર્ગીય સ્થાન નક્કી કરતા દસ્તાવેજ પણ લખી આપતા હતા. આ પરિસ્થિતિના કારણે જ યુરોપમાં ચર્ચ સામે બગાવત જન્મી અને અંતે તે ખ્રિસ્તમત કે ચર્ચના બદલે ખુદ ધર્મથી જ નફરતનું નિમિત્ત બની. મદીના શરીફમાં યહૂદી વિદ્વાનો લાંચ લઈ હરામને હલાલ તથા હલાલને હરામ ઠરાવતા હતા. એટલે જ ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ લખ્યું છે કે, પૈસા લઈને કોઈને મનગમતો ફતવો આપવો હરામ છે, અને એ પણ રિશ્વત લેખાશે. બલ્કે બેહતર એ છે કે, પૂછનાર પાસેથી કોઈ પ્રકારની ભેટ સ્વીકારવી જ નહીં જોઈએ.

ધાર્મિક રિશ્વતની પરંપરા આજે પણ ખતમ નથી થઈ. કાદિયાની લોકોને ત્યાં આજે પણ જન્નતી મકબરો, કાદિયાનમાં અસલી અને અન્ય ઠેકાણે તેની નકલ સ્વરૂપે મૌજૂદ છે. જેમાં મોટી રકમ લઈ દફનવિધિ કરવાની પરવાનગી

આપવામાં આવે છે. અને લોકો એમ વિચારીને એમાં દફન થાય છે કે, અહીં દફન થઈશું, એટલે સીધા જન્નતમાં ચાલ્યા જઈશું. આ જ કપોળ કલ્પનાના કારણે દૂર દૂર મરનારાઓ પોતાની જાયદાદનો ખાસ્સો એવો ભાગ આપીને પણ ઉક્ત કબ્રસ્તાનમાં જગ્યા મેળવે છે. આ ''માફી પત્રકો'' વહેંચવાનું નવું તથા સુસભ્ય સ્વરૂપ છે. અફસોસ ! કે મુસ્લિમોમાં પણ હવે આ રોગ પ્રસરી રહ્યો છે. અમુક લોકો એમ સમજે છે કે, ફલાણા બુઝુર્ગની કબર નજીક દફન થવાનો મોકો મળી જાય તો આપણી સમસ્યા હલ થઈ જશે. પરંતુ વાસ્તવિક્તા એ છે કે માનવીનો મસ્અલો અકીદા તથા અમલથી હલ થશે, કોઈ ખાસ જગ્યાએ દફન થવાથી હલ થવાનો નથી. સામાન્યજનો (અવામ)ની આવી અંધશ્રદ્ધાનો ગેરફાયદો ઉઠાવતાં ઘણી વખત મુતવલ્લિઓ મોટી મોટી રકમો મેળવીને કબર માટે જગ્યા ફાળવી આપે છે. આ બિલ્કુલ શરીઅત વિરૂદ્ધ બાબત છે. કારણ કે કબ્રસ્તાન વકફ છે. વકફની જમીનનો કોઈ માણસ માલિક નથી બની શકતો, ન તેને ખરીદી કે વેચી શકાય છે. આ શરીઅત વિરૂદ્ધ કાર્ય પણ રિશ્વતની વ્યાખ્યામાં જ આવે છે.

રિશ્વતના આ બે સ્વરૂપોનો તો કુર્આને સ્પષ્ટ શબ્દોમાં ઉલ્લેખ કર્યો છે, પરંતુ રિશ્વત જે ખાતામાં પણ હોય, તેનું પ્રેરકબળ કોઈ પણ હોય, અને કોઈ પણ નામથી લેવડદેવડ હોય, પ્રત્યેક સ્થિતિમાં એ હરામ છે. અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ લાંચ આપનાર તથા લાંચ લેનાર બન્ને પર ફિટકાર વરસાવી છે. *(તિરમિઝી શરીફ : ૧૩૩૭)*

રિશ્વત લેવી તો પાપ છે જ, પરંતુ રિશ્વત આપવી પણ કાંઈ ઓછું પાપ નથી. કારણ કે જ્યારે સમાજમાં રિશ્વત આપવાવાળા લોકો જન્મે છે ત્યારે જ લાંચખોરોને પ્રોત્સાહન મળે છે. અને આ રોગ બહુ વકરે છે. હઝ. ષવબાન (રદી.)ની રિવાયતમાં લેનાર-આપનાર સિવાય એક ત્રીજી વ્યક્તિ પર ફિટકાર વરસાવવામાં આવી છે. એ ત્રીજી વ્યક્તિ એટલે લાંચની લેવડ-દેવડમાં વચેટિયાની ભૂમિકા અદા કરતી વ્યક્તિ. *(મજમઉઝ ઝવાઈદ : ૪/૧૯૮)*

હોદ્દાની હેસિયતથી આપનું જે કર્તવ્ય છે, તે અદા કરવા માટે તમે સ્પષ્ટ શબ્દોમાં પૈસા માંગ્યા કે અસ્પષ્ટ રીતે માંગણી કરી અને તે સંતોષવામાં

આવી, તો દરેક સ્થિતિમાં એ લાંચ જ છે. રિશ્વત નામ બદલીને પણ આપવામાં આવે છે. એટલે જ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "હોદ્દેદારોને આપવામાં આવતી ભેટ પણ હરામ માલ છે." *(મજમઉઝ ઝવાઈદ : ૪/૨૦૦)*

અમૂક લોકો રિશ્વત માટે એવું બહાનું આગળ ધરે છે કે, "આખો માહોલ જ બગડેલો છે. બધા જ લોકો લાંચ ખાય છે, તો અમે શું કરીએ ?" આ ખુદને ધોકો આપવા માટેનું એક બહાનું છે, દલીલ નહીં. જો કોઈ અનિષ્ટ એટલે જાઈઝ ઠરે કે ઘણા બધા લોકો તેને આચરે છે, તો પછી કોઈ અનિષ્ટ (બુરાઈ) એવું નહીં હશે કે, તેને પ્રમાણપત્ર મળી ન જાય. એ પણ એક વાસ્તવિક્તા છે કે, આપણા સમાજમાં હજુ પણ ઘણા બધા એવા ઈમાનદાર લોકો છે, જે રિશ્વતથી પોતાનું દામન (પાલવ) બચાવે છે. તેઓ સુંદર બંગલાઓ કે ગગનચુંબી ઈમારતોના માલિક નથી, પરંતુ લોકોના દિલોમાં તેમની મહાનતાની છાપ અંકિત હોય છે.

અફસોસજનક વાત એ છે કે, હવે આ અનિષ્ટને અનિષ્ટ સમજવાનો અહેસાસ પણ લોકોના મનમાંથી નીકળતો જઈ રહ્યો છે. લોકો નિઃસંકોચપણે પોતાના પગાર અને ઉપરની આવકનો ઉલ્લેખ કરે છે. જો કોઈ છોકરા માટે એમ કહેવાય કે આ ચોર-ડાકુ છે, તો કદાચ જ કોઈ માણસ તેની સાથે સબંધ સ્થાપવા માટે તૈયાર થાય, પરંતુ એ જાણવા છતાં કે ફલાણા માણસની ઉપરની આવક આટલી છે, સગા-સબંધીઓ તેની હોંશિયારીના વખાણ કરતાં જોવા મળે છે. અને લોકો પોતાની દીકરી માટે આ સુસભ્ય ચોરને પસંદ કરે છે. જગતભરના લોકો ભલે બુરાઈઓમાં ગળાડૂબ થઈ જાય, મુસ્લિમો માટે કોઈ પણ સંજોગોમાં એ વાત જાઈઝ નથી કે, તેઓ **"ચલો તુમ ઉધરકો, હવા હો જિધરકી"** વાળી નીતિને પોતાના જીવનનો નિયમ બનાવે. તેઓનું કામ પવનની દિશામાં ચાલવાનું નથી, બલ્કે પવનને સાચી દિશામાં ફેરવવાનું છે.

## લાંચ : વધતુ નાસૂર

આજકાલ હોદ્દાઓને કિર્તી તથા કમાણીનું સાધન સમજવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં હોદ્દેદારોની જવાબદારી સામાન્યજનોથી વધારે હોય છે.

તેઓ પોતે પણ જવાબદાર છે, અને તેમના હાથ નીચેના કર્મચારીઓ માટે પણ તેઓ જવાબદાર છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એટલે જ ફરમાવ્યું કે, ''તમારા પૈકી દરેક પોતપોતાના ક્ષેત્ર (વર્તુળ) માટે જવાબદાર છે. અને જે લોકો તેના અંતર્ગત (તાબે) છે, તેમના વિશે તેને પૂછવામાં આવશે.'' એટલે જે લોકો કોઈ મોટા હોદ્દા પર બેસેલા છે, કે કોઈ ખાતુ તેમના હસ્તક છે, તેમનું જીવન વધારે સાવચેતીભર્યું તથા તેમનો પાલવ વધારે પાક-સાફ હોવો જોઈએ. એટલે જ સરકારી કર વસૂલ કરનારા (કોઈ પણ કર્મચારી)ને આપવામાં આવતી ભેટ-સોગાદોને અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હરામ માલ ઠરાવ્યો. *(મજમઉઝ ઝવાઈદ : ૪/૨૦૦)*

એટલે જ ઈસ્લામી કાયદાશાસ્ત્રી (ફુકહા)ઓએ સ્પષ્ટતા કરી છે કે, જે માણસને ન્યાયાધિશ બનાવવામાં આવે અથવા કોઈ સરકારી હોદ્દો આપવામાં આવે, તો તેણે એવા લોકો પાસેથી ભેટ સ્વીકારવી ન જોઈએ, જેઓ આનાથી પહેલાં તેને ભેટ આપતા ન હતા. અથવા તો પહેલાં મામૂલી ભેટ આપતા હતા અને હવે તેમની ભેટ-સોગાદોની માત્રા તથા મૂલ્યમાં વધારો થઈ ગયો હોય. કારણ કે ભેટનો મકસદ લાંચ હોય છે. અને આમ સુંદર નામોનો ઢોળ ચઢાવીને એક નાપાક લેવડદેવડ કરવામાં આવે છે. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક પૈગમ્બરની હેસિયતથી માણસજાતની માનસિકતાથી સારી રીતે વાકેફ હતા. આપ (સલ.)એ અત્યંત બારીકાઈથી માનવજાતનો આ છૂપો રોગ પકડ્યો અને તેના ઈલાજ માટે એ ઉપચાર ગોઠવ્યો કે, ''સરકારી હોદ્દેદાર હોવાની સ્થિતિમાં લોકો તેને જે કાંઈ (હદિયા-રૂપે) આપે, એ વસ્તુને તે બૈતુલમાલ (રાજકોષ)માં જમા કરાવી દે.'' અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ કબીલા બનૂ અસદના એક ભાઈ ઈબ્ને ઉમય્યહને ઝકાત વસૂલી માટે અધિકારી બનાવીને મોકલ્યા. જ્યારે તેઓ પાછા ફર્યા તો કહ્યું કે, ''આ તમારી (ઝકાત) છે, અને આ વસ્તુ મને ભેટ આપવામાં આવેલી છે.'' રસૂલુલ્લાહ (સલ.) આ સાંભળી બહુ નારાજ થયા. આપ મસ્જિદમાં ગયા અને મિમ્બર ઉપર ચઢી કહ્યું કે, ''અમે કોઈને અધિકારી બનાવીને મોકલીએ છીએ તો આ શું થઈ રહ્યું છે કે, તે આવીને કહે છે કે આ તમારૂં

છે અને આ મારૂં છે. તે પોતાના માં-બાપના ઘરમાં તો બેસીને જુએ કે, તેને ભેટસોગાદો મળે કે નહીં ?'' *(બુખારી શરીફ : ૭૧૭૪)*

એક વખતે વિશેષરૂપે ભાર આપતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહ્યું કે, તમારામાંથી જે કોઈ પણ માણસને મારા તરફથી કોઈ કામ સોંપવામાં આવે, અને તે અમારાથી એક દોરડું પણ છૂપાવશે, તો તે માલ હરામ લેખાશે. જેને તે કિયામતના દિવસે લઈને આવશે. અને તેનો હિસાબ આપવો પડશે. *(અબૂ દાઉદ : ૩૫૮૧)*

બીજા શબ્દોમાં કહું તો હોદેદારો અને અધિકારીઓએ માલની બાબતે વધારે સાવચેતીભરી ભૂમિકા અદા કરવાની છે. કારણકે કોઈ હોદ્દા પર કોઈને નિયુક્ત કરવા એ તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાના લીધે હોય છે. જો તે જ ખોટો માર્ગ અપનાવે અને અપ્રમાણિકતા આચરી બેસે તો બીજાઓ પર કેવી રીતે ભરોસો મૂકી શકાય ? આ સાવચેતીનું કારણ સ્પષ્ટ છે કે, રાષ્ટ્રીય સંપત્તિ તેને હાથવગી હોય છે. તે માત્ર ખુદનો નહીં, પરંતુ સમગ્ર રાષ્ટ્રના હિતોનો રક્ષક હોય છે. તેને અપ્રમાણિકતા આચરવાની તથા અત્યાચાર ગુજારવાની તકો વધારે મળતી હોય છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)ની આ સુચનાઓ તથા ઈસ્લામની આ શિક્ષાઓનું મહત્વ એ વખતે સમજાય છે, જ્યારે સત્તાના મહેલોમાં લાંચની ઘટનાઓ બને છે. તથા લાલચુ રાજકારણી-ઓની કૌમથી ગદ્દારીની ઘટનાઓ પ્રકાશમાં આવે છે.

સરકાર કોઈની પણ હોય, દરેકે ભ્રષ્ટાચાર કર્યે રાખ્યા છે. બલ્કે જે લોકો કાલે વિપક્ષમાં હતા, અને તે વખતે તેમણે સરકારને ભ્રષ્ટાચારના મામલે સાણસામાં લીધી હતી, ત્યાં સુધી કે તેનું પતન નોતર્યુ હતું, તે જ લોકો જ્યારે સત્તાના સિંહાસન પર પહોંચે છે, તો પોતાના અનુગામીઓથી પણ વધારે ભ્રષ્ટ પૂરવાર થાય છે. અને ભારત જેવા દેશમાં તો સંરક્ષણ જેવા અતિ સંવેદનશીલ મામલામાં પણ આપણા રાજકારણીઓના હાથ ખરડાયેલા છે. તો પછી બીજા મામલાઓમાં કેટલો ભ્રષ્ટાચાર હશે ?

એમ કહેવામાં આવે છે કે, જેવો રાજા તેવી પ્રજા. અરબીમાં કહેવત છે : **"લોકો રાજાના ધર્મ પર હોય છે."** આ કારણે આપણા દેશમાં ડગલેને

પગલે લાંચ-રિશ્વત લેવામાં આવી રહી છે. તમે રોડ પરથી પસાર થઈ રહ્યા છો, તો તમારે ટ્રાફિક પોલીસ સાથે વ્યવહાર કરવો પડે છે. જો મામલો પોલીસ સ્ટેશન સુધી પહોંચે, તો ગુનેહગાર તથા ભોગ બનેલા બન્નેવે લાંચ આપવી પડે છે. ગુનેહગાર સજાથી બચવા માટે લાંચ આપે છે અને ફરિયાદીને ફરિયાદ યથાવત્ રાખવા માટે લાંચ આપવી પડે છે. જો તમે વ્યાપાર કે ઉદ્યોગ કરતા હોવ, તો તમારે અનેક ઠેકાણે (જગ્યાએ) વ્યવહાર કરવો પડશે. થોડાક પોલીસવાળાને, થોડાક ટેક્ષવાળાને, થોડાક અન્ય ઓફિસર્સને આપવા પડે છે. જમીન-જાયદાદની બાબત હોય તો રજીસ્ટાર ઓફિસના ક્લાર્ક તથા અધિકારીને લાંચ આપો. ટ્રેનમાં જો તમારૂ રિઝર્વેશન કન્ફર્મ નથી, તો ત્યાં ટી.ટી. તમારાથી રિશ્વત માંગવામાં જરાય ભોંઠપ નહીં અનુભવશે ! રાજકારણીઓની તો વાત જ જવા દો. તેઓને તો આ આવક વગર કદાચ ઓડકાર પણ નથી આવતો અને ઉંઘ પણ આવતી નથી. સારાંશ કે, લાંચ-રિશ્વતની આ એક સાંકળ છે, જેમાં આખો સમાજ ઉપરથી નીચે સુધી એકબીજાની સાથે બંધાયેલો છે. આ સ્નાનાગારમાં બધા જ નિર્વસ્ત્ર છે. એ કારણે રિશ્વતની લેવડદેવડ વિશે ભલે બધા જાણે છે, પરંતુ બહુ મુશ્કેલીથી કોઈ કર્મચારી કે અધિકારી કાનૂનના સકંજામાં ફસાય શકે છે. કારણકે આ લોકો એકબીજાને વહેંચીને ખાવાવાળા ચોર છે. એટલે એકબીજાને બચાવ-વામાં પોતાની સલામતી અનુભવે છે. હદ તો ત્યારે થાય છે, જ્યારે લાંચ-રિશ્વત વિરોધી ખાતાના અધિકારીઓ પણ લાંચ લેતા ઝડપાય છે ! એટલે લાંચ જે ક્યારેક છુપાઈને લેવામાં આવતી હતી, લોકો સંકોચ અનુભવતા તથા ગભરાતા હતા, કે ક્યાંક તેમની આ બુરાઈ જાહેર ન થઈ જાય. હવે તો લોકો આને શરમાવવા લાયક બાબત પણ નથી સમજતા. અને આ **'દુર્વ્યવહાર'**નું નામ જ **'વ્યવહાર'** પડી ગયું છે. જાણે આ સામાજિક વ્યવહારો પૈકી એક બાબત છે. દૂષણ-બુરાઈને આભૂષણ-ઘરેણામાં ખપાવવા જેવી વાત છે આ.

પરિણામ એ છે કે, મુસ્લિમો સાથે બિનમુસ્લિમો અને નિચલા સ્તરના સમજવામાં આવતા લોકો સાથે ઉચ્ચ વર્ણના લોકો પણ આ દૂષણમાં સપડાયેલા છે. હવે સ્થિતિ એ છે કે, ઘણા લોકોને એમ પૂછવામાં આવે છે

કે, તમારી આવક કેટલી ? તો જવાબ મળે છે કે, પગાર આટલો છે અને ઉપરની કે બહારની કમાણી આટલી છે. આ પણ એક પ્રકારની નિર્લજ્જતા છે કે, ચોર-ડાકુ પોતાના પાપને પ્રગટ કરવામાં પણ જરાય શરમ-સંકોચ ન અનુભવે અને પોતાની હરામખોરી પર પણ તેને એટલો ગર્વ હોય કે પેલી નાપાક કમાણીને તે ઉપરની આવકનું નામ આપી દે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ જે બુરાઈઓ પર ફિટકાર વરસાવી છે, તે પૈકી એક લાંચની લેવડદેવડ પણ છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ લાંચ આપનાર તથા લાંચ લેનાર બન્ને પર ફિટકાર વરસાવી છે.

*(અબૂ દાવૂદ શરીફ : ૩૫૮૦, ઈબ્ને માજહ્ : ૨૩૩૪)*

હઝરત ષવબાન (રદી.)થી એક અન્ય રિવાયતમાં એટલી વાત વધારે છે કે, લાંચની લેવડદેવડમાં જે કોઈ વચેટિયો હશે, તેના ઉપર પણ લાનત છે.

*(મજમઉઝ ઝવાઈદ : ૪/૧૯૮)*

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''રિશ્વત આપનાર તથા રિશ્વત લેનાર બન્નેવ નર્ક (જહન્નમ)માં જશે.'' *(મજમઉઝ ઝવાઈદ : ૪/૧૯૯)*

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.) ફરમાવે છે કે, ન્યાય કરતી વખતે કોઈ ચોક્કસ ચૂકાદો આપવા માટે લેવામાં આવતી લાંચ એ કુફ્ર છે. અને બીજા મામલામાં લેવામાં આવતી લાંચ હરામની કમાણી છે.

અમૂક લોકો એમ કહે છે કે, અમારા પગાર એટલા ઓછા છે કે, ઉપરની આવક વગર જીવનનિર્વાહ જ શક્ય નથી. પરંતુ એ પોતાને તથા પોતાના ખુદાપાકને છેતરવા બરાબર છે. ઘણા બધા લોકોની આવક તમારાથી ક્યાંય ઓછી છે, પરંતુ તેઓએ પોતાનો પાલવ હરામની કમાણીથી બચાવી રાખ્યો છે. જો કોઈ મિસાલ મુશ્કેલ હોય તો આ મૌલવીઓને જ જોઈ લેવામાં આવે, જે મસ્જિદો તથા મદ્રસાઓમાં સેવા આપે છે. ઘણા લોકો દૌલતના નશામાં મસ્ત પોતાની ટૂંકી દષ્ટિના કારણે તેઓને તુચ્છ સમજે છે. તેઓની

આવક કેટલી ઓછી છે, તે છતાં તેઓ હલાલ પર સંતુષ્ટ રહી નિરાંતે પોતાનું જીવન જીવી રહ્યા છે.

વાસ્તવમાં હલાલ માલમાં બરકત હોય છે, અને હરામ માલમાં બરકત નથી હોતી. બરકતનો અર્થ એ નથી કે, હજાર રૂપિયાના બારસો રૂપિયા બની જાય, અને બેબરકતીનો અર્થ એ નથી કે, બારસોના હજાર થઈ જાય. બરકત એ છે કે, જે કામ બીજાઓનું વધારે પૈસામાં થાય, તે જ કામ તમારૂં ઓછા પૈસામાં થઈ જાય. અને ખર્ચાળ મુસીબતોમાં અન્ય માણસોને સપડાવવામાં આવે. (અલ્લાહ તઆલા આપને તેનાથી સુરક્ષિત રાખે.) આ બરકત તથા બેબરકતી માત્ર તત્વજ્ઞાન કે વાતોના વડા નથી, બલ્કે એક એવી હકીકત છે, જેને દરેક માણસ દરરોજ પોતાની આંખોથી જુએ છે, તથા વ્યવહારિક જીવનમાં તેને અનુભવે છે. બે માણસો બીમાર પડ્યા, અને બીમારી એક જ છે, પરંતુ એકનો ઈલાજ પચાસ-સો રૂપિયામાં થઈ ગયો અને બીજાના ઈલાજ પાછળ હજ્જારો રૂપિયા ખર્ચાય ગયા. એક માણસે પોતાની દીકરીની શાદી કરી, તો લાખ્ખો રૂપિયા ખર્ચાય ગયા અને તેના ભાઈ કે પાડોશીએ પોતાની દીકરી માટે તે જ કક્ષાનો વર શોધ્યો અને આખો પ્રસંગ દસ હજારમાં જ આટોપાય ગયો. આનું જ નામ બરકત છે. અને આ એવી હકીકત છે, કે જેને દરેક માણસ પોતાની આજુબાજુ જોઈ શકે છે. બસ, દેખતી આંખો હોવી જોઈએ. આ પ્રકારની ઘટનાઓ માત્ર કિસ્મતના કારણે ઘટતી નથી, બલ્કે અલ્લાહ તબારક વ તઆલાની અદશ્ય વ્યવસ્થાના કારણે આકાર લે છે.

અમુક લોકો એમ વિચારે છે કે, જ્યારે ઝમાનો જ ખરાબ છે, તો આપણા જેવા એકલ-દોકલ માણસો આનાથી બચીશું, તો કાંઈ ક્રાંતિ થઈ જવાની નથી. આ એક પોચું બહાનું છે, જે પાપથી પણ વધારે ખરાબ છે. જો કોઈ માણસના શરીર પર દસ ઝખ્મ (ઈજાઓ) લાગેલા હોય, તો શું એ એમ વિચારી શકે છે કે, શરીરનો થોડોક ભાગ બચ્યો છે, તેને પણ ઈજાગ્રસ્ત કરી દેવામાં આવે ? જો કોઈ સધ્ધર માણસ ઝૂંપડપટ્ટીમાં ગરીબો વચ્ચે પહોંચી જાય, તો શું તેને એમ વિચાર આવે છે કે, જ્યારે આટલા બધા લોકો ગરીબ છે, તો હું પણ ગરીબ થઈ જાઉં, અને મારી દૌલત દરિયામાં પધરાવી

આવું ? દુન્યવી બાબતોમાં જે અણગમતી બાબતો છે, તેના વિશે આપણે એવી રીતે નથી વિચારતા, તો આધ્યાત્મિક (રૂહાની) બાબતોમાં આપણે એવું કેમ વિચારીએ છીએ ? અને શું દરેક વસ્તુ સાંભળનાર, જોનાર ખુદાપાક આપણું આ બહાનું સ્વીકારશે ?

લાંચ વાસ્તવમાં ગરીબો, પીડિતો અને લાચારોનું લોહી છે. જેને લાંચ-ખોર ગટગટાવીને તેનો સ્વાદ માણે છે. આ લોહી બાહ્ય રીતે સ્વાદિષ્ટ તથા મજેદાર છે, પરંતુ પરિણામના હિસાબથી દુનિયામાં મુસીબત-આફતને નોતરૂ આપવા સમાન છે. અને આખિરતમાં દર્દનાક યાતનાનું કારણ છે.

## વ્યાજુ વહેવાર

વ્યાજુ વહેવાર એ લાલચ-સ્વાર્થ, કંજૂસાઈ અને અત્યાચારનો સંગ્રહ છે. લાલચ તો એ જ છે કે, તે એવું ચાહે છે કે બધી જ દૌલત મારી પાસે આવી જાય. કંજૂસાઈ એ કે તે કોઈ ગરીબને વગર વ્યાજે કાંઈ પણ દેવા તૈયાર નથી. અને ન કોઈ નેકીના કામમાં પોતાની રકમ આપી પોતાની પૂંજીમાં કમી કરવા તૈયાર છે. એ જ કારણે અલ્લાહ તઆલાએ વ્યાજુ વહેવારનું વર્ણન ઝકાત અને ખયરાતની તુલનામાં કર્યું.

અને ઝુલ્મ (અત્યાચાર) એ છે કે, તે ચક્રવૃદ્ધિ વ્યાજ લઈને લોકોને પોતાના પસીનાની કમાઈથી વંચિત (મહરૂમ) કરી દે છે, તેમના ઉપર રહેમ નથી કરતો. એટલા જ માટે વ્યાજની મનાઈ કરતાં ફરમાવે છે : “જે લોકો વ્યાજ ખાય છે, તેઓ (કિયામતમાં કબરોથી) ઉઠશે નહિ, પરંતુ એવી રીતે (ઉઠશે) જેવી રીતે કે તે માણસ ઉભો થાય છે, જેને શયતાન વળગી ગાંડો કરી દે છે; આ (શિક્ષા) એટલા માટે થશે કે તેઓએ (વ્યાજને હલાલ કરવા માટે દલીલમાં) કહ્યું હતું કે વેપાર પણ વ્યાજ લેવા સમાન જ છે. જ્યારે કે અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે, ત્યારે જેને પોતાના પરવરદિગાર તરફથી (એ વિશે) બોધ પહોંચ્યા પછી તે (વ્યાજ લેવાથી કે તેને હલાલ કહેવાથી) અટકી ગયો તો જે કંઈ (આ હુકમ આવ્યા) પહેલાં લઈ ચૂક્યો તે તેનું જ છે, પણ (તૌબા સબંધી) તેનો મામલો

અલ્લાહપાકને હવાલે છે, અને જે કોઈ પાછો (વ્યાજને હલાલ ગણે) તો તેઓ જ દોઝખવાળા છે, જેઓ તેમાં સદા રહેશે. (૨૭૫) અલ્લાહપાક વ્યાજ(ના વધારા)ને નાબૂદ કરે છે અને ખયરાત(ની બરકત)ને વધારે છે. અને અલ્લાહ તઆલા કોઈ પણ નાફરમાન પાપીને પસંદ કરતો નથી. બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા અને (ખાસ કરી) નમાઝ પઢતા રહ્યા તેમજ ઝકાત આપતા રહ્યા તેમના માટે તેમનો સવાબ પોતાના પરવરદિગાર પાસે છે અને (આખિરતમાં) ન તેમને કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૨૭૭) હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરો અને જો તમે ઈમાન રાખતા હો તો જેટલું વ્યાજ બાકી હોય તેને છોડી દો. પછી જો તમે (તેમ) કરશો નહિ તો અલ્લાહપાક તથા તેના રસૂલ (સલ.) તરફથી લડાઈની ચેલેન્જ સાંભળી લો. અને જો તમે તૌબા કરી લો તો તમને તમારી મુદલ રકમ મળશે, (આ કાયદા પછી) ન તમે કોઈ પર ઝુલ્મ કરવા પામશો અને ન કોઈ તમારા ઉપર ઝુલ્મ કરવા પામશે.'' *(સૂરએ બકરહ : ૨૭૫ થી ૨૭૯)*

યહૂદીઓ વિશે ફરમાવ્યું : ''તો યહૂદીઓના એવા પાપોના કારણે તેઓના ઉપર અમે ઘણી વાર (લાભકારી, સ્વાદિષ્ટ અને) પવિત્ર વસ્તુઓ (પણ) હરામ કરી દીધી, જે (પ્રથમ) તેઓના ઉપર હલાલ હતી. તેમજ આ કારણથી (પણ એમ કર્યું) કે તેઓ અલ્લાહપાકના સત્ય માર્ગથી ઘણાખરા લોકોને રોકતા હતા. અને એ કારણથી કે (તવરાતમાં) તેઓને વ્યાજ (લેવા)ની મનાઈ થઈ ચૂકી હતી, છતાં વ્યાજ લેતા હતા. તેમજ એ કારણથી કે લોકોનો માલ નાહક ખાઈ જતા હતા અને અમે તેઓમાંના કાફિરો માટે (આખિરતમાં) દુ:ખદાયક અઝાબ તૈયાર રાખ્યો છે.'' *(સૂરએ નિસાઅ્ : ૧૬૦-૧૬૧)*

''હે મુસલમાનો ! અનેકગણું વ્યાજ ખાઓ નહીં, અને અલ્લાહપાકથી ડરતા રહો કે જેથી તમે સફળ થાઓ. અને તે આગથી પણ ડરતા રહો કે જે કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે. અને અલ્લાહપાકનો તેમજ રસૂલોનો (ખુશીથી) હુકમ માનો કે જેથી તમારા ઉપર કૃપા થાય.''

*(આલિ ઈમરાન : ૧૩૦ થી ૧૩૨)*

આપ (સલ.)એ પોતાના સાચા ખ્વાબની હકીકત દર્શાવતાં ફરમાવ્યું કે,

મેં જહન્નમમાં લોહીની એક નહેર જોઈ. તેમાં એક માણસ તરી રહ્યો છે, બીજો માણસ કિનારે પથ્થર લઈને ઉભો છે. જ્યારે તરવાવાળો માણસ કિનારા ઉપર આવવા ચાહે છે, ત્યારે બીજો માણસ તાકીને પથ્થર મારે છે. જેનાથી પહેલા માણસનું મોઢુ ખૂલી જાય છે અને આ પથ્થર કોળીયો (લુકમો) બની તેના પેટમાં ચાલ્યો જાય છે. તે પથ્થર ખાઈને પહેલો માણસ પાછો આવી જાય છે. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) ! આ પથ્થર ખાનાર વ્યક્તિ વ્યાજ ખાનાર છે.

## ગુસ્સો-ક્રોધ

ક્રોધ અને ગુસ્સામાં હદથી આગળ વધી જવું પણ ઘણી મોટી બૂરાઈ છે. માણસ ઘણા અત્યાચારો અને ઝુલ્મો ફક્ત ગુસ્સાને લઈને જ કરી બેસે છે, અને પાછળથી પસ્તાવો કરવો પડે છે. માટે એક મુસલમાન માટે જરૂરી છે કે, તે પોતાના ગુસ્સાને કંટ્રોલમાં રાખે. અલ્લાહપાકે સારા મુસલમાનોના વખાણ કરતાં ફરમાવ્યું કે, તેઓ પોતાના ગુસ્સાને દબાવે છે. *(આલિ ઈમરાન : રૂકૂઅ-૧૪)* બીજી એક આયતમાં ફરમાવ્યું કે, "અને જ્યારે તેમને ગુસ્સો આવે છે, તો માફ કરી દે છે." *(સૂરએ શૂરા : રૂકૂઅ-૪)*

એક આયતમાં ફરમાવ્યું : "(હે નબી સલ. !) દરગુજર કરવાની ટેવ રાખો તથા નેકી કરવાનો હુકમ કરો અને જાહિલોથી અળગા રહો. અને જો શયતાન તરફનો કોઈ વસવસો આપને ઉશ્કેરી મૂકે તો અલ્લાહની પનાહ માંગો. તે જ સાંભળનાર (અને) જાણનાર છે. બેશક, જે લોકો પરહેઝગાર છે, તેમને જ્યારે શયતાન તરફથી કંઈક વસવસો આવે છે, ત્યારે તેઓ (અલ્લાહ તઆલાની) યાદમાં લાગી જાય છે. જેથી તે જ પળે તેમને સૂઝ આવી જાય છે. પણ જે લોકો શયતાનોના તાબે છે, તે તેઓને ગુમરાહીમાં ઘસડી લઈ જાય છે. પછી તેઓ (તેમાં) કોઈ પ્રકારની કસર રાખતા નથી."

*(સૂ.અઅ્રાફ : ૧૯૯ થી ૨૦૨)*

આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, જેવી રીતે એળિયો મધને ખરાબ કરી નાંખે છે, તેવી રીતે ગુસ્સો ઈમાનને ખરાબ કરી નાંખે છે.

એક રિવાયતમાં છે કે, ''જે માણસ ગુસ્સો કરે છે, તે નર્કની નજદીક પહોંચી જાય છે.'' *(ઈહ્યાઉલ ઉલૂમ : ૩/૧૬૫)* આપ (સલ.)એ ફરમાવ્યું કે, ખરાબ માણસ તે છે, જેને ગુસ્સો જલ્દી આવે અને જલ્દી ન ઉતરે. અને સારો માણસ એ છે, જેને જલ્દી ગુસ્સો ન આવે અને આવે તો જલ્દી ઉતરી જાય. *(તિરમિઝી શરીફ : ૨૧૯૧)*

એક વખત આપ (સલ.) કેટલાક લોકો પાસેથી પસાર થયા. તેઓ ભારે પથ્થર ઉઠાવી રહ્યા હતા. આપ (સલ.)એ પૂછ્યું : ''આ લોકો શું કરી રહ્યા છે ?'' લોકોએ કહ્યું કે, પથ્થર ઉઠાવી રહ્યા છે. આ વાત પ્રસંશાની શૈલીમાં કહેવામાં આવી હતી. આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, શું હું તમને આનાથી પણ વધારે બહાદુર માણસ ન બતાવું ? પછી આપ (સલી)એ ફરમાવ્યું : ''આ લોકોથી પણ વધારે બહાદુર માણસ તે છે, જે ગુસ્સાના વખતે પોતાની ઉપર કાબૂ રાખે.''

એક રિવાયતમાં છે કે, આપ (સલ.) સમક્ષ એક પહેલવાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો કે, તે બધાને હરાવી દે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''શું હું તેનાથી પણ વધારે પહેલવાન વિશે ન બતાવું ? તેનાથી પણ મોટો પહેલવાન તે માણસ છે, જેની ઉપર કોઈ જુલ્મ કરે અને તે પોતાના ગુસ્સાને પી જાય. તેણે પોતાના ગુસ્સા પર કાબૂ મેળવ્યો, અને પોતાના શયતાન ઉપર પણ તથા પોતાના વિરોધીના શયતાન પર પણ.'' *(મજ્મઉઝ ઝવાઈદ : ૮/૬૮)*

એટલે જ અલ્લાહપાકના રસૂલ (સલ.) ખાસ કરીને ગુસ્સાથી બચવાની નસીહત કરતા. એક ભાઈએ રસૂલુલ્લાહ (સલ.)થી કંઈક નસીહતની ઈચ્છા દર્શાવી. આપ (સલ.)એ ફરમાવ્યું : ''ગુસ્સો ન કરો.'' તેઓ વારંવાર પૂછતા રહ્યા અને આપ વારંવાર એ જ જવાબ આપતા રહ્યા. હઝરત સુફિયાન બિન અબ્દુલ્લાહ ષકફી (રદી.)એ આપ (સલ.)થી કહ્યું કે, મને કોઈ ફાયદાકારક પરંતુ ટૂંકી નસીહત કરો. આપ (સલ.)એ ફરમાવ્યું : ''ગુસ્સો ન કરો.'' તેઓ વારંવાર નસીહતની દરખ્વાસ્ત કરતા રહ્યા અને આપ (સલ.) વારંવાર આ જ જવાબ દોહરાવતા રહ્યા. *(બુખારી શરીફ, મજ્મઉઝ ઝવાઈદ : ૮/૮૦)*

હઝરત અબૂ દરદાઅ્ (રદી.)એ હુઝૂરે અકરમ (સલ.)થી દરખ્વાસ્ત કરી કે, એવું કાર્ય બતાવો જે મને જન્નતમાં દાખલ કરી દે. ફરમાવ્યું : “ગુસ્સો ન કરો.” હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ એવું કાર્ય જાણવાની ઈચ્છા દર્શાવી. જે અલ્લાહપાકના ગઝબ (ગુસ્સા)થી બચાવનાર હોય. ત્યારે પણ ઈર્શાદ થયો કે, “ગુસ્સો ન કરો.” *(ઉપરનો હવાલો)*

એક સહાબી ફરમાવે છે કે, મેં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી નસીહતની દરખ્વાસ્ત કરી. આપ (સલ.)એ ગુસ્સાથી બચવા પર ભાર મૂક્યો. મેં આ મુદ્દે ઉંડાણપૂર્વક વિચાર્યું તો જણાયું કે, “ગુસ્સો જ બધી બૂરાઈઓનું મૂળ છે.” *(ઉપરનો હવાલો)*

વિદ્વાનોએ નોંધ્યું છે કે, હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના બાળકોને ગુસ્સો કરવાથી ખાસ કરીને મનાઈ ફરમાવી હતી. *(ઈહ્યાઉલ ઉલૂમ : ૩/૧૬૫)*

હઝરત ઈમામ જઅફર (રહ.)નું કથન છે કે, ગુસ્સો દરેક અનિષ્ટ (બૂરાઈ)નું કારણ છે. હઝરત ઉમર (રદી.) ઘણી વખત પોતાના ખુત્બામાં ઈર્શાદ ફરમાવતા હતા કે, “જે શખ્સ લાલચ, મનેચ્છા અને ગુસ્સાથી બચી ગયો, તે સફળ થઈ ગયો. વિખ્યાત હદીષશાસ્ત્રી હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.)થી પૂછવામાં આવ્યું કે, આપ એક વાક્યમાં સદ્‌વર્તન (હુસ્ને અખ્લાક)ને વર્ણવો. તેમણે કહ્યું કે, “ગુસ્સો છોડી દો.” *(ઈહ્યાઉલ ઉલૂમ : ૩/૧૬૬)*

આ કારણે ગુસ્સો પી જવા પર બહુ મોટો સવાબ છે. હઝરત મુઆઝ બિન અનસ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, “જે માણસ ગુસ્સો કાઢવાની શક્તિ ધરાવતો હોય તે છતાં તે ગુસ્સો પી જાય, અલ્લાહ તઆલા સમગ્ર મખ્લૂકની સામે (સન્માનાર્થે) તેને બોલાવશે અને તેને કહેવામાં આવશે કે, જે હૂર (અપ્સરા) પસંદ પડે તેને લઈ લે.” *(તિરમિઝી શરીફ : હદીષ-૨૦/૨૧)* તેનું કારણ સ્પષ્ટ છે કે, ગુસ્સા પર કાબૂ મેળવવો અને ગુસ્સા વખતે પોતાને ન્યાય તથા મધ્યમ માર્ગે રાખવું સરળ નથી. માનવીના વર્તન તથા સહિષ્ણુતાની સાચી કસોટી આવા જ પ્રસંગે થાય છે. એટલે જ હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)એ બહુ સારી વાત કરી કે, “માનવીની

સહનશીલતાને તે વખતે જુઓ, જ્યારે તે ગુસ્સાની સ્થિતિમાં હોય. અને તેની ઈમાનદારીનો અંદાજો લાલચના મોકા પર લગાવો. જેને તમે ગુસ્સાની હાલતમાં નથી જોયો, તમને તેની સહનશીલતાની જાણ નથી અને જેને તમે લોભના વખતે ન જોયો, તમને તેની ઈમાનદારીની ખબર નથી.''

*(ઈહ્યાઉલ ઉલૂમ : ૩૦/૧૬૬)*

વાસ્તવમાં ગુસ્સો પી જવો બહુ મોટું કાર્ય છે. જેમકે આપ (સલ.)એ ફરમાવ્યું કે, અત્યંત બહાદુરીનું કાર્ય છે. એટલે જ આપ (સલ.)એ ગુસ્સા પર કાબૂ મેળવવાની વિવિધ પ્રયુક્તિઓ પણ દર્શાવી છે. આપ (સલ.)એ તેની એક યુક્તિ એ બતાવી કે, આવા સમયે માણસ ''અઉઝુબિલ્લાહિ મિનશ શયતાનિર્રજીમ'' પઢે. એક ભાઈ એટલા ગુસ્સામાં હતા, એવું લાગતું હતું કે હવે તેમનું નાક ફાટી પડશે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું એક એવું વાક્ય જાણું છું કે, જો તે કહે તો તેનો ગુસ્સો ઉતરી જાય. પૂછવામાં આવ્યું : તે ક્યું વાક્ય છે ? આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : ''અઉઝુબિલ્લાહિ મિનશ શયતાનિર્રજીમ.'' *(બુખારી શરીફ : ૬૦૪૮)*

કારણ સ્પષ્ટ છે કે, ગુસ્સો એક શયતાની હરકત છે. જ્યારે માણસ આવા સમયે તઅવ્વુઝ (અઉઝુ) પઢશે, તો અલ્લાહ તઆલાની મદદ વડે આ શયતાની હરકત પર કાબૂ મેળવી લેશે. માનસિક રીતે પણ આ શબ્દો પઢતી વખતે માણસનું દિમાગ એ તરફ જાય છે કે, તે હમણાં શયતાનનું સાધન બન્યો છે. આ સભાનતાના કારણે તે પોતાની જાતને ગુસ્સાની સ્થિતિમાંથી સરળતાપૂર્વક કાઢી શકશે.

ગુસ્સા પર કાબૂ મેળવવાની એક રીત એ પણ છે કે, ગુસ્સા વખતે માણસ કશું પણ ન બોલે, બલ્કે ખામોશ થઈ જાય. આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ''જ્યારે તમારા પૈકી કોઈને ગુસ્સો આવે તો તે ચૂપ રહે.''

*(મુસ્નદે અહમદ : ૨૧૩૭)*

કારણ કે ગુસ્સામાં માણસ જેટલું વધારે બોલે છે, ગુસ્સો વધતો જાય છે. ઘણી વખત ગુસ્સામાં માણસ એવી વાતો બોલી નાંખે છે, જે ખુદ તેના માટે નુકસાનકારક હોય છે. ગુસ્સાને કાબૂમાં રાખવાની એક રીત એ પણ છે કે,

માણસ પોતાની તે વખતની શારીરિક સ્થિતિ બદલી નાંખે. ઉભો હોય તો બેસી જાય અને બેઠો હોય તો સૂઈ જાય. અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત અબૂઝર ગિફારી (રદી.)ને ગુસ્સા વખતે આ રીત અપનાવવાનો આદેશ આપ્યો હતો. *(અબૂ દાવૂદ શરીફ : ૪૭૮૨)*

અબૂ વાઈલ એક પ્રવચનકાર (વાઈઝ) હતા. તેઓ ઉરવહ્ બિન મુહમ્મદ સઅદી (રહ.)ની પાસે ગયા. હઝરત ઉરવહ્થી તે વખતે કોઈએ એવી વાત કહી, જેનાથી તેમને ગુસ્સો આવી ગયો. તેઓ ઉભા થઈ ગયા અને વુઝૂ કરીને પાછા આવ્યા. પછી એક હદીષ બયાન ફરમાવી કે, આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, “ગુસ્સો શયતાનના કારણે આવે છે. શયતાનને આગથી પેદા કરવામાં આવ્યો છે, અને આગ પાણીથી ઓલવવામાં આવે છે. એટલે તમારા પૈકી કોઈને ગુસ્સો આવે તો તેણે વુઝૂ કરી લેવું જોઈએ.” *(અબૂ દાવૂદ : ૪૭૮૭)* જાણવા મળ્યું કે, ગુસ્સાને કાબૂ કરવામાં વુઝૂ પણ એક અસરકારક રીત છે.

ઈમામ ગઝાલી (રહ.)એ ગુસ્સા પર કાબૂ મેળવવાની કેટલીક બીજી પણ રીતો બતાવી છે. તેમાંથી એક એ છે કે, ગુસ્સા પર કાબૂ મેળવવાની જે ફઝીલતો કુર્આન શરીફ-હદીષ શરીફમાં આવેલી છે, તેને ધ્યાનમાં રાખે. પોતાની જાતને અલ્લાહ તઆલાના અઝાબથી બચાવવાના હેતુસર ગુસ્સા પર કાબૂ મેળવી શકાય છે. તેમજ એમ વિચારે કે ગુસ્સાના કારણે બન્ને પક્ષોમાં નફરત તથા બદલાની ભાવના જાગશે. ગુસ્સા વખતે માણસનો ચહેરો કેવો વિકૃત (બદલાઈ) થઈ જાય છે, તેને પોતાના દિમાગમાં લાવે. જાણે કે તે વખતે તે કોઈ હડકાયુ કૂતરૂ કે હુમલાખોર હિંસક પ્રાણી જેવું ભાસે છે.

*(ઈહ્યાઉલ ઉલૂમ : ૧૭૩-૧૭૪)*

વાસ્તવમાં આ જેટલી પણ રીતો છે, તેમાં સૌથી મૂળભૂત બાબત ખુદા તઆલાનો ડર છે. ખુદાપાકથી ન ડરનાર માણસ જ અન્યો પર ઝુલ્મ ગુજારે છે. ફક્ત ખુદા તઆલાનો ડર જ માણસની નિરંકુશ લાગણીઓને કાબૂમાં રાખી શકે છે.

હઝરત ઉમર (રદી.) એવા લોકોમાંથી હતા, જેમને ગુસ્સો વધારે આવતો હતો, પરંતુ સાથોસાથ અલ્લાહપાકના આદેશ સમક્ષ ઝૂકી જવામાં

પણ આપ અજોડ હતા. હઝરત ઉમર (રદી.) સાથે એવું પણ બન્યું કે, તેમણે એક માણસને કોરડા ફટકારવાનો આદેશ આપી દીધો. તેણે કુર્આનની આયત (અઅ્રાફ-૧૯૯) પઢી માફીની દરખ્વાસ્ત કરી, તો હઝરત ઉમર (રદી.)એ થોડુંક વિચારી તેને માફ કરી દીધો. *(ઈહ્યાઉલ ઉલૂમ : ૩/૧૭૩)* જો દિલમાં ખુદા તઆલાના ખૌફની અગ્નિ પ્રજ્વલિત હશે, તો તે ક્રોધની આગને જરૂર ઠારી દેશે. ગુસ્સો સર્વ અનિષ્ટોનું મૂળ છે. અને ગુસ્સો પી જવો સૌથી મોટી બહાદુરી છે.

એક રિવાયત મુજબ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, પાછલા પયગમ્બરોમાંથી કોઈ એક પયગમ્બર સાથે શયતાનની વાતચીત થઈ. આ એક લાંબી રિવાયત છે, તેનો એક અંશ નીચે મુજબ છે :

"શયતાને કહયું, તમે મારાથી કેવી રીતે બચી શકશો ? પયગમ્બરે જવાબ આપ્યો, ખુદાના સોગંદ ! જ્યારે પણ મને તારા તરફથી કંઈક ગરબડ થતી હોય એવુ લાગ્યુ ત્યારે મેં તારાથી બચવા માટે અલ્લાહપાકની પનાહ (આશ્રય) માંગી. અલ્લાહના દુશ્મને (શયતાને) કહયું, તમે સાચુ કહયું. તેના વડે જ તમે મારાથી છૂટી શકો છો. પછી પયગમ્બરે કહયું : તુ મને બતાવ કે, તુ કોની મદદથી ફરી માણસ પર ચઢી બેસે છે ? શયતાને કહયું : ગુસ્સા અને ઈચ્છાપૂર્તિ (ખ્વાહિશ) વડે." *(તફસીર ઈબ્ને કષીર ૨/૫૫૧)*

આનાથી જાણવા મળ્યું કે, માણસ જ્યારે ગુસ્સામાં હોય છે, અથવા જે સમયે તેની પર મનેચ્છા સવાર થઈ જાય ત્યારે તે શયતાન માટે અસુરક્ષિત (Vulnerable) બની જાય છે. આવી દરેક સ્થિતી શયતાન માટે હુમલો કરવાનો માર્ગ મોકળો કરી આપે છે.

આવી નાજુક પરિસ્થિતિનો લાભ લઈ શયતાન માણસને શિકાર બનાવે છે. અને તેને જન્નતની દિશાથી ફેરવી જહન્નમની દિશામાં ચલાવવા માંડે છે.

માણસે સૌથી વધારે પોતાના જ ગુસ્સાથી તથા ઈચ્છાઓ પાછળ દોડવાથી ડરવું જોઈએ. આ ખતરાથી બચવાનો ઉપાય એ છે કે, જ્યારે પણ આવી લાગણી જન્મે ત્યારે તેને શયતાનનો હુમલો સમજે અને તત્કાળ

શયતાનથી ખુદા તઆલાની પનાહ (આશરો) માંગવા લાગે.

કોઈ માણસનો રોષ જ્યારે ભભૂકી ઉઠે છે, ત્યારે તે શયતાનની સીધી અસર હેઠળ આવી જાય છે. જ્યારે તે કોઈ મનેચ્છા હેઠળ દબાઈ જાય છે, ત્યારે એ વાતનો ભય હોય છે કે, શયતાન તેના પર કાબૂ જમાવી લેશે. આવા દરેક મોકા પર પાપ તથા અન્યાયથી બચવાની એક અસરકારક યુકિત એ છે કે, માણસ અલ્લાહપાકની મદદ માંગે, તે શયતાનના મુકાબલે અલ્લાહ તઆલાની શરણમાં આવી જાય.

હઝરત ઈબ્રાહીમ બિન અયલાને ખલીફા હિશામ બિન અબ્દુલમલિક (ઉમવી)એ બોલાવ્યા અને તેમને ઈજીપ્તના આવકવેરા ખાતાના અફસરનો હોદ્દો પેશ કર્યો. હઝરત ઈબ્રાહીમ બિન અયલાએ હોદ્દો કબૂલ નહીં કર્યો અને કહ્યું કે, હું હોદ્દાને લાયક નથી.

ખલીફા હિશામ ગુસ્સે થઈ ગયો. તેણે કહ્યું કે, તમારે આ હોદ્દો કબૂલ કરવો પડશે, નહીંતર તમને સખત સજા આપવામાં આવશે. હઝરત ઈબ્રાહીમ બિન અયલાએ અત્યંત ધીમા સ્વરે કહ્યું : ‘‘અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું છે કે, અમે જમીન તથા આકાશને એક અમાનત પેશ કરી, પરંતુ તેમણે તેને ઉઠાવવાની ના પાડી. જ્યારે મહાન ખુદાપાક જીમ્મેદારી સ્વીકાર ન કરનાર પર ગુસ્સે ન થયા, તો તમે મારા પર કેમ ગુસ્સે થાવ છો ?’’

ખલીફા હિશામ બિન અબ્દુલ મલિક આ સાંભળી ચૂપ થઈ ગયો અને તેઓને કાંઈ નહીં કહ્યું.

હઝરત ઈબ્રાહીમ બિન અયલા (રહ.)એ જે જવાબ આપ્યો, તે પહેલાં બાદશાહને એમ લાગતું હતું કે, ભૂલ હઝરત ઈબ્રાહીમની છે. પરંતુ હઝરત ઈબ્રાહીમના જવાબ પછી બાદશાહને એવો એહસાસ થયો કે ભૂલ તેની પોતાની છે. આથી તેનો વિચાર બદલાયો અને તેણે પોતાનું હિંસક વલણ બદલી નાંખ્યું.

માણસ જો પ્રતિક્રિયાની માનસિકતાનો શિકાર ન બને તેમજ ઉગ્ર બોલાચાલી કે કોઈ પણ પ્રકારની વિરોધી કાર્યવાહી કરી આખા મામલાને

વધારે ન બગાડે તો તે ચોક્કસ પેલી શક્યતાનો પોતાની તરફેણમાં ઉપયોગ કરી શકે છે. જ્યારે કોઈ પ્રતિકુળ પરિસ્થિતિ સર્જાય તો માણસે ઠંડા દિમાગથી વિચારીને આગળ વધવું જોઈએ. તેણે સામાપક્ષને એવી પ્રતીતિ કરાવવી જોઈએ કે ભૂલ તેની પોતાની છે. જો વિરોધપક્ષને આવો એહસાસ થઈ જાય તો જાણે કે તે પોતાના હથિયારથી જ ઝખ્મી થઈ ગયો.

## ઉતાવળીયુ પગલું

ઉતાવળિયું પગલુ કોઈ પણ વ્યકિત કે સમૂહ માટે પ્રાણઘાતક નીવડે છે. કોઈના માટે પણ તે હિતકારી ન હોય શકે. ઉતાવળિયા પગલાં વાસ્તવમાં અંધારામાં છલાંગ મારવા સમાન છે. અને કોઈ પણ વ્યકિત એટલી સક્ષમ નથી કે, તે અંધારામાં છલાંગ લગાવે અને પછી તેના દુષપરિણામોથી પોતાને બચાવી લે.

એક મહાશય હતા. તેઓ કારેલાથી ચીડાતા હતા. તેઓની સામે કોઈ કારેલાનું નામ લે એટલે તેઓ ગુસ્સે થઈને તેને અનાપશનાપ (એલફેલ) બોલવા માંડે. તેઓને ગુસ્સે કરવા માટે એટલુ જ પૂરતુ હતુ કે, કોઈ શખ્સ તેમની સામે કારેલાનો શબ્દ બોલી દે. બેચાર છોકરાંઓને શરારત સૂઝી અને તેઓ તેમને ચીડવવા તેમની પાસે પહોંચી ગયા. દરેક છોકરાએ વારાફરતી તેમના તરફ ઈશારો કરતાં કહ્યુ : કારેલાં....!

મજકૂર સાહેબ લાલપીળા થઈ ગયા. તેઓ દંડો લઈને મારવા દોડયા. છોકરાં ભાગવા માંડયા. છોકરાઓ આગળ અને પેલા મહોદય દંડો લઈને પાછળ ભાગી રહ્યા હતા. તેમનુ ધ્યાન છોકરાંઓ પર હતું, એટલે મજકૂર શ્રીમાન નીચે જોઈ ન શકયા. રસ્તામાં એક ગટર હતી. જેનું ઢાંકણુ ખુલ્લુ હતુ. પેલા ભાઈ આ ખુલ્લી ગટર જોઈ ન શકયા. તેઓ દોડતા દોડતા તેમાં પડી ગયા. તેમનો એક પગ ભાંગી ગયો. ત્યાર પછી તેમનો પગ કયારેય સંપૂર્ણપણે સારો થયો નહીં. એટલે તેઓ જીવનભર લાઠી લઈને ચાલતા રહ્યા.

આ કહાણી કોઈ એક વ્યકિતની કહાણી નથી. ઘણાં બધા લોકો કોઈને કોઈ રીતે આ પ્રકારની ભૂલ કરે છે. અને આખું જીવન અફસોસ કરતા રહે

છે. વાસ્તવિકતા એ છે કે, ગુસ્સો એક ક્ષણમાં ઠંડો પડી શકે છે. પરંતુ ગુસ્સાનું ખરાબ પરિણામ સમગ્ર જીવન ભોગવવું પડે છે. થોડાક સમય માટે એક અનિચ્છનીય વસ્તુને સહન કરી લો. જો તમે આમ નહીં કરો તો આપને આખી જિંદગી અનિચ્છનીય ચીજો સહન કરવી પડશે.

## કીના-કપટ

દિલમાં કોઈ માણસથી દ્વેષ-દુશ્મનીનો જઝબો રાખવાને કીના-કપટ કહેવામાં આવે છે. આ એક એવી બૂરાઈ છે કે જે લોકો અલ્લાહ તઆલાથી આ બૂરાઈથી બચવાની દુઆ કરે છે, તેમના કુર્આન શરીફમાં વખાણ કરે છે : "તથા (એ માલ તેમના માટે છે કે) જેઓ આ દારૂલ ઈસ્લામ (મદીનહના વસવાટ)માં તથા ઈમાનમાં તેઓ (મુહાજિરો)થી પહેલાં સ્થાન મેળવી ચૂક્યા છે કે જે કોઈ તેમની પાસે હિજરત કરીને આવે છે, તેની સાથે પ્રેમભાવ રાખે છે. અને તે મુહાજિરોને જે કંઈ આપવામાં આવે છે, તેથી તેઓ પોતાના દિલમાં જરાયે તંગી જોતા નથી અને પોતાની જાનથી પણ તેમને વિશેષતા આપે છે. પછી ભલેને પોતાના ઉપર ફાકો જ હોય. અને જે માણસ પોતાની સ્વાભાવિક કંજૂસાઈથી દૂર રાખવામાં આવ્યો, તો એવા લોકો જ સફળ થનાર છે. તથા (એ માલ) તે લોકો માટે છે, જેઓ એમના પછી એમ કહેતા આવ્યા કે, હે અમારા પરવરદિગાર ! તું અમને તથા અમારા તે ભાઈઓને પણ બખ્શી દે કે જેમણે ઈમાનમાં અમારાથી પહેલ કરી છે. અને અમારા દિલોમાં ઈમાનવાળાઓ પ્રત્યે વેર રહેવા ન દે. હે અમારા પરવરદિગાર ! તું જ અતિ માયાળુ (અને) મહા દયાળુ છે." *(સૂરએ હશ્ર : ૯-૧૦)*

જન્નતની એક ખૂબી એ હશે કે, તેમાં રહેનારા કીના-કપટથી પાક હશે. "બેશક, પરહેઝગારો બગીચાઓમાં અને નહેરોમાં (વસતા) હશે. (તેમને કહેવામાં આવે કે) એમાં સલામતી સાથે વગર ખટકે દાખલ થાઓ. અને તેમના દિલોમાં (એકબીજાથી) જે નારાજી હશે તે અમે કાઢી (સાફ કરી) નાખીશું. (તો જાણે) તેઓ ભાઈ (સમાન) બની રહેશે (અને) તેઓ ગાદીઓ પર સામસામા બેસતા રહેશે. ત્યાં તેમને ન કંઈ ઈજા પહોંચશે અને ન તેમને

ત્યાંથી કાઢી મૂકવામાં આવશે.'' *(સૂરએ હિજ્ર : ૪૫ થી ૪૮)*

''અને જે કંઈ તેમના દિલોમાં નારાજી હશે, તે અમે કાઢી નાખીશું. તેમ(ના મહેલો)ની નીચે નહેરો વહેતી હશે.'' *(અઅ્રાફ : ૪૩)*

આ આયતોથી માલૂમ પડે છે કે, કીના-કપટ રાખનારને આ ઈનામો મળશે નહીં. હદીષ શરીફમાં છે કે, મુસલમાન માટે પોતાના મુસલમાન ભાઈથી ત્રણ દિવસથી વધુ અણબોલ રાખવા (કટ્ટી કરવા) હલાલ નથી. *(બુખારી શરીફ)*

એક હદીષમાં છે કે, બન્નેવમાં બેહતર તે છે, જે સલામથી વાતચીતની શરૂઆત કરે. એક હદીષમાં છે કે, બીજાએ પણ સલામનો જવાબ આપ્યો, તો બન્નેવને સવાબ મળશે. અને જો જવાબ ન આપ્યો, તો સલામમાં પહેલ કરનારને ડબલ સવાબ મળશે અને જવાબ ન આપનારને ડબલ ગુનોહ થશે. *(બુખારી શરીફ, મુઅત્તા માલિક, અબૂ દાવૂદ)*

એક રિવાયતમાં છે કે, દર સોમવાર અને ગુરૂવારે બંદાઓના અઅ્માલ અલ્લાહપાકના દરબારમાં પેશ કરવામાં આવે છે. તો જેમણે શિર્ક ન કર્યું હોય, તેમની માફી થઈ જાય છે. પરંતુ જે બે બંદાઓ આપસમાં કીનો રાખતા હોય તો તેમની માફી માટે અલ્લાહપાક રાહ જોવાનો હુકમ કરે છે કે, જ્યારે મેળ-મેળાપ થઈ જાય ત્યારે માફી થશે. *(મુસ્લિમ શરીફ, અબૂ દાવૂદ શરીફ)*

આ હદીષ શરીફોમાં વિચાર કરવો પડશે કે, અલ્લાહપાકે શિર્ક અને કીના-કપટને બરાબરનો દરજો આપ્યો છે. કારણ કે દીને ઈસ્લામ બે વસ્તુઓનું નામ છે : (૧) અલ્લાહ તઆલાનો હક્ક (૨) બંદાઓનો હક્ક. શિર્ક અલ્લાહ તઆલાનો અનાદર છે અને કીનો બંદા સાથે દુશ્મનીનું નામ છે.

## ઝુલ્મ-અત્યાચાર

કુર્આન શરીફમાં એક બંદા તરફથી બીજા બંદા ઉપર કરવામાં આવતા ઝુલ્મ-અત્યાચારને 'બગ્ય' અને 'ઉદવાન'થી સંબોધવામાં આવ્યા છે. ઝુલ્મ ઈસ્લામી શરીઅતમાં હરામ છે. ''ફરી જે માણસ અલ્લાહપાક પર જૂઠું બોહતાન મૂકે અથવા તેના હુકમોને જૂઠાડે, તેનાથી વધુ ઝાલિમ કોણ હશે ?

તેવા લોકોને કિતાબમાં લખેલો તેમનો હિસ્સો મળશે.'' *(સૂરએ અઅ્રાફ : ૩૭)*

''બેશક, અલ્લાહ તઆલા તમને અદલ તથા એહસાન અને સગા-સબંધીઓને આપવાનો હુકમ કરે છે, અને નિર્લજ્જતા તેમજ બૂરા કામોથી તથા અભિમાન કરવાથી રોકે છે. તે તમને શિખામણ આપે છે કે, જેથી તમે બોધ ગ્રહણ કરો.'' *(સૂરએ નહલ : ૯૦)*

આ બન્નેવ આયતોમાં જે ઝુલ્મનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જો તેને રોકવામાં ન આવે તો પૂરી કૌમ અને દેશથી શાંતિ છીનવાય જાય. ઝુલ્મને રોકવા માટે ઝાલિમથી બદલો લેવો જરૂરી છે. જેથી બીજા લોકો ઝુલ્મ કરવાથી રોકાય. પરંતુ તેટલો જ બદલો લેવામાં આવે, જેટલું ઝાલિમે નુકસાન પહોંચાડ્યું છે. પરંતુ જો કોઈ પિડિત-મઝલૂમ બદલો લેવાની કુદરત ધરાવવા છતાં માફ કરી દે, તો તેને અલ્લાહપાક તરફથી ઘણો મોટો અજ્ર (બદલો) મળશે. પરંતુ જો કોઈ માફ ન કરે અને બદલો લેવા માંગે તો લઈ શકે છે.

''તથા તે લોકો (માટે છે) કે જ્યારે તેમના ઉપર જુલ્મ થાય ત્યારે તેઓ વ્યાજબી બદલો લે છે. અને બુરાઈનો બદલો તો તેના પ્રમાણે જ બુરાઈ છે, છતાં જે કોઈ માફ કરી દે અને સમાધાન કરી લે, તો તેનો બદલો અલ્લાહ તઆલાના શિરે છે. બેશક, તેને જુલ્મ કરનારા ગમતા નથી. અને જે કોઈ પોતાના ઉપર જુલ્મ થવા પછી સરખો (વ્યાજબી) બદલો લે, તો એવા લોકો પર કંઈ પકડ નથી. પકડ તો માત્ર તેઓના ઉપર જ છે, જેઓ લોકો પર જુલ્મ ગુજારે છે અને દેશમાં નાહક શરારતો કરે છે; એવા લોકો માટે જ દુઃખદાયક શિક્ષા છે. અને જે માણસે (બીજાના જુલ્મને) સહન કર્યું અને માફ કર્યું, તો અલબત્ત એ હિમ્મતના કામોમાંથી છે.'' *(સૂરએ શૂરા : ૩૯ થી ૪૩)*

જે માણસ ઝુલ્મ કરવામાં પહેલ કરે અને દેશમાં નાહકનો અત્યાચાર-પાપ આચરે, તેને અલ્લાહપાકની રહમતથી દૂર કરવામાં આવશે. *(સૂરએ શૂરા, રૂકૂઅ-૪)* જો કોઈ અત્યાચાર કરી કોઈને ઝુલ્મથી મારી નાંખે, તો તેના રિશ્તેદારોને ઈસ્લામી કોર્ટ પ્રમાણે બદલો લેવાની પરવાનગી છે. *(બની ઈસ્રાઈલ)*

મઝલૂમ-પિડિતને એ પણ હક્ક છે કે, તે ઝાલિમના ઝુલ્મનું વર્ણન કરે.

જેનાથી ઝાલિમ અત્યાચાર કરવાથી રોકાય જાય તથા લોકોમાં મઝલૂમ પ્રત્યે હમદર્દી પેદા થાય. કુર્આન શરીફમાં છે : "અલ્લાહપાક કોઈની બૂરી વાત જાહેર કરવાને પસંદ કરતો નથી, પરંતુ જેના ઉપર ઝુલ્મ થયો હોય (તે સત્ય બીના જાહેર કરે તો ગુનોહ નથી). અને અલ્લાહપાક સઘળુ સાંભળનાર (અને) જાણનાર છે. જો તમે કોઈ નેક કાર્ય જાહેરમાં કરો અથવા તેને છૂપાવો અથવા કોઈ(ની) બૂરાઈને માફ કરો તો (અતિ શ્રેષ્ઠ છે, કારણ કે) અલ્લાહ તઆલા પણ અતિશય માફકર્તા (અને) મહા શક્તિમાન છે." *(સૂ.નિસાઅ્ : ૧૪૯)* પરંતુ વધારે બદલો લેવામાં ન આવે. "અને જે કૌમે તમને ઈઝ્ઝત-વાળી મસ્જિદ (કઅ્બહ)થી રોક્યા હતા, તેની દુશ્મની તમને (શરીઅતની) હદથી વધી જવા ઉશ્કેરે નહીં અને આપસમાં નેક કાર્ય તથા પરહેઝગારી પર મદદ કરતા રહો અને પાપ તથા ઝુલ્મના કાર્યમાં (કોઈની) મદદ ન કરો અને અલ્લાહપાકથી ડરતા રહો. બેશક, (હુકમો વિરૂદ્ધ કરનારને) અલ્લાહ તઆલા સખત શિક્ષા કરનાર છે." *(સૂરએ માઈદહ : ૨)*

હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા ભાઈની મદદ કરો. ચાહે તે ઝાલિમ હોય કે મઝલૂમ હોય. સહાબએ કિરામે અર્ઝ કરી કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) ! મઝલૂમની મદદ કરવાનું તો સમજમાં આવે છે, પરંતુ ઝાલિમની મદદ કેવી રીતે થઈ શકે ? તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, ઝાલિમને તેના ઝુલ્મથી રોકવું તેની મદદ ગણાશે. *(બુખારી શરીફ)*

એક હદીષે કુદસીમાં અલ્લાહપાકે ફરમાવ્યું કે, હે મારા બંદાઓ ! મેં પોતાના માટે અને તમારા માટે આપસમાં ઝુલ્મ કરવાને હરામ ઠેરવ્યો છે. તો તમે પણ એકબીજા ઉપર ઝુલ્મ ન કરો. *(મુસ્લિમ શરીફ)* એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, ઝુલ્મથી બચો. કારણ કે ઝુલ્મ કિયામતના દિવસે ઘણી બધી અંધેરીઓ બનીને આવશે. *(મુસ્લિમ શરીફ)* મઝલૂમની બદ્દુઆ (શ્રાપ)થી બચો. કારણ કે તેના અને અલ્લાહપાકના દરમ્યાન કોઈ રૂકાવટ નથી. (દુઆ સીધી અર્શે ઈલાહી સુધી પહોંચી જાય છે.) *(બુખારી શરીફ)*

એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, જેણે પોતાના કોઈ (મુસ્લિમ) ભાઈની

ઈઝ્ઝત-આબરૂ ઉપર હુમ્લો કર્યો હોય અથવા બીજી કોઈ વસ્તુ બાબતે ઝુલ્મ કર્યો હોય તો આજે જ તેની સુલેહ સફાઈ (માફી) કરી લે. તે દિવસ (કિયામત) આવતાં પહેલાં જ્યારે તેની પાસે રૂપિયા-પૈસા નહીં હોય. (તે કામ પણ નહીં લાગે) ઝાલિમના ઝુલ્મ બરાબર મઝલૂમને ઝાલિમની નેકીઓ દેવામાં આવશે. અને નેકીઓ નહીં હોય તો મઝલૂમની બૂરાઈઓ ઝાલિમના ખાતામાં નાંખવામાં આવશે. *(બુખારી શરીફ)*

હદીષ શરીફમાં છે કે, જન્નતી-દોઝખી લોકોને એક પુલ પાસે રોકવામાં આવશે. અને દુન્યામાં જેણે એકબીજા ઉપર ઝુલ્મ કર્યો હશે, તેનો બદલો એકબીજાથી ચૂકવવામાં આવશે. જ્યારે તેનાથી પાક થશે ત્યારે તેમને જન્નતમાં જવાની પરવાનગી મળશે. *(બુખારી શરીફ)*

## ઘમંડ-તકબ્બુર

માણસમાં જ્યારે કોઈ સારી લાયકાત કે વિશેષ ગુણ હોય છે, ત્યારે કુદરતી રીતે તેના દિલમાં મોટાઈનો ખ્યાલ આવે છે. પછી તે પોતાને મોટો સમજી જે લોકોમાં આ ગુણ નથી હોતો, તેમને હકીર-નીચ સમજે છે. આ પ્રમાણેના અમલને ઘમંડ કહેવામાં આવે છે. દુન્યામાં સૌથી પહેલાં આ બૂરાઈ શયતાન દ્વારા ઉત્પન્ન થઈ. તેણે હઝરત આદમ (અલૈ.)ને પોતાનાથી નીચા સમજ્યા. (હું આદમથી શ્રેષ્ઠ છું, તેં મને આગથી અને આદમને માટીથી બનાવ્યો.) અલ્લાહપાકે ફરમાવ્યું કે, તું મારા દરબારથી ચાલ્યો જા. તારા માટે ઘમંડ સારો નથી. તું મારા તરફથી ઝલીલ અને નીચ થઈને રહીશ.

"અલ્લાહપાકે ફરમાવ્યું કે, (જ્યારે તું એવો નાફરમાન છે) ત્યારે આકાશથી ઉતરી જા ! તને આ લાયક નથી કે તુ અત્રે ગર્વ કરે. બસ, તું (અહીંથી) નીકળી જા ! બેશક, તું (એ ગર્વના કારણે) તુચ્છ ગણનારાઓમાં થઈ ગયો." *(સૂરએ અઅ્રાફ : ૧૩)*

મોટાઈ-ઘમંડ ફક્ત પોતાને મોટો સમજવામાં નથી, બલ્કે સાથે બીજા લોકોને નીચ સમજવામાં પણ છે. એક ખૂબસુરત સહાબીએ કહ્યું કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ! હું ખૂબસુરત વ્યક્તિ છું, અને મને સૌંદર્યવાન

વસ્તુઓ પસંદ છે. તો શું આ ઘમંડ ગણાશે ? આપ (સલ.)એ ફરમાવ્યું : ના, આ ઘમંડ નહીં ગણાશે. ઘમંડ તો એ છે કે, માણસ સાચી-હક્ક વાત કબૂલ ન કરે અને લોકોને હકીર-નીચ ગણે. *(અબૂ દાવૂદ)*

દરેક યુગમાં અંબિયાએ કિરામનો વિરોધ આ પ્રકારના ઘમંડી લોકોએ જ કર્યો. ''અને તે કાફિરોએ પોતાના રસૂલોને કહ્યું કે, ચોક્કસ અમે તમને અમારા દેશમાંથી કાઢી મૂકીશું અથવા તો (એમ થાય કે) તમે અમારા ધર્મમાં પાછા આવો ત્યારે તેમના પરવરદિગારે તેમના તરફ વહી મોકલી કે અમે એ જુલ્મીઓનો ચોક્કસ જ નાશ કરી નાખીશું. અને તેઓના પછી એ જ દેશમાં જરૂર તમને વસાવીશું. આ (વાયદો) તેના માટે છે, જે મારી રૂબરૂમાં ઉભા રહેવાથી ડરે છે અને મારા અઝાબના વાયદાથી ડરે છે, અને પયગમ્બરો ફતેહ માંગવા લાગ્યા અને દરેક ઘમંડી, ઝઘડો કરનાર (દુનિયામાં) નિષ્ફળ થયો.'' *(સૂરએ ઈબ્રાહીમ : ૧૩ થી ૧૫)*

હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલામાં ફિરઔને તકબ્બુર અને ઘમંડથી ઈન્કાર કર્યો હતો. તે લોકો ઘમંડ પર ઉતરી આવ્યા અને તે લોકો પોતાને મોટા સમજતા હતા. *(મુઅ્મિનૂન : રૂકૂઅ-૩, હૂદ : રૂકૂઅ-૩)*

અલ્લાહ તઆલા તકબ્બુર કરનારને પસંદ નથી કરતા. ''તમારો ખરો મઅ્બૂદ એકલો અલ્લાહ છે, છતાં જેઓને આખિરતની ઝિંદગીનું યકીન નથી, તેઓના દિલ (સત્ય વાતથી) ઈન્કાર કરી રહ્યા છે. અને તેઓ અભિમાન કરે છે. (એમાં) કંઈ જ શંકા નથી કે તેઓ જે કંઈ છૂપાવે છે અને જે કંઈ જાહેર કરે છે, તેને અલ્લાહ તઆલા જાણે છે. બેશક, તે અભિમાનીઓને પસંદ કરતો નથી. અને જ્યારે તેમને પૂછવામાં આવે છે કે, તમારા પરવર-દિગારે શું ઉતાર્યું છે ? ત્યારે તેઓ કહે છે : (અરે) એ તો આગલાઓની વાર્તાઓ છે. એનું પરિણામ એ આવશે કે, કિયામતના દિવસે તેઓને પોતાનો સંપૂર્ણ બોજો ઉઠાવવો પડશે તેમજ તેઓનો પણ કંઈક બોજો (ઉઠાવશે) જેમને તેઓ જાણ્યા વિના જ બહેકાવે છે. યાદ રાખો કે જે (ગુનાહના) બોજાને તેઓ ઉઠાવી રહ્યા છે, તે બહુ ખરાબ છે.''

*(સૂ.નહલ : ૨૨ થી ૨૫, નિસાઅ્ : રૂકૂઅ-૬)*

ઘમંડી લોકોને જહન્નમની વઈદ-ધમકી સંભળાવવામાં આવી છે : “(અલ્લાહપાક કહેશે) એમ નથી, બલ્કે તારી પાસે મારા હુકમો પહોંચ્યા હતા, તો તેં તેમને જૂઠાડ્યા અને અહંકાર કર્યો અને તું કાફિરોમાં જ રહ્યો હતો. (ફરી) હુકમ થશે કે, જહન્નમના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ, તેમાં સદા રહેજો. તો એવા અભિમાનીઓનું ઠેકાણું કેવું ખરાબ છે !”

*(સૂરએ ઝુમર : ૫૯/૭૨)*

ઘમંડી-અત્યાચારી લોકોના દિલો ઉપર અલ્લાહપાક મહોર લગાડી આપે છે. “તમને (દુનિયામાં) મારી આયતો પઢી સંભળાવવામાં આવતી હતી, પણ તમે પોતાની એડીઓભેર પાછા નાસતા હતા. તેમની સાથે અભિમાન કરતાં તેમને વાર્તા કહેનાર ગણી છોડી દેતા હતા.” *(સૂરએ મુઅ્મિનૂન : ૬૬/૬૭)*

અખ્લાકી અને સમાજી રીતે ઘમંડના બૂરા પરિણામો આવે છે. કારણ કે ઘમંડી માણસ સામાન્ય લોકો સાથે ઉઠવા-બેસવા, ખાવા-પીવાને પોતાની શાનના વિરુદ્ધ સમજે છે. તેની ઈચ્છા એ હોય છે કે, લોકો તેના માટે અદબભેર ઉભા રહે. તે ગરીબો સાથે વાતચીત કરવાને પોતાની શાનને લાયક નથી સમજતો, લોકોને સલામ નથી કરતો. બલ્કે લોકોથી આશા રાખે છે કે, તેને બધા સલામ કરે. બેઠકો અને મજલિસોમાં તેને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થાય. એટલા માટે આપ (સલ.)એ ફરમાવ્યું કે, જેના દિલમાં રાઈના દાણાં બરાબર પણ ઘમંડ અને મોટાઈ હશે, તે જન્નતમાં દાખલ નહીં થઈ શકશે. *(અબૂ દાવૂદ)*

એક માણસે પૂછ્યું કે, માણસને એ પસંદ છે કે, તેના કપડાં સારા હોય, તેના જોડા-ચપ્પલ સારા હોય. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા પોતે જમીલ (ખૂબસૂરત) છે અને જમાલ (ખૂબસૂરતી)ને પસંદ કરે છે. ઘમંડ તો સત્યનો ઈન્કાર કરવો અને લોકોને હલકા સમજવાનું નામ છે. *(મુસ્લિમ શરીફ)*

ઘમંડનું કારણ કુટુંબ-જ્ઞાતિને સમજવામાં આવે છે. દુનિયાની હકીકત શું છે ? “એ વિશેની ખબર (આપી) એટલા માટે કે જે કંઈ તમારી પાસેથી જતું રહે તેના ઉપર (અતિશય) દિલગીર ન થાઓ અને જે કંઈ તેણે તમને આપ્યું છે તેના ઉપર ફુલાઈ ન જાઓ; અને અલ્લાહપાક કોઈ પણ ઈતરાજીવાળા

શેખીવાળાને પસંદ કરતો નથી.'' *(સૂરએ હદીદ : ૨૩)*

''અને (હે નબી સલ. !) તે લોકોને દુનિયાની જિંદગીની હાલત વર્ણવી દો કે તે એવી છે, જાણે અમે આકાશથી પાણી વરસાવ્યું. ફરી તેના વડે જમીનની લીલોતરી ખૂબ નીકળી. પછી તે (સૂકાઈને) ચૂરેચૂરા થઈ ગઈ કે જેને હવા ઉડાવતી ફરે અને અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. માલ તથા અવલાદ દુન્યવી જીવનની શોભા છે અને બાકી રહેનાર નેકીઓ આપના પરવરદિગારની નજીક બદલાની રૂએ બહુ બેહતર તેમજ આશાની રૂએ પણ ઘણી જ બેહતર છે.'' *(સૂરએ કહફ : ૪૫/૪૬)*

હદીષ શરીફમાં છે કે, જન્નત કમઝોર, ખાકસાર, મિલનસાર લોકોનું ઠેકાણું છે. અને જહન્નમમાં ખરાબ સ્વભાવવાળા, ઘમંડી, મોટાઈ, શૈખી મારનાર લોકો વધુ હશે. *(બુખારી શરીફ)*

હઝરત અસ્મા બિન્તે ઉમૈસ (રદી.) ફરમાવે છે કે, મેં અલ્લાહપાકના રસૂલ (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, ખરાબ બંદો તે છે કે જે પોતાને બીજાથી સારો સમજે તથા ઘમંડ કરે અને મહાન તથા સર્વોચ્ચ (અલ્લાહ તઆલા)ને ભૂલી જાય.

ખરાબ બંદો તે છે, જે ઝુલ્મ કરે તથા હદ વટાવી જાય. અને (જાલિમો પર બદલારૂપે) સર્વોચ્ચ ઝુલ્મ કરનારને (ખુદા તઆલાને) ભૂલી જાય.

ખરાબ બંદો તે છે, જે દીનદારી ભૂલી ગયો હોય તથા દુનિયાદારીમાં વ્યસ્ત થઈ ગયો હોય અને કબરને તથા તેની મુસીબતોને ભૂલી ગયો હોય ! ખરાબ બંદો તે છે, જેણે ફિત્નાઓ ઉભા કર્યા હોય તથા માથુ ઉંચક્યું હોય અને પોતાના આરંભ તથા અંતને ભૂલી ગયો હોય.

ખરાબ બંદો તે છે, જે દુનિયાને દીન વડે પ્રાપ્ત કરે. ખરાબ બંદો તે છે, જે (પોતાના) દીનને શંકાસ્પદ બાબતોમાં પડીને બરબાદ કરે. ખરાબ બંદો તે છે, જેને લોભલાલચ આમ-તેમ ઠોકર ખવડાવતી રહે. ખરાબ બંદો તે છે, જેને મનેચ્છાઓ ગુમરાહ કરતી રહે. ખરાબ બંદો તે છે, જેને મોજમજા અપમાનિત કરતી રહે. *(તિરમિઝી શરીફ, મિશ્કાત શરીફ)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ જે રીતે સફળતા સુધી પહોંચાડતા માર્ગો સૂચવ્યા છે, તેવી જ રીતે પ્રસંગોપાત નિષ્ફળતા સુધી પહોંચાડતા કાર્યોની પણ ઘણી વિગતે ચર્ચા કરી છે. જેથી ખુદાપાકના બંદાઓ પોતાને તેનાથી બચાવી શકે અને અલ્લાહપાકને રાજી કરતું જીવન વિતાવી શકે. ઉપરોક્ત રિવાયત પણ એ જ સિલસિલાની એક કડી છે.

પહેલા નંબરે અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એવા માણસને રાખ્યો છે, જે પોતાને (કોઈ પણ કારણસર) ઉચ્ચ સમજે છે અને અન્યને નીચ સમજે છે. હંમેશ તે પોતાનો અહંકાર દર્શાવતો રહે છે. તેનો ઉલ્લેખ કર્યા પછી અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, શું તે માણસ અલ્લાહ તઆલાની મહાનતાને વિસરી ગયો છે ? જો તે અલ્લાહપાકને મહાન સમજતે તો પોતાને સર્વશ્રેષ્ઠ ન સમજતે. પરંતુ તે પોતાને સર્વેસર્વા સમજે છે. તેનો અર્થ એ કે તે ખુદાને ભૂલી ગયો છે.

બીજા નંબર પર અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ એવા માણસનો ઉલ્લેખ કર્યો છે, જે કમજોરો પર ઝુલ્મ કરે છે, ઝઘડાઓ ઉભા કરે છે. પરંતુ તેને ખબર નથી કે અલ્લાહ તઆલાએ મોટા મોટા જાલિમોની કેડ કેવી રીતે ભાંગી નાંખી છે ! અલ્લાહપાક જાલિમો માટે બહુ મોટો બદલો લેનાર છે.

ત્રીજા નંબરે અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એવા માણસનો ઉલ્લેખ કર્યો છે, જેણે બધુ ભૂલાવી દીધું હોય. ન નમાઝની ફિકર, ન અખ્લાકની ચિંતા. દુનિયા તેનો હેતુ બની ગઈ હોય. જાણે કે મૃત્યુનો વિચાર પણ તેના દિમાગમાંથી નીકળી ગયો હોય છે. કબરમાં દબાયેલી લાશોનો ખ્યાલ તેને રહ્યો નથી. જો તેને કબરની વાસ્તવિક સ્થિતિનું ભાન હોતે તો તે દુનિયાની પાછળ પડી જઈ પોતાની આખિરત બરબાદ ન કરતે. ભૌતિકવાદી કાળમાં આ પ્રકારના ઘણા માણસો દેખાય આવે છે.

ચોથા નંબર પર તે માણસ છે, જે ગુનાહોમાં બધી જ હદો વટાવી ગયો હોય. આવી સ્થિતિ સુધી તે જ માણસ પહોંચે છે, જેને એ યાદ ન રહે કે તે પહેલાં વિર્યનું એક નાપાક ટીપું હતો અને છેલ્લે માટીમાં ભળી જવાનો છે.

પાંચમાં નંબર પર અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એવા માણસને મૂક્યો છે, જે માત્ર દુનિયાના ફાયદા ખાતર ધર્મનો ઉપયોગ કરે છે. આવો માણસ લોકો સહિત ખુદાપાકને પણ ધોકો આપવા ઈચ્છે છે.

છઠ્ઠા નંબરે એવો માણસ આવે છે, જે ગલત મતલબ દ્વારા હરામ ચીઝને પણ હલાલ કરવાનો પ્રયાસ કરે અથવા શંકાસ્પદ (મુશતહબ) કામોમાં લાગેલો રહેતો હોય. ખુલ્લા વ્યાજ કે જુગારથી બચતો હશે, પરંતુ વ્યાજ કે જુગારની શંકા જાય એવા કાર્યોથી બચતો નહીં હશે. આ દીનદારી નથી, રિયાકારી (દેખાડો) છે.

સાતમા ક્રમે એવા માણસનો ઉલ્લેખ છે, જેને કોઈ ચીઝની લાલચ હોય. આવો માણસ હંમેશ કોઈના દરવાજે અપમાનિત થઈ ઉભેલો જોવા મળશે. આટલા બધા અપમાન પછી પણ મળે તો એટલું જ છે, જે તકદીરમાં લખાયેલું હોય છે. ત્યારે ફાયદો શું ?

આઠમા ક્રમે એવો માણસ આવે છે, જે ઈચ્છાપૂર્તિ (ખ્વાહિશ) માટે સતત ભટકતો રહે છે. આ ભ્રમણા તેને અંતે સાચા રસ્તાથી દૂર કરી દે છે.

નવમા ક્રમે અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એવા માણસનો ઉલ્લેખ કર્યો છે, જે ભોગવિલાસ (મોજમજા)નો ગુલામ હોય. આ ભોગવિલાસ તેને ઠેર ઠેર અપમાનિત કરી રહ્યો હોય.

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના આ કથનને માણસ વારંવાર વાંચે, ધ્યાનથી એકાગ્રતાપૂર્વક તેનો અભ્યાસ કરે અને પછી આત્મપરિક્ષણ કરે કે આ નવમાંથી કઈ અને કેટલી બૂરાઈઓ પોતાની અંદર છે. સાચે જ તેનું મન તેને ધોકો આપશે કે તારી અંદર તો આમાંથી કોઈ બૂરાઈ નથી. તું તો બિલ્કુલ પાક-સાફ છે. પરંતુ તમે તેના બહેકાવામાં આવી ન જતા, અને દિલ સખત કરીને ખુદને ચકાસતા રહેજો. અને અલ્લાહ તઆલાથી મદદ માંગતા રહેજો તો તમને તમારી બૂરાઈઓ પણ દેખાશે. જ્યારે આવું થાય ત્યારે પહેલી ફુરસદે તૌબા કરી લેજો અને પોતાના મનને તેનાથી પાક કરવાની કામગીરીમાં લાગી જજો. અલ્લાહ તઆલા આપણી મદદ ફરમાવે, સારી

આદતોની તૌફીક આપે, ખરાબ આદતોથી બચાવે, આમીન.

## રિયાકારી-દંભ કરવો

રિયાકારીનો અર્થ દેખાડવાનો થાય છે. માણસના અમલોની કિંમત તેની નિય્યત અને ઈરાદાના હેતુ ઉપર આધાર રાખે છે. હદીષે પાકમાં ફરમાવ્યું કે, અઅ્માલનો આધાર નિય્યત ઉપર છે. રિયાકાર દંભી માણસ પોતાના સારા કૃત્યો, અમલો લોકોને દેખાડવા ખાતર કરે છે. આ પણ ઘમંડનો જ એક પ્રકાર છે. એટલા જ માટે કુર્આન શરીફમાં આ બન્નેવ બૂરાઈઓનું એક સાથે વર્ણન કર્યું છે : “અને તે (કાફિરો)ના જેવા ન થાઓ, જેઓ પોતાના ઘરોથી ઘમંડ અને (શાન તથા) સાધનો લોકોને દેખાડતાં (બદ્ર તરફ) નીકળ્યા અને લોકોને અલ્લાહપાકના માર્ગ (ઈસ્લામ)થી રોકતા હતા, પણ તેઓ જે કંઈ કરે છે, તે અલ્લાહપાકના કાબૂમાં છે.” *(સૂરએ અન્ફાલ : ૪૭)*

ઈસ્લામમાં દંભને છૂપો શિર્ક કહ્યો છે. કારણ કે માણસ આ સારા કૃત્યો-અમલો અલ્લાહ તઆલાને માટે નથી કરતો, બલ્કે બંદાઓને દેખાડવા માટે કરે છે. એટલા જ માટે દંભીને કિયામતના દિવસે કહેવામાં આવશે કે, તારા સારા કૃત્યોનો બદલો અમારી પાસેથી નહીં મળશે, બલ્કે તે બંદાઓ પાસેથી લઈ લે, જેમને દેખાડવા માટે અમલો કર્યા હતા (અને તે બંદાઓ કાંઈ પણ આપી શકશે નહીં).

કુર્આન શરીફમાં ફરમાવ્યું : “અલબત્ત, મુનાફિકો અલ્લાહપાક(ના દોસ્તો)ને છેતરે છે, પણ અલ્લાહપાક તેઓને (એની) શિક્ષા આપશે. વળી, (બીજો અવગુણ એ છે કે) જ્યારે તેઓ (મુસ્લિમો સાથે) નમાઝ માટે ઉભા થાય છે, તો અતિશય સુસ્તીથી ઉભા થઈ (પોતાની નમાઝ) લોકોને દેખાડે છે. અને અલ્લાહપાકને યાદ કરતા નથી, પરંતુ બહુ જ થોડા પ્રમાણમાં. (વળી) તેઓની સ્થિતિ એવી કફોડી છે કે, મુસ્લિમો અને કાફિરો બન્નેની વચ્ચે ડામાડોળ સ્થિતિમાં છે. નથી એમની તરફ કે નથી તેમની તરફ, અને અલ્લાહ પાક જેનાથી હિદાયતની તવફીક ખૂંચવી લે, તેને માટે આપ હરગિઝ કોઈ પણ માર્ગ મેળવી શકશો નહીં.” *(નિસાઅ્ : ૧૪૨-૧૪૩, બકરહ : રૂકૂઅ : ૩૬-૩૭)*

હદીષ શરીફમાં છે કે, સદકો એ પ્રમાણે આપો કે તમારા ડાબા હાથને પણ ખબર ન પડે કે જમણા હાથે શું આપ્યું. *(બુખારી શરીફ)*

## ઉડાઉપણું (ફુઝૂલખર્ચી)

માણસ પોતાની હૈસીયત (ઔકાત) અને મોકાસરની જરૂરતથી વધુ ખર્ચ કરે તેને ફુઝૂલખર્ચી કહેવામાં આવે છે. આ ઉડાઉપણું માણસને તબાહ-બરબાદ કરી દે છે. એ જ પ્રમાણે જે સમાજ કે કૌમમાં ઉડાઉપણું હોય છે, તે કૌમ સામાજિક, આર્થિક અને ઉન્નતીના માર્ગે કદી આગળ વધી શકતા નથી. કારણ કે એમની મહેનત અને પસીનાની કમાઈ સામાજિક પ્રસંગોમાં જ બરબાદ થઈ જાય છે. એટલા માટે કુર્આન શરીફમાં ફુઝૂલખર્ચ કરનારને શયતાનનો ભાઈ કહ્યો છે. *(બની ઈસ્રાઈલ : રૂકૂઅ-૩)* સખાવત અને ફય્યાઝી અલગ વસ્તુ છે અને ઉડાઉપણું અલગ વસ્તુ છે. એટલા માટે એક આયતમાં સ્પષ્ટતા ફરમાવી. *(બની ઈસ્રાઈલ : રૂકૂઅ-૩)*

એક આયતમાં ફરમાવ્યું : "(હે નબી સલ. !) આપ પૂછો કે અલ્લાહની તે શોભા જેને તેણે પોતાના બંદાઓ માટે પેદા કરી છે તેને, તેમજ ખાવા (પીવા)ની પવિત્ર ચીજોને કોણે હરામ કરી છે ? આપ ફરમાવી દો કે એ નેઅમતો દુનિયાની ઝિંદગીમાં અસલ તો ઈમાનવાળાઓ માટે જ છે. પણ કિયામતના દિવસે ખાસ તેમના જ માટે રહેશે. એવી જ રીતે સમજુ લોકો માટે અમે અમારી આયતોને સ્પષ્ટ બયાન કરી દઈએ છીએ." *(અઅ્રાફ-૩૧)*

"જ્યારે તે પાકે ત્યારે તે ફળોને ખાઓ, પણ કાપવાના દિવસે તેનો (શરઈ) હક અદા કરો અને નકામો ખર્ચ ન કરો. કારણ કે અલ્લાહ તઆલા ઉડાઉ લોકોને પસંદ કરતો નથી." *(અન્આમ : ૧૪૧)*

## ઈસ્રાફ, દુર્વ્યયથી બચો

કુર્આનમાં અલ્લાહપાક સમગ્ર માનવજાતને સંબોધન કરતાં ફરમાવે છે કે, "હે આદમના પુત્રો ! તમે જ્યારે પણ મસ્જિદમાં જાઓ ત્યારે સુંદર વસ્ત્રો પહેરીને જાઓ અને ખાઓ-પીઓ તથા ફુઝૂલખર્ચી ન કરો. બેશક,

અલ્લાહપાક ફુઝૂલખર્ચી કરનારાઓને પસંદ નથી કરતો.'' *(અઅ્રાફ : ૩૧)*

અન્ય એક જગ્યાએ કહ્યું છે કે, ''અને સગા-સબંધીઓને તેમનો હક્ક આપી દો અને ગરીબ તથા પ્રવાસીને પણ. અને ખોટી જગ્યાએ પૈસા નહીં ઉડાવશો, સાચે જ ખોટી જગ્યાએ પૈસા ઉડાવનારા શયતાનના ભાઈબંધ છે, અને શયતાન તેના માલિક (અલ્લાહ પાક)નો બહુ મોટો નાશુક્રો છે.''

*(અલ ઈસ્રાઅ્ : ૨૬-૨૭)*

ઈસ્લામના બધા કાયદાઓમાં મધ્યમમાર્ગ તરફ વિશેષ (ખાસ) ધ્યાન આપવામાં આવ્યું છે. સૃષ્ટિનું સૌંદર્ય પણ આ જ મધ્યમમાર્ગને આભારી છે. સૃષ્ટિના સર્જનહારે માનવજાતને જીવન જીવવાની જે વ્યવસ્થા આપી છે, તે પણ સમતોલ (મધ્યમમાર્ગી) છે. વાસ્તવમાં અસંતુલનથી જ દરેક પ્રકારના દૂષણો (બુરાઈઓ) જન્મે છે. દરેક પ્રકારના સૌંદર્ય તથા સંપૂર્ણતા પાછળ સમતોલપણું કારણભૂત હોય છે. મુસ્લિમ ઉમ્મતને અલ્લાહપાક દ્વારા કુર્આન શ.માં ઉમ્મતે વસતના શાનદાર ઈલ્કાબ વડે નવાજવામાં આવી છે. તેનું કારણ એ છે કે, તેઓનો ધર્મ અલ્પોકિત (ઈફરાત) તથા અતિશયોક્તિ (તફરીત) વચ્ચે છે. માનવી ખુદાઈ સૂચનાઓથી દૂર રહીને દરેક કાળમાં વિચાર-વ્યવહારના પ્રત્યેક ક્ષેત્રે અલ્પતા, અતિશયતાના બે અંતિમ બિંદુઓ પર અથડાતો રહે છે. જુઓ કુર્આન શરીફમાં દાન આપતી વેળા મધ્યમમાર્ગની શિક્ષા આપતાં કહેવામાં આવ્યું છે :

**''અને તમે તમારો હાથ તમારી ડોક સાથે બાંધી ન દો (કંજૂસાઈ ન કરો) અને ન તેને પૂરેપૂરો છૂટો કરી દો (વેડફાટ ન કરો), નહીં તો નિંદાનો ભોગ બની ખાલી હાથ થઈ જશો.''** *(અલ ઈસ્રાઅ : ૨૯)*

આ આયતમાં સીધી રીતે નબી (સલ.)ને અને આપની મારફત પૂરા મુસ્લિમ સમાજને મધ્યમમાર્ગની શીખ આપવામાં આવી છે. જે બીજાઓની મદદમાં અવરોધ ન બને અને પોતાના માટે પણ મુસીબત ઉભી ન કરે. નમાઝ વિશે અલ્લાહપાકના રસૂલ (સલ.)ને આદેશ મળ્યો કે :

**''અને તમે તમારી નમાઝમાં કુર્આન મોટેથી ન પઢો, અને ન**

**બિલ્કુલ ધીમા અવાજે પઢો, બલ્કે આની વચ્ચેના માર્ગે ચાલવાની કોશિશ કરો.''** *(અલ ઈસ્રાઅ : ૧૧૦)*

રહમાનના બંદાઓના સદ્ગુણો દર્શાવતાં કહ્યું છે કે, ''અને એ લોકો જ્યારે ખર્ચ કરે છે, ત્યારે વેડફી નથી કાઢતા અને ન કંજૂસી કરે છે, બલ્કે તેઓ તેના વચ્ચેના માર્ગે ચાલે છે.'' *(અલ ફુરકાન : ૬૭)*

કુર્આને કરીમે ફુઝૂલખર્ચી માટે બે શબ્દો વાપર્યા છે : **''ઈસ્રાફ''** અને **''તબ્ઝીર''** કેટલાક ભાષ્યકારો (મુફસ્સિરીન)ના મતે બન્ને શબ્દો સમાન અર્થ ધરાવે છે. તો અન્ય કેટલાક એમ કહે છે કે, બન્નેના અર્થમાં થોડોક ફર્ક છે. જે કાર્યો ખોટા કે ગુનાહિત છે, તેમાં માલ ખર્ચ કરવાને તબ્ઝીર કહેવામાં આવે છે, અને સારા કે સાચા કાર્યોમાં હદથી વધારે માલ ખર્ચ કરવાને 'ઈસ્રાફ' કહેવામાં આવે છે. એટલે તબ્ઝીર ઈસ્રાફના પ્રમાણમાં વધારે મોટું પાપ છે. એટલે ખોટા કાર્યોમાં પૈસા વાપરનારાઓને કુર્આન શરીફે શયતાનના ભાઈબંધ (ઈખ્વા-નુશ્શયાતીન) કહ્યા છે. હઝ. મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ સત્ય કાજે પોતાનો પૂરો માલ ખર્ચ કરી નાંખે, તો તે તબ્ઝીર (દુર્વ્યય) નથી. અને જો અસત્ય માટે એક ફદિયુ પણ ખર્ચ કરે તો તે તબ્ઝીર (અપવ્યય) છે.

ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે, ''તબ્ઝીર એ છે કે માણસ માલ તો હક-હલાલ રીતે પ્રાપ્ત કરે, પરંતુ ખોટી જગ્યાએ ખર્ચ કરે.''

ઈસ્રાફનો શબ્દાર્થ હદ વટાવવાનો થાય છે. એટલે તેના વિવિધ સ્વરૂપો સંભવી શકે છે. હલાલની હદ વટાવી હરામ સુધી પહોંચી જવું, હલાલ વસ્તુઓને શરઈ હેસિયતથી હરામ સમજી છોડી દેવી, ભૂખથી વધારે ખાવું-પીવું, જરૂરિયાત કરતાં ઓછું ખાવું, બધી જ સ્થિતિ માટે ઈસ્રાફનો શબ્દ પ્રયોજી શકાય છે. એક હદીષ શરીફમાં છે કે, ''તારૂં જે કાંઈ મન થાય તે તું ખાય, તો તે ઈસ્રાફનું એક રૂપ છે.'' *(ઈબ્ને માજહ્)*

હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે, ''વધારે પડતું ખાવા-પીવાથી બચો. કારણ કે તે શરીરને રોગિષ્ટ બનાવી દે છે. ખાવા-પીવામાં મધ્યમ માર્ગ

અપનાવો, તે સ્વાસ્થ્ય માટે પણ હિતકારી છે અને ઈસ્રાફથી પણ દૂર કરે છે.'' *(રૂહુલ મઆની)*

કુર્આન શરીફમાં છે કે, આપ પૂછો કે, અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ માટે સાજ-શણગારના જે સાધનો તથા ખાવા-પીવાની જે પવિત્ર વસ્તુઓ સર્જી છે, તે કોણે હરામ કરી ? આપ જવાબ આપો કે, તે (બધી વસ્તુઓ) દુન્યવી જીવનમાં પણ આસ્થા ધરાવનારાઓ માટે જ છે. (ઈન્કારી-ઓને તેમના તુફૈલમાં મળે છે.) પરંતુ કિયામતના દિવસે વિશેષરૂપે માત્ર મુઅમિનો માટે હશે (કોઈ ઈન્કારીને તે નહીં મળે).

જો માણસ સારા કપડાં પહેરે અને નિય્યત એ હોય કે એનાથી ગુપ્ત અંગો છુપાવીશું, સુઘડ દેખાઈશું, તો બિલ્કુલ બરાબર છે. પરંતુ દેખાડા ખાતર સારા વસ્ત્રો પહેરે કે ઘમંડ કરવા ખાતર મોંઘો પોશાક પહેરે, તો તે ઈસ્રાફની વ્યાખ્યામાં આવે છે.

આધુનિક વિજ્ઞાન તથા ટેકનોલોજીના પ્રતાપે સુખ-સગવડના જે સાધનો શોધાયા છે, એને વસાવવાની જરૂર હોય તો તેને ખરીદવા જાઈઝ છે, પરંતુ લોકોને દેખાડવા માટે જરૂરિયાતની હદ વટાવીને આધુનિક સાધનો વસાવવા એ ઈસ્રાફ છે. મૂળભૂત જરૂરિયાતનો અર્થ એ છે કે, જો તેને પૂરી કરવામાં નહીં આવે, તો માનવીને અસામાન્ય તકલીફો વેઠવી પડે. માનવીની જીવન જરૂરિયાતમાં મકાનનો પણ સમાવેશ થાય છે. માણસ પોતાનું ઘર બનાવે, મજબૂત બનાવે, તેને સુંદર બનાવે એની કોઈ મનાઈ નથી, પરંતુ જ્યાં પાંચ રૂા.માં કામ થતું હોય, ત્યાં પચાસ રૂપિયા ખર્ચ કરવા અને ખોટો સાજ-શણગાર કરવામાં લખલૂંટ ખર્ચ કરવામાં આવે તેને ઈસ્લામ પસંદ નથી કરતો. એક હદીષ શરીફમાં છે કે, ''મુઅમિન જે કાંઈ ખર્ચ કરે છે, તેમાં તેને અજ્ર (સવાબ) મળે છે. સિવાય કે આ ધૂળ-માટી (જરૂરિયાત વગરના બાંધકામ)માં તેને ન ખર્ચો (તેમાં તેના માટે કોઈ અજર નથી).

*(તિરમિઝી શરીફ)*

આજે પાણી તથા વીજળીના ઉપયોગમાં પણ લોકો હદ વટાવી જતા હોય છે. જો કે જળ-વિદ્યુતની તંગીથી જગત પીડાય રહ્યું છે, એ સ્થિતિમાં

પાણીના એક-એક ટીપાંને કિંમતી સમજવામાં આવી રહ્યું છે. આપણે વુઝૂ કે ગુસલમાં તથા આપણા ઘરની સન્નારીઓ કપડાં તથા વાસણ ધોવામાં પાણીનો દુરૂપયોગ કરે છે.

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) એક વખત પોતાના એક સાથી હઝ. સઅદ પાસેથી પસાર થયા. તેઓ વુઝૂમાં પાણી કંઈક વધારે વાપરી રહ્યા હતા, તો અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : "આ ઈસ્રાફ કેમ કરો છો ?" તો હઝરત સઅદ (રદી.)એ પૂછ્યું કે, શું વુઝૂમાં પણ ઈસ્રાફ થાય છે ? તો આપ (સલ.)એ ફરમાવ્યું : હા, જો તમે વહેતી નદીના કાંઠે જ કેમ ન હોવ. (વધારે પાણી વાપરશો, તો તે પણ ઈસ્રાફ ગણાશે).

એવી જ રીતે આપણે વીજળીના વપરાશમાં પણ ઈસ્રાફ કરીએ છીએ. જેનાથી માનવ સંશાધનો તથા રાષ્ટ્રનું ખાસ્સુ નુકસાન થાય છે. જ્યાં એક બલ્બથી કામ ચાલી શકે છે, ત્યાં અનેક બલ્બ ગોઠવી દેવામાં આવે છે. ઘર કે ઓરડામાંથી બહાર જતી વખતે ઈલેક્ટ્રીક સાધનોને બંધ ન કરવામાં, જલ્સા કે શાદીમાં સ્ટેજ કે મંડપને લાઈટથી સજાવવામાં, ખૂશીના મોકા પર આખા મહોલ્લાને શણગારવામાં ઔચિત્યભંગ થાય છે. આવા અનુચિત ઉપયોગ પર ખાસ અંકુશ લગાવવાની જરૂર છે. જેથી માનવસમાજ તથા કૌમની સંપત્તિ ન વેડફાય.

જો આપણે આત્મચિંતન કરીશું અને પોતાની મૂલ્યવાન સંપત્તિને યોગ્ય જગ્યાએ, યોગ્ય માત્રામાં વાપરીશું, તો કોઈ ગરીબ ભૂખ્યો નહીં મરશે, કોઈ બીમાર દવા વગર નહીં રહેશે, કોઈ બેટીની શાદી અટકી નહીં પડશે, કોઈ બાળક શિક્ષણથી વંચિત નહીં રહેશે અને કોઈ મય્યિતને કફન-દફનની તકલીફ નહીં પડે. અલ્લાહ તઆલા આપણને બધાને ઈસ્રાફ તથા તબ્ઝીરથી સુરક્ષિત રાખે, આમીન.

## મોબાઈલના નુકસાનો

વર્તમાનયુગ વિજ્ઞાન અને ટેકનોલોજીનો યુગ છે. રોજબરોજ નવી નવી શોધો થઈ રહી છે અને માનવી તેનાથી લાભ ઉઠાવી રહ્યો છે. આ બધી શોધો

અલ્લાહપાકે આપેલા જ્ઞાનના પ્રતાપે થઈ રહી છે. કુર્આને કરીમમાં છે : “માનવીને તે જ્ઞાન આપ્યું જેને તે જાણતો ન હતો.” *(સૂરહ અલક : ૫)*

માનવી તે જ્ઞાનનો ઉપયોગ કરી ટેકનોલોજી ક્ષેત્રે જાતજાતની ચીજો શોધી રહ્યો છે. જેવી રીતે ટેલિવિઝન, કોમ્પ્યુટર, ઈન્ટરનેટ અને મોબાઈલ વગેરે. આ બધી ચીજો અલ્લાહ તઆલાની નેઅમતો છે. અને આપણે તેનો સાચો ઉપયોગ કરવો જોઈએ. નહીંતર આ જ નેઅમતો આપણા માટે આખિરતમાં વબાલે જાન બની જશે. તે નેઅમતો પૈકી એક નેઅમત મોબાઈલ પણ છે. મોબાઈલ એ પરસ્પરના સંપર્કનું સાધન છે. તમે તેના વડે બીજાઓને માત્ર સાંભળી નથી શકતા, બલ્કે જોઈ પણ શકો છો. હવે એ તો માનવીની મરજી પર નિર્ભર છે કે, તે આનાથી ગંદી વાતો તથા ચિત્રો જુએ છે કે, કુર્આન શરીફ-હદીષ શરીફ સાંભળે છે. વિકલ્પની પસંદગીની આ સ્વતંત્રતા હંમેશ માટે માનવી પાસે રહી છે અને તેનું જ નામ જીવન છે. જેવી રીતે કુર્આને કરીમમાં છે કે, જેણે મૃત્યુ તથા જીવનનું સર્જન કર્યું, કે જેથી તમને અજમાવે કે તમારા પૈકી કોણ વધારે સારૂં કાર્ય કરનાર છે. *(સૂરહ મુલ્ક : ૨)*

મોબાઈલના જેવી રીતે ઘણા બધા ફાયદાઓ છે, તેવી જ રીતે નુકસાનો પણ છે. જેવી રીતે છરીથી ફળ પણ કપાય છે અને ગળુ પણ કપાય છે. હવે તે ઉપયોગ કરનાર પર નિર્ભર છે કે, તેને ક્યા હેતુસર વાપરે છે. મોબાઈલના નુકસાનો આ મુજબ છે :

આજકાલ યુવા-યુવતીઓમાં મોબાઈલનું ગાંડપણ દિવસેને દિવસે વધતું જઈ રહ્યું છે અને મહિના બે મહિનામાં મોબાઈલ બદલી નાંખવો એક ફેશન જેવું બની ગયું છે. આ મોંઘાદાટ મોબાઈલો તેની કંપનીઓ લોકોને વ્યાજ પર આપે છે કે, લીધા પછી રૂપિયા હપ્તામાં વ્યાજ સહિત અદા કરી દેશે. મુસ્લિમોનો એક મોટો વર્ગ આમાં લિપ્ત દેખાય છે. જો કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, વ્યાજ ખાનાર, વ્યાજ ખવડાવનાર, તેના સાક્ષીઓ અને તેનું લખાણ લખનાર પર અલ્લાહપાકની ફિટકાર છે. *(તિરમિઝી શરીફ : ૧૨૦૯)* સાથો-સાથ તેના ઉપર ખતરનાક અઝાબની ધમકી પણ સંભળાવવામાં આવી છે.

યુવાવર્ગમાં ફિલ્મો તથા ગીતો જોવાનું, સાંભળવાનું એક ગાંડપણ જેવું દેખાય છે. ચાર રસ્તા પર, ચા-નાસ્તાની દુકાનો પર બેસીને ફિલ્મો તથા ફિલ્મી ગીતો જોવા તથા સાંભળવામાં આવે છે. પ્રવાસ દરમિયાન બસ અને ટ્રેનની અંદર ફુલ અવાજમાં મ્યુઝિક સાંભળવામાં આવે છે અને જ્યારથી ચાઈના મોબાઈલ બજારમાં આવ્યા છે, તેમાં તો એટલી 'નહૂસત' છે કે, તેના વડે મ્યુઝિક માત્ર પોતે સાંભળતા નથી, બલ્કે એક કિલોમીટર સુધી દરેક સજીવને સંભળાવવામાં આવે છે. આ સારી બાબત નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : "મારી ઉમ્મતમાંથી કેટલાક લોકો રેશમ, શરાબ અને સંગીતના સાધનોને હલાલ કરી દેશે." *(બુખારી શરીફ : ૫૫૯૦)* અને તે કિયામતની નિશાનીઓમાંથી છે.

મુસ્લિમ સમાજનો યુવા વર્ગ છોકરાઓ હોય કે છોકરીઓ, સામાન્યપણે પોતાના મોબાઈલમાં પારકા સ્ત્રી-પુરૂષો દા.ત. કલાકારો, હિરો-હિરોઈનો તથા ખેલાડીઓના ફોટાઓ મૂકે છે. અને તેનો સ્ક્રીન પિક્ચર તરીકે ઉપયોગ કરે છે. આ જાઈઝ નથી.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, માણસના ભાગે વ્યભિચારનો જેટલો ભાગ લખેલો હશે, એ તેનું આચરણ જરૂર કરશે. આંખોનો વ્યભિચાર વાસનાની નજરોથી જોવું છે, કાનોનો વ્યભિચાર અશ્લીલ વાતોનું સાંભળવું છે, જીભનો વ્યભિચાર નિર્લજ્જતાની વાતો કરવી છે, હાથનો વ્યભિચાર એ પારકી સ્ત્રીનો સ્પર્શ છે, પગનો વ્યભિચાર તેના માટે ચાલીને જવું છે, દિલનો વ્યભિચાર ખરાબ સબંધની ઈચ્છા છે અને ગુપ્તાંગ (શર્મગાહ) ક્યાં તો ઉપરોક્ત બધા વ્યભિચારને સાચા ઠરાવી દેશે, ક્યાં તો ખોટા ઠરાવી દેશે. *(મુસ્લિમ શરીફ : ૨૬૫૭)*

સામાન્યપણે લોકો રિંગટોનમાં મ્યુઝિક કે ગાયનો મૂકે છે. આ ઈસ્લામમાં જાઈઝ નથી. આના જ કારણે મસ્જિદોમાં પણ સંગીતનો અવાજ સંભળાવા લાગ્યો છે. બેહતર એ છે કે, મસ્જિદમાં જતી વખતે મોબાઈલ સ્વીચ ઓફ અથવા સાયલન્ટ કરી દેવામાં આવે. અને જો આમ કરવાનું ભૂલી જાય અને ચાલુ નમાઝમાં ઘંટી રણકવા માંડે તો એક હાથથી બંધ કરી દે. જેથી પોતાની

તથા અન્ય નમાઝીઓની નમાઝમાં ખલેલ પહોંચે નહીં. કેટલાક લોકો દીનદારીની ભાવનાથી રિંગટોનમાં કુર્આનની આયતો કે અઝાન વગેરેનો ઉપયોગ કરે છે, જે ઠીક નથી. આ બધી ચીજો દીનના ઓળખચિહ્નો (શઆઈર) છે, એટલે આ ચીજોને હાસ્યાસ્પદ નહીં બનાવવી જોઈએ. કારણ કે જ્યારે કોઈ ફોન આવે છે, તો માનવી તેને કાપીને ફોન રિસિવ કરે છે. આ પણ તે દીની રિંગટોનના અનાદર જેવું છે અથવા તો માણસ ક્યારેક ટોયલેટ જેવી નાપાક જગ્યાએ હોય છે અને ત્યાં આવી રિંગટોન વાગે છે. એટલે આવી રિંગટોનથી પણ બચવું જોઈએ. બેહતર એ છે કે, લેન્ડલાઈન ફોનની ઘંટડી જેવી એક સાદી રિંગટોન આવે છે, તે રિંગટોન પોતાના મોબાઈલમાં સેટ કરી લેવી જોઈએ.

સામાન્યપણે લોકો મળેલા મેસેજને પૂરતી તપાસ વગર ફોરવર્ડ કરી દે છે. ખાસ કરીને ઈસ્લામી મેસેજને આગળ મોકલવાને જરૂરી સમજે છે. દા.ત. રજબ કે મુહર્રમ મહિનામાં આવું આવું કરશો તો આટલી લાખ નેકીઓ મળશે. જાણે કે કોઈ બમ્પર ઓફર છે. બિદઅતો, મનઘડત હદીષો કોઈ અજાણ્યા શેખના હવાલાથી ઘડપાયા વગરની ઘટનાઓ અને અફવાઓ પર આધારિત એસ.એમ.એસ. મોકલવામાં આવે છે અને અન્યને નહીં મોકલવાની સ્થિતિમાં જાનમાલના નુકસાનનો ભય પણ દર્શાવવામાં આવે છે, આ સાચું નથી. આવા મેસેજીસની બાબતે પહેલા વિશ્વાસુ આલિમોથી પૂછપરછ કરી લેવી જોઈએ. કારણ કે આપની કોઈ ખોટી વાત પર કોઈએ અમલ કરી લીધો તો આપ પણ ગુનાહમાં ભાગીદાર બની જશો. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ''માનવીના જુઠ્ઠા હોવા માટે માત્ર એ જ વાત પૂરતી છે કે, તે દરેક સાંભળેલી વાતને (તપાસ વગર) આગળ ચાલતી કરી દે.'' *(મુસ્લિમ શરીફ : ૫)*

આજના યુવાવર્ગમાં એક ખરાબ ટેવ એ પણ જોવા મળે છે કે, કોઈ મિત્રનો મોબાઈલ હાથમાં આવી ગયો તો તે એની કોલ ડિટેઈલ, કોન્ટેક્ટ નંબર્સ, એસ.એમ.એસ. તેમજ ઓડિયો-વિડીયો આઈટમ ફંફોસવા માંડે છે, આ જાઈઝ નથી. હા, મિત્ર તરફથી પરવાનગી મળે તો કાંઈ નહીં. આમ

ચોરીછૂપીથી કોઈનો નંબર લેવો કે આપવો બરાબર નથી. સામાન્યપણે મિત્ર બીજા મિત્રના મોબાઈલમાંથી સ્ત્રીમિત્રનો નંબર કાઢી લે છે અને પછી તેને હેરાન કરવાનું શરૂ કરી દે છે. આ બેઈમાની છે. હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, ‘‘જેમાં ઈમાનદારી નથી, તેમાં ઈમાન નથી. અને જેમાં વચનબદ્ધતા નથી, તેમાં દીનદારી નથી.’’ *(અહમદ)* ઈસ્લામે અન્યની પ્રાયવસી જાળવવાની તાકીદ કરી છે. આ હરકત પ્રાયવસીના ભંગ સમાન છે.

મોબાઈલના કારણે લોકોમાં બકવાસ કરવાનું વલણ વધી ગયું છે. જેમાં અધિકતર બેકાર વાતો, નિંદા, કુથલી, જૂઠ હોય છે. આમાં કંપનીઓ તરફથી જાતજાતની સ્કીમો લોંચ કરવામાં આવે છે. તે મહત્વપૂર્ણ ભાગ ભજવે છે. દા.ત. જો ફ્રી કોલ્સ પેક ખતમ થઈ રહ્યું છે અને બેલેન્સ બચેલું છે, તો તેને વાપરવા માટે રાત-દિન જોયા વગર લોકોને ફોન કરવામાં આવે છે અને લાંબી લાંબી વાતો કરવામાં આવે છે. હવે સામેવાળો વ્યસ્ત છે, ઓફિસમાં છે કે સૂઈ રહ્યો છે એની ફોન કરનારને કાંઈ પડી નથી. જ્યારે હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : જે કોઈ માણસ અલ્લાહપાક તથા અંતિમ દિવસમાં આસ્થા ધરાવતો હોય તેણે માત્ર ભલાઈ ખાતર મોઢું ખોલવું જોઈએ, નહીંતર ચૂપ રહેવું જોઈએ. *(બુખારી શરીફ)* અને હઝરત અબૂ હુઝૈફા (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, ચાડી ખાનાર જન્નતમાં નહીં જશે. *(બુખારી શરીફ : ૧૨૯૭)*

સામાન્યપણે યુવકો-યુવતીઓ બેઠા બેઠા પોતાના મિત્રો તથા સગાઓને ત્યાં સુધી કે અજાણ્યાઓને મિસ્ડ કોલ આપતા રહે છે. શક્ય છે કે કોઈ વિજાતીય પાત્ર મળી જાય અને ‘મૈત્રી’ થઈ જાય. આમાં એક વર્ગ એવો પણ છે, જે માત્ર મિસ્ડ કોલથી કામ ચલાવવા માંગે છે અને પોતાનું બેલેન્સ સુરક્ષિત રાખે છે. આ કંજૂસીની નિશાની છે. હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.) દુઆ ફરમાવતા હતા કે, ‘‘હે અલ્લાહ ! હું કંજૂસીથી તારી પનાહ ચાહું છું.’’ *(બુખારી : ૧૨૯૭)*

સામાન્યપણે લોકો ફોન રિસિવ કરીને હેલો, હાય અને ગુડમોર્નિંગ વગેરે

કહે છે. ઈસ્લામી રીત એ છે કે, સૌથી પહેલાં સલામ કરવામાં આવે. ખાસ કરીને જ્યારે એ ખબર હોય કે સામેવાળો મુસલમાન છે. આ સંદર્ભે એક વાતનું ખાસ ધ્યાન રાખવું જોઈએ કે, બહુ મોટા અવાજે વાત કરવામાં ન આવે કે આખી દુન્યાને પરાણે તમારી વાત સાંભળવી પડે અને ડિસ્ટર્બ થાય. અવાજ માત્ર એટલો ઉંચો હોય કે સામેવાળો માણસ સાંભળી શકે. કુર્આન શ.માં ઘાંટા પાડીને બોલવાને ગધેડાના અવાજ સાથે સરખાવ્યો છે. તેમજ ફોન ઉપર પણ પોતાનું નામ બોલીને જ પરિચય આપવો જોઈએ. એમ નહીં વિચારવું જોઈએ કે, મારા અવાજથી જ સામેવાળો માણસ મને ઓળખી લેશે. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.)થી રિવાયત છે કે, હું આપની સેવામાં હાજર થયો અને મેં ઘરની બહારથી અવાજ આપ્યો. આપ (સલ.)એ પૂછ્યું : કોણ છે ? મેં જવાબ આપ્યો : હું છું. તો આપ (સલ.) એમ કહેતા બહાર આવ્યા કે, હું તો હું પણ છું. *(મુસ્લિમ : ૧૪૨૩)*

જો કોઈને ફોન કરવામાં આવે અને સામેવાળો ન ઉપાડે તો વધારેમાં વધારે ત્રણ વખત કોલ કરે. કારણ કે શક્ય છે કે, તે વ્યસ્ત હોય. કેટલીક વખતે લોકો છ-સાત વખત કોલ કરી નાંખે છે અને રિસિવ ન કરવાની સ્થિતિમાં શંકા-કુશંકા સેવી નારાજ થઈ જાય છે, આ યોગ્ય નથી. હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.) વર્ણવે છે કે, મેં અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને એમ ફરમાવતા સાંભળ્યા છે કે, ''કોઈની મુલાકાત વખતે તેના ઘરના દરવાજે ત્રણ વખત અવાજ આપી પરવાનગી મેળવવાની કોશિષ કરવી જોઈએ. જો મુલાકાતની પરવાનગી મળી જાય તો બેહતર છે, નહીંતર પાછા ચાલ્યા જાઓ.'' *(મુસ્લિમ શરીફ : ૧૪૨૧)*

જ્યારથી મોબાઈલનું ચલણ વધ્યું છે, લોકોમાં જૂઠ બોલવાનું વલણ વધી ગયું છે. ઘરે હોય છે અને ફોન પર કહે છે કે ઓફિસે છું. જૂઠ બોલવું મહાપાપ (ગુનાહે કબીરા) છે. હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.) ફરમાવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : ''જૂઠથી બચો. નિઃશંક જૂઠ પાપ તરફ લઈ જાય છે અને પાપ જહન્નમ સુધી પહોંચાડનાર છે.'' *(અબૂ દાવૂદ : ૪૯૮૯)*

સામાન્યપણે લોકો વાહન ચલાવતી વખતે મોબાઈલ પર વાત કરતા રહે છે, જે અકસ્માતનું નિમિત્ત બને છે. એમાં તેઓ પોતે પણ મરે છે અને બીજાની જાનને પણ ખતરામાં નાંખે છે. કુર્આન શ.માં છે : “અને તમે તમારા હાથોથી તમારી પોતાની જાતને બરબાદીમાં ન નાંખો.”

*(સૂરએ બકરહ : ૧૯૫)*

ડ્રાઈવિંગ દરમ્યાન જો ફોન આવે તો બેહતર એ છે કે, ફોન ઉપાડે જ નહીં અથવા તો ગાડી સાઈડ પર લગાવીને વાત કરે. ચાલુ ગાડીએ વાત કરવી દુન્યવી કાનૂન મુજબ પણ ગુનો બને છે. જો તમે એક ફોન રિસિવ નહીં કરશો તો કાંઈ આભ ફાટી જવાનું નથી. એટલું વિચારો કે મોબાઈલ જ્યારે ન હતો ત્યારે માણસો કેવી રીતે રહેતા હતા ? શું મોબાઈલ વગર માનવજાતનું અસ્તિત્વ મટી ગયું હતું ? ઉલ્ટાનું મોબાઈલથી માનવજાતના અસ્તિત્વ પર પ્રશ્નો ઉભા થઈ ગયા છે. ચાલુ ગાડીએ મોબાઈલ પર વાત કરવી એ એક પ્રકારની આત્મહત્યા છે. હઝ. જાબિર (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ અમને લોકોને એવી છત પર સૂવાની મનાઈ ફરમાવી છે, જેની ચારેકોર દીવાલ ન હોય. *(તિરમિઝી)* આનાથી જાણવા મળે છે કે, સાવચેતી રાખવી જરૂરી છે.

જ્યારથી મોબાઈલમાં કેમેરા આવ્યા છે, લોકોમાં ફોટા પાડવાનું વલણ વધી ગયું છે. ત્યાં સુધી કે મસ્જિદોમાં પણ જરૂર વગર તેનો ઉપયોગ કરવામાં આવે છે. ફોટો પાડવાની હદીષ શરીફમાં સખ્ત વઈદ આવી છે. ખાસ કરીને ત્યારે તો વધારે હરામ થઈ જશે, જ્યારે નામહરમ (પારકાં) સ્ત્રી-પુરૂષોના ફોટાઓ લેવામાં આવે અને તેને મોબાઈલમાં રાખવામાં આવે અને મિત્રોને દેખાડવામાં આવે. એટલે આ બધા કાર્યોથી બચવું જોઈએ.

## આપણી બગાડવૃત્તિ

હઝરત મૌલાના તકી ઉષ્માની સાહેબ લખે છે કે, આપણા સમાજમાં ખાવા-પીવાની વસ્તુઓનો જેવી બેદર્દીથી-નિર્દયતાથી બગાડ કરવામાં આવે છે, તે રિઝકની બેઈઝઝતી તો છે જ સાથો-સાથ ભૂખ્યાઓના મોમાંથી કોળિયા છીનવવા જેવું પણ છે.

અલ્લાહપાકના રિઝક સબંધે આપણી આ લાપરવાઈ માત્ર ખાવા-પીવાની વસ્તુ સુધી સીમિત નથી, બલ્કે બીજી જરૂરતની વસ્તુઓનો બગાડ પણ આપણો સામૂહિક રોગ બની ચૂકયો છે. અને એ કારણે પણ આપણે જાતજાતની સમસ્યાઓથી પીડાઈ રહ્યા છીએ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વુઝૂ કરતી વેળા પાણીના કરકસરયુકત વપરાશ પર એટલો ભાર આપ્યો છે કે, એક હદીષ શરીફમાં અહીં સુધી ફરમાવ્યું કે, ‘‘પાણીનો બગાડ કરવાથી બચો, ભલેને તમે વહેતી નદીના કિનારે ઉભેલા હો.’’

દેખીતી વાત છે કે, નદી કે દરિયા પાસે ઉભેલો હોય તેને પાણીની અછતનો તો કોઈ ભય હોય ના શકે, તે છતાં પણ અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પાણી સંભાળીને વાપરવા પર ભાર આપ્યો. એટલા માટે કે જેને બગાડ કરવાની ટેવ પડી જાય છે, તે અછતના સમયે કે સ્થળે પણ પોતાને બગાડથી રોકી શકતો નથી. બીજો અર્થ એ છે કે, જ્યારે કોઈ કૌમને પાણીનો બગાડ કરવાની ટેવ પડી જાય છે, તો તેના માટે વહેતી નદી પણ અપૂરતી થઈ પડશે.

આપણને અલ્લાહપાકે જે કુદરતી સાધનો આપ્યા છે, તે દુનિયાના બીજા ઘણા બધા રાષ્ટ્રોને ઈર્ષ્યા ઉપજાવે એવા છે, પરંતુ આપણે આપણી લાપરવાઈ, ખોરી દાનત અને ઉડાઉપણાંના કારણે તે સાધનો આપણાં માટે એવી રીતે અપુરતા બનાવી લીધા છે કે, બીજાઓની સામે આપણું ભિક્ષાપાત્ર કાયમ ફેલાયેલું જ રહે છે.

આજે આપણું રાષ્ટ્ર વીજળીની અછતના કારણે વિકરાળ સમસ્યાઓથી પીડાય છે. દેશનો અધિકાંશ લોડ શેડીંગની અડફેટમાં છે. દરરોજ કલાકોના કલાકો વીજળી ડૂલ થઈ જાય છે. તેના કારણે લોકો અનેકાનેક હાલાકીઓ ભોગવે છે. ગરમીમાં વીજળી કાપ વધતો જાય છે.

ધોમધખતા તાપમાં વીજળીની ગેરહાજરી ગરમીની તકલીફને દસ ગણી વધારવાનું કામ કરે છે, પરંતુ વાત માત્ર આ તકલીફની નથી. કેટલીક વખત

વીજળી કેટલાક માણસો માટે જીવન-મૃત્યુનો પ્રશ્ન બની જાય છે. કોણ જાણે કેટલા દર્દીઓ છે, જે વીજળી ન હોવાના કારણે યોગ્ય ઉપચારથી વંચિત રહી જતા હોય છે. અને બાહ્ય સાધનોને લક્ષમાં લઈને કહો તો તે જ કારણે તેમનું પ્રાણપંખેરું ઉડી જાય છે.

એક બાજુ વીજળીની કારમી અછત છે, તો બીજી બાજુ જ્યાં વીજળી છે, ત્યાં તેનો બેફામ ઉપયોગ થઈ રહયો છે. રૂમમાં કોઈ નથી તો પણ બધી જ લાઈટ-પંખાઓ ચાલુ છે, બલ્કે એરકંડીશન સુધ્ધાં ચાલુ છે. દિવસના સમયે જરૂર વગર પદડાઓ નાંખી સૂર્યપ્રકાશના પ્રવેશ પર પાબંદી લગાવી દેવામાં આવી છે, અને ત્યાર પછી વીજળીના પ્રકાશમાં કામ થઈ રહયું છે. મામુલી મામુલી બહાનાઓ આગળ ધરી ઈમારતોને લાઈટો દ્વારા શણગાર-વામાં આવે છે. જ્યાં લોકો વીજળી માટે વલખાં મારી રહયા છે, ત્યાં રાત્રી મેચો દરમિયાન અત્યંત શકિતશાળી લાઈટો વાપરવામાં આવે છે. અને કેટલાક મેદાન તો કોઈપણ મેચ વગર ખાલી ખાલી પણ પ્રકાશથી ધમધમે છે. રોડ પર ઝળહળતી જાહેરખબરો પ્રકાશની કોઈ સીમામાં બંધાયેલી નથી.

ખાસ કરી જે જગ્યાએ વીજળીનું બીલ વપરાશ કરનારે ભરવાનું નથી હોતું, ત્યાં તો તેને એટલી નિર્દયતાપૂર્વક વાપરવામાં આવે છે કે, અલ્લાહની પનાહ ! ઓફિસોમાં દિવસે પણ બિનજરૂરી લાઈટો સળગેલી હોય છે, પંખાઓ તથા એરકંડીશન એવી રીતે ચાલે છે કે, વિવેકપૂર્વક જો તેને વાપરવામાં આવે તો બહુ સરળતાપૂર્વક તેનો ખર્ચ ઓછો કરી શકાય એમ છે. તે સિવાય કેટલાક કર્મચારીઓના ઘેર પણ મફત વીજળીની સુવિધા મળેલી હોય છે, આવા કિસ્સાઓમાં ''માલે મુફત દિલે બે રહમ''વાળી ઉકિત બરાબર ચરિતાર્થ થતી જોવા મળે છે.

થોડાક વર્ષો પૂર્વે મારે ચીન જવાનું બન્યું. ચીન હમણાં વિશ્વની ઉભરતી શકિત છે. અને ધીરે ધીરે આર્થિક પ્રગતિમાં પણ તે વિશ્વ સમુદાયમાં પોતાની આગવી પ્રતિભા બનાવી રહયો છે, પરંતુ બેજીંગ એરપોર્ટથી શહેર તરફ જતા માર્ગો પર પ્રકાશની કમી સ્પષ્ટપણે વર્તાઈ. પહેલાં તો

મેં એમ વિચાર્યું કે, આ શહેરથી બહારનો વિસ્તાર છે તેના લીધે ઓછી રોશનીથી ચલાવી લેવામાં આવ્યું હશે, પરંતુ જ્યારે ગાડી શહેરમાં પ્રવેશી તો ત્યાંનું દ્રશ્ય પણ તેનાથી કાંઈ જુદુ ન દેખાયું. વિચાર્યુ કે, આ પણ શહેરનો કોઈ પછાત વિસ્તાર હશે. પરંતુ જ્યારે અમે શહેરના તે ભાગમાં પહોંચ્યા જેને બેજીંગનો હાર્દસમો વિસ્તાર કહેવામાં આવે છે, ત્યાં પણ રોશનીનું એ જ ધોરણ જોઈ આશ્ચર્ય થયું. હદ તો ત્યારે થઈ જ્યારે ‘‘ચાંગ યન સ્ટ્રીટ’’ જેને વિશ્વનો સૌથી વિશાળ માર્ગ સમજવામાં આવે છે તેની બન્ને બાજુ પણ બહુ સામાન્ય લાઈટો લાગેલી હતી. ત્યાર પછી હું એક સપ્તાહથી વધારે ચીનમાં રોકાયો. તેના વિવિધ પ્રાંતો તથા શહેરોમાં જવાનો મોકો મળ્યો. દરેક જગ્યાએ આવી જ પરિસ્થિતિ દેખાઈ. જાહેરખબરો તો મૂડીવાદી દેશોની વિશેષતા છે, એટલે કોઈ સમાજવાદી દેશમાં તેની આશા ન રાખી શકાય, પરંતુ સમગ્ર દેશમાં મને કયાંય સાજ-શણગાર માટે વિજળીનો ઉપયોગ થતો હોય એ દેખાયું નહીં.

અમે કરાંચીની ઝગમગ થતી રોશનીથી ટેવાયેલા હતા, એટલે રાતના વખતે મને આખા ચીનમાં અંધારુ અંધારુ લાગતુ હતુ. અમે અમારા યજમાનોથી અમારી આ અનુભૂતિ વર્ણવી, તો તેમણે ઘણો વિવેકપૂર્વક જવાબ આપ્યો, તેમનું કહેવું એ હતુ કે, અમારો દેશ બહુ મોટો છે અને વસ્તી પણ વધારે છે. એ હિસાબથી અમે વિજળીની અછતથી પીડાઈએ છીએ. એટલે અમે એટલી જ વિજળી વાપરીએ છીએ જેટલી અમારા જરૂરી કામો માટે અનિવાર્ય હોય. જ્યાં સુધી અમારા દેશમાં વિજળીનું ઉત્પાદન પુષ્કળ પ્રમાણમાં ન થઈ જાય ત્યાં સુધી સાજ-શણગારમાં વિજળી વેડફી દેવાનું અમને પરવડી શકે એમ નથી.

આ ઉત્તર એક એવા દેશના વાસીઓનો હતો, જે અમારાથી કયાંય વધારે ઝડપથી પ્રગતિના સોપાન સર કરી રહયો છે. અને તેમની પાસે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના એ ઈરશાદની રોશની પણ નથી કે, ‘‘પાણીના બગાડથી બચો, ભલેને તમે કોઈ વહેતી નદીના કાંઠે હોય.’’

પરંતુ હુઝૂર (સલ.)ના આ કથનથી માલા-માલ હોવા છતાં આપણી સ્થિતિ એ છે કે, આપણે લોડ શેડિંગને ચલાવી લઈએ છીએ. આપણાં ગામડાઓને વિજળીથી તદ્દન વંચિત રાખવાનું પણ આપણને મંજૂર છે. સિસકારી બોલતા દર્દીઓને નિદાન તથા ઈલાજ માટે તરફડતા રાખવાનું પણ કબૂલ છે, પરંતુ આપણને વિજળીના બિન જરૂરી વપરાશને છોડી દઈ તેની બચત કરવાનું કબૂલ નથી.

આપણી સ્વાર્થવૃત્તિ તો જુઓ કે મેં કરાંચીના કાંઈ કેટલાય ઘરોમાં જોયું કે, રસોડાઘરમાં ચોવીસ કલાક સુધી ગેસ લાઈનના ચૂલાઓ સતત સળગતા રહે છે. શરૂમાં હું એમ સમજ્યો કે, આ ઘરવાળાઓની લાપરવાઈના કારણે બનતું હશે, પરંતુ જ્યારે મેં થોડીક ચોકસાઈપૂર્વક તપાસ કરી, તો જાણવા મળ્યું કે, આ ચૂલાઓ માચિસની એક કાંડી બચાવવા માટે સતત સળગતા રાખવામાં આવે છે. વાત એમ છે કે, ગેસ લાઈનના દરેક ચુલાનું એક પૂર્વ નિર્ધારિત બીલ આવે છે, તે ઓછુ વપરાય કે વધારે વપરાય, આમ સળગતા રાખવાથી વધારે બીલ આવવાની શકયતા નથી હોતી. હા, જો તેને ઓલવી નાંખો અને બીજી વખત સળગાવવાની જરૂર પડે તો તેની પર એક માચિસની સળી (કાંડી)નો ''ખર્ચ'' થાય છે. માચિસની એક કાંડી બચાવવા માટે સમગ્ર રાષ્ટ્રની સંપત્તિ કેટલી નિર્દયતાપૂર્વક વેડફવામાં આવી રહી છે ! એ લોકોને એટલું વિચારવાની ફુરસદ નથી કે આખર તેઓ એ દેશના વાસી છે, જેમાં સંશાધનોની કારમી અછત વર્તાય રહી છે અને અંતે આ ફુઝૂલ ખર્ચનું નુકસાન બીજાઓ સહિત તેમને પણ ભોગવવાનું આવશે.

વીજળી તથા ગેસનો ઉલ્લેખ તો ઉદાહરણ ખાતર આવી ગયો, નહીંતર અલ્લાહ તઆલાની દરેક નેઅમત સાથે આપણી નાકદ્રીની સ્થિતિ આવી જ છે. ઉત્પાદનમાં વધારાના પ્રયત્નો ખોટા નથી, તે પ્રયત્નો જરૂર જારી રહેવા જોઈએ, પરંતુ તે પ્રયત્નોનું સાચુ આયોજન સરકારનું કાર્ય છે. આ કાર્ય એક માણસની વ્યકિતગત તાકાતની બહાર છે. તો પણ દરેક માણસના હાથમાં એટલી તાકાત ખરી કે તે મળેલા સાધનોનો કરકસરથી ઉપયોગ કરે. અને રાષ્ટ્રની સંપત્તિ વેડફવાથી બચે.

વીજળીના મામલાને જ લઈ લ્યો. મારા વશમાં એ નથી કે, હું દેશમાં વીજળીના ઉત્પાદનમાં વધારો કરી શકું, પરંતુ મારા વશમાં એ છે કે, જ્યાં એક બલ્બથી કામ ચાલી શકતું હોય ત્યાં હું બે બલ્બ ન સળગાવું. જ્યાં સૂર્યનો પ્રકાશ મળી શકતો હોય ત્યાં કોઈ વિજાણુ સાધન ન જલાવું. જ્યાં એક પંખાથી કામ થઈ જતું હોય ત્યાં બે પંખા ન ચલાવું. જ્યાં એરકંડિશન્ડ વગર ગુજરાન થઈ જતું હોય ત્યાં એરકંડિશન્ડનો ઉપયોગ નહીં કરું. જ્યાં જરૂરત વગર પંખો કે કોઈ વિજાણું ઉપકરણ ચાલતુ જોઉં તો તેને બંધ કરી દઉં. શકય છે કે આમ જે વિજળીનો વપરાશ હું બચાવી રહ્યો છું, તે વિજળી કોઈ જરૂરતમંદના કામમાં આવી જાય, અથવા તેનાથી કોઈ દર્દીને રાહત મળી જાય, અથવા કોઈ ગરીબના અંધારા ઘરમાં અજવાળુ પથરાય જાય.

જો આપણે અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમના એ સોનેરી વચન ''તમે વહેતી નદીના કાંઠે ઉભા હોય તો પણ પાણીનો બગાડ ન કરો'' પર અમલ કરીશું, તો કોણ જાણે કેટલા માનવી-ઓના દુઃખ દર્દ દૂર થઈ જશે.

## હસદ-ઈર્ષા

અલ્લાહપાક કોઈ બંદા ઉપર એહસાન-ઉપકાર કરે અને તેને ઈલ્મ-જ્ઞાન, ઈઝઝત-શોહરત વગેરે કોઈ પણ દીની-દુન્યવી નેઅમતોથી નવાઝે, તો આ વસ્તુઓ જોઈ બીજા માણસના દિલમાં તેને પ્રાપ્ત કરવાનો ખ્યાલ-ખ્વાહિશ પેદા થાય તેને 'રશ્ક' અને 'મુનાફસત' કહેવામાં આવે છે. આ કોઈ બૂરી વસ્તુ નથી, બલ્કે સારા અખ્લાક અને દીની બાબતોમાં તો આ પ્રમાણેની ખ્વાહિશ પસંદ કરવામાં આવી છે. બલ્કે એનો હુકમ પણ આપવામાં આવ્યો છે.

પરંતુ જો કોઈ વ્યક્તિ બીજા માણસની આ ખૂબીઓને પસંદ ન કરે અને તેની દિલી ખ્વાહિશ એ હોય કે અલ્લાહપાકની આ નેઅમતો તેનાથી છિનવી લેવામાં આવે, તો એનું નામ હસદ-ઈર્ષા છે. જેમકે આપ (સલ.)ના સમયમાં અલ્લાહપાક તરફથી મુસલમાનોને કુર્આન શરીફ અને ઈમાનની દૌલત અતા ફરમાવવામાં આવી હતી, તે યહૂદીઓને પસંદ ન હતી. તેનો ઉલ્લેખ

આ પ્રમાણે કરવામાં આવ્યો : "અથવા અન્ય લોકો (એટલે મુસ્લિમો) પર તે નેઅમતોના કારણે અદેખાઈ કરે છે, જે અલ્લાહપાકે તેઓને પોતાની કૃપાથી અર્પણ કરી છે. તો ખરેખર, અમે ઈબ્રાહીમ (અલૈ.)ના વંશમાં જ કિતાબ અને (જ્ઞાનરૂપી) હિકમત આપી છે. વળી, અમે તેઓને મહાન સલ્તનત પણ આપી છે. પછી તે લોકોમાંથી કેટલાકોએ તે (કિતાબ અને હિકમત)ને માની અને કેટલાક તેનાથી દૂર રહ્યા, પણ (મુન્કિરો માટે) જહન્નમની ભડકાવાળી આગ પૂરતી (શિક્ષા) છે." *(સૂ.નિસાઅ્ : ૫૪-૫૫)*

એમની ચાહત હતી કે આ દૌલત મુસલમાનો પાસેથી છિનવી લેવામાં આવે. "અહલે કિતાબ (એટલે યહૂદીઓ) માંહેના ઘણાખરા પોતાની ઈર્ષાના કારણે એવું ચાહે છે કે, તમારા ઈમાન લાવ્યા પછી કોઈ પણ રીતે તમને પાછા કાફિર બનાવી નાંખે. એ પછી કે તેઓ પર સત્ય પણ જાહેર થઈ ચૂક્યું છે, તો તમે (તેઓને) માફી આપો અને દરગુજર કરો. એટલા સુધી કે અલ્લાહપાક (તેઓની શિક્ષા સબંધી) પોતાનો (નિર્માણ કરેલો) હુકમ મોકલે. બેશક, અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે." *(સૂ.બકરહ : ૧૦૯)*

**હસદના ત્રણ પ્રકાર અને દરજ્જા છે :** (૧) માણસની એ ખ્વાહિશ હોય કે બીજા પાસેથી આ નેઅમત છિનવાઈ જાય. ચાહે મને પ્રાપ્ત થાય કે ન થાય. અને તે ખુદ પ્રાપ્ત કરવાની કોશિષ પણ ન કરે. આ સૌથી ખરાબ પ્રકાર છે. *(નિસાઅ્ : રૂકૂઅ-૧૨)* (૨) હસદ કરનારની આ ચાહત હોય કે તેને પણ આ નેઅમત પ્રાપ્ત થાય. આ સૂરતમાં તેનો અસલ હેતુ તો આ નેઅમતની પ્રાપ્તિ જ છે. પરંતુ અમુક સંજોગોમાં જ્યાં સુધી બીજાથી લઈ લેવામાં ન આવે, ત્યાં સુધી હસદ કરનારને પ્રાપ્ત થઈ શકતી નથી. એટલા માટે એની ચાહત હોય છે કે, બીજા પાસેથી આ નેઅમત છિનવાઈ જાય. (૩) એક માણસ આ નેઅમત પ્રાપ્ત કરવા માંગે છે, પરંતુ તેની ચાહત એ નથી કે તે બીજા પાસેથી છિનવાઈ જાય. આ ત્રણ પ્રકારોમાં પહેલી સૂરત સૌથી ખરાબ અને અસ્વિકાર્ય છે. બીજી સૂરતમાં સામેવાળાની નેઅમત ડાયરેક્ટ છિનવાઈ જવાનો હેતુ નથી, માટે તેને વાસ્તવિક રીતે હસદ તો ન કહેવાય, તે છતાં કુર્આન શરીફમાં આને પસંદ કરવામાં નથી આવી. *(નિસાઅ્ : રૂકૂઅ-૫)* આ

આયતથી સાબિત થયું કે, અલ્લાહ તઆલાએ આપેલ આ નેઅમત પ્રાપ્ત કરવાની કોશિષ ન કરે. હા, બીજી નેઅમતો માંગી શકે છે. *(સૂરહ નિસાઅ્ : રૂકૂઅ-૫)* ત્રીજી સૂરત કોઈ પણ રીતે ખરાબ નથી, બલ્કે દીની કામોમાં આવકાર્ય છે. શરીઅતમાં તેને મુસાબકહ (સ્પર્ધા) કહેવામાં આવે છે.

**હસદના સાત કારણો :** (૧) નફરત અને દુશ્મનીને લઈ એક વ્યક્તિ બીજી વ્યક્તિની તરક્કી (પ્રગતિ)ની જગ્યાએ તેના ઉપર ક્યારે મુસીબત-તકલીફ આવે તેના જ ચક્કરમાં રહે છે. હવે જ્યારે અલ્લાહપાક તરફથી તે બંદા ઉપર એહસાન-ઉપકારની નેઅમતોની વર્ષા થાય છે, તો તે ઈર્ષાળુને પસંદ નથી હોતી. જેમકે કુર્આન શરીફમાં મુનાફિકો વિશે ફરમાવ્યું : "હે ઈમાનવાળાઓ ! પોતાના (માણસો) સિવાય અન્ય (પરધર્મી)ને ભેદી દોસ્ત બનાવો નહીં. (કારણ કે) તેઓ તમારી ખરાબીમાં કંઈ કચાશ રાખતા નથી. તમારા દુઃખી થવાને તેઓ ચાહે છે, તેઓની વાતોથી દુશ્મની જણાય રહી છે અને તેઓના દિલમાં જે (કપટ) છૂપું છે, તે તો એથી બહુ જ વધારે છે. જો તમે સમજતા હો તો અમે તમને (અદાવતની) નિશાનીઓ સ્પષ્ટ બતાવી દીધી. સાંભળો ! તમે લોકો તો તેઓને દોસ્ત ગણો છો, પણ તેઓ તમને દોસ્ત ગણતા નથી. વળી, તમે સૌ (આકાશી) કિતાબોને માનો છો (અને તેઓ તમારી કિતાબોને માનતા નથી) અને એ લોકો જ્યારે તમને મળે છે ત્યારે કહે છે કે, અમે મુસલમાન છીએ, પણ જ્યારે એકાંતમાં હોય છે ત્યારે તમારા ઉપર ક્રોધથી પોતાના આંગળા કરડે છે. આપ ફરમાવી દો કે, તમે તમારા ક્રોધમાં જ મરો. બેશક, અલ્લાહપાક દિલોના ભેદોને ખૂબ જાણે છે."

*(સૂરએ આલિ ઈમરાન : ૧૧૮-૧૧૯)*

(૨) હસદનું બીજુ કારણ પોતાની જાતને મોટી સમજવી છે. કારણ કે પોતાની ઉંમર કે હોદ્દાના માણસને કોઈ મોટો હોદ્દો મળે તો બીજા સાથીઓથી જોઈ શકાતો નથી. અને તે લોકો આ ફિકરમાં રહે છે કે, ક્યારે એના ઉપર કોઈ વબાલ આવે અને આ હોદ્દો તેનાથી છિનવાઈ જાય, જેથી બન્નેવ સરખા હોદ્દાના થઈ જાય.

(૩) એક વ્યક્તિ બીજી વ્યક્તિને પોતાના તાબે બનાવવા માંગે છે.

એટલા માટે જ્યારે બીજી વ્યક્તિ કોઈ વિશેષતા કે લાયકાતને લઈ તેની તાબેદારીના ચક્કરમાંથી છટકી જાય છે, તો પહેલી વ્યક્તિ એમ ચાહે છે કે, ક્યારે આ હોદ્દો છૂટી જાય. જેથી તે મારો મોહતાજ-તાબે થઈ જાય. મક્કાના સરદારો આ કારણસર જ મુસ્લિમોથી નફરત કરતા હતા. "અને એવી જ રીતે અમે કેટલાકને બીજા કેટલાક (ગરીબ મુઅમિનો) વડે આજમાઈશમાં નાંખ્યા છે, જેથી તેઓ કહ્યા કરે છે કે, શું આ જ તે લોકો છે કે અમારામાંથી (તેઓને) ચૂંટી કાઢી તેઓની ઉપર અલ્લાહપાકે (પોતાની) કૃપા કરી છે. (અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :) "શું આ વાત નથી કે અલ્લાહ તઆલા આભાર માનનારાઓને ખૂબ જાણે છે ?" *(સૂરએ અન્આમ : ૫૩)*

(૪) લોકો પોતાના અનુમાન અનુસાર કોઈ વ્યક્તિને મામૂલી સમજે છે, તેને કોઈ ઉંચો હોદ્દો પ્રાપ્ત થઈ જાય તો લોકોને આશ્ચર્ય લાગે છે અને તેનો વિરોધ કરવા લાગે છે. જેમકે અંબિયાએ કિરામ (અલૈ.)નો ઈન્કાર કરનારા કહેતા હતા : "અને જ્યારે એ લોકોની પાસે હિદાયત પહોંચી ચૂકી તો તેઓને ઈમાન લાવવાથી કોઈ વાત આડે આવી નહીં, પરંતુ એ જ કે તેઓએ કહ્યું કે, શું અલ્લાહપાકે એક માણસને જ રસૂલ બનાવી મોકલ્યો છે ?"

*(સૂરએ બની ઈસ્રાઈલ : ૯૪)*

(૫) જ્યારે બે વ્યક્તિઓનો એક જ હેતુ હોય છે, તો તે એકબીજાને ઈર્ષાથી જુએ છે. એક બાપના છોકરાઓ તથા એક ઉસ્તાદ (શિક્ષક)ના વિદ્યાર્થીઓ અને એક પીર-બુઝુર્ગના મુરીદો દરમ્યાન આપસમાં હસદ એક હેતુમાં ટકરાવોને લઈને જ થાય છે. *(સૂરએ યૂસુફ : રૂકૂઅ-૨)*

(૬) હોદ્દો, વેપાર અને રાજકારણને લઈ એક વ્યક્તિ આગળ વધવા માંગે છે, જ્યારે બીજી વ્યક્તિ આમાં તેનો ભાગીદાર થઈ જાય છે, તો તેનાથી બરદાસ્ત નથી થતું. યહૂદીઓ પોતાને સમગ્ર વિશ્વમાં આસ્માની વહીના એકલા ઈજારાદાર સમજતા હતા, પરંતુ ઈસ્લામે આરબો-મુસ્લિમોને તેમાં શ્રેષ્ઠ ભાગીદાર બનાવ્યા.

(૭) અમુક લોકોની તબીયત-સ્વભાવ જ ખરાબ અને વિચિત્ર પ્રકારનો હોય છે. તે કોઈ પણ માણસનું ભલુ અને સારૂ થતું જોઈ શકતા નથી. માટે

બધાથી જ તે ઈર્ષા કર્યા કરે છે.

હદીષ શરીફમાં છે કે, હસદ નેકીઓને એવી રીતે ખાઈ જાય છે, જેવી રીતે આગ લાકડીને ખાય જાય છે. *(અબૂ દાવૂદ)* એટલા જ માટે બદગુમાનીથી રોકવામાં આવ્યા. કારણ કે એના કારણે જ માણસ ખોટા-ખોટા વિચારોમાં લાગી જાય છે. હસદ એટલી બૂરી ચીઝ છે કે, કુર્આન શરીફમાં દરેક મુસલમાનને તેનાથી પનાહ માંગવાનું કહ્યું : ‘‘(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, પ્રભાતના માલિકનો આશરો લઉં છું, દરેક વસ્તુની બૂરાઈથી જે તેણે બનાવી છે. અને અંધારી રાતની બૂરાઈથી, જ્યારે કે તે આવી જાય. અને (પઢી-પઢીને દોરાની) ગાંઠો પર (જાદુની) ફૂંક મારનારાઓની બૂરાઈથી અને ઈર્ષા કરનારની બૂરાઈથી (આસરો લઉં છું) જ્યારે કે તે અદેખાઈ કરે.’’

*(સૂરએ ફલક : ૧ થી ૫)*

આપણી કૌમમાં આજકાલ આ રોગ જેટલો ફેલાયો છે, તે વિશ્વની કોઈ કૌમમાં આટલો નહીં હશે. મુસ્લિમોમાં જેટલા સારા કામો શરૂ કરવામાં આવે છે, તે કામો બગડી જાય છે કે પૂરા નથી થતા. તો તેનું કારણ ઈર્ષ્યા તથા અદેખાઈ જ હોય છે. આ ઘણી નીચ હરકત છે. ખરી મુસીબત એ છે કે, જે માણસ કોઈક અર્થમાં મોટો બની જાય છે, તેને એવો ભ્રમ થઈ જાય છે કે, તે ક્યારેય ઈર્ષ્યા જેવા રોગથી પીડાશે નહીં, પરંતુ મોટા માણસોમાં જ આ રોગ વધારે પ્રસરેલો હોય છે. એટલી સુક્ષ્મ રીતે કે તેઓ તેને ઓળખી પણ નથી શકતા.

અદેખાઈનો ભાવ પેદા થવાનું મુખ્ય કારણ એ છે કે, માણસ પોતાને નીચલી કક્ષામાં જોઈ નથી શકતો. એટલે જ્યારે તેને દેખાય છે કે, અન્ય માણસ તેનાથી આગળ વધી રહ્યો છે, તો તેને એવી ઈચ્છા જાગે છે કે, હું ઓછામાં ઓછા તેના સરખા સ્થાને પહોંચી જાઉં. સમાન સ્થિતિમાં પહોંચવાના બે જ માર્ગો હોય શકે છે કે, બીજો પણ પહેલાની જેમ ઉચ્ચ પદે પહોંચી જાય અથવા આગળ વધેલો શખ્સ ફસડાય જઈ પહેલાની સમાંતરે આવી જાય. પહેલી સ્થિતિ બહુ ઓછી નિર્માણ પામે છે. એટલે ઈચ્છા-અનિચ્છાએ બીજો વિચાર મનમાં આવે છે. આ બીજા વિચારને જ ઈર્ષ્યા

કહેવામાં આવે છે. *(અલ ગઝાલી, શિબલી નોઅમાની : પેજ-૧૦૬)*

## ગાળો ભાંડવી-અપશબ્દો બોલવા

અપશબ્દો અને ગાળો ભાંડવી એ છેલ્લા દરજ્જાની અખ્લાકી બૂરાઈ છે. એટલા જ માટે કુર્આન અને હદીષ શરીફમાં વિવિધ જગ્યાએ બદ-ઝબાનીથી બચવાની તાકીદ કરવામાં આવી છે. અમુક વખતે ગાળો ભાંડવામાં એકબીજા વિરૂદ્ધ હદથી વધી જાય છે. એટલા માટે કુર્આનમાં ફરમાવ્યું : "અને એ લોકો અલ્લાહ તઆલાના સિવાય જેમને પુકારે છે, તેને તમે બૂરા ન કહો. (નહીં તો) ફરી તેઓ સમજ્યા વિના હદથી વધી (દ્વેષથી) અલ્લાહ તઆલાને બુરૂ કહેવા લાગશે. એ જ પ્રમાણે (કાફિરોના) દરેક સમૂહની નજરમાં અમે તેઓના કર્મોને સુશોભિત કરી દેખાડ્યા છે. પછી તે સર્વેને પોતાના પરવરદિગાર પાસે પાછા ફરવાનું છે. ત્યારે જે કંઈ તેઓ કર્યા કરતા હતા, તેનાથી તેઓને વાકિફ કરી દેશે." *(સૂરએ અન્આમ : ૧૦૮)*

હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, સૌથી મોટો ગુનોહ એ છે કે, માણસ પોતાના માં-બાપને ગાળો આપે. સહાબાએ અર્જ કરી કે, એવું કેવી રીતે બને કે માણસ પોતાના માં-બાપને ગાળો ભાંડે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, તે કોઈના માં-બાપને બુરૂ-ભલુ કહે અને કોઈ તેના માં-બાપને બુરૂ-ભલુ કહે.

બદઝબાન વ્યક્તિથી લોકો મળવાનું છોડી દે છે. સમાજ અને સોસાયટીમાં તેનો કોઈ આદર કરતું નથી.

ગાળો ભાંડવાથી રોકવાનું ખાસ કારણ એ પણ છે કે, લોકો તેમાં છેલ્લી કક્ષાના અપશબ્દો બોલી બેશર્મી અને બેહયાઈનું પ્રદર્શન કરે છે. અને સમાજમાં આ પ્રકારના ખરાબ શબ્દોનો છૂટથી ઉપયોગ કરવા બીજા લોકોને પણ પ્રેરિત કરે છે. એટલા જ માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, બદઝબાની (અપશબ્દો) જે મામલામાં શામેલ થઈ જાય છે, તે મામલો બગડી જાય છે. અને શર્મ-લજ્જા જે વસ્તુમાં હોય છે, તે વસ્તુને રોનકવાળી કરી આપે છે. *(તિરમિઝી શરીફ)*

ગાલી-ગલોચ લડાઈ-ઝઘડાનું મહત્વનું કારણ બને છે. અને ઈસ્લામમાં લડાઈ પસંદ નથી.

## દારૂ પીવું-નશીલા પદાર્થો લેવા

દારૂની આદત એક એવી બૂરાઈ છે, જેનો લોકો રોજ અનુભવ કરી રહ્યા છે. કેટલાય ઘરો તબાહ થઈ રહ્યા છે. એટલા જ માટે ઈસ્લામમાં તેને સદંતર હરામ ફરમાવ્યું.

"હે ઈમાનવાળાઓ ! આ શરાબ અને જુગાર તથા મૂર્તિઓ અને તીરનાં પાસાં એ સૌ ગંદા શયતાની કામ છે; માટે તેનાથી તદન દૂર રહો કે જેથી તમે મુક્તિ મેળવો. મુદ્દો એ જ છે કે, શયતાન તો એમ ચાહે છે કે, શરાબ અને જુગાર વડે તમારા વચ્ચે શત્રુતા અને દ્વેષભાવ નાંખે અને તમને અલ્લાહ તઆલાની યાદ તથા નમાઝથી રોકે, તો શું હજુ પણ તમે (આ વસ્તુઓથી) અટકી જશો ? (કે નહિ ?) અને (દરેક બાબતમાં) અલ્લાહપાકનો હુકમ માનો તેમજ રસૂલ (સલ.)ની આજ્ઞા પાળો અને (નાફરમાનીથી) બચતા રહો. પછી પણ જો તમે (તાબેદારીથી) મોઢુ ફેરવશો તો જાણી લો કે અમારા રસૂલને જિમ્મે તો માત્ર સ્પષ્ટ રીતે (સંદેશો) પહોંચાડી દેવું જ છે."

*(સૂરએ માઈદહ : ૯૦ થી ૯૨)*

આ આયતમાં એના કારણો પણ દર્શાવ્યા કે, આ શયતાની કામ છે. શરાબ પીને લોકો આપસમાં લડાઈ-ઝઘડો કરે છે. શરાબની લત માણસને ઘણા બધા સારા અને જરૂરી કામોથી દૂર કરી આપે છે.

હદીષ શરીફમાં છે કે, જ્યારે કોઈ મુઅમિન શરાબ પીવા માંડે છે, તો તે વખતે તેનું ઈમાન રૂખ્સત થઈ જાય છે. *(બુખારી શરીફ)* એક રિવાયતમાં છે કે, કિયામતની નિશાનીઓમાંથી છે કે, લોકો વધુ પ્રમાણમાં દારૂ પીતા થઈ જશે. *(બુખારી શરીફ)* આ જ કારણોસર આપ (સલ.)એ શરાબ પીવાવાળા, પિવડાવવાવાળા, વેચનાર, ખરીદનાર, બીજા માટે નિચોડનાર, પોતાના માટે નિચોડનાર, તેને લઈ જનાર, જેની પાસે લઈ જવામાં આવે, તે બધા જ ઉપર લઅનત (અલ્લાહપાકની રહમતથી દૂર કરવાની) ફરમાવી છે. *(અબૂ દાવૂદ)*

આ પણ ફરમાવ્યું કે, દરેક નશાકારક વસ્તુ હરામ છે. અને જેના વધારે પીવાથી નશો આવે તેને થોડુ પીવું પણ હરામ છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

## હરામ કમાણીનો વબાલ

હલાલ કમાણીની ચિંતા કરવી તથા હરામ કમાણીથી બચવું દીની તથા ઈસ્લામી દ્રષ્ટિએ ઘણું જરૂરી છે. તે માત્ર એક ધાર્મિક કર્તવ્ય જ નથી, બલ્કે તમામ દીની કામોની કબૂલિય્યત (સ્વીકૃતિ)નો આધાર તેના ઉપર જ છે.

જે માણસ હરામ રીતે કમાય છે, લે-વેચમાં અલ્લાહ તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આપેલા આદેશોનું પાલન કરતો નથી તો સમજી લે કે, તેની નમાઝ પણ કબૂલ થશે નહીં અને તેની હજ્જ તથા ઝકાત-સદકાત પણ બેકાર જશે. અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે "(ગુસલ કે વુઝૂ વડે) પાકી વગર નમાઝ કબૂલ થશે નહીં અને હરામ માલમાંથી કરવામાં આવેલ સદકો સ્વીકૃતિ (કબૂલીયત) પામશે નહીં."

એક શખ્સ હરામની આવકથી હજ્જ પઢવા ગયો અને આવી ગયો. બધા તેને 'હાજી સાહેબ' કહેવા લાગશે. જો કે અલ્લાહ પાકની નજરોમાં આવી હજ્જની કોઈ કિંમત નથી. તેનો સવાબ મળશે નહિ. જો હરામ માલથી સેહરી કરશે કે રોઝો ઈફતાર કરશે, તો તેના રોઝાનો પણ તેને અજ્ર (વળતર) મળશે નહીં.

એક શખ્સ બિલકુલ એકલો જંગલમાં હજ્જના પ્રવાસમાં છે. વાળ વિખરાયેલા છે, કપડાંઓ મેલાઘેલા છે. એવી સ્થિતિમાં તે અલ્લાહપાકને પોકારે છે. (બાહ્ય રીતે જુઓ તો તેની પુકાર કબૂલ થવી જોઈએ, પરંતુ અલ્લાહપાક કહે છે કે) તેની દુઆ કેવી રીતે કબૂલ થાય ? તેની કમાણી તો હરામ છે. તેનું શરીર જે ખાઈને તંદુરસ્ત બન્યું છે તે હરામ છે. તેના કપડાંઓ હરામ માલમાંથી બનેલા છે. યાને તેની દુઆ કબૂલ થઈ શકતી નથી.

આ બહુ મહત્વનો મુદ્દો છે. તેમાં લાપરવાહી કરવાથી બધા જ નેક આ'માલ કરવા છતાં તે બેકાર થઈ જાય છે. તેની દુઆઓ કબૂલ થતી નથી.

ભલેને દુઆ કબૂલ થવાના અન્ય કારણો મોજૂદ હોય. દા.ત. ઉપરની જ હદીષમાં જુઓ કે, એક શખ્સ પ્રવાસી છે, સાવ એકલો છે, વિખરાયેલા વાળ છે, કપડાં પણ મેલાઘેલા છે. આ બધી જ બાબતો એવી છે કે જેના હોવાથી દુઆ કબૂલ થાય છે. પરંતુ માત્ર હરામ કમાણીના લીધે તેની દુઆ કબૂલ થતી નથી. આજીજીપૂર્વક દુઆ માંગવામાં આવે તો પણ કબૂલ થતી નથી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ખયબરથી પાછા ફરી રહ્યા હતા. આપની સાથે આપની સેવા માટે આપનો એક ગુલામ પણ સાથે હતો. કયાંક પડાવ હતો. આપનો ગુલામ આપનો સામાન ઉતારી રહયો હતો કે, અચાનક કયાંકથી તીર આવ્યું અને આપના ગુલામને વાગ્યું. અને તરત જ તેમનો ઈન્તેકાલ થઈ ગયો. સહાબાએ કિરામ તેમની આવી મોત પર મુબારકબાદી આપવા લાગ્યા કે, શહાદત મુબારક ! કેવી સારી મોત થઈ !

વાત પણ મુબારકબાદીના લાયક જ હતી. જિહાદ કરીને આપના પેલા સાથી પાછા ફરી રહયા હતા. હજુ પ્રવાસ પુરો થયો ન હતો. મરનાર આપના ગુલામ હતા. મરતી વખતે પણ આપની સેવામાં જ હતા. પ્રથમ નજરે જુઓ તો તે તીર પણ કોઈ દુશ્મનનું જ હશે, પરંતુ સાંભળો અને ધ્યાનથી સાંભળો ! અલ્લાહપાકના રસૂલ (સલ.)એ સહાબએ કિરામની પેલી મુબારકબાદીના જવાબમાં કહયું : “હરગિજ નહીં, તે હસ્તીના સોગંદ જેના કબ્જામાં મુહમ્મદ (સલ.)ની જાન છે, તે ચાદર જે તેણે ખયબરના દિવસે માલે ગનીમતમાંથી લીધી હતી તે તેની પર અગનજ્વાળા બની ભડકી રહી છે.” *(મુસ્લિમ, કિતાબુલ ઈમાન)* અર્થાત્ પેલા સહાબીથી જે આપના ગુલામ તથા જિહાદમાં આપના સાથી હતા, અને મરતી વખતે પણ આપની સેવામાં જ હતા. એક ભૂલ થઈ ગઈ હતી કે તેમણે ખોટી રીતે માલે ગનીમત (યુદ્ધમાં વિજય પછી મળેલો માલ)માંથી એક ચાદર લઈ લીધી હતી. જેના કારણે તે ચાદર મૃત્યુ પછી આગ બની તેમની ઉપર લપેટાયેલી હતી અને તેમને બાળી રહી હતી. આપ જોઈ શકો છો કે, હરામ માલની નહૂસત (અપશુકન) કેટલી વધારે છે કે એક સહાબી, આપના ગુલામ તથા મુજાહિદને હરામની એક ચાદરના લીધે સજા મળી રહી છે.

હરામ કમાણીના વિવિધ પ્રકાર હોય શકે છે. વ્યાજ લેવું હરામ છે, બહુ મોટું પાપ તથા સખત અઝાબનું કારણ છે. કુર્આન શરીફમાં અલ્લાહ પાકનું ફરમાન છે કે, ‘‘જે લોકો વ્યાજ ખાય છે, તેઓ પોતાની કબરોમાંથી એવી રીતે ઉઠશે, જેવી રીતે એ માણસ ઉઠે છે જેને શયતાને વળગીને બાવરો બનાવી દીધો હોય.’’ *(૨:૨૭૫)*

હરામ માલનો એક પ્રકાર એ છે કે, કોઈનો માલ પચાવી પાડવામાં આવે, કોઈ નિર્બળ, ગરીબ કે અનાથનો માલ છીનવી લેવામાં આવે, કોઈની જમીન કે મકાન પર ગેરકાયદે કબ્જો કરી લેવામાં આવે, વિગેરે. અનાથ બાળકોનો માલ હડપ કરવા બાબતે કુર્આનમાં એમ કહયું છે કે, ‘‘જે લોકો અત્યાચારપૂર્વક અનાથોનો માલ ખાય છે તેઓ હકીકતમાં તો પોતાના પેટમાં આગ પધરાવી રહયા છે અને નજીકના ભવિષ્યમાં તેઓને આગમાં જ નાંખી દેવામાં આવશે.’’ *(૪:૧૦)* મતલબ કે અંદર પણ આગ, બહાર પણ આગ.

હરામ માલનો એક પ્રકાર લાંચ રુશ્વત છે. આજના ઘણાં વેપારીઓ, નોકરીયાતો, નાના-મોટા અધિકારીઓ રૂપાળા નામો હેઠળ લાંચ ખાય છે. જેમ વ્યાજ આપવું તથા લેવું હરામ છે તેવી જ રીતે લાંચ લેવી તથા આપવી પણ હરામ છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે, ‘‘લાંચ લેનાર તથા આપનાર બન્ને નર્કમાં જશે.’’

આજકાલ મુસ્લિમો પણ ઉપરોકત બદીઓથી પાક નથી રહયા. લોકોનું જીવનધ્યેય માત્ર એ બની ગયું છે કે માલ કમાઓ, હલાલ રીતે મળે કે હરામ રીતે. માલની હવસ એટલી વધી ગઈ છે કે હલાલ હરામ વચ્ચે ફર્ક કરવાનું લોકો ચૂકી જાય છે. ભલેને તેના કારણે નર્ક ભેગું થવું પડે. આવા લોકોને અલ્લાહપાકના રસૂલ (સલ.)એ દુનિયાના પૂંજારી, દીનારના પૂંજારી તથા દિરહમ (માલ)ના પૂંજારી કહયા છે. જેવી રીતે અલ્લાહપાકના બંદાઓ અલ્લાહ તઆલાને અનુસરે છે, આ ધનદૌલતના પૂજારીઓ રૂપિયાની પાછળ જ દોડતા રહે છે. બસ, માલ જોઈએ. કયાંનો હલાલ અને કયાંનો હરામ ! આવા લોકોને અલ્લાહ તઆલાએ પોતાની બંદગીમાંથી કાઢી માલ-દૌલતના ગુલામ બનાવી દીધા છે.

ખોટી રીતે યાને અલ્લાહ તથા તેના પયગમ્બર (સલ.)ના આદેશોને અવગણીને વ્યાપાર કરવો પણ હરામ છે. આ વ્યાપારથી જે કાંઈ નફો મળશે તે હરામ માલ કહેવાશે. કોઈ પણ વસ્તુને તમે ખરીદો તો જ્યાં સુધી તમે તેનો કબ્જો નહીં મેળવી લ્યો ત્યાં સુધી તમે તેને વેચી ન શકો. પરંતુ બજારમાં આવું ઘણી વખત બને છે કે ખરીદેલો માલ બારોબાર વેચી નાંખવામાં આવે છે. આમ કરવાથી આપ (સલ.)એ ઘણાં સહાબાએ કિરામને મનાઈ ફરમાવી હતી. હઝ. ઉમર (રદી.)એ પોતાના શાસનકાળ દરમિયાન એવો હુકમ બહાર પાડયો હતો કે, જે શખ્સ વ્યાપાર (લેવડ-દેવડ) સંબંધી બાબતો વિશે ઈસ્લામના આદેશો જાણતો હોય તે જ માણસ બજારમાં ધંધો કરી શકશે, નહીંતર નહીં.

એક હદીષ શરીફમાં છે કે, ‘‘જે શરીર હરામ માલ વડે ઉછેર પામે છે, જહન્નમ તેના માટે વધારે લાયક છે.’’

જો અલ્લાહ તઆલા ઢીલ ન આપે તો હરામ માલ આરોગવાનો બૂરો અંજામ આ દુનિયામાં જ ભોગવવો પડે છે. જે હરામ માલ માટે અલ્લાહ અને અલ્લાહપાકના રસૂલને તથા દીનને છોડયો, તે જ માલ તેને છોડીને અપમાનિત કરીને ચાલ્યો જશે.

## હરામ માલની નહૂસત

દરેક માણસની અલગ અલગ જરૂરિયાત હોય છે, તે જરૂરિયાત પૂરી કરવા માટે અલ્લાહપાકે માલ જેવી મહાન નેઅમત અતા કરી છે અને અલ્લાહપાકે તેને મેળવવાનો આદેશ પણ આપ્યો છે. માણસ માલ કમાઈને પોતાની દુનિયા પણ શણગારે છે અને ગરીબોને મદદ કરીને પોતાની આખિરત પણ સફળ બનાવે છે. જો માલ હલાલ માર્ગથી આવે, અને હલાલ કામોમાં લાગે તો આ માલ અલ્લાહનો ફઝલ પુરવાર થાય છે. અને જો ખોટા માર્ગથી આવે કે ખોટા કાર્યોમાં ખર્ચાય તો પછી વબાલ બની જાય છે.

આજકાલ આવી જ સ્થિતિ છે. માલની લાલચ એટલી વધી ગઈ છે કે હલાલ હરામ વચ્ચે કોઈ ભેદ પારખતા નથી. અલ્લાહપાકના રસૂલ

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ભવિષ્યવાણી કરી હતી કે, ''લોકો સમક્ષ એવો કાળ આવશે કે માણસને એ વાતની પરવા નહીં હશે કે જે માલ તે મેળવી રહયો છે, તે હલાલ છે કે હરામ ?'' *(બુખારી : ૧/૨૭૬)*

અર્થાત્ કયામતની નજીક એવી સ્થિતિ સર્જાશે કે લોકો લોભના માર્યા હલાલ હરામ વચ્ચે ફરક નહીં કરશે. આંખો બંધ કરીને માલ પાછળ દોડી રહયા હશે. આજે બિલ્કુલ આવી જ સ્થિતિ છે. કયો એવો ગુનો છે જે માલ મેળવવા માટે આચરવામાં નથી આવતો. હવે તો એવો વિચાર વહેતો કરવામાં આવી રહયો છે કે, અનીતિ અખત્યાર કર્યા વગર કોઈ ધંધો થઈ શકે એમ નથી. જો કે આવું નથી. અલ્લાહપાકની રહમતના દરવાજાઓ ખુલ્લા છે. જો કોઈ માણસ અલ્લાહથી ડરીને હલાલ રોઝી મેળવવાની કોશિશ કરશે તો અલ્લાહપાક તેને વંચિત (મહરૂમ) નહીં રાખશે. બલ્કે તેને અલ્લાહ તઆલા ખાસ ફઝલથી નવાઝે છે. તેની રોઝીમાં બરકત આપે છે. તેનાથી વિપરિત હરામ રોઝીમાંથી અલ્લાહપાક બરકત ઉઠાવી લે છે. અને તેની ખરાબ અસરો દુનિયા તથા આખિરત બન્નેમાં જોવા મળે છે. હરામ માલની નહૂસત વર્ણવતાં હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, ''અલ્લાહ તઆલા પાક છે, તે માત્ર પાક (વસ્તુ)ને જ કબૂલ કરે છે. આ સબંધે તેણે જે આદેશ (પોતાના) પયગમ્બરોને આપ્યો, તે જ આદેશ (પોતાના) ઈમાનવાળા બંદાઓને પણ આપ્યો છે. પૈગમ્બરો માટે તેણે કહયું કે, ''હે પયગમ્બરો ! તમે હલાલ તથા પાક ખાવાનું ખાઓ અને સારા કાર્યો કરો.'' અને ઈમાનવાળાઓથી સંબોધન કરતાં કહયું કે, અમે જે રોઝી તમને આપી છે તેમાંથી તમે હલાલ (પાકીઝા) માલ ખાઓ. ત્યાર પછી હુઝૂર (સલ.)એ એક એવા માણસનો ઉલ્લેખ કર્યો, જે લાંબો પ્રવાસ ખેડી કોઈ પવિત્ર સ્થળે એવી સ્થિતિમાં પહોંચે છે, કે તેના વાળ વિખરાયેલા છે, શરીર તથા કપડાં ઉપર ધૂળ (માટી) લાગેલી છે અને તે આકાશ તરફ હાથ ઉઠાવી કહે છે કે, ''હે મારા રબ ! હે મારા રબ !'' જો કે તેનું ખાવાનું હરામ છે, તેનો લિબાસ હરામ છે, તેનું પીવાનું હરામ છે, અને હરામ ખોરાકથી જ તેનું પોષણ થયું છે. પછી તે માણસની દુઆ કેવી રીતે કબૂલ થઈ શકે છે ? *(મિશ્કાત શરીફ : ૧/૨૪૧)*

આનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા પાક છે, તો તેની સાથે સબંધ સ્થાપવા માટે પણ પાક વસ્તુ જ સહાયક નિવડી શકે. અને હલાલ રોઝી પાક હોય છે. પાક રોઝીના કારણે અલ્લાહ સાથે તેનો સબંધ સરળતાથી જોડાય જાય છે. બીજી બાજુ હરામ માલ ખાધા કે પહેર્યા પછી માણસ ઈબાદતમાં જેટલી પણ મહેનત કરે, અને આજીજીપૂર્વક ખુદાથી દુઆ કરે, તો પણ હરામ માલના કારણે અલ્લાહ તઆલા તેની દુઆને કબૂલ નથી કરતા. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની એક હદીષમાં આ જ વાત બીજી રીતે પણ કહેવામાં આવી છે.

હઝરત સઅદ બિન વક્કાસ (રદી.)એ કહયું કે, "હે અલ્લાહના રસૂલ (સલ.) ! આપ મારા માટે દુઆ કરી દો કે મારી દરેક દુઆ કબૂલ થાય." રસૂલુલ્લાહ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : હે સઅદ ! પોતાના ખાણાને પાક કરી નાંખ, તારી દરેક દુઆ કબૂલ થશે. તુ મુસ્તજાબુદ્ દઅવાત બની જશે.

અર્થાત્ હલાલ રોઝીના કારણે માણસની દુઆ જરૂર કબૂલ થાય છે. બીજી બાજુ હરામ રોઝીના કારણે દુઆ રદ થાય છે. માત્ર દુઆ જ નહીં, એક હદીષમાં તો તેનાથી પણ મોટી વઈદ (ધમકી) જોવા મળે છે.

હઝ. અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી. ફરમાવે છે કે, એક વખત આપ (સલ.)ની હાજરીમાં આ આયત તિલાવત કરવામાં આવી કે, "હે લોકો ! જમીનની હલાલ (તથા) પાક વસ્તુઓ ખાઓ." તો હઝ. સઅદ બિન વક્કાસ (રદી.) ઉભા થઈને બોલ્યા, "હે અલ્લાહપાકના રસૂલ ! અલ્લાહ તઆલાથી દુઆ કરો કે તે મને મુસ્તજાબુદ્ દઅવાત બનાવી દે." તો અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : "હે સઅદ ! પોતાની રોઝીને પાક કરી લે, તું મુસ્તજાબુદ્ દઅવાત બની જશે. અને તે ઝાતના સોગંદ જેના કબ્જામાં મુહમ્મદ (સલ.)ની જાન છે, સાચી વાત એ કે, જ્યારે કોઈ બંદો હરામ કોળિયો પેટમાં ઉતારે છે, તો તેના કારણે તેનો ચાલીસ દિવસનો અમલ કબૂલ નથી થતો. અને જે બંદાનું માંસ હરામ માલ તથા વ્યાજથી પોષણ મેળવશે તો જહન્નમની આગ તેના માટે વધારે લાયક છે." *(અત્તરગીબ : ૨/૨૪૫)*

એક બીજી રિવાયતમાં છે કે, જે માણસ દસ દિરહમનું કપડું ખરીદે, જો તેમાં એક પણ દિરહમ (કે રૂપિયો) હરામનો હશે તો જ્યાં સુધી તે કપડું તેના શરીર પર રહેશે, તેની નમાઝ તથા બીજી ઈબાદતો કબૂલ નહીં થશે. આ હદીષના રાવી (વહનકર્તા) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદી. છે. તેમણે લોકોને વિશ્વાસ અપાવવા માટે હદીષને બયાન કર્યા પછી પોતાના બન્ને કાનોમાં આંગળી ખોસીને કહયું કે, જો મેં આ વાત નબીએ કરીમ (સલ.)થી સાંભળી ન હોય તો મારા બન્ને કાન બહેરા થઈ જાય.

*(અત્તરગીબ : ૨/૩૪૬)*

એક વખત રસૂલુલ્લાહ (સલ.) પોતાના કેટલાક સહાબા (સાથીઓ) સાથે બેઠા હતા કે, એક ભાઈ આવ્યા. તેમની સાથે કંઈક વાતચીત કર્યા પછી આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, "જ્યારે માણસ પાસે હરામ માલ આવે, અને તે તેમાંથી એક ચાદર ઓઢી લે, યાને ઝબ્બો પહેરી લે (પછી તેનાથી નમાઝ પઢે) તો તેનાથી તેની નમાઝ કબૂલ નથી થતી. ત્યાં સુધી કે તે પેલી ચાદર ત્યજી દે. અલ્લાહ તઆલાની એ શાન નથી કે એક માણસના શરીર પર હરામની ચાદર હોય. અને તે તેનો કોઈ નેક અમલ કે નમાઝ કબૂલ કરી લે. *(અત્તરગીબ : ૨/૩૪૬)*

ઉપરોકત હદીષોથી જાણવા મળે છે કે, હરામ માલની નહૂસત કેટલી વધારે હોય છે. એટલે બની શકે ત્યાં સુધી હરામ માલથી બચવાની કોશિશ કરવી જોઈએ. અને હલાલ માલ મેળવવા પર જ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

હરામ માલથી જે નેકી કરવામાં આવે છે, તેના વિશે હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)ની એક હદીષમાં અલ્લાહપાકના રસૂલ (સલ.) એમ ફરમાવે છે કે, "એવું જરા પણ નથી થતુ કે કોઈ બંદો હરામ માલ કમાય, પછી તેમાંથી સદકો કરે, અથવા નેક કામમાં ખર્ચ કરે, તો તેમાં બરકત આપવામાં આવે. (મતલબ, બરકત આપવામાં નથી આવતી) અને જે માણસ પોતાની પાછળ હરામ માલ વારસા તરીકે છોડી ચાલ્યો જશે, તો એ તેના માટે જહન્નમનું ભાથું બની રહેશે. અલ્લાહ તઆલા બુરાઈ (પાપ)ને બુરાઈ વડે ખતમ નથી કરતા, બલ્કે અલ્લાહપાક બુરાઈને ભલાઈથી મિટાવે છે.

ગંદકી ગંદકીને સાફ નથી કરતી.''

આ બધા જ હરામ કમાણીના પરિણામો છે. માટે જરૂરી છે કે, કમાતી વખતે હરામ અને હલાલ વચ્ચેના ભેદને પારખે. અલ્લાહપાક દરેકની હિફાઝત ફરમાવે, આમીન.

## ભીખારીવૃત્તિ : સમાજના ચહેરા પર કાળો ડાઘ

૨૯ જુલાઈ ૨૦૧૬ના દૈનિક ''હિંદુસ્તાન ટાઈમ્સ''માં આ સર્વેક્ષણ છપાયું છે કે, ભારતમાં જે લોકો ભીખ માંગવાનું કામ કરે છે અને તેના ઉપર પોતાનું જીવન પસાર કરે છે, તેઓ પૈકી ૨૫ ટકા સંખ્યા મુસ્લિમોની છે. મતલબ કે દરેક ચાર ભીખારીમાંથી એક મુસલમાન હોય છે. આ અત્યંત અફસોસ તથા શરમની વાત છે કે, જે ઉમ્મતના મહાન કૃપાળુ પયગમ્બરે શીખ આપી હોય કે, આપનાર હાથ લેનાર હાથથી બહેતર છે, ભીખારીવૃત્તિ માટે તે ઉમ્મત કુખ્યાત થઈ જાય ! આ વાત બહુ કડવી છે, પરંતુ સત્ય આધારિત છે.

આજકાલ આપણી મસ્જિદો, ધર્મસ્થાનો અને ધર્મ સમારંભોની એક ઓળખ ભીખારીઓની ભીડ અને એક પ્રકારના લયમાં તેમના તરફથી માંગણીના શબ્દોનું પુનરાવર્તન પણ છે. તેઓ પૈકી કેટલાકની અંદર કરગરવાની વધારે આવડત હોય છે, અને આપણા માટે તેમને નજરઅંદાજ કરી આગળ વધી જવું મુશ્કેલ હોય છે. કેટલાક ભીખારીઓની જુર્રત પણ જોવા જેવી હોય છે. જો આપે તેઓને ભીખ ન આપી કે તેને જોઈતી હોય એટલી ભીખ ન આપી, તો તેમની નારાજ નજરના ભોગ બન્યા વગર છૂટકો નથી. કેટલાક એવા બહાદૂરો પણ છે, જે આપને બે-ચાર અપશબ્દો (બદ્દુઆ) આપવાથી પણ નથી ચૂકતા. તેઓ એવી રીતે માંગે છે કે, નહીં જાણતો માણસ એને તમારો લેણદાર સમજી બેસે એ શક્ય છે. ધર્મસ્થાનો સિવાય હરવા-ફરવાની જગ્યાઓ, રેલ્વે સ્ટેશન, બસ સ્ટેન્ડ અને ટ્રાફિક સિગ્નલ, આ વર્ગની મનગમતી જગ્યાઓ છે. એટલે અહીં તેમની મોટી સંખ્યા જોવા મળે છે. એટલું જ નહીં, પૂરી અડગતા તથા નિસ્પૃહતા સાથે સવારની પ્હો ફાટવાથી લઈ મોડી રાત

સુધી પોતાનો મોરચો સંભાળતી રહે છે. પોલીસવાળાઓનો હપ્તો અને ક્યારેક તેમની દંડાવાળી તેમજ આપનારાઓનો ગેરવર્તાવ તેઓને ન ગમગીન કરે છે, ન તેઓના પગ ડગમગાવે છે. આ હિસાબથી અડગતામાં તેઓ નમૂના-રૂપ હોય છે.

આ ભીખારીઓ પણ જાતજાતના હોય છે. કોઈ તંદુરસ્ત, સશક્ત અને કોઈ સાચે જ કમજોર, બીમાર અને અધિકતર નકલી બીમાર. બીમારો તથા અપંગોને સામાન્યપણે નકામા ગણવામાં આવે છે, પરંતુ આ ક્ષેત્રમાં તેઓ બહુ કામના તથા ફાયદાકારક છે. એટલે જ ઘણાં બધા તંદુરસ્ત ભીખારીઓ અંધ તથા અપંગ ભીખારીઓનો સહયોગ મેળવે છે. અને એકબીજાની મદદથી હૃદયોને પીગળાવવાનું કામ કરે છે. આમાં બાળકો પણ છે, યુવાનો પણ અને વૃદ્ધો પણ છે, તથા પુરૂષો પણ છે અને સ્ત્રીઓ પણ છે. ભીખારીવૃત્તિના આ ધંધામાં દરેક પ્રકારના લોકો છે. એવી ગેંગો પણ પકડવામાં આવી છે, જે ગામડાઓ અને અંતરયાળ પ્રદેશોમાંથી બાળકોને પકડીને લાવે છે અને તેઓને થોડાક અપંગ બનાવી તેમની પાસે ભીખ મંગાવે છે. જમાનાની સાથો-સાથ ભીખારીવૃત્તિ માટે પણ આધુનિક માધ્યમોનો ઉપયોગ શરૂ થઈ ગયો છે. એટલે જ કેટલાક ભીખારીઓ ઈન્ટરનેટની મદદથી વિશ્વસ્તરે પોતાનો વ્યાપ વધારવા માટે પ્રયત્નશીલ છે.

એવું લાગે છે કે, ભીખારીઓનો આ વર્ગ આને એક સરળ આજીવિકાનું સાધન માને છે. કેટલાક દિવસો અગાઉ વર્તમાનપત્રોમાં એ સમાચાર આવ્યા હતા કે, હૈદરાબાદમાં ભીખારીઓની એક મહિનાની સરેરાશ આવક ત્રણથી ચાર હજાર રૂપિયા છે. ખાસ ખાસ પ્રસંગે, જેમકે રમઝાનુલ મુબારક, ઈદ વખતે આમાં ખાસ્સો વધારો થઈ જાય છે. આનું પરિણામ એ છે કે, આ લોકો આ ધંધો છોડવા માટે કોઈ પણ સંજોગોમાં તૈયાર નથી. જો આપ તેઓને કામ કરવાનું કહો કે ખુદ તમારે ત્યાં કામ કરવા માટે બોલાવો, તો એવું મોઢુ બનાવશે કે જાણે આપે તેમનું અપમાન કર્યું છે. સારાંશ કે, તેઓને પોતાના ધંધાથી સંતોષ છે. તેમજ તેઓ આને છૂપાવતા પણ નથી કે શરમાતા પણ નથી. એ વાતથી વધારે દુઃખ થાય છે કે, એ લોકો પૈકી નોંધપાત્ર સંખ્યા

આપણાં મુસ્લિમ ભાઈઓની છે. અને જે ઉમ્મતને સૌથી વધારે અપરિગ્રહ (ઈસ્તિગ્ના)ની શીખ આપવામાં આવી છે, તે જ આ નૈતિક બીમારીમાં સંડોવાયેલી છે.

ઈસ્લામથી પહેલાં કેટલાક ધર્મોમાં ધાર્મિક લોકો માટે રોજી-રોટી રળવાની છૂટ ન હતી. અને તેમનું ગુજરાન આવી જ રીતે થતું હતું કે, તેઓ લોકો સમક્ષ હાથ લંબાવે અને લોકોના દાન-દક્ષિણા પર ગુજારો કરે. હિંદુ મિત્રોને ત્યાં બ્રાહ્મણના અધિકારોમાં એ વાત શામેલ હતી કે, લોકો તેમને દાન આપ્યા કરે. બૌધ્ધોને ત્યાં ભિક્ષુઓને રોજી-રોટી રળવાની મનાઈ છે. અને તેઓ લોકોની દક્ષિણા પર જીવન પસાર કર્યા કરતા હતા. ખ્રિસ્તીઓને ત્યાં જ્યારે વૈરાગ્યની ફિલસૂફીએ લોકપ્રિયતા મેળવી તો માત્ર ધર્મગુરૂઓ જ નહીં, સામાન્યજનોમાં પણ વૈરાગી (સન્યાસી) પ્રકારના લોકોએ એ વાતને જરૂરી સમજી કે, તેઓ રોજી-રોટી રળવાનું છોડી દે અને લોકોની આપેલી વસ્તુઓ પર પોતાનું જીવન ગુજારે. પરંતુ ઈસ્લામે પહેલા દિવસથી જ રોજી-રોટી રળવાને જરૂરી ઠરાવ્યું. કુર્આન મજીદે કહ્યું કે, અલ્લાહપાકની બંદગીથી ફારિગ થઈ ગયા પછી રોજી-રોટી રળવાની કોશિશ કરવી જોઈએ તેમજ માલ (ધન)ને અલ્લાહ તઆલાનો ફઝલ (કૃપા) શબ્દથી વ્યક્ત કર્યો. *(અલ જુમુઅહ્ : ૨૮/૧૦)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પોતે વેપાર કર્યો. હઝરત અબૂબક્ર (રદી.), હઝરત ઉમર (રદી.), હઝરત ઉષમાન (રદી.) અને અન્ય મોટા દરજ્જાના સહાબીઓએ વેપાર કર્યો. હઝ. અલી (રદી.) અને અન્ય કેટલાક સહાબએ કિરામ (રદી.)એ મહેનત-મજૂરી કરી પોતાની જરૂરિયાત પૂરી કરી અને રોજી-રોટીની શોધને ક્યારેય પણ ખરાબ સમજવામાં ન આવી.

ઈસ્લામે અલ્લાહપાક પર ભરોસા (તવક્કુલ)ની શીખ જરૂર આપી, પરંતુ લોકોએ નિષ્ક્રિયતા અને ફરજથી દૂર રહેવાને અલ્લાહપાક પર ભરોસાનું નામ આપી રાખ્યું હતું. તેની પણ સુધારણા ઈસ્લામે કરી. ઈસ્લામે દર્શાવ્યું કે, તવક્કુલ એ નથી કે, ભૌતિક સાધનો ત્યજી દેવામાં આવે, બલ્કે તવક્કુલ અસ્બાબ (સાધનો)ને અપનાવ્યા પછી પરિણામોને અલ્લાહપાક પર છોડી દેવાનું નામ છે. એટલે રોજી-રોટી રળવી એ અલ્લાહપાક પર ભરોસા વિરૂદ્ધ

નથી. ભીક્ષાવૃત્તિ ઉત્પન્ન જ એટલા માટે થાય છે કે, માનવીને રોજી-રોટી રળવા માટેની ભાગદોડ અણગમતી લાગવા માંડે. આને ડામવા માટે આપ (સલ.)એ એક બાજુ રોજી-રોટી રળવાની મહત્વતા દર્શાવી ભીખારીવૃત્તિના મૂળ કારણને ખતમ કરવા માંગ્યું અને બીજી બાજુ ભીખારીવૃત્તિની નિંદા કરી અને કડકાઈપૂર્વક તેની મનાઈ ફરમાવી.

એક ભાઈ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સેવામાં હાજર થયા અને આપથી કંઈક માંગ્યું. આપ (સલ.)એ તેમનાથી ફરમાવ્યું કે, તમારી પાસે શું કંઈક સામાન છે ? તેમણે કહ્યું કે, મારી પાસે તો માત્ર એક ટાટ અને એક પ્યાલું છે. આપ (સલ.)એ તે બન્ને ચીજો મંગાવી અને તેની હરાજી કરી. એક ભાઈએ એક દિરહમમાં તે બન્ને વસ્તુ માંગી. બીજા ભાઈએ બે દિરહમમાં લેવાનું કહ્યું. આપ (સલ.)એ તે બન્ને વસ્તુઓ બે દિરહમમાં વેચી દીધી. પછી એક દિરહમથી કુહાડીનું ફળ મંગાવ્યું અને પોતાના હાથથી કુહાડી બનાવી તેના હાથમાં આપી. અને એક દિરહમ તેને આપી કહ્યું કે, આનાથી તમારી હાલની જીવન જરૂરિયાતની ચીજો ખરીદી લો અને આ કુહાડી વડે જંગલ-માંથી લાકડાં કાપી લાવો અને તેને વેચો અને એક મહિના સુધી ક્યાંય ભીખ માંગતા દેખાતા નહીં. પેલા ભાઈએ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની આ સૂચના પર અમલ કર્યો અને એક મહિના પછી એવી સ્થિતિમાં આવ્યા કે, કેટલાય દિરહમો એમની પાસે હતા અને તેઓ ભીખ માંગવાનું છોડી ચૂક્યા હતા. *(સુનન અબી દાવૂદ-૧૪૩, સુનન ઈબ્ને માજહ્ : ૨૧૯૮)* રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ''એ વાત કે તમે તમારી પીઠ પર લાકડીના ભારા લાદીને લાવો અને તેને વેચો, આ એનાથી બહેતર છે કે તમે લોકો સમક્ષ હાથ ફેલાવો. તેઓ ચાહે તો આપે, નહીં ચાહે તો ન આપે.'' *(બુખારી શરીફ : ૪૦૨)*

આ પ્રકારની કેટલીક બીજી પણ ઘટનાઓ નોંધાયેલી છે. હઝરત અબૂ હુરૈરહ (રદી.) નોંધે છે કે, બે માણસો અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સેવામાં હાજર થયા અને કંઈક માંગ્યું. આપ (સલ.)એ સલાહ આપી કે જંગલમાં જાઓ, લાકડા કાપો અને તેને વેચો. તેમણે એવું જ કર્યું. પહેલાં લાકડાઓ વેચી ખાવાની ચીજો ખરીદી, પછી સોનું ખરીદ્યું, પછી સવારી માટે

ગધેડો ખરીદયો અને કહેવા લાગ્યા કે, અલ્લાહ તઆલાએ અમારા માટે અલ્લાહપાકના રસૂલ (સલ.)ના હુકમમાં બરકત રાખી છે.

*(મજમઉઝ ઝવાઈદ : ૩/૯૪)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પોતાના સાથીઓને લોકો પાસેથી કંઈક માંગવાની એટલી હદે મનાઈ ફરમાવી હતી અને એવી શીખ આપી હતી કે, તેઓ મામૂલી વસ્તુ પણ કોઈથી માંગતા ન હતા. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)નો હાલ એ હતો કે, જો ઉંટડીની લગામ નીચે પડી જતી, તો ઉંટડીને બેસાડતા અને પોતે ઉતરીને લગામ લેતા. લગામ પણ બીજા પાસેથી માંગવાનું તેમને પસંદ ન હતું. *(મજમઉઝ ઝવાઈદ : ૩/૯૪)*

આ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની કેળવણીનું પરિણામ હતું. હઝરત અબૂઝર ગિફારી (રદી.) તથા હઝરત ષવબાન (રદી.) બન્નેની રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમની પાસેથી વાયદો લીધો કે, કોઈનાથી કાંઈ માંગતા નહીં. અહીં સુધી કે, જો જાનવરનો ચાબૂક પણ નીચે પડી જાય તો તે પણ બીજા પાસેથી ન માંગે. *(મજમઉઝ ઝવાઈદ : ૩/૯૩)*

હઝરત અલી (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ જરૂરતમંદ ન હોવા (મુસ્તગની) છતાં ભીખ માંગે, તે પોતાના માટે નર્કની ચિંગારીઓમાં વધારો કરી રહ્યો છે. પૂછવામાં આવ્યું કે, "જરૂરતમંદ ન હોવાનો અર્થ શું છે ?" ફરમાવ્યું : "જેની પાસે રાતનું ખાણું હોય તે જરૂરતમંદ નથી." બીજા શબ્દોમાં કહો તો જે માણસની પાસે એક ટંકનું ભોજન હોય તેના માટે માંગવું જાઈઝ નથી. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ફરમાવે છે કે, "ભીખ કયામતના દિવસે ભીખારીના ચહેરા પર ઉઝરડાના સ્વરૂપે દેખા દેશે. હવે જેને ઈચ્છા હોય તે એને પોતાના ચહેરા પર બાકી રાખે." અને હઝરત હબ્શી બિન જનાદ (રદી.)ની રિવાયતમાં છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે ફકીરી વગર ભીખ માંગી, જાણે કે તે ચિંગારીઓ ખાય રહ્યો છે. હઝરત ષવબાન (રદી.)ની રિવાયતમાં છે કે, પૈસા હોવા છતાં ભીખ માંગવી કયામતના દિવસે તેના ચહેરા પર ખોડ-ખાંપણ (ઐબ)નું રૂપ અપનાવી લેશે. *(મજમઉઝ ઝવાઈદ)*

વિચાર કરો ! દુન્યાના થોડાક દિવસોના જીવનમાં જો ચહેરા પર ડાઘ-ધબ્બા પડી જાય તો માનવી તેને દૂર કરવા માટે કેટલો પરેશાન થાય છે, તો આખિરતના શાશ્વત (હંમેશના) જીવનમાં, જ્યારે જન્નતવાસીઓ સુંદર ચહેરા ધરાવતા હશે, માણસને પોતાના ખોડખાંપણવાળા ચહેરાથી કેટલી ભોંઠપ અનુભવવી પડશે. ખાસ કરીને એવી સ્થિતિમાં કે લોકોને એ વાત ખબર હશે કે, પ્રકાશ તથા રંગથી ભરપૂર આ વસાહતમાં કોઈ માણસ જન્મે કે અકસ્માતે કુરૂપ નથી, બલ્કે તેની કુરૂપતા તેના ગુનાહોનું પ્રતિબિંબ છે. કેટલું વિચિત્ર છે કે, શ્રૃંગાર કરનાર માનવી તે કાયમી બદસૂરતી વિશે ચિંતિત ન હોય !

ભિક્ષાવૃત્તિ ફકીરીનું પરિણામ નથી, બલ્કે તેનું મૂળ કારણ આરામ કરવાની તથા મફતમાં ખાવાની આદત છે. આનું કારણ એ છે કે, માણસે શરમની ચાદર ફાડી નાંખી છે. જો માણસમાં ઈચ્છાશક્તિ અને સ્વમાન હોય તેને પોતાની ઈઝઝત પ્યારી હોય તો તે બીજાઓ સમક્ષ હાથ નહીં ફેલાવી શકે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ''જે માણસ (વ્યભિચાર વગેરેથી બચીને) પોતાની ઈઝઝત બચાવવા માંગે છે, અલ્લાહ તઆલા તેની ઈઝઝત બચાવીને રાખે છે, અને જે ભીખ માંગવાથી બચવા માંગે છે, અલ્લાહપાક તેને એનાથી બચાવીને રાખે છે.''

*(મજમઉઝ ઝવાઈદ : ૩/૯૫, બહવાલા મુસ્નદે અહમદ)*

સ્વમાનની આ જ માનસિકતાને બાકી રાખવા માટે ઈસ્લામે ઝકાતની સામૂહિક વ્યવસ્થા ગોઠવી કે લોકો રાજકોષ (બયતુલમાલ)માં ઝકાત જમા કરાવે અને બયતુલમાલ જરૂરતમંદોની જરૂરિયાત મુજબ સહાય કરે. કારણ કે સરકારી સંસ્થામાંથી કોઈ મદદ મેળવવાની સ્થિતિમાં માનવીની સ્વમાનની ભાવના ખતમ નથી થતી, અને તે શરમ અનુભવતો નથી. જ્યારે માનવી એકબીજાથી માંગવા લાગે છે, તો પહેલાં જીભ ઉઠાવતાં નથી ઉઠતી, દિલ પર પથ્થર મૂકી કોઈની સમક્ષ માંગણી મૂકે છે, પરંતુ ધીરે ધીરે માંગવાની આદત પડી જાય છે, તો આંખોમાં ન શરમ રહે છે, ન જીભ અચકાય છે.

કોઈ પણ કૌમ માટે એ વાત અત્યંત શરમજનક છે કે, નાના-નાના ભૂલકાંઓ જે સમાજનું ભવિષ્ય છે, યુવાન સ્ત્રી-પુરૂષો જેમની અંદર મહેનત-

મજૂરી કરવાની ક્ષમતા છે, જેઓ કૌમની મૂડી અને તેના હાથ-પગ છે, તેઓની અંદર નિષ્ક્રિયતા અને નિર્લજ્જતા પેદા થઈ જાય. આનાથી વધારે ખેદજનક વાત શું હોય શકે ?

ભિક્ષાવૃત્તિને ડામવા માટે હકારાત્મક અને નકારાત્મક પગલાંઓની જરૂર છે. હકારાત્મક પગલાં એ છે કે, ભીખ માંગતા બાળકોને શૈક્ષણિક પ્રવૃત્તિમાં લગાવી દેવામાં આવે. ઘણી બધી સરકારી અને બિનસરકારી સંસ્થાઓ છે, જ્યાં બાળકો માટે મફત શિક્ષણની વ્યવસ્થા છે. એ બાળકોને એવી સંસ્થાઓમાં પહોંચાડવામાં આવે. જે સ્ત્રી-પુરૂષો કામ કરવા લાયક હોય તેઓને મજૂરી પર લગાવવામાં આવે. આજકાલ મજૂરોની બહુ માંગ છે, મૂળ મુશ્કેલી શિક્ષિત બેરોજગારો માટે છે. અને ભીખ માંગવાના ધંધામાં વધારે પ્રમાણમાં અશિક્ષિત લોકો છે, તેઓને મજૂરી માટે તૈયાર કરાવી શકાય છે. જે લોકો સાચા અર્થમાં શારીરિક રીતે અપંગ હોય, તેમના માટે હોસ્ટેલ ઉભી કરવામાં આવે અથવા સરકારી-ધર્માદા સંસ્થાઓ સુધી તેઓને પહોંચાડવામાં આવે.

નકારાત્મક પગલાંથી મતલબ એ છે કે, ભિક્ષાવૃત્તિને હતોત્સાહિત કરવામાં આવે. મસ્જિદો અને દરગાહના સત્તાવાળાઓ તેઓને ત્યાં બેસવા તથા ભીખ માંગવાથી રોકે. ધર્મ સમારંભો, જુમ્આ તથા બન્ને ઈદોના મોકા પર પણ તેઓને ભીખ માંગવાથી મનાઈ કરવામાં આવે અને તેઓની હિંમત તોડવામાં આવે, તેઓને ભીખ આપવામાં નહીં આવે. તેઓ જો ભીખ માંગે તો તેઓને કામ કરવા માટે પ્રોત્સાહન આપવામાં આવે. આમ, તેઓની હિંમત તૂટશે અને તેઓને માનપૂર્વક કમાણી કરવાની ટેવ પડશે. ઘણાં બધા લોકો જુમ્આ તથા ઈદૈનમાં છૂટા પૈસા લઈને આવે છે અને રૂપિયો બે રૂપિયા દરેક ફકીરને આપતા ચાલ્યા આવે છે. બાહ્ય રીતે જુઓ તો ભલું કાર્ય છે, પરંતુ આડકતરી રીતે આ આપણી કૌમના એક વર્ગને ભિક્ષાવૃત્તિની આદત પાડવી છે. એટલે એનાથી બચવું જ કૌમના ફાયદામાં છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)નો નમૂનો આપણી સમક્ષ છે કે, એક બાજુ આપ (સલ.)એ ભીખ માંગનારાઓને આપવાથી ઈન્કાર કર્યો અને

બીજી બાજુ તેઓને મહેનત-મજૂરી કરી પોતાની જરૂરિયાત પૂરી કરવા માટે પ્રોત્સાહન આપ્યું. જો આપણે આપણી કૌમને આ દૂષણથી બચાવવા માંગીએ છીએ, તો આપણે પણ તેઓની અંદર આ માનસિકતા ઘડવી પડશે કે તેઓ પરસેવો પાડી કમાણી કરે અને અડધો રોટલો ખાય, પરંતુ બીજાઓની સમક્ષ હાથ ફેલાવી અપમાનનો માર્ગ ન અપનાવે.

## નિર્દોષની હત્યાથી બચો

હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''કયામતના દિવસે લોકો વચ્ચે સૌથી પહેલાં ખૂનના મામલાઓમાં ચૂકાદો આપવામાં આવશે.'' (અર્થાત્ બંદાઓના હક્કોમાં સૌથી પહેલાં નિર્દોષની હત્યા વિશે ચૂકાદો આપવામાં આવશે.)

*(બુખારી, મુસ્લિમ, મિશ્કાત : ૨૯૯)*

નબીએ કરીમ (સલ.) ઉમ્મતને દુન્યા તથા આખિરત (લોક-પરલોક)ની નિષ્ફળતાથી બચવાનો માર્ગ જીવનભર દર્શાવતા રહ્યા. ક્યારેક સદ્કાર્યો (અઅ્માલે સાલિહા)ની ભલામણ કરતા, તો ક્યારેક બૂરા કામોથી દૂર રહેવાની વાત બતાવતા. જેથી આપના અનુયાયી બન્નેવ લોક (જહાં)ની બરબાદી અને ફજેતીથી બચી જાય. મજકૂર રિવાયત પણ આ જ સિલસિલાની એક કડી છે. જેમાં નબી (સલ.) નિર્દોષ માણસની હત્યાથી દૂર રહેવાની નસીહત કરી રહ્યા છે. અને એ સ્પષ્ટતા કરી રહ્યા છે કે, કાલે કિયામતના દિવસે મેદાને મહશર (સમગ્ર માનવજાતને હિસાબ-કિતાબ માટે જે મેદાનમાં ભેગા કરવામાં આવશે તે મેદાન)માં જ્યારે બંદાઓના હક્કોના સંદર્ભે એક માનવી અને બીજા માનવી દરમિયાન ચૂકાદાનો સમય આવશે તો સૌથી પહેલાં નિર્દોષની હત્યા વિશે ચૂકાદો આપવામાં આવશે. નેક કાર્યોનો સવાબ આપતાં પહેલાં અલ્લાહપાક ફરિશ્તાઓને આદેશ આપશે કે, જુઓ મારા બંદાના હાથ તથા પાલવ પર કોઈ નિર્દોષના ખૂનના છાંટા તો નથી ને ? જો નથી, તો તેની નેકીઓ જરૂર કબૂલ કરવામાં આવશે. અને અલ્લાહપાક પોતાના ફઝલો કરમથી તેના ગુનાહ માફ કરી તેના માટે રહમતના દરવાજા ખોલી દેશે. પરંતુ જો તેના હાથ કોઈ

નિર્દોષની હત્યાથી ખરડાયેલા હશે, તો એની કોઈ નેકી કબૂલ નહીં થશે અને ન તેનો કોઈ ગુનો માફ થશે. બીજા શબ્દોમાં કહો તો આ એક એવું કૃત્ય છે, જેની ઉપસ્થિતિમાં માનવી ખુદાપાકની રહમતથી વંચિત રહેશે.

## નિર્દોષની હત્યાના ત્રણ સ્વરૂપો :

નિર્દોષની હત્યાનું પહેલું સ્વરૂપ એ છે કે, માનવી અકારણે કોઈને મારી નાંખે. ચાહે પોતે મારે અથવા સોપારી આપી કોઈ ધંધાદારી હત્યારા વડે મરાવે. જેવી રીતે કે આજના વ્હાઈટ કોલર ધરાવતા કેટલાક લોકો બહુ ચૂપકીદી તથા ચાલાકીથી કરાવે છે. અને એ વાત પર બહુ ગર્વ લે છે કે, અમારી સ્વચ્છ છબી પર કોઈ ડાઘ લાગ્યો નથી. પરંતુ તેઓ ભૂલી જતા હોય છે કે, માનવીની નજરથી છૂપા રહી ગયેલા નિર્દોષના ખૂનના છાંટા ખુદાપાકની નજરથી છૂપાય નથી શકતા. એને ત્યાં જ્યારે ધરપકડ થશે ત્યારે ભાગવાના બધા રસ્તા બંધ થઈ જશે. એક હદીષમાં અલ્લાહપાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘સમગ્ર વિશ્વનું પતન એ અલ્લાહ તઆલાની નજરમાં એક મુસલમાનની હત્યાથી વધારે મામૂલી છે.’’ *(તિરમિઝી, મિશ્કાત : ૩૦૦)*

મુસ્લિમ સમાજમાં નજીવી બાબતમાં હત્યાઓ વધતી જઈ રહી છે. જર, જોરૂ અને જમીન તેમજ રાજકીય મતભેદો તેની પાછળ કારણભૂત બની રહ્યા છે. અધર્મ એટલો વ્યાપક થઈ ગયો છે કે, પોતાના વિરોધીની હત્યાને ખરાબ સમજવામાં નથી આવતી, બલ્કે તેને યોગ્ય સમજવામાં આવે છે. અને તેની યોગ્યતા પૂરવાર કરવા માટે જુદી જુદી દલીલો આપવામાં આવે છે. કોઈ કહે છે કે, તેણે અમારી જમીન પચાવી પાડી હતી. કોઈ કહે છે કે, તેણે અમારી બેઈજ્જતી કરી હતી અને કોઈ કહે છે કે, તે અમારી રાજકીય પ્રગતિમાં આડખીલીરૂપ બની રહ્યો હતો એટલે તેને રસ્તામાંથી હટાવી દેવામાં આવ્યો. શું ઈસ્લામી દષ્ટિબિંદુથી મજકૂર કારણોસર કોઈની હત્યા કરી શકાય એમ છે ?

એક રિવાયતમાં નબી (સલ.)એ માત્ર ૩ (ત્રણ) કારણોસર જ એક મુસ્લિમની કતલને યોગ્ય ઠરાવી છે. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ

(રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, "જે કોઈ મુસલમાન એ વાતની ગવાહી આપતો હોય કે અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને એ કે, હું અલ્લાહ તઆલાનો પયગમ્બર છું, તો તેનું ખૂન (હત્યા) હલાલ (જાઈઝ) નથી. સિવાય કે ત્રણ પૈકી કોઈ એક કારણ હોય : (૧) તેણે કોઈ નિર્દોષની હત્યા કરી હોય. (૨) પરિણીત હોવા છતાં વ્યભિચારી હોય. (૩) ઈસ્લામને ત્યજી જમાઅત (મુસ્લિમ સમાજ)ને છોડી દેનાર હોય.

બીજા શબ્દોમાં કહો તો આ ત્રણ કારણો સિવાય કોઈ મુસલમાનની માત્ર દુશ્મની કે લાલચના કારણે હત્યા કરવી હરામ છે અને તે ભયાનક ગુનોહ છે. અત્રે એક વાત નોંધી લેવી જોઈએ કે, દંડ સ્વરૂપે કોઈ મુસલમાનને કતલ કરવાની સત્તા ઈસ્લામી પ્રશાસનને છે. ઈસ્લામી પ્રજા પાસે આ કાર્યની કોઈ સત્તા નથી.

એક હદીષ શરીફમાં અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ નિર્દોષની હત્યાને એક અત્યંત ધૃણાસ્પદ કૃત્ય તથા મહાપાપ દર્શાવતાં કહ્યું છે કે, "જો આકાશ તથા જમીનના બધા લોકો એક મુઅમિનનું ખૂન કરવામાં ભેગા મળી જાય, તો અલ્લાહપાક તે બધાને જહન્નમમાં નાંખી દેશે."

આજકાલ નિર્દોષોની હત્યા સમાજમાં એક મહારોગની જેમ પ્રસરી ગઈ છે. દરરોજ સમાચારપત્રોમાં આ પ્રકારની ખબરો નજરમાંથી પસાર થતી રહી છે. એવું લાગે છે, જાણે કે મુસલમાનના મનમાંથી તેની બૂરાઈ નીકળી ગઈ છે. જો કે આ એવો ગુનો છે, જેની માફીના બધા દરવાજા બંધ છે. એક હદીષ શરીફમાં અલ્લાહના રસૂલ (સલ.) ફરમાવે છે કે, "શક્ય છે કે અલ્લાહ તઆલા દરેક ગુનાહને (તૌબા વગર પણ) માફ કરી દેશે. સિવાય કે કોઈ માણસ અનેક દેવપૂજક હોવાની સ્થિતિમાં મરી જાય અથવા એ માણસ કે જેણે કોઈ (નિર્દોષ) મુસલમાનને જાણી જોઈને મારી નાંખ્યો હશે." *(અબૂ દાવૂદ, મિશ્કાત : ૩૦૧)*

એક મુશ્રિક (અનેક દેવપૂજક) અને બીજો નિર્દોષ મુસલમાનનો હત્યારો

બન્ને અલ્લાહ તઆલાની મગફિરત તથા રહમત (ક્ષમા તથા કૃપા)થી વંચિત જ રહેશે.

## નિર્દોષની હત્યાનું બીજુ સ્વરૂપ :

નિર્દોષની હત્યાનું બીજુ સ્વરૂપ આત્મહત્યા છે, જે આજની યુવા પેઢીમાં વ્યાપક બની રહી છે. માતા-પિતાથી મતભેદ, પ્રેમ કે પરીક્ષામાં નિષ્ફળતા તેમજ અપમાન કે ગરીબી જેવા વિવિધ કારણોસર બાહ્ય રીતે મુસલમાન લોકો 'હરામ મૌત'ને ગળે વળગાડી રહ્યા છે. કોઈ ફાંસો ખાઈ લે છે, તો કોઈ ટ્રેનની આગળ પડતુ મૂકે છે અને એમ સમજે છે કે, જીવનની પરેશાનીઓથી બચવાનો આનાથી સારો કોઈ રસ્તો નથી. જો કે એક મુસલમાન હોવાના નાતે આપણે દરેકે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, આત્મહત્યા શાંતિ તથા સુકૂનનું કારણ નહીં બનશે, બલ્કે તે હંમેશની બરબાદીનું નિમિત્ત બની જશે. આવા માણસની નેકીઓ વ્યર્થ થઈ જશે અને નજાતના દ્વાર તેના માટે બંધ થઈ જશે. આ વાત હદીષ શરીફમાં આવી રીતે દર્શાવવામાં આવી છે : "પાછલી ઉમ્મતનાં એક માણસને કંઈક ઈજા થઈ ગઈ. તે ધીરજ રાખી ન શક્યો અને ચાકુથી પોતાનો હાથ કાપી નાંખ્યો. વધારે લોહી વહી જવાના કારણે તેની મૌત થઈ ગઈ, તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, મારા બંદાએ પોતાનો જીવ આપવામાં પહેલ કરી, એટલે મેં તેના પર જન્નત હરામ કરી દીધી. *(બુખારી, મુસ્લિમ, મિશ્કાત : ૩૦૦)*

મોતને ગળે લગાડવાની ભાવના ધરાવતા લોકોએ એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, જે પરેશાનીઓથી છૂટકારો મેળવવા માટે જીવ આપી દેવામાં આવશે, તેનો સિલસિલો મૃત્યુ પછી ભયાનક સ્વરૂપે લાંબો તો થશે, પરંતુ કોઈ સ્થિતિમાં ખતમ નહીં થશે. અને જો માનવી મુશ્કેલીઓ છતાં ધીરજ રાખી સવાબની ઉમ્મીદ સાથે જીવન પસાર કરી દે અને ઈમાન સાથે આ દુન્યામાંથી વિદાય લઈ લે, તો અલ્લાહ તઆલા એક એક પરેશાની પર એવી નેઅમતો સવાબરૂપે આપશે કે તેને જોઈને દુન્યામાં આરામથી જીવન પસાર કરનારાઓ ઈર્ષ્યા કરશે. હદીષમાં છે : "સલામતી તથા શાંતિથી

જીવન જીવવાવાળાઓ જ્યારે કયામતના દિવસે મુસીબતવાળાઓના અજર -સવાબને જોશે, તો તેઓ એવી તમન્ના કરશે કે, કાશ ! દુન્યામાં અમારી ચામડીઓ કાતરથી કાપવામાં આવી હોત.'' *(તિર્મિઝી, મિશ્કાત : ૨૩૭)*

મૃત્યુ પછીના જીવનમાં વિશ્વાસ ધરાવનારાઓએ આત્મહત્યાના લીધે મળનારા પારલૌકિક અઝાબને ધ્યાનમાં રાખતાં કોઈ પણ સંજોગમાં આ દુષ્કૃત્યથી બચવું જોઈએ અને બીજાઓને પણ તેનાથી માહિતગાર કરવા જોઈએ. જેથી કોઈ મુસલમાન ભાઈ શયતાનના બહેકાવામાં આવી જઈ હરામ મૌતને ગળે લગાવીને હંમેશની બરબાદીનો સોદો કરી ન બેસે. એક રિવાયતમાં અલ્લાહના રસૂલ (સલ.) આત્મહત્યા કરનારનો ખરાબ અંજામ વર્ણવતા ફરમાવે છે : ''જે માણસે પર્વત પરથી કૂદીને આત્મહત્યા કરી હશે, તે જહન્નમની આગમાં હંમેશ પર્વત પરથી કૂદતો રહેશે. જેણે ઝેર ગટગટાવીને આત્મહત્યા કરી હશે, તે પોતાના હાથથી જહન્નમની આગમાં ઝેર પીતો રહેશે અને જેણે લોખંડ (ચાકુ) વગેરેથી આત્મહત્યા કરી હશે, તે જહન્નમની આગમાં હંમેશ ચાકુથી પોતાનું પેટ ફાડતો રહેશે.

## નિર્દોષ હત્યાનું ત્રીજુ સ્વરૂપ :

નિર્દોષની હત્યાનું ત્રીજુ સ્વરૂપ કોઈ પણ શરઈ કારણોસર ગર્ભપાત કરાવવાનું છે. જેનું ચલણ વધતું જઈ રહ્યું છે. યુવા દંપતિઓ બર્થ કંટ્રોલને એટલી હદે પસંદ કરવા લાગ્યા છે કે, જો ઈચ્છા ન હોવા છતાં કિસ્મતથી કોઈ નવા મહેમાનના આગમનના સમાચાર મળે છે, તો તુરંત વિચાર્યા વગર ડૉક્ટરને ત્યાં ગર્ભપાત માટે પહોંચી જાય છે અને માત્ર ફેશન, સ્વતંત્રતા અને અયોગ્ય શોખ પૂરા કરવા માટે ખુદા તઆલા તરફથી આવતા નાના અમથા જીવને મરાવી નાંખે છે અને એમ સમજે છે કે, આ અમારો વ્યક્તિગત મામલો છે. અમને નિર્ણય લેવાની પૂરેપૂરી સ્વતંત્રતા છે. અમે ઈચ્છીએ તો જન્મ આપીએ અને અમે ઈચ્છીએ તો પડાવી નાંખીએ. યાદ રાખો ! બર્થ કંટ્રોલ હોય, ભ્રૂણ હત્યા હોય કે ગર્ભપાત હોય, જો શરઈ મજબૂરી વગર કરાવવામાં આવશે તો માતા-પિતાને નિર્દોષની હત્યાના ગુનેગાર ઠરાવવામાં

આવશે. જેની બુરાઈ આગળ દર્શાવી દેવામાં આવી છે. કાલે કયામતના દિવસે જેવી રીતે હત્યા કરનાર, આત્મહત્યા કરનારને અઝાબે ખુદાવંદીનો સામનો કરવો પડશે, એવી જ રીતે કોઈ પણ શરઈ કારણ વગર ગર્ભપાત કરાવનારને પણ અઝાબે ખુદાવંદીનો સામનો કરવો પડશે અને મેદાને મહશરમાં અપમાનનો ભોગ બનવું પડશે. કુર્આનની એક આયતમાં અલ્લાહ તઆલા કયામતના દિવસનું ચિત્ર રજૂ કરતાં ઈર્શાદ ફરમાવે છે કે, ‘‘અને જ્યારે જીવતી દાટી દેવામાં આવેલી (કે દૂધ પીતી કરી દેવામાં આવેલી કે કૂખમાં મારી નાંખવામાં આવેલી) બાળકીને પૂછવામાં આવશે કે, ક્યા ગુનાસર તને મારી નાંખવામાં આવેલી ?’’ *(તકવીર : ૩૦)*

આજની દુન્યામાં બાળકોની હત્યાની વિવિધ રીતો અપનાવવામાં આવી છે. અફસોસની વાત એ છે કે, બાળહત્યાનું આ સ્વરૂપ એટલું વ્યાપક થઈ ગયું છે કે, તેની બુરાઈ અને હુરમત (નિષેધ) પણ દિલમાંથી નીકળી ગઈ છે અને સમાજની શાંતિ ખતમ થઈ ગઈ છે.

અલ્લાહપાક આખી ઉમ્મતને નિર્દોષની હત્યા જેવા ધૃણાસ્પદ કૃત્યથી બચવાની તૌફીક અતા ફરમાવે, આમીન.

## અપશુકન અને ઈસ્લામ

એક હદીષમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, **‘‘વલા તિયરહ’’** અર્થાત્ અપશુકન જેવું કાંઈ નથી. *(બુખારી : ૨/૩૭૮)* શુકનના બે પ્રકાર છે : (૧) શુભ શુકન અને (૨) અપશુકન.

શુભ શુકન લેવાનો અર્થ એ છે કે, જ્યારે કોઈ સારો શબ્દ સાંભળે કે સારી વસ્તુ જુએ તો મનની ઈચ્છા પૂરી થવાની આશા જન્મે. દા.ત. કોઈ બીમાર એ શંકામાં હોય કે તે સાજો થશે કે નહીં, એટલામાં તેને સંભળાય કે કોઈ પોકારી રહ્યો છે : ‘‘હે સાલિમ !’’ (આ શબ્દના મૂળના અર્થમાં સાજા થવાનો અર્થ છે.) અથવા તેની ખબર કાઢવા માટે કોઈ માણસ આવ્યો અને યોગાનુયોગે તેનું નામ ‘‘સાલિમ’’ હતું. આ શબ્દ સાલિમના સાંભળવાથી કે સાલિમ નામી માણસથી મુલાકાતના કારણે તે પોતાના મનમાં એવું શુભ શુકન

લઈ લે કે, એને આ બીમારીથી છૂટકારો મળી જશે. શુકનના આ પ્રકારને હદીષમાં “ફાલ” કહેવામાં આવ્યો છે. અને આ જાઈઝ છે, બલ્કે પ્રસંશનીય છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)ની વાણી તથા વર્તન બન્નેથી આનો પુરાવો સાંપડે છે. વાણીથી આનો પુરાવો આ રહ્યો : અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : અપશુકન જેવું કાંઈ નથી, એનાથી બહેતર શુભશુકન (નેક ફાલ) છે. એક સહાબી (રદી.)એ પૂછ્યું : હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! ફાલ એટલે શું ? આપ (સલ.)એ જવાબ આપ્યો : “કોઈ સારી વાત, જે તમારામાંથી કોઈ સાંભળે.” *(બુખારી શરીફ : ૨/૧૩૨૭)*

અને વર્તનથી મળતા પુરાવા આ મુજબ છે : હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ કોઈ સહાબીના મોઢે કોઈ વાત સાંભળી, જે આપને પસંદ પડી, તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, “અમે તમારૂં શુભ શુકન તમારા મોઢાથી લઈ લીધું છે.” (અર્થાત્ તમારા આ શુભ વચનનો અંજામ પણ સારો જ હશે, ઈન્શાઅલ્લાહ)

*(અબૂ દાવૂદ : ૨/૫૪૬)*

બીજી એક રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન બુરય્દા (રદી.)થી નોંધવામાં આવી છે કે, રસૂલુલ્લાહ (સલ.) કોઈ પણ વસ્તુથી અપશુકન લેતા ન હતા, પરંતુ જો કોઈને ક્યાંક ગવર્નર બનાવી મોકલતા તો તેનું નામ પૂછતા. જો તેનું નામ આપ (સલ.)ને પસંદ આવી જતું તો આપ ખુશ થઈ જતા અને ખૂશીની ઝલક આપના મુબારક ચહેરા પર દેખાવા લાગતી. અને જો તે નામ પસંદ ન આવતું, તો અણગમો પણ આપના ચહેરા પર જાહેર થઈ જતો હતો. અને જ્યારે કોઈ વસાહતમાં પ્રવેશ કરતા તો તેનું નામ પૂછતા. જો નામ પસંદ આવી જતું તો ખુશ થઈ જતા અને ખૂશીની ઝલક મુબારક ચહેરા પર દેખાવા લાગતી, અને જો તે નામ પસંદ નહીં પડતું, તો ચહેરા પર નારાજગીના ભાવ પણ ઉપસી આવતા. *(અબૂ દાવૂદ : ૨/૫૪૭)*

## શુભશુકન જાઈઝ હોવાનું કારણ :

શુભ શુકન લેવાથી માણસને ખૂશી તથા શાંતિ મળે છે. અલ્લાહપાકની

રહમોકરમથી ભલું થવાની આશા દિલમાં જાગે છે અને ઈસ્લામની શિક્ષા પણ એ જ છે કે, માનવી હંમેશ આશાવાદી બનીને રહે. જો કે સારો હેતુ સિદ્ધ થઈ જવામાં શુભ શુકનની કોઈ ભૂમિકા નથી.

અપશુકન લેવાનો અર્થ એ છે કે કોઈ વસ્તુ વિશે મનસ્વી ધોરણે એ મત બાંધી લેવામાં આવે કે, તે મન્હૂસ છે, તેને જોવાથી કે તે વસ્તુ ઘરમાં આવવાથી મુસીબત આવે છે, અવરોધ ઉભા થાય છે, ધંધામાં બરકત નથી રહેતી, વગેરે વગેરે. ઈસ્લામ પૂર્વે જે અજ્ઞાનતાકાળ હતો, તેમાં લોકો આવી માન્યતા ધરાવતા હતા. કુર્આન શરીફ-હદીષ શરીફમાં આને 'તિયરહ્' કહેવામાં આવ્યું છે. અને તેની મનાઈ ફરમાવવામાં આવી છે. બલ્કે આ પ્રકારના વહેમ રાખવાના લીધે આખિરતની સજાઓની ધમકી સંભળાવવામાં આવી છે. નમૂના ખાતર તે પૈકી કેટલીક હદીષો આ મુજબ છે :

અજ્ઞાનતાકાળના લોકો જ્યારે પ્રવાસના ઈરાદાથી કે હજ્જ અથવા ઉમરહનું એહરામ બાંધી ઘરથી નીકળી જતા, પછી કોઈ કામ માટે ફરી ઘેર આવવાની જરૂર પડતી, તો એવી સ્થિતિમાં તેઓ સામાન્ય રીતે ઘરના બારણેથી પ્રવેશવાને મનહૂસ તથા અપશુકનયાળ સમજતા હતા. એટલે છત ઉપરથી કે પાછળની દીવાળ તોડીને ઘરમાં પ્રવેશતા હતા અને આમ કરવામાં શુભશુકન સમજતા હતા. કુર્આન મજીદમાં અલ્લાહ તઆલાએ તેની મનાઈ ફરમાવી દીધી અને આ કાર્યને પાયા વગરનું ઠરાવ્યું. કુર્આનમાં છે : "અને ભલાઈ (નેકી)એ નથી કે તમે ઘરોમાં પાછળથી આવો, બલ્કે નેકી તો એ (માણસનું કામ) છે, જેણે સંયમ રાખ્યો. અને તમે ઘરોમાં દરવાજાઓથી દાખલ થાઓ અને અલ્લાહથી ડરતા રહો, કદાચ તમે સફળ થાઓ." *(અલ બકરહ : ૧૮૯)*

લેખના પ્રારંભે જે રિવાયત ટાંકી છે, તેમાં આપ (સલ.)એ ફરમાવ્યું છે કે, "લા તિયરહ્" અપશુકન જેવું કાંઈ નથી.

અપશુકન લેવાને નબીએ કરીમ (સલ.)એ શિર્ક (અનેક દેવપૂજા) ઠરાવ્યું છે. હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : અપશુકન લેવું શિર્ક છે. આ વાક્ય આપ (સલ.)એ

ત્રણ વાર દોહરાવ્યું. પછી આપ (સલ.) કે રાવી (વહનકર્તા)એ ફરમાવ્યું છે કે, "અમારામાંથી કોઈ એવો નથી જેને વહેમ ન થતો હોય, પરંતુ જ્યારે માણસ અલ્લાહપાક પર ભરોસો કરે છે, તો અલ્લાહપાક એ ભરોસાની બરકતથી એ વહેમને મનમાંથી કાઢી નાંખે છે. *(અબૂ દાવૂદ : ૨/૫૪૬)*

## અપશુકન અલ્લાહ તઆલા તથા તેના પયગમ્બરની નજરમાં આટલો સખત ગુનોહ કેમ ?

અપશુકનથી માણસના મનમાં જાતજાતના વિચારો જન્મે છે અને માણસ શંકામાં પડી જાય છે કે, મારૂં કામ પાર પડશે કે નહીં ? અને ક્યારેક અપશુકન લેવાના કારણે અલ્લાહ તઆલાના ઈન્કારની પણ નોબત આવી જાય છે. એવી રીતે કે જ્યારે વારંવાર એવી ઘટનાઓ ઘટે છે, જેને એક માણસ અપશુકનયાળ સમજતો હોય છે, ત્યારે તેના મનમાં અલ્લાહપાક વિશે ખરાબ વિચારો આવવા માંડે છે, અને તેનું ધ્યાન અલ્લાહપાક પરથી હટી જાય છે.

સૃષ્ટિની દરેક વસ્તુ અલ્લાહનું સર્જન છે અને અલ્લાહ તઆલાની ઈબાદતમાં વ્યસ્ત છે. કુર્આનમાં છે કે, "અને કોઈ વસ્તુ એવી નથી બનાવી, જે પોતાના પાલનહારની પાકી વર્ણવતી ન હોય." અલ્લાહ તઆલાની તસ્બીહ (પાકી વર્ણન)માં વ્યસ્ત ચીજને મન્હૂસ સમજવી એ માનવીની પોતાની નહૂસત સિવાય બીજું શું છે ?

અપશુકન લેવું અલ્લાહ તઆલા તથા તેના પયગમ્બરના વિરોધી એવા કાફિરો-મુશ્રિકોની જીવનશૈલી છે. નમૂના ખાતર કુર્આનથી બે ઘટનાઓ નોંધવામાં આવે છે :

પહેલી ઘટના એ છે કે, જ્યારે હઝ. મૂસા (અલૈ.)એ ફિરઔન તથા તેના સમર્થકોને અલ્લાહ તઆલાને પાલનહાર માનવાની દઅવત આપી, તો તેમણે તેનો અસ્વીકાર કર્યો. તો અલ્લાહપાકે તેમની ઉપર અઝાબ મોકલ્યો. તેઓએ પોતાના અઅ્માલ (કર્મો) સુધારવાના બદલે હઝરત મૂસા (અલૈ.)થી કહ્યું : અમારા પર આ આફત તમારી નહૂસતના કારણે ત્રાટકી છે. અર્થાત્ એ લોકોએ અલ્લાહના પયગમ્બર હઝરત મૂસા (અલૈ.)ને અપશુકનયાળ

સમજ્યા. કુર્આન કરીમમાં છે : ''અને અમે ફિરઔનના સમર્થકોને દુષ્કાળ તથા ઉત્પાદનની અછતમાં સપડાવ્યા જેથી તેઓ બોધ ગ્રહણ કરે. (પરંતુ પરિણામ એ આવ્યું કે) જ્યારે તેમની પાસે સમૃદ્ધિ આવતી તો તેઓ કહેતા કે, આ તો અમારો હક્ક છે. અને જો તેમની ઉપર આફતો ત્રાટકતી તો આને હઝરત મૂસા અલયહિસ્સલામ અને તેમના સાથીઓની નહૂસત સમજતા. અરે ! એ તો ખુદ તેમની નહૂસત હતી, જે અલ્લાહ તઆલાની જાણમાં હતી. પરંતુ તેમનામાંથી ઘણાંખરા લોકો જાણતા નથી.''

બીજી ઘટના સૂરએ યાસીનમાં છે કે, એક વસાહતમાં ત્રણ પયગમ્બરોએ અલ્લાહપાકની તૌહીદનો પ્રચાર કર્યો. ત્યાંના રહેવાસીઓએ આ ત્રણેય પયગમ્બરોની વાતને ઠુકરાવી દીધી, તો અલ્લાહપાકના અઝાબે તેઓને પકડી પાડ્યા. તે લોકોએ આ અઝાબ માટે ઈમાનવાળાઓને જવાબદાર ઠેરવ્યા. અર્થાત્ ઈમાનવાળાઓને અપશુકનયાળ સમજ્યા. કુર્આન શરીફમાં છે કે, વસાહતવાસીઓએ કહ્યું : ''અમે તો તમારી અંદર નહૂસત અનુભવી છે. જો તમે તમારૂં આ પ્રચારકાર્ય બંધ નહીં કરશો તો અમે ચોક્કસ જ તમને પથ્થરો મારીને મારી નાંખીશું. અને અમે તમને સજા રૂપે બહુ યાતનામય પીડા આપીશું. રસૂલોએ કહ્યું કે, તમારી નહૂસત ખુદ તમારી સાથે જ લાગેલી છે. શું આવી વાતો એટલા માટે કહી રહ્યા છો કે, તમને સારી વાતની ભલામણ કરવામાં આવી છે ? હકીકત એ છે કે, તમે પોતે જ સીમા ઓળંગી જનારા છો.''

મજકૂર બન્નેવ ઘટનાથી એ જાણવા મળ્યું કે, અપશુકન મુશ્રિકોની માન્યતા છે. એવી જ રીતે એ પણ જાણવા મળ્યું કે, અપશુકનની માન્યતા ધરાવતા લોકોને પોતાના અઅ્માલ સુધારવાની તૌફીક નથી મળતી. બલ્કે તે પોતાના કુકર્મોની નહૂસતને બદલે દિન, સપ્તાહ, મહિનો, અન્ય કોઈ વસ્તુ કે વ્યક્તિને અપશુકનયાળ સમજે છે. અને પોતાના કુકર્મોમાં પાકો થઈ જાય છે. એટલે જ ઈસ્લામમાં અપશુકન લેવું આટલું સખત પાપ (ગુનોહ) છે.

મજકૂર બન્ને ઘટનાઓથી એ પણ જાણવા મળ્યું કે, અપશુકન લેવાની રીત કોઈ નવી બાબત નથી, બલ્કે શિર્કની જેમ તેનો ઈતિહાસ પણ પ્રાચીન છે. અર્થાત્ પાછલી કૌમોમાં પણ તેનું ચલણ હતું.

**કરૂણાંતિકા :**

દુર્ભાગ્યવશ આ ઉમ્મતનો એક મોટો વર્ગ આજે પણ આ અનેકદેવવાદી (મુશ્રિકાના) માન્યતા પર અડગ છે. મુહર્રમ તથા સફરના મહિનામાં તેઓ શાદી-વિવાહ નથી કરતા. કારણ કે આ બન્ને મહિનાઓ (તેમના મતે) મન્હૂસ છે. કોઈ કામ અર્થે નીકળ્યા અને બિલાડી આડે ઉતરી કે સામેથી કાગડો ઉડ્યો, તો ત્યાંથી જ પાછા ફરી જાય છે. કારણ કે બિલાડી તથા કાગડાએ તેનો રસ્તો કાપ્યો એટલે હવે કામ નહીં થશે. નવી દુલ્હન ઘરે આવી અને તે જ દિવસે કોઈ બીમાર પડી ગયો કે તે જ દિવસે કોઈની વફાત થઈ ગઈ તો નવી વહુને અપશુકનયાળ સમજવામાં આવે છે. અને તેને પાછી મોકલવામાં આવે છે, વગેરે. જ્યારે એકદેવવાદ (તૌહીદ)ની માન્યતા એ છે કે, અલ્લાહપાકની મરજી વગર ન કોઈ કાંઈ કરી શકે છે, ન કોઈ કાંઈ બગાડી શકે છે.

**ઉપાય :**

જ્યારે કોઈને અપશુકન લેવાની ટેવ પડી જાય તો તેણે ધીમે ધીમે અલ્લાહપાક પર ભરોસો વધારવો જોઈએ. જેમકે આપણે પહેલી હદીષે પાકમાં જોયું.

આ દુઆ કષરતથી પઢ્યા કરે : **"અલ્લાહુમ્મ લા યઅ્તી બિલ્ હસનાતિ ઈલ્લા અન્ત. વલા યદ્ફઉસ્સય્યિઆતિ ઈલ્લા અન્ત. વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ."** ઈન્શાઅલ્લાહ ધીમે ધીમે આ બીમારી જતી રહેશે.

જેમકે હદીષ શરીફમાં છે કે, "હઝરત ઉરવહ્ બિન આમિર (રદી.) નોંધે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) સમક્ષ શુકન લેવાનો ઉલ્લેખ થયો, તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, તેનું સુંદર સ્વરૂપ શુભ શુકન છે. (અને એ પણ યાદ રાખો કે) શુકન કોઈ મુસલમાનને કોઈ કામ કરવાથી નહીં રોકે. જ્યારે તમે કોઈ અણગમતી વસ્તુ જુઓ તો એમ દુઆ કરવી : **"અલ્લાહુમ્મ લા યઅ્તી બિલ્ હસનાતિ ઈલ્લા અન્ત વલા યદ્ફઉસ્સય્યિઆતિ ઈલ્લા અન્ત. વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ"**

તરજમા : હે અલ્લાહ તઆલા ! ભલાઈ આપના સિવાય કોઈ લાવી

નથી શકતો અને બુરાઈથી આપના સિવાય કોઈ બચાવી શકતો નથી. શુભ કાર્ય કરવાની શક્તિ અને અશુભ કાર્યથી બચવાની શક્તિ આપના સિવાય કોઈમાં નથી. *(અબૂ દાવૂદ : ૨/૫૪૭)*

**ટૂચકો :**

એક રાજાએ પોતાના ગુલામથી કહી રાખ્યું હતું કે, સવારના પહોરમાં મને તારી સૂરત બતાવ્યા ન કર. એટલા માટે કે તું મન્હૂસ છે. તારી નહૂસતની બૂરી અસર સાંજ સુધી મારી ઉપર રહેશે. એક દિવસ યોગાનુયોગ તે ગુલામ સવારમાં કોઈ કામથી રાજા પાસે ચાલ્યો ગયો. રાજાએ તેને ધમકાવ્યો અને આદેશ આપ્યો કે, તેને સાંજ સુધી કોરડાઓ મારવામાં આવે.

સાંજ થઈ ગયા પછી રાજાએ કહ્યું : હવે કોઈ દિવસ મને તારૂં મોઢું સવાર-સવારમાં બતાવતો નહીં. કારણ કે તું મન્હૂસ છે. ગુલામે કહ્યું કે, મહાશય ! મન્હૂસ હું નથી, મન્હૂસ તમે છો. એટલા માટે કે આજે સવારે મેં તમારૂં મોઢું જોયું હતું અને તમે મારૂં મોઢું જોયું હતું. આપનું મોઢું જોવાનો બદલો મને એ મળ્યો કે સાંજ સુધી મારા પર કોરડા વીંઝાતા રહ્યા અને મારૂં બરકતવંત મોઢું જોયા પછી તમે સવારથી સાંજ સુધી સલામત રહ્યા.

## આત્મહત્યા : ચિંતાજનક સામાજીક સમસ્યા

જીવન બહુ મોટી નેઅમત છે. એવી નેઅમત, જેનો કોઈ વિકલ્પ નથી. જે ગયા પછી પાછી આવતી નથી. માણસ આ નેઅમત પોતાની મહેનત વડે પ્રાપ્ત નથી કરતો, બલ્કે તે અલ્લાહપાકની ભેટ છે. એવી ભેટ, જે જ્ઞાન-વિજ્ઞાનની આટલી પ્રગતિ હોવા છતાં એક અકળ રહસ્ય છે. જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ એ સ્તરે પહોંચી ચૂક્યો છે કે, માણસ પોતાના એક એક અંગ વિશે જાણવા લાગ્યો છે કે, તે કઈ કામગીરી કરે છે ? કેવી રીતે રાત-દિન પોતાની ડ્યુટીમાં લાગેલો છે ? તે કેવો છે ? તેનું કદ કેટલું છે ? માથાના વાળથી લઈ પગના નખ સુધી તેણે શરીરની નસેનસ પર સંશોધન કર્યું છે, પરંતુ આજે પણ વૈજ્ઞાનિકો એ પ્રશ્નનો ઉત્તર આપી નથી શક્યા, અને કુદરતના આ ગુપ્ત રહસ્ય પરથી પડદો ઉંચકવામાં અસફળ રહ્યા કે, આખરે આત્મા શું છે ? આ

શરીરમાં કેવી રીતે આવે છે ? અને ક્યાંથી આવે છે ? પછી કેવી રીતે ચૂપચાપ શરીરને વિરહનો ડાઘ લગાવી ચાલી જાય છે કે, ન કોઈ હાથ છે, જે એને થોભાવી શકે છે, ન કોઈ સુક્ષ્મમાં સુક્ષ્મ મશીન છે, જે તેને પકડી શકે અથવા ઓછામાં ઓછું તેની વસ્તુસ્થિતિને જ પામી લે. માનવીની આ વિવશતા તથા વૈજ્ઞાનિક લાચારી ખુદા તઆલાનો વિશ્વાસ અપાવે છે, અને ઈમાનમાં તાજગી પેદા કરે છે. આને જ ખુદા તઆલા એવી રીતે ફરમાવે છે કે, "લોકો તમારાથી આત્મા (રૂહ) વિશે પૂછે છે, તમે જવાબ આપી દો કે, આત્મા મારા પાલનહારનો આદેશ છે." *(સૂરએ બની ઈસ્રાઈલ : ૮૫)*

તો માનવી પોતાના જીવનનો માલિક નથી, બલ્કે આ જીવન તો અલ્લાહપાકે તેને અમાનત સ્વરૂપે આપ્યું છે. અને અલ્લાહ તઆલાએ તેના પર જવાબદારી નાંખી છે કે, જીવનની યથાશક્તિ હિફાઝત (સુરક્ષા) કરવામાં આવે. એટલે જ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ બીમારીનો ઈલાજ કરવા પર ભાર મૂક્યો છે. ખુદ આપ (સલ.)એ પોતાનો ઈલાજ કરાવ્યો. અને એટલે જ ઈસ્લામી વિદ્વાનો (ઉલમાઓ)એ સ્પષ્ટતા કરી છે કે, ઈલાજ કરાવવો એ અલ્લાહપાક પર ભરોસા વિરૂદ્ધ (ખિલાફે તવક્કુલ) નથી. કારણ કે વિશ્વાસ તથા સંતોષના સર્વોચ્ચ સ્થાન પર અંબિયાએ કિરામ (અલૈ.) બિરાજમાન હતા અને તેઓ ઈલાજ પણ કરાવતા હતા, અને તંદરૂસ્તીના નિયમોની જાળવણી પણ કરતા હતા.

કોઈ પણ એવું કાર્ય જે માનવીય તંદરૂસ્તી અથવા જીવન માટે હાનિ-કારક હોય, જાઈઝ નથી. આપ (સલ.)એ દરેક તે વસ્તુ ખાવા-પીવાની મનાઈ ફરમાવી, જે નશાકારક કે શરીરને નુકસાનકારક હોય. નુકસાનકારક ચીજોની મનાઈ દેખીતી વાત છે કે, તંદરૂસ્તી તથા જિંદગીની સુરક્ષા માટે છે, પરંતુ નશાકારક પદાર્થોની મનાઈ કરવા પાછળનું કારણ એ છે કે, તેનાથી માનવીની સમજ શક્તિ ઉપર વિપરિત અસર પડે છે તેમજ નીતિ સબંધી દૂષણો જન્મે છે. સાથો સાથ એ પણ એક કારણ છે કે, આ એક મીઠું ઝેર છે, જે મૃત્યુ તરફ જીવનના પ્રવાસની ગતિમાં વધારો કરી દે છે.

એટલે જ ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ એવા પ્રકારની વનસ્પતિ ખાવાની મનાઈ ફરમાવી છે, જે ઝેરની જાતમાં આવે છે. અને જે માનવીય જીવન માટે ખતરનાક પુરવાર થઈ શકતી હોય. *(અલ ફિકહુલ ઈસ્લામી વઅદિલ્લતુહુ : ૩/૫૦૬)*

ઈસ્લામ તો અલ્લાહ તઆલાની બંદગીમાં પણ એટલા અતિરેકને પસંદ નથી કરતો કે, તેનાથી માનવીની તંદરૂસ્તી ઉપર ખરાબ અસર વર્તાય અને જાન જવાનો ખતરો ઉભો થાય. અલ્લાહપાકના રસૂલ (સલ.)ના કાળમાં અમૂક લોકોએ એવો નિયમ બનાવી લીધો હતો કે, રાતભર ઈબાદતમાં વ્યસ્ત રહેતા અને દિવસે રોઝો રાખતા. એક બીજા સહાબી હઝરત સલમાન ફારસી (રદી.)એ તેઓને આમ કરવાથી રોકયા અને ફરમાવ્યું : તમારી ઉપર તમારી આંખનો પણ હક છે, તમારી ઉપર તમારા અસ્તિત્વનો પણ હક છે, અને તમારી ઉપર તમારી પત્નીનો પણ હક છે. એટલે ક્યારેક રોઝો રાખો અને ક્યારેક ન રાખો. રાત્રે (તહજ્જુદ) નમાઝ પઢો અને સૂઈ પણ જાઓ. અલ્લાહપાકના રસૂલ (સલ.)ને જ્યારે આ વાતની જાણ થઈ, તો આપ (સલ.)એ હઝરત સલમાન (રદી.)ની પુષ્ઠિ (સમર્થન) ફરમાવી.

*(બુખારી શરીફ : ૨૬૪)*

આપ (સલ.)એ જાન બચાવવા માટે દવા તરીકે એવી ચીજોના ઉપયોગની પણ પરવાનગી આપી, જે મૂળતઃ નાજાઈઝ અને હરામ છે.

*(બુખારી શરીફ : ૧/૪૬)*

આ પ્રકારની ઈસ્લામી તાલીમથી અંદાજો લગાવી શકાય છે કે, જેવી રીતે ઈસ્લામે બીજાઓની જાન બચાવવાનો હુકમ આપ્યો છે, તેવી જ રીતે માનવી માટે એ પણ જરૂરી ઠેરવ્યું છે કે, તે યથાશક્તિ પોતાની જાનની પણ રક્ષા કરે. કારણ કે જીંદગી તેની પાસે અલ્લાહપાકની અમાનત છે. અને અમાનતની રક્ષા તે એક ઈસ્લામી તથા નૈતિક કર્તવ્ય છે. એટલે જ ઈસ્લામમાં "આત્મહત્યા" બહુ મોટો ગુનોહ છે. એવો ગુનોહ જે તેની પાસેથી દુન્યા પણ છીનવી લે છે, અને તે આખિરતની રાહતોથી પણ વંચિત રહી જાય છે. સ્વયં કુર્આને આત્મહત્યાની મનાઈ ફરમાવી છે. અલ્લાહપાકનો ઈર્શાદ છે : "તમે આત્મહત્યા નહીં કરો."

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના અનેક કથનો એવા છે, જેમાં અત્યંત તાકીદપૂર્વક આત્મહત્યાની મનાઈ ફરમાવવામાં આવી છે. હઝ. અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : "જેણે પર્વત પરથી કૂદકો મારી આત્મહત્યા કરી, તે જહન્નમ (નર્ક)ની આગમાં પણ એવી જ રીતે પડતો રહેશે. જેણે ઝેર ઘોળી આત્મહત્યા કરી, તે જહન્નમમાં હંમેશા ઝેર પીતો રહેશે. અને જે માણસે લોખંડના હથિયાર વડે પોતાને મારી નાંખ્યો, તે દોઝખમાં પણ હંમેશ પોતાના પેટમાં હથિયાર ભોંકતો રહેશે." *(બુખારી શરીફ)* અને એક રિવાયતમાં છે કે, પોતાનું ગળુ દબાવીને આત્મહત્યા કરનાર નર્કમાં હંમેશ પોતાનું ગળુ દબાવતો રહેશે. અને ખુદને ભાલો મારી આત્મહત્યા કરનાર નર્કમાં પણ હંમેશ પોતાને ભાલો મારતો રહેશે. *(બુખારી શરીફ)*

હઝરત તુફૈલ બિન અમ્ર દૌસી (રદી.)ની સાથે એક અન્ય ભાઈએ પણ મદીના શરીફ હિજરત કરી. તે બીજો ભાઈ બીમાર પડી ગયો અને બહુ સખ્ત તકલીફના કારણે તેમનાથી સબ્ર થઈ શકી નહીં અને એક હથિયાર વડે પોતાના આંગળા કાપી નાંખ્યા. નસો કપાઈ ગઈ અને એટલું બધું લોહી વહી ગયું કે, તેમનો ઈન્તિકાલ થઈ ગયો. હઝરત તુફૈલ (રદી.)એ તેમને સ્વપ્નમાં જોયા કે, તેઓ સારી સ્થિતિમાં છે, પરંતુ તેમના હાથ ઢંકાયેલા છે. હઝરત તુફૈલ (રદી.)એ પૂછ્યું કે, પરવરદિગારે તમારી સાથે શો વ્યવહાર કર્યો ? પેલા ભાઈએ કહ્યું કે, અલ્લાહપાકે હિજરતના કારણે મને માફ તો કરી દીધો, પરંતુ મારા હાથો વિશે ફરમાવવામાં આવ્યું કે, જે વસ્તુને તમે પોતે બગાડી લીધી છે, હું તેને બરાબર (સાજી) નહીં કરીશ. હઝરત તુફૈલ (રદી.)એ આ જવાબ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સમક્ષ વર્ણવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ દુઆ ફરમાવી કે, હે અલ્લાહપાક ! તેમના હાથોને પણ માફ કરી દે. *(મુસ્લિમ અન જાબિર)*

સહાબીએ રસૂલ હઝ. જુન્દુબ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, તમારાથી પહેલાંની એક કૌમમાં એક માણસ હતો. એને કંઈક ઈજા પહોંચી હતી. એની તકલીફ તે સહન કરી ન શક્યો. તેણે છરી લીધી અને તેનાથી પોતાનો હાથ કાપી નાંખ્યો. લોહી બંધ ન થયું અને

તે મરી ગયો. અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે, મારા બંદાએ ખુદના મામલામાં મારાથી આગળ વધવાની કોશિશ કરી, એટલે મેં તેના પર જન્નત હરામ કરી દીધી. *(બુખારી, મુસ્લિમ)*

અલ્લાહપાકના રસૂલ (સલ.) સંપૂર્ણ કરૂણા (રહમતે મુજસ્સમ) હતા, પરંતુ તે છતાં હઝરત જાબિર બિન સમુરહ (રદી.)થી રિવાયત છે કે, એક માણસે આત્મહત્યા કરી લીધી, તો આપે તેની નમાઝે જનાઝા પઢી નહીં. *(તિરમિઝી શરીફ)* એટલે જ એક મહાન કાયદાવિદ તથા હદીષશાસ્ત્રી ઈમામ અહમદ (રહ.)નો વિચાર છે કે, આત્મહત્યા કરનાર માણસની નમાઝે જનાઝા સામાન્યજનો તો પઢશે, પરંતુ મુસ્લિમોનો ઈમામ (બાદશાહ) નહીં પઢશે. *(તિરમિઝી શરીફ)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના આ કથનોથી અંદાજો લગાવી શકાય છે કે, આત્મહત્યા ઈસ્લામની નજરે કેટલો મોટો ગુનોહ છે. વાસ્તવિકતા એ છે કે, આત્મહત્યા એક પ્રકારની ભાગેડુવૃત્તિ ધરાવતા લોકોનું કામ છે. આત્મહત્યા કરનાર પોતાની જવાબદારીઓથી પીછો છોડાવવા માટે એક અમાનવીય તથા ગેરકાનૂની રસ્તો અપનાવે છે. દુર્ભાગ્યવશ ઈમાન ન હોવાના કે કમજોર હોવાના કારણે તથા પોતાની જવાબદારીઓ પ્રતિ બેદરકારીના કારણે આત્મહત્યાનું વલણ વધતું જઈ રહ્યું છે. પશ્ચિમી દેશોમાં સામાજીક વ્યવસ્થા તૂટવાના કારણે ઘણા સમયથી આત્મહત્યાની ઘટનાઓના પ્રમાણમાં વધારો થયો છે. અહીં સુધી કે હવે એ અવાજ પણ ઉઠાવવામાં આવી રહ્યો છે કે, આત્મહત્યાને માનવીના મૂળભૂત અધિકાર તરીકે સ્વીકાર કરવામાં આવે. જે લોકો લાંબા સમયથી બીમાર હોય, એવા લોકોને કેટલાક પશ્ચિમી દેશોમાં ઝેરી ઈન્જેકશનો લગાવડાવીને મરી જવાની કાનૂની છૂટ મળી ગઈ છે, બલ્કે તેમના સગા-સબંધીઓને પણ આની પરવાનગી આપી દેવામાં આવી છે. અને આને ''દયા મૃત્યુ''નું સુંદર નામ આપવામાં આવ્યું છે !

પાછલા કેટલાક વર્ષોથી આપણાં દેશ ભારતમાં પણ આત્મહત્યાની ઘટનાઓમાં મોટો ઉછાળો આવ્યો છે. આંધ્રપ્રદેશમાં પ્રતિકૂળ સંજોગોના કારણે લગભગ પાંચસો ખેડૂતોની આત્મહત્યા વર્તમાનપત્રોમાં ચમકી ચૂકી

છે. ઓરિસ્સામાં પણ કિસાનોની આત્મહત્યાની ઘટનાઓ નોંધાઈ છે. આ સંદર્ભે સંસદથી સડક સુધી ખાસ્સી હોહા થઈ ચૂકી છે. એક-બે દિવસના આંતરે અખબારોમાં પરિણિત સ્ત્રીઓની આત્મહત્યા કે આત્મવિલોપનના સમાચાર અચૂક જોવા મળી જાય છે. આ બધુ સાસરિયાઓના ત્રાસ કે અયોગ્ય માંગણીના લીધે થાય છે. એવા માં-બાપની આત્મહત્યા પણ હવે કાંઈ અનોખી વાત નથી રહી, જે પોતાની દરિદ્રતાના કારણે પોતાની દિકરીના હાથ પીળા નથી કરી શકતા અને આ અત્યાચારી સમાજે તેઓને સખત માનસિક તાણમાં નાંખી દીધા છે. દેવાદારો તથા ચક્રવૃધ્ધિ વ્યાજના ચક્રવ્યૂહમાં ફસાયેલા લોકો પણ હિંમત તૂટી જવાના લીધે આત્મહત્યા સુધીના આત્યંતિક પગલાં લેતા ખચકાતા નથી.

જેટલી આશ્ચર્યજનક કહી શકાય તેટલી જ અફસોસજનક બાબત એ છે કે, હવે મુસ્લિમો પણ આનો ભોગ બની રહ્યા છે. આશ્ચર્યજનક એટલા માટે કે, આત્મહત્યા ઈમાન નહીં હોવાના કે કમજોર હોવાના કારણે કરવામાં આવે છે, જે માણસ અલ્લાહપાક પર ઈમાન (આસ્થા) ધરાવતો હોય, તેને વિશ્વાસ હોય છે કે, અલ્લાહપાક વિકટ પરિસ્થિતિઓ રૂપી કાળી રાતમાંથી જ સરળતા તથા આસાન તાજી સવાર (નવું પ્રભાત) સર્જી શકે છે.

જે માણસ તકદીર પર ભરોસો રાખતો હોય અથવા સંકડાશ તથા મોકળાશ, આરામ તથા તકલીફ, અલ્લાહપાક તરફથી જ આવે છે. સબ્ર તથા સંતોષ માનવીનું કર્તવ્ય છે, અને જે આખિરતની માન્યતા ધરાવતો હોય કે ઝિંદગીની મુશ્કેલીઓથી થાકેલા મુસાફરોના માટે ત્યાં રાહત તથા આરામની વ્યવસ્થા છે, તેમજ જીવનની કસોટીઓથી મોઢું ફેરવી ભાગી જનારાઓ માટે ખુદા તઆલાની પકડ તથા અઝાબ છે, તે કેવી રીતે પ્રતિકૂળ પરિસ્થિતિમાં ખુદાપાકની ડેલીએ માથુ ટેકવાને અથવા અલ્લાહપાકના દરબારમાં માંગવા માટે હાથ ફેલાવવાને તથા અલ્લાહપાકની રહમતથી ઉમ્મીદ રાખવાને બદલે નિરાશ થઈ પોતાને મારી નાંખશે ?

આવશ્યકતા એ વાતની છે કે, આત્મહત્યાના નૈતિક તથા સામાજીક નુકસાનો લોકોને બતાવવામાં આવે. સમાજમાં લોકોને કેળવવામાં આવે કે,

તેઓ ગરીબો, નિર્બળો, દેવાદારો પ્રત્યે કુણું વલણ રાખે તથા તેમની જેટલી બને તેટલી મદદ કરવામાં આવે. ઘરમાં સ્નેહ તથા સૌહાર્દપૂર્ણ વાતાવરણ સર્જવામાં આવે. અને બહારથી આવતી વહુને પ્રેમની ભેટ આપીએ. રસ્મ-રિવાજની સાંકળોએ સમાજને જે રીતે ઝખ્મી કર્યો છે, તેને તોડવા-કાપવાની કોશિશ કરવામાં આવે. લગ્નની વિધિઓને સરળ બનાવવામાં આવે. દહેજના દૂષણ પર કાબૂ મેળવવામાં આવે, અને જે લોકો માનસિક તાણના ભોગ બનેલા હોય અને આપત્તિઓમાં ઘેરાયેલા હોય, તેમની અંદર જીવવાની અને મુશ્કેલીઓ સમક્ષ ઝઝૂમવાની હામ તથા હિંમત પેદા કરવામાં આવે. હઝરતે કલીમના શબ્દોમાં :

**સુલગના ઔર શય હૈ જલકર મર જાનેસે ક્યા હોગા**
**હુવા હૈ કામ જો હમસે વો પરવાનોં સે ક્યા હોગા**

# કરજ અને તેનો વબાલ

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શિક્ષાઓ-કથનોમાં ખાસ કરીને મુઆમલાત (વ્યવહાર) સ્વચ્છ રાખવા પર બહુ ભાર આપવામાં આવ્યો છે. કારણકે જેનો વ્યવહાર ખરાબ હશે, એનું ચારિત્ર્ય પણ ખરાબ હશે, એની નિય્યત ખરાબ કહેવાશે, એની ઓળખ ખરાબ હશે. વ્યવહાર અસ્વચ્છ હોવાના લીધે લોકો તેને સારો માણસ નહીં સમજે. એમ કહો કે વ્યવહારની અસ્વચ્છતા ઘણી બધી પરેશાનીઓની જડ-મૂળ છે. એટલે અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મામલો સ્વચ્છ રાખવા પર ભાર મૂક્યો છે. જેથી માનવી દુન્યવી-ઉખ્રવી નુકસાનથી બચી જાય.

હઝ. મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન જહશ રદી.થી રિવાયત છે કે, અમે મસ્જીદે નબવીના આંગણામાં એ જગ્યાએ બેસેલા હતા, જ્યાં જનાઝાઓ મૂકવામાં આવતા હતા. અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અમારી સામે બેસેલા હતા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અચાનક પોતાની નજરો આકાશ તરફ ઉઠાવી અને પછી નીચી કરી લીધી. અને પછી પોતાના કપાળ પર હાથ રાખી ફરમાવ્યું : ‘‘સુબ્હાનલ્લાહ ! કેવા કેવા સખત

અઝાબ નાઝિલ થઈ રહ્યા છે !'' અમે લોકો એક દિવસ-રાત (અઝાબની પ્રતિક્ષામાં) ચૂપ રહ્યા, પરંતુ અમે ભલાઈ સિવાય કશું જ ન જોયું. જ્યારે સવાર થઈ, તો હઝરત મુહમ્મદ બિન અબ્દુલ્લાહ રદી. ફરમાવે છે કે, મેં અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)થી પૂછયું કે, જે ઉતર્યા તે સખત અઝાબો ક્યા છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''કરજના સંદર્ભે તે અઝાબો ઉતરેલા છે. કસમ છે તે હસ્તીની, જેના હાથમાં મુહમ્મદની જાન (પ્રાણ) છે, જો કોઈ માણસ અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ કરવામાં આવે, પછી તે જીવતો થઈ જાય, ફરી અલ્લાહ તઆલાના માર્ગે શહીદ કરી દેવામાં આવે, ફરી તે જીવતો થઈ જાય, ફરી અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ કરી દેવામાં આવે, ફરી જીવતો થઈ જાય અને તેના પર કરજ હોય તો તે જન્નતમાં જશે નહીં, ત્યાં સુધી કે તે પોતાનું કરજ ન ચૂકવી દે.'' *(મુસ્નદે અહમદ, મિશ્કાત : ૨૫૩)*

ઉપરોક્ત રિવાયત પણ તે જ સિલસિલાની એક કડી છે, જેમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કરજ જેવા મહત્વપૂર્ણ મામલાની નાજુકાઈને પોતાની ઉમ્મત સમક્ષ રજૂ કરી રહ્યા છે.

પારલૌકિક મુક્તિ (ઉખરવી નજાત) માટે જેવી રીતે નેકીઓ જરૂરી છે, એવી જ રીતે માણસની કર્મપોથી (નામ-એ-અઅમાલ)નું દુર્વ્યવહાર સ્વચ્છ હોવું પણ બેહદ જરૂરી છે. જો કોઈની પાસે નેકીઓ તો બહુ વધારે હોય, પરંતુ સાથો-સાથ તેણે લોકોના અધિકારો પણ ઝૂંટવેલા હોય, તો તેના ગુનામાં તેને જહન્નમમાં પહોંચાડી દેવામાં આવશે. આ જ હકીકત તરફ ઈશારો કરતાં ઉપરોક્ત રિવાયતમાં નબીએ કરીમ (સલ.) ઈર્શાદ ફરમાવે છે કે, જો કોઈ શખ્સ પોતાની સૌથી પ્રિય વસ્તુ જાન અલ્લાહપાકના માર્ગમાં કુર્બાન કરી દે, અને એક વખત નહીં, વારંવાર કુર્બાન કરતો જાય, તો પણ જો તેના ઉપર કોઈનું કરજ હોય, તો જ્યાં સુધી તે તેને અદા નહીં કરશે, જન્નતમાં દાખલ નહીં થઈ શકશે. બીજા શબ્દોમાં સત્યના માર્ગે કુર્બાન થઈ શહાદતના દરજ્જે પહોંચનાર શખ્સના માથે પણ જો કરજ હશે, તો જ્યાં સુધી તે બીજાના હક્કો અદા નહીં કરશે, તે જન્નતની નેઅમતોથી મહરૂમ જ રહેશે. સારાંશ કે,

મરનારના વારસો તેના તરફથી કરજ અદા નહી કરશે, ત્યાં સુધી કોઈ નેકી તેના કામ નહીં આવશે. અને તે અલ્લાહ તઆલાની પકડથી નહીં બચી શકશે.

જરૂરત વખતે કરજ લેવું કાંઈ ખરાબ વાત નથી. ખરાબ વાત એ છે કે, કરજ લઈને પાછુ આપવામાં ન આવે. અલ્લાહપાકના રસૂલ (સલ.) માત્ર કરજની અદાયગી પર જ ભાર આપતા ન હતા, બલ્કે સખત નારાજગી દર્શાવતા. એવા શખ્સની નમાઝે જનાઝા પઢાવવાથી પણ ઈન્કાર કરી દેતા હતા, જે કરજ અદા કર્યા વગર દુન્યાથી ચાલ્યો ગયો હોય. બીજા શબ્દોમાં આપ (સલ.) એમ કહેવા માંગે છે કે, કરજ બાકી હોવાની સ્થિતિમાં નબી (સલ.)ની દુઆ પણ તેને કામ આવવાની નથી.

એક રિવાયતમાં છે કે અલ્લાહ તઆલાના રસૂલ સમક્ષ એક જનાઝો લાવવામાં આવ્યો. આપ (સલ.)મે નમાઝ પઢાવતાં પહેલાં પૂછયું : શું તમારા આ સાથી પર કંઈક કરજ છે ? લોકોએ કહ્યું કે, હા. આપ (સલ.)એ બીજો પ્રશ્ન કર્યો : શું તે કંઈક માલ મૂકી ગયો છે ? (જેનાથી કરજ અદા થાય) લોકોએ કહ્યું : નહીં. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : તો પછી તમે તમારા સાથીની નમાઝ પઢી લો. હઝરત અલી રદી.એ ફરમાવ્યું : હે અલ્લાહના રસૂલ ! તેનું કરજ હું મારા શિરે લઉં છું. તો આપ આગળ વધ્યા અને આપે નમાઝે જનાઝા પઢાવી. *(શર્હુસ્સુન્નહ, મિશ્કાત : ૨૫૩)*

શરીઅતે કરજ લેવાની છૂટ આપી છે, પરંતુ તેના માર્ગદર્શક નિયમો પણ નક્કી કર્યા છે. જેથી સમાજમાં ઝઘડાઓ ન થાય. અને લોકો અધિકારો ઝૂંટવી લેવાના પાપથી બચી જાય. સામાન્યપણે લોકો કરજની લેવડદેવડ વખતે શરઈ નિયમોની અવગણના કરે છે. જેના કારણે શંકા-કુશંકાઓ જાગે છે. અને સબંધો બગડે છે. એની પર અંકુશ મેળવવા માટે અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે :

“હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નક્કી કરેલી મુદત સુધી કરજ-ઉધારનો વ્યવહાર કરો, તો લખી લો.” *(સૂ.બકરહ : ૨૮૨)*

વિચાર કરો ! અલ્લાહ તઆલા કરજ-ઉધારનો વ્યવહાર કરવાવાળા-

ઓને ઝઘડાથી બચાવવા માટે બે વાતો પર અમલ કરવાની તાકીદ કરે છે. એક, જ્યારે કરજ કે ઉધાર આપો તો રકમ પાછી આપવાની કોઈ ન કોઈ તારીખ નક્કી કરી લો. બીજું કે, આ બાબત માત્ર મૌખિક ધોરણે નક્કી ન કરો, બલ્કે તેને લખી લો અને લેખિત સ્વરૂપે તારીખ નક્કી કરો. જેથી લડાઈ-ઝઘડાઓ ન થાય અને કરજ સમયસર અદા કરી દેવામાં આવે.

આજકાલ ક્યાં તો અદાયગીની છેલ્લી તારીખ નક્કી કરવામાં નથી આવતી અથવા મજબૂરીથી તારીખ નક્કી કરી પણ લેવામાં આવે છે, તો તેની જાળવણી કરવામાં નથી આવતી. અને હવે તો પરિસ્થિતિ એટલી હદે ખરાબ થઈ ગઈ છે કે, કર્જ કે ઉધાર આપતી વખતે જો એમ પૂછી લેવામાં આવે કે, જનાબ ! તમે ક્યારે ચૂકવણી કરશો ? તો કરજ-ઉધાર લેનાર ગુસ્સે થઈને કહે છે : શું તમે મને બેઈમાન સમજો છો ? હું જેમ બને તેમ જલ્દી તમારા રૂપિયા પાછા આપી દઈશ. બીજા શબ્દોમાં ચૂકવણીની તારીખ નક્કી કરવામાં પોતાનું અપમાન સમજવામાં આવે છે. જો કે કુર્આનમાં અલ્લાહ તઆલા કરજ-ઉધાર લેનાર પર એ જવાબદારી નાંખે છે કે, તે ખુદ પાછા આપવાની તારીખ નક્કી કરી તેને લખાવી દે. અને પછી અલ્લાહ તઆલા પર ભરોસો રાખી તેનો ખ્યાલ રાખે. કુર્આનમાં છે : ''અને જેની પર કરજ છે, તે (પાછો આપવાની તારીખ) લખાવી દે. અને અલ્લાહપાક જે તેનો પરવરદિગાર છે, તેનાથી ડરે. અને તેમાં કાંઈ કમી નહીં કરે.'' *(સૂ.બકરહ્ : ૨૮૨)*

સામાન્યપણે નિય્યતો ખરાબ થઈ ગઈ છે. કરજ લેતી વખતે નિય્યતમાં ખરાબી આવી જાય છે. અદાયગીની ભાવનાના બદલે તેને લૂંટનો માલ (માલે ગનીમત) સમજી હજમ કરી જવાનો ઈરાદો દિલમાં હોય છે. એટલે જ ત્યાર પછી કરજ પાછું આપવામાં ગલ્લાંતલ્લાં કરવા લાગે છે. અને લેતી વખતે નિય્યતની ખરાબીનું પરિણામ એ આવે છે કે, જો દબાણવશ પાછું આપવા માંગે છે, તો પણ નથી આપી શકતો. એટલે કરજ લેતી વખતે માણસે સાચા દિલથી પાછું આપવાની નિય્યત કરવી જોઈએ. અને પછી સતત જો એ પ્રયત્નમાં લાગેલો રહેશે, તો અલ્લાહપાક તેની મદદ ફરમાવશે. અને કરજથી છૂટકારાના રસ્તાઓ ગૈબથી કરી આપશે. અલ્લાહપાકના રસૂલ (સલ.)નો ઈર્શાદ છે કે,

જે માણસ લોકોનો માલ (ઉધાર કે કરજ તરીકે) લે અને તેને અદા કરવાનો ઈરાદો રાખે, તો તેની અદાયગીમાં અલ્લાહ તઆલા મદદ કરશે. અને જે માણસ લોકોનો માલ મેળવે અને તેનો પાછો આપવાનો ઈરાદો ન હોય, તે માલને બરબાદ કરવાનો ઈરાદો હોય, તો અલ્લાહ તઆલા કરજની અદાયગીમાં તેની મદદ નહીં કરશે.

જાણવા મળ્યું કે, જો દેવાદારની નિય્યત સાફ છે, અને તે દેવું ઉતારવાની કોશિશમાં લાગેલો છે, તો ચોક્કસ અલ્લાહ તઆલા તેની મદદ ફરમાવશે. અને તે ચોક્કસ જ એક દિવસ દેવાના બોજથી મુક્ત થશે.

જો કોઈ દેવાદાર હોય અને તેની પાસે દેવું ચૂકવવા માટે રોકડ રૂપિયા ન હોય, પરંતુ જમીન-જાયદાદ સ્વરૂપે તેની પાસે ઘણી બધી ચીજો હોય, તો શું દેવું ચૂકવવા માટે પોતાની માલિકીની ચીજો વેચી કરજના બોજથી મુક્ત થવું જરૂરી છે ? કે, પછી એ ચીજોને સુરક્ષિત રાખે અને બીજા સાધનો વડે કોશિશ કરી કરજ અદા કરે ?

મૌત ક્યારે આવશે, કોઈને ખબર નથી. એટલે અહીંથી કરજનો બોજ લઈને જવાના બદલે આ બોજ અહીં જ ઉતારી લેવાની કોશિશ કરવી જોઈએ. જો જમીન-જાયદાદ વેચીને કરજ અદા થઈ જતું હોય તો તેમાં હરગિજ વિલંબ ન કરવો. અને એમ વિચારીને કે "ભવિષ્યમાં શું થશે ? સંતાનોનું શું થશે ? રોજી-રોટી કેવી રીતે રળીશું ?" કરજની અદાયગીથી પીછેહઠ નહીં કરવી જોઈએ. કારણ કે રિઝકનો માલિક તો અલ્લાહ તઆલા છે. તે આપણને પણ ખવડાવે છે, અને આપણી આલ -ઔલાદને પણ ખવડાવશે. એમ કહો કે જેની તકદીરમાં જે હશે, તે તેને મળીને જ રહેશે. આપણે તો આખિરતની ચિંતા કરતાં જેમ બને તેમ દેવું ચૂકવી દઈ પોતાને ગુનાહથી પાક કરવાની કોશિશ કરવી જોઈએ.

હઝ. મુઆઝ બિન જબલ રદી. બહુ સખી-સજ્જન હતા. સખાવતના કારણે ઘણું દેવું થઈ ગયું હતું. અલ્લાહપાકના રસૂલ (સલ.) પાસે તેઓ માફીની દરખાસ્ત માટેઆવ્યા. અલ્લાહપાકના રસૂલે (સલ.) તેમનું દેવું

માફ નહીં કરાવ્યું, બલ્કે હઝરત મુઆઝ રદી.નો બધો માલ આપ (સલ.)એ વેચી કાઢ્યો (અને કરજ ચૂકવી દીધું). અહીં સુધી કે હઝરત મુઆઝ બિન જબલ રદી. પાસે કશું પણ ન બચ્યું. *(મિશ્કાત : ૨૫૩)*

સામાન્યપણે લોકો પોતાની જરૂરિયાત પૂરી કરતા રહે છે અને ઘરવાળાઓની ઈચ્છાઓ પણ સંતોષાતી રહે છે, પરંતુ કરજ કે ઉધાર આપનાર જો પોતાનો માલ પાછો લેવા આવે, તો એમ કરી ટાળી દેવામાં આવે છે કે, હમણાં વ્યવસ્થા નથી. ઈન્તેજામ થઈ જશે ત્યારે અદાયગી કરી દઈશ. જો કે કરજના વબાલથી બચવા માટે માણસે ચિંતિત રહેવું જોઈએ. પોતાની જરૂરિયાત તથા ઈચ્છાઓ પર કાપ મૂકી કરજની અદાયગીને અગ્રીમતા આપવી જોઈએ. તેને હરગિજ ટાળવી ન જોઈએ. કારણકે આંખ ક્યારે પણ બંધ થઈ શકે છે. જેના પછી ન રૂપિયા કામ લાગશે, ન આલ-ઔલાદ કામ લાગશે.

અલ્લાહપાક આપણાં બધાની હિફાઝત ફરમાવે અને જે દેવેદારો છે, ગૈબથી તેમના કરજની અદાયગીની વ્યવસ્થા કરી આપે, આમીન.

અહીં એક બીજા મુદા પ્રતિ પણ ધ્યાન દોરી લઉં. જેવી રીતે દેવેદારે કરજની અદાયગીની જેમ બને તેમ જલ્દી કરવી જોઈએ, તેવી જ રીતે જે કરજ આપનાર છે, લેણદાર છે, તેના માટે પણ દીને ઈસ્લામમાં કેટલાક આદાબ દર્શાવ્યા છે. દા.ત. વસૂલી કરવામાં બદતમીઝી ન કરે. જો દેવેદાર તકલીફમાં હોય, તો તેને મહેતલ-મુદત આપે. બલ્કે તેનું દેવું માફ કરી દે. હઝરત અબૂ હુરૈરહ રદી.થી રિવાયત છે કે, અલ્લાહના રસૂલ (સલ.) ફરમાવતા હતા કે, એક વેપારી લોકો સાથે ઉધારનો ધંધો કરતો હતો. જ્યારે તે દેવેદારને તંગીમાં જોતો, તો પોતાના કરજ વસૂલીના અધિકારીને કહેતો કે, તું એને માફ કરી દેજે. ઉમ્મીદ છે કે, અલ્લાહપાક આપણને માફ કરી દેશે. જ્યારે તેની વફાત થઈ, તો તેના આ અમલના કારણે સાચે જ અલ્લાહપાકે તેને માફ કરી દીધો. *(ઈબ્ને હબ્બાન : ૭/૨૫૦)*



# ઈસ્લામી અદબો-માન મર્યાદાઓ આચારસંહિતાઓ

ઈસ્લામ પ્રકૃતિનો ધર્મ છે. જેમાં ઉપાસના (ઈબાદત)ની સાથોસાથ માનવીના અધિકારોને પણ ઘણું મહત્વ આપવામાં આવ્યું છે. અને એ વાત પર ભાર આપવામાં આવ્યો છે કે, ખુદા તઆલાના બંદાઓના અધિકારો અદા કરવામાં જ દીન-દુનિયા (દારૈન)ની સફળતાનું રહસ્ય છે. જો ખુદા ન કરે તેમાં કોઈ પણ પ્રકારની કમી રહી જશે, તો નજાત (દોઝખથી છૂટકારો) ખતરામાં પડી જશે. એટલે બંદાના અધિકારોની બાબતમાં ખૂબ સાવચેતી રાખી તેને કોઈ પણ કિંમતે અદા કરવાની ચિંતા દરેક મુસલમાને કરવી જોઈએ. જેથી તે આખિરત (પારલૌકિક જીવન)માં ખુદાપાકની પકડ તથા તેની નારાજગીથી બચેલો રહે.

ઈસ્લામે બંદાઓના અધિકારોની વિગતો પણ દર્શાવી છે. શરઈ દૃષ્ટિબિંદુએ જુઓ તો હુકૂકુલ ઈબાદ (માનવ હક્કો)ના ત્રણ પ્રકાર છે : (૧) મુલાકાતની આચારસંહિતા, (૨) લેવડ-દેવડનો વ્યવહાર, (૩) સગા-સબંધીઓ સાથેનું વર્તન.

આદાબ કે આચારસંહિતાનો અર્થ એ છે કે, એક મુસલમાનનો બીજા મુસલમાન ભાઈ સાથે મેળ-મિલાપ કેવી રીતે તથા કેવો હોવો જોઈએ ? કઈ વાતોનું ધ્યાન રાખવું જોઈએ અને કઈ વાતોથી દૂર રહેવું જોઈએ ? એક રિવાયતમાં નબીએ કરીમ (સલ.) તે વાતોનો ઉલ્લેખ કરે છે, જેનો ખ્યાલ દરેક મુસ્લિમે રાખવો જોઈએ.

હઝરત અલી (રદી.) રિવાયત કરે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : એક મુસલમાનના બીજા મુસલમાન ઉપર ઈસ્લામી પરંપરા મુજબ છ (૬) અધિકારો છે. જ્યારે તેની સાથે મુલાકાત થાય ત્યારે તેને સલામ કરે, જ્યારે તે આમંત્રણ (દઅવત) આપે તો તેને કબૂલ કરે, જ્યારે તેને છીંક આવે તો તેના માટે રહમતની દુઆ (યરહમુકલ્લાહ કહે) કરે, જ્યારે તે બીમાર પડી જાય ત્યારે તેની ખબર-અંતર (ઈયાદત કરે) પૂછે,

જ્યારે તે મૃત્યુ પામે તો તેના જનાઝાની પાછળ જાય અને તેના માટે એ જ પસંદ કરે, જે પોતાના માટે પસંદ કરે છે. *(તિરમિઝી, મિશ્કાત : ૩૯૮)*

ઉપરોક્ત રિવાયતમાં જે છ (૬) વાતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે કોઈ સ્થાન કે વ્યક્તિ સાથે વિશેષ નથી, બલ્કે દરેક દેશકાળના પ્રત્યેક મુસલમાને આ વાતોનું ધ્યાન રાખવું જરૂરી છે. જેથી તે અધિકાર ઝૂંટવી લેવાના ગુનાહથી બચવામાં સફળ થઈ જાય. એવી જ રીતે નબીએ કરીમ (સલ.) તે વાતો પણ જણાવી રહ્યા છે, જેનાથી દરેક મુસલમાને બચવું જોઈએ અને હરગિજ બેદરકારી દાખવવી ન જોઈએ.

હઝ. અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘એક મુસલમાન એ બીજા મુસલમાનનો ભાઈ છે, એટલે કોઈ કોઈની ઉપર અત્યાચાર ન કરે અને કોઈ કોઈને નિરાધાર છોડી ન મૂકે અને કોઈ કોઈનું અપમાન ન કરે. તકવા, સંયમનો સબંધ દિલ સાથે છે.’’

આ છેલ્લું વાક્ય આપે (સલ.) ત્રણ વખત દોહરાવ્યું અને દરેક વખતે આપ (સલ.)એ પોતાની છાતી તરફ ઈશારો કર્યો, પછી કહ્યું કે, ‘‘માણસના ખરાબ હોવા માટે માત્ર એટલું જ પુરતું છે કે તે પોતાના મુસલમાન ભાઈને તુચ્છ સમજે. દરેક મુસલમાનની જાન-માલ, ઈઝઝત-આબરૂ બીજા મુસલમાન માટે હરામ છે.’’ *(મુસ્લિમ, મિશ્કાત : ૪૨૨)*

અર્થાત્ આ તે વાતો છે, જેનાથી દરેક મુસલમાને બચવું જોઈએ. વિચાર કરો કે, આજના મુસ્લિમ સમાજમાં ઉપરોક્ત આદાબનું કેટલું બધું ધ્યાન રાખવામાં આવે છે ? શું મુસ્લિમો એકબીજાના અધિકારો અદા કરે છે ? આપણામાંથી દરેકે આત્મપરિક્ષણ કરવું જોઈએ અને ખુદ પોતાની અંદર આનો જવાબ શોધવો જોઈએ.

ઈસ્લામી શરીઅતે ઠેર ઠેર વ્યવહાર શુધ્ધ રાખવા અને લેવડદેવડમાં પારદર્શિતાને જાળવવા પર બહુ ભાર આપ્યો છે. કારણ કે જેનો વ્યવહાર ખરાબ હશે અને ચારિત્ર્ય ખરાબ હશે, તે અધિકારો ઝૂંટવાના અને લોકોને તકલીફ પહોંચાડવાના ગુનાહમાં પડી જશે. કોઈને જૂઠ બોલી નુકસાન

પહોંચાડશે, તો કોઈનો હક દબાવી લઈ તેને તકલીફ પહોંચાડશે, અને કોઈને વાણી-વર્તનથી તકલીફ પહોંચાડી પોતાની આખિરત બરબાદ કરશે.

એક રિવાયતમાં અલ્લાહપાકના રસૂલ (સલ.) ફરમાવે છે કે, "કાલે કિયામતના દિવસે મેદાને મહશરમાં એક માણસ નમાઝ, રોઝા, ઝકાત વગેરે જેવી નેકીઓ લઈને આવશે, પરંતુ તે પોતે તેનાથી ફાયદો નહીં ઉઠાવી શકશે. કારણ કે તેની પાછળ પાછળ દરબારે ખુદાવંદીમાં તે લોકો પણ પહોંચી જશે, જેઓને તેણે ત્રાસ આપ્યો હશે. અને પછી બદલારૂપે તેની નેકીઓ હકદારોમાં વહેંચી દેવામાં આવશે, અને તે ખાલી હાથ ઉભો રહી જશે. અને જો ત્યાર પછી પણ હકદારોનો સિલસિલો ખત્મ નહીં થશે, તો હકદારોના ગુનાહો તેની ઉપર લાદી દેવામાં આવશે અને પછી તેને જહન્નમ (નર્ક)માં નાંખી દેવામાં આવશે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, સાચા અર્થમાં ગરીબ (મુફલિસ) માણસ આ જ છે. કારણ કે તે પોતાની સાથે લઈને આવેલી નેકી-ઓથી લાભ ઉઠાવી ન શક્યો. *(મુસ્લિમ, મિશ્કાત : ૪૩૫)*

બીજા શબ્દોમાં કહો તો વ્યવહારની અશુધ્ધી, અત્યાચાર તથા અન્યાય એવી બુરાઈ છે કે, જેના કારણે માણસની નેકીઓ બરબાદ થઈ જશે અને તેને આખિરતમાં તેની સજા ભોગવવી પડશે.

નબીએ પાક (સલ.)એ પોતાના અનુયાયીઓને સગા-સબંધીઓ સાથે સદ્વર્તાવ કરવા તથા તેમની સાથે સંપર્ક જાળવી રાખવા પર બહુ ભાર આપ્યો છે. લોહીના સબંધો સિવાય દૂર તથા નજીકના બધા સગાઓથી સબંધ રાખવાના તથા સબંધ વિચ્છેદ નહીં કરવાના આદેશને ઈસ્લામી તાલીમાતમાં ઘણું મહત્વ આપવામાં આવ્યું છે. જેની ઉપર આજે બહુ ઓછો અમલ કરવામાં આવી રહ્યો છે. સબંધો તૂટી રહ્યા છે. નજીવી બાબતોમાં સંપર્ક તોડી નાંખવામાં આવે છે. અહંકારના કારણે સગા-સબંધીઓ સાથે અબોલાના સોગંદ લેવામાં આવી રહ્યા છે. અહીં સુધી કે લોહીના સબંધો પણ જાળવવામાં આવતા નથી. જો કે નબીએ કરીમ (સલ.)એ લોહીના સબંધો જાળવવાનો આદેશ આપી તેનું ધ્યાન રાખવાની શીખામણ આપી છે.

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)થી રિવાયત છે કે, મેં નબીએ કરીમ (સલ.)ને એમ કહેતાં સાંભળ્યા છે કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "હું અલ્લાહપાક છું અને હું પરમકૃપાળુ (રહમાન) છું. મેં રહમનું સર્જન કર્યું અને તેનું નામ (રહમ) મેં મારા નામ (રહમાન)-માંથી બનાવ્યું. એટલે જે માણસ એને જોડશે, અલ્લાહપાક તેને જોડશે અને જે માણસ તેને કાપશે (અર્થાત્ લોહીના સબંધ તોડશે), અલ્લાહ પાક તેને ટુકડે ટુકડા કરી નાંખશે."
*(અબૂ દાઉદ, મિશ્કાત : ૪૨૦)*

કૌટુંબિક સબંધોને જીવનભર જાળવવા અને કોઈ પણ સંજોગોમાં સબંધ વિચ્છેદ નહીં કરવો હુકૂકુલ-ઈબાદનો એક મહત્વપૂર્ણ તથા પાયાનો ભાગ છે. જેનું ધ્યાન રાખવું દરેક માટે અત્યંત જરૂરી છે. ત્યાં સુધી કે જો સામેવાળા તરફથી ઠંડો પ્રતિસાદ મળતો હોય કે તે દૂર રહેતો હોય ત્યારે પણ આપણને સબંધ જાળવી રાખવાનો જ આદેશ આપવામાં આવ્યો છે. કારણ કે જો અત્યાચાર બીજા પક્ષ તરફથી થશે તો અલ્લાહપાકને ત્યાં તે જવાબદાર હશે. પરંતુ તેના ખોટા કાર્યને આધાર બનાવી આપણા માટે સિલારહમીને છોડી દેવી ક્યાંથી જાઈઝ થઈ શકે છે ? દિલ માને કે ન માને, તે છતાં પણ મેળ-મિલાપ જાળવી રાખી સબંધ વિચ્છેદના ગુનાહથી બચવું જોઈએ. જેથી માણસ સિલારહમીના સવાબનો હકદાર બની શકે.

એક રિવાયતમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)નો ઈરશાદ છે કે, "તમે તમારી વંશાવલીઓના વિશે જાણકારી રાખો, જેથી તમે સિલારહમી કરી શકો. કારણ કે સિલારહમીના કારણે ઘરવાળાઓ વચ્ચે મુહબ્બત (સ્નેહ) પેદા થાય છે, માલો-દૌલતમાં બરકત થાય છે અને ઉંમરમાં વધારો થાય છે." *(તિરમિઝી, મિશ્કાત : ૪૨૦)*

જીવનના વિવિધ ક્ષેત્રો સંબંધે ઈસ્લામે કેટલીક આચારસંહિતાઓ ઘડી છે. જેને અમલમાં મુકવા પર ઈસ્લામે ભાર મૂકયો છે. જેથી વ્યકિતત્વમાં નિખાર આવે. આ આચારસંહિતાઓના આચરણથી એક મુસ્લિમની શાન વધે છે. લોકોમાં તે પ્રિય બને છે. શરીઅતનો હેતુ પણ સિધ્ધ થાય છે. આ બધી બાબતોને આચારસંહિતા કે શિષ્ટાચાર કહેવાનો મતલબ એ

નથી કે આ શોભા ખાતર છે. નહીં, બલ્કે તે શુદ્ધ વ્યવહાર માટે આવશ્યક બાબતો છે.

એક વડીલે પોતાના પુત્રને વસિય્યત-શીખ આપતાં કહયું કે, ''પોતાના કર્મને મીઠુ અને આચારસંહિતાને લોટ બનાવજે.'' અર્થાત્ થોડાક કર્મ સાથે વિવેક-વિનયનો વધારો એ તેનાથી સારુ કહેવાય કે કર્મ વધારે હોય અને વિવેક ઓછો હોય.

આપણા પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, તમે તમારા કપડાં (પોશાક) સારા-સ્વચ્છ રાખો અને પોતાની ઊંટ પર બેસવાની કાઠીને બરાબર રાખો. (આજના સંદર્ભમાં એમ પણ કહી શકાય કે પોતાની ગાડીની સીટ બરાબર રાખો.)

જ્યારે તમે ઘરમાં દાખલ થાઓ કે બહાર નીકળો તો દરવાજો ધીમેથી ખોલો તથા બંધ કરો અથવા દરવાજાને છોડી ન મૂકો. જેથી તે આપોઆપ જોરથી બંધ થઈ જાય. ઘરના બાળકો તથા યુવાનો આ બાબતમાં ઘણી જ બેદરકારી દાખવે છે. તો વડીલોની જીમ્મેદારી છે કે તેમને વારંવાર ટોકતા રહીને તેમની કુટેવ છોડાવવી જોઈએ. તેનાથી ખુદ ઘરવાળાઓ તથા પાડોશીઓને ઘણી જ તકલીફ થાય છે. શરીઅતે દરેક બાબતમાં નરમીને પસંદ કરી છે. નમ્રતાપૂર્વક વ્યવહાર એ વ્યકિતને દિપાવે છે. જ્યારે કોઈપણ વ્યવહાર કે વસ્તુમાંથી નરમાશ નીકળી જાય છે તો તે વસ્તુ નુકશાનીવાળી બની જાય છે.

ઘરમાં જાઓ કે નીકળો, સલામ જરૂર કરો, જે મુસ્લિમોની ઓળખ છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝરત અનસ (રદી.)થી ફરમાવ્યું કે, જ્યારે તમે ઘરવાળાઓ પાસે જાવ તો તેમને સલામ કરો. તમારી સલામ તમારા માટે તથા તમારા ઘરવાળાઓ માટે બરકતનું નિમિત્ત બનશે.

રસૂલુલ્લાહ (સલ.)એ એક બીજી હદીષમાં હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી ફરમાવ્યું કે, જ્યારે તમે કોઈ મજલિસ-સભામાં જાઓ તો સલામ કરો. પછી જો ઉઠીને પાછા ફરો તો ત્યારે પણ સલામ કરો. કારણ કે પહેલી

સલામ બીજી સલામનું વિકલ્પ નહીં બની શકે. *(તિરમિઝી શરીફ)*

જ્યારે કોઈ મજલિસમાં પહોંચો તો વાતચીત કરતા બે સભ્યો વચ્ચે જઈને ન બેસો, બલ્કે તેમની ડાબી કે જમણી બાજુ બેસો. કારણ કે અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે, વાતચીતમાં મશ્ગૂલ બે માણસો વચ્ચે તેમની પરવાનગી વગર જઈને બેસવું ન જોઈએ. *(અબૂ દાવૂદ)* જ્યારે ડાબી કે જમણી બાજુ પર તમે બેસી જાઓ ત્યારે પણ કાન દઈને તેમની વાતો ચુપકીથી સાંભળવાનો પ્રયત્ન ન કરો. કારણકે આવી રીતે બીજાઓની વાતો સાંભળવાથી તમારા વ્યકિતત્વની છાપ બગડે છે. તમે ગુનેહગાર બનો છો તે અલગ. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે, “જે માણસ એવા લોકોની વાતો ચોરીછુપીથી સાંભળે જેમને એ પસંદ નથી કે કોઈ તેમની વાત સાંભળે, તો તે સાંભળનારના કાનોમાં કિયામતના દિવસે ઓગાળેલું તાંબુ નાંખવામાં આવશે.

જાણી લો કે, જ્યારે તમે ત્રણની સંખ્યા હોય તો એકે બીજા સાથે ગુસ-પુસ ન કરવી જોઈએ. તેનાથી તમારા ત્રીજા સાથીના મનમાં ખોટા વિચારો જન્માવશે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક હદીષમાં એમ કહયું છે કે, એક મુસ્લિમ આવી હરકત નથી કરતો. આપે આદેશ નહીં; અપેક્ષા દર્શાવી. એ ઘણી સૂચક શૈલી છે. આ હરકત પ્રાકૃતિક દ્રષ્ટિએ જુઓ તો પણ ખરાબ દેખાશે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પુછવામાં આવ્યું કે, ત્રણના બદલે ચાર સભ્યો બેઠા હોય તો બે સભ્યો અંદરોઅંદર વાત કરી શકે છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ વાળ્યો કે, આવી સ્થિતિમાં બે સભ્યો વાતો કરે તો કોઈ વાંધો નથી.

જ્યારે તમે કોઈના બારણે ટકોરા મારો તો ધીમેથી મારો. ટકોરો મારી થોડીવાર રોકાઈ જાઓ. જેથી અંદરથી કોઈ જવાબ મળે તો તેને સાંભળી શકાય અથવા કોઈ બારણાં સુધી આવે તો આપણને ખબર પડે. ઝાલિમોની

માફક દરવાજો જોરથી ખટખટાવો નહીં, કારણ કે આ વિવેક વિરૂદ્ધ છે અને પોતાના ભાઈને ભયભીત કરવા જેવું છે. એક સ્ત્રી હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)થી કોઈ મસ્અલા (ધાર્મિક બાબત) વિશે પુછવા આવી અને જોરથી બારણું ખખડાવ્યું, તો ઈમામ સાહેબ એમ કહેતા બહાર નીકળ્યા કે કોઈ પોલીસવાળાએ દરવાજો ઠોકયો છે.

આપ (સલ.)ના માનવંત સાથીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના દ્વારને નખ વડે ખટખટાવતા હતા.

એટલી વાર સુધી રાહ જોવી જોઈએ કે અંદરવાળો માણસ જે કોઈ કામમાં મશ્ગૂલ હોય તેનાથી તે ફારિગ થઈ જાય, આટલી વાર થોભ્યા પછી પણ અંદરથી કોઈ જવાબ ન મળે તો બીજી વખત બારણું ખટખટાવે અને છેલ્લે ત્રીજી વખત પણ પ્રયાસ કરે. ત્રણ વખત અવાજ આવ્યા પછી પણ કોઈ પ્રતિસાદ ન મળે તો પાછા આવી જાઓ. સર્વ માનવજાતના પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, કોઈએ ત્રણ વખત પરવાનગી મેળવવાની કોશિષ કરી અને તેને (પ્રવેશની) પરવાનગી ન મળે તો તેણે પાછા ચાલ્યા જવું જોઈએ.

બારણું ખટખટાવતી વખતે બરાબર દરવાજાની સામે ઉભા રહેવું ન જોઈએ. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દરવાજાની જમણી કે ડાબી બાજુ ઉભા રહેતા હતા. *(અબૂ દાવૂદ)*

બારણે ટકોરા માર્યા પછી અંદરથી 'કોણ છે ?' એમ પૂછવામાં આવે તો એમ ન કહો કે 'હું છું !' બલ્કે લોકો તમને જે નામથી ઓળખે છે તે નામ લો. બધા જ લોકો કાંઈ અવાજથી કોઈને ઓળખી શકતા નથી. જ્યારે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક સહાબીને એમ પૂછયું હતું કે કોણ છે ? તો પેલા સહાબીએ પ્રત્યુત્તર આપ્યો કે, 'હું છું.' તો અલ્લાહના રસૂલ (સલ.)એ કહયું : 'હું છું, હું છું' [મતલબ, આ કોઈ જવાબ થયો નહીં. આમ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની નારાજગી વ્યકત કરી].

જ્યારે કોઈ ભાઈ મુલાકાત ન આપે, પછી એ ભાઈ મુલાકાત ન કરી શકવાના કારણે આપથી માફી માંગે તો તેનો સ્વીકાર કરી લો. કારણ કે તેના ઘરની વાસ્તવિક પરિસ્થિતીથી તમે નહીં, તે વાકેફ છે. બની શકે છે કે તે સમયે તેની કોઈ મજબૂરી હશે. જેથી તે મુલાકાત આપી ન શકયો. કુર્આન કહે છે : ''જ્યારે તમને એમ કહેવામાં આવે કે પાછા ચાલ્યા જાઓ, તો પાછા ચાલ્યા જાઓ. આ તમારી સ્વચ્છતા માટે સહાયક નિવડશે.'' તેનો એક ફાયદો એ થશે કે, જો કોઈ મુલાકાત આપવાની સ્થિતિમાં નહીં હશે તો તે ના પાડી શકશે અને મુલાકાતી પાછો ચાલ્યો જશે. વ્યવહારમાં શુદ્ધતા આવશે. નહીંતર લોકો જૂઠનો આધાર લેશે અને ઘરમાં હોવા છતાં મુલાકાતીને એમ કહેવામાં આવશે કે, ''ફલાણો માણસ ઘરમાં નથી.'' આ જૂઠથી બાળકો પર અવળી અસર થાય છે. તેઓ બાળપણથી જ જૂઠ બોલવાનું શીખે છે. બીજી બાજુ આ હરકતથી સંબંધોમાં દૂરી તથા કડવાશ ઉમેરાય છે. જો કે કુર્આને ''ના પાડવાની'' સત્તા મુલાકાત આપનારને આપી છે અને તેનો સ્વીકાર કરવાનો આદેશ પણ મુલાકાત કરનારને આપ્યો છે. પછી જૂઠ બોલવાની કોઈ જરૂર જ રહેતી નથી.

## મુલાકાત સબંધી

જ્યારે કોઈના ઘરમાં જાઓ તો અવાજ ધીમો તથા નજર નીચી રાખો. જોડા ઉતારવામાં પણ વિવેક દાખવો. એક ચપ્પલ આગળ અને બીજો પાછળ હોય અથવા એકબીજા ઉપર હોય એવી રીતે ન ઉતારો. જોડા પહેરતી કે ઉતારતી વખતે સુન્નતને અનુસરો. નબી (સલ.)એ ફરમાવ્યું કે, તમે જોડા પહેરો તો પહેલાં જમણા પગમાં પહેરો અને ઉતારો તો પહેલાં ડાબા પગમાંથી ઉતારો. *(મુસ્લિમ શરીફ)* કપડાં પહેરતી વખતે પણ આપની રીત (સુન્નત) આ જ હતી. પહેરવાની શરૂઆત જમણા પાયચા તથા બાંયથી કરતા અને ઉતારવાની શરૂઆત ડાબા પાયચા તથા બાંયથી કરતા.

કોઈના ઘેર જતાં પહેલાં ચપ્પલ, જુતામાં કોઈ ગંદકી લાગી ન હોય તેનું પણ ધ્યાન રાખવું જોઈએ. એવું માલુમ પડે તો તેને સાફ કરીને જાઓ, કારણ કે ઈસ્લામ સફાઈનો ધર્મ છે.

ઘરમાં પ્રવેશ મેળવ્યા પછી મિજબાન આપને જ્યાં બેસાડવા ચાહે ત્યાં જ બેસો. ત્યાં બેસવા માટે આનાકાની કરો નહી તથા અન્ય જગ્યાએ બેસવાનો આગ્રહ પણ રાખો નહીં. કારણકે શકય છે કે, જ્યાં તમે બેસવા માંગો છો ત્યાંથી બેપર્દગી થતી હોય અથવા સ્ત્રી વર્ગને કોઈ અડચણ ઉભી થતી હોય.

હઝરત ખારિજહ બિન ઝૈદ હઝરત ઈમામ ઈબ્ને સીરીનની મુલાકાતે ગયા તો જોયું કે ઈમામ સાહેબ નીચે જમીન પર તકીયો ગોઠવી બેઠા છે. તો હઝરત ખારિજહ બિન ઝૈદ પણ ત્યાં જ બેસવા લાગ્યા અને કહયું કે, ‘‘જે જગ્યા તમે પોતાના માટે પસંદ કરી છે, હું ત્યાં બેસવા માટે રાજી છું.’’ તો ઈમામ સાહેબે જવાબ આપ્યો કે, ‘‘હું તમને મારા ઘરમાં ત્યાં બેસાડવાનું પસંદ નથી કરતો, જ્યાં તમે બેસવા માંગો છો.’’

મિજબાનની બેસવાની કોઈ ખાસ જગ્યા હોય તો ત્યાં ન બેસો. જો એ પોતે તમને બેસાડે તો કોઈ વાંધો નથી. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ‘‘કોઈ માણસ બીજા માણસની સત્તા (સ્થળ) હસ્તગત કરવાનો (બદ) ઈરાદો ન રાખે.’’ બીજી એક હદીષમાં છે કે ‘‘કોઈના ઘરમાં તેની પથારી પર તેની પરવાનગી વગર ન બેસો.’’

વડીલોની પ્રતિષ્ઠાનું ધ્યાન રાખો. ઘરમાં દાખલ થતાં કે નીકળતી વેળા તેમને આગળ રાખો. મુલાકાત થાય તો વિવેકથી સલામ કરો. વાતચીતમાં મોટા માણસને પહેલા વાત કરવા દો. ધ્યાનપૂર્વક તેમની વાત સાંભળો. તમને કંઈક પૂછે તો શાંતિથી જવાબ આપો. વાત કરો તો ધીમા અવાજે કરો. જો કે એટલી અતિશ્યોકિત ન થાય કે તમે શું કહેવા માંગો છો તેની વડીલને સમજ ન પડે. બુઝુર્ગ વયના સભ્યને બોલાવો તો સન્માનસૂચક શબ્દોથી ધીમા સાદે બોલાવો.

બે ભાઈઓ એક વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવ્યા અને એક ઘટના વિશે ચર્ચા કરવા લાગ્યા. નાનો ભાઈ વાતચીતમાં પહેલ કરવા જતો જ હતો કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને ‘‘મોટાને, મોટાને’’ એમ કહી ચૂપ કરાવી દીધો હતો. આપનો આશય એ

હતો કે મોટા ભાઈને વાત શરૂ કરવા દો. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, ‘‘જે માણસ મોટાને સન્માન આપતો નથી અને નાના ઉપર સ્નેહ રાખતો નથી અને અમારા વિદ્વાનો (આલિમો)ના અધિકારને ઓળખતો નથી તે અમારા (મુસ્લિમો)માંથી નથી.’’

તમારા કે બીજાના ઘરમાં જ્યારે દાખલ થાઓ અને કોઈ સભ્ય સૂતો હોય, રાત હોય કે દિવસ, તો ઉંઘનારને ધ્યાનમાં રાખીને વર્તો. તેમની ઊંઘમાં ખલેલ પહોંચે એવી રીતે મોટેથી વાતો કરો નહીં કે ધમધમ કરીને ચાલો નહીં. પ્રત્યેક બાબતે નરમી અખત્યાર કરો. ઈસ્લામના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે, જેને નમ્રતાથી વંચિત રાખવામાં આવ્યો (સમજો) તેને બધી જ ભલાઈઓથી મહરૂમ (વંચિત) રાખવામાં આવ્યો.

આ સંદર્ભે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો તરીકો (સુન્નત) શું હતો તે પણ જાણવા જેવો છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જ્યારે રાત્રે ઘેર આવતા તો એવી રીતે સલામ કરતા હતા કે ઊંઘનાર તેથી જાગી ન જાય અને જાગનાર તે સાંભળી લે. જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તહજ્જુદ (રાત્રિ ઉપાસના)માં કુર્આનનું પઠન કરતા તો એવી રીતે કરતા કે જાગનાર સાંભળી શકે, અને ઉંઘનારને કોઈ તકલીફ ન થાય.

ઉપરોકત ઈસ્લામી આચારસંહિતાનું આચરણ ત્યારે કરવાનું નથી, જ્યારે તમે કોઈ સંબંધી કે મિત્ર સાથે વર્તન કરતા હોવ, બલ્કે આનો અમલ ત્યારે પણ કરવાનો છે, જ્યારે તમે સ્વજનો, ઘરવાળાઓ સાથે વર્તન કરતા હોવ. કારણ કે “Charity begins at home” એટલે તેને પાળવામાં હવે કોઈ ઢીલ કરશે નહીં. પુનઃ કહું તો ઘરવાળાઓ આપણાં સદ્વ્યવહારના વધારે હકદાર છે.

એક સહાબી અલ્લાહપાકના રસૂલ (સલ.) પાસે આવ્યા અને પૂછયું કે, હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ! મારા સદ્વ્યવહારના સૌથી વધુ હકદાર કોણ છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પ્રત્યુત્તર આપ્યો : ‘‘તારી માં, પછી તારી માં, પછી તારો બાપ, પછી બાપથી ઓછો (હકદાર

જે સંબંધી છે તે) પછી તેનાથી ઓછો.'' *(બુખારી, મુસ્લિમ)*

## સલામ

ઈસ્લામમાં ઝિંદગીના જે આદાબ બતાવવામાં આવ્યા છે, તેમાં એક આ છે કે, જ્યારે બે માણસો પરસ્પર મળે ત્યારે તે એકબીજાને સલામ કરે. અર્થાત્ એક શખ્સ કહે **'અસ્સલામુ અલયકુમ'** (તમારા પર સલામતી હો), એ પછી બીજો શખ્સ જવાબમાં કહે **'વઅલયકુમુસ્સલામ'** (તમારા પર પણ સલામતી હો).

સલામના આ શબ્દો એ એક પ્રકારની દુઆ છે. એક મુઅમિનના દિલમાં બીજા મુઅમિન માટે ભલાઈનો જઝબો હોય છે. આ જઝબો જુદી જુદી રીતે જાહેર થતો રહે છે. એમાં એક સલામની રીત છે. સલામનું બેહતરીન વિવરણ આ પ્રમાણે છે : ''તમે જાણો છો કે, સલામ શું છે ? સલામ કરનાર બીજાને કહે છે કે, તમે મારાથી સલામત છો.''

સલામના આ અર્થ અર્થસભર છે કે, દરેક રીતે હું તમારી ભલાઈ ઈચ્છનાર છું. મારા તરફથી તમને કોઈ ખતરો નથી. હું મારા તરફથી કોઈ ખતરો ઉભો કરનાર નથી.

તમે મારી સાથે વાત કરો ત્યારે હું કદી એમ નહીં કરૂં કે, તમારી સાથે હું બદકલામી કરવા લાગું. તમારી સાથે મારી કોઈ લેણદેણ હોય તો હું ખયાનત નહીં કરૂં, બલ્કે તમારો જે હક્ક છે તેને ઈન્સાફ અને ઈમાનદારીથી આપીશ. જો તમારા વિરૂદ્ધ મને કોઈ ફરિયાદ હોય તો પણ એવું નહીં બને કે ન્યાય વિરૂદ્ધનો વર્તાવ કરૂં, અને તમારો દુશ્મન બની તમારા મૂળિયા કાપવા લાગું. તમારી સાથેનો મારો અણબનાવ સાચા માર્ગે જ રહેશે. એ દ્વારા હું તમારા પર આરોપ મૂકવા, ખામી જોવી કે ટીકા-ટિપ્પણી નહીં કરૂં.

'અસ્સલામુ અલયકુમ' કોઈ રિવાજી શબ્દો નથી. નીતિનિયમોવાળું જીવન જીવવાનો આ એક કરાર છે. સલામ દ્વારા તે જાહેર કરે છે કે, દરરોજ જીવનમાં તેનો અન્યો સાથે કેવો વ્યવહાર હશે. વ્યવહાર સલામતી અને ભલાઈનો હશે, બેઅમની અને બદખ્વાહીનો નહીં.

# ખાવા-પીવાના અદબો

અલ્લાહપાકના રસૂલ (સલ.) ખાતા પહેલાં હાથ ધોતા હતા. હદીષોમાં છે કે, જે માણસ ખાતા પહેલાં અને ખાધા પછી હાથ ધોશે, તેની રોઝીમાં બરકત થશે. સુન્નત એ છે કે, ખાવાનું ખાતા પહેલાં હાથ સાફ કરી લો. અમુક લોકો આ સુન્નત પર એ'તેરાઝ કરતાં કહે છે કે, હાથ તો સાફ જ હોય છે, ધોવાની શી જરૂર છે ? હે ખુદાના બંદા ! જો તું માઈક્રોસ્કોપથી જોતે તો તને ખબર પડતે કે તારા હાથ કેટલા ગંદા છે. ઈસ્લામની વિશેષતા જુઓ કે તેણે કેટલા ઉંડાણમાં જઈને આપણને ગાઈડ કર્યા-માર્ગદર્શન આપ્યું. શક્ય છે કે મને ખાંસી આવી હોય અને મેં મારો હાથ મોઢા પર રાખી લીધો હોય. તો હવે મારા હાથ પર બીમારીના જંતુ લાગી ગયા હોય. ડૉક્ટરો કહે છે કે, માણસ જ્યારે ખાંસે છે, ત્યારે લાખો જંતુ બહાર ફેંકાય છે. હવે હાથને નરી આંખે જુઓ તો ચોખ્ખા છે, પરંતુ ડૉક્ટરોના મતે ગંદા છે. મારી આંખ જુએ છે કે હાથ સાફ છે, પરંતુ સુક્ષ્મદર્શક યંત્ર દર્શાવે છે કે, આવું નથી. શરીઅતે ૧૪૦૦ વર્ષ પહેલાં આપણને માર્ગદર્શન પુરૂં પાડ્યું. અને આ ફાયદો બધાને મળી રહ્યો છે. એજ્યુકેટેડ છે તો તેને પણ, અને જો અશિક્ષિત છે તો સુન્નત પર અમલ કરવાના કારણે તેને પણ આ ફાયદો મળી રહ્યો છે. એક ખાસ વાત એ કે, ખાતા પહેલાં જ્યારે આપ (સલ.) હાથ ધોતા હતા ત્યારે આપ ટુવાલનો ઉપયોગ ન કરતા હતા. આની પાછળ પણ ઉદ્દેશ્ય એ જ છે કે, હાથ ધોયા પછી ક્યાંક ટુવાલ પરના જંતુઓ હાથને લાગી ન જાય.

આપ (સલ.) બરાબર ચાવીને ખાતા હતા. જ્યાં સુધી એક કોળિયો ચાવી ન લેતા, ત્યાં સુધી બીજો કોળિયો લેતા ન હતા. આપણું મોઢુ ખોરાક માટે છે. દાંત વડે ખોરાક ચવાય, ત્યાર પછી જઠરને હવાલે થાય છે. પરંતુ આપણે ચાવ્યા વગર જ કોળિયો પેટમાં પધરાવતા જઈએ છીએ. તેના કારણે જઠરને વધારે કામ કરવું પડે છે. તેના પર વધારે બોજ આવશે તો પછી ગેસ (વાયુ) પણ ઉત્પન્ન થશે અને હાજમો પણ ખરાબ થશે. પછી કહેવા લાગશો કે કોણ જાણે શું થઈ ગયું છે, ભૂખ જ નથી લાગતી. ખાટા-ખાટા ઓડકાર

આવ્યા કરે છે. આ બધું એટલા માટે છે કે, જ્યારે આપણાં મોઢાનો કાર્યબોજ જઠર ઉપર નાંખી દીધો, તો દેખીતી વાત છે કે તેનું કામ ડબલ થઈ જશે.

અમુક લોકો વળી ચાવે છે તો ખરા, પરંતુ એક જ બાજુથી ચાવે છે. જો કે માણસે બન્ને બાજુથી ચાવવું જોઈએ. ડૉક્ટરોનું કહેવું છે કે, માણસ જે બાજુથી ચાવતો નથી, તે બાજુના દાંત જલ્દી ખરાબ થઈ જશે. ચાવવાથી દાંતોની મજબૂતી વધે છે. જે દાંતોને કામમાં નહીં લેશો, ત્યાં પોલાણ સર્જાવાની શરૂઆત થશે. છારીથી પછી દાંતોમાં સડો લાગે છે.

વજનને કંટ્રોલ કરવા માટે પણ ચાવીને ખાવું જરૂરી છે. વૈજ્ઞાનિકોએ પુરવાર કર્યું છે કે, જો તમે ચાવીને ખાશો તો તમારૂં શરીર પાતળું રહેશે. કારણ કે વધારે ચાવવાથી મગજને સિગ્નલ વધારે પહોંચશે અને થોડુ ખાધુ હશે તો પણ એવું લાગશે કે બહુ ખાઈ લીધું. આમ, ખોરાક પર કંટ્રોલ આવી જવાના કારણે વજન પણ કંટ્રોલમાં રહેશે. પાતળા થવા માટે આજે જે દવાઓ નીકળી છે, તે મગજને વધારે એક્ટિવ કરી નાંખે છે. એટલે ઓછું ખાધા પછી પણ વધારે ખવાય ગયું હોય એવો ભાસ થાય છે. પરંતુ ખૂબ ચાવીને ખાવાથી આ હેતુ આપોઆપ સિધ્ધ થઈ જાય છે.

આપણે મેંદો કે ચાળેલો લોટ પસંદ કરીએ છીએ, પરંતુ અલ્લાહપાકના રસૂલ (સલ.) ચાળ્યા વગરનો લોટ વાપરતા હતા. આધુનિક કાળની એક નવી મુસીબત કોલેસ્ટ્રોલ છે. આ કોલેસ્ટ્રોલ લેવલને નીચે લાવવા માટે ભૂસાવાળો લોટ સૌથી શ્રેષ્ઠ છે. આજે ફોરેનમાં ચાળ્યા વગરનો લોટ ચાળેલા લોટથી મોંઘો મળે છે. બલ્કે ક્યાંક એકલું ભૂસુ વેચાય છે. એક ભાઈએ ભૂસુ ખરીદ્યું, પૂછ્યું તો કહ્યું કે ડૉક્ટરે એમ કહ્યું છે કે, ૬૦ ટકા સાદા લોટની અંદર આ ભૂસુ ૪૦ ટકા જેટલું ઉમેરીને ખાઓ તો કોલેસ્ટ્રોલ લેવલ નીચુ આવી જશે. મેં કહ્યું કે, સુબ્હાનલ્લાહ ! આજે દુનિયા જે ખાવાની સલાહ આપે છે, તેની તઅલીમ અમારા પયગમ્બરે ૧૪૦૦ વર્ષ પહેલાં આપી દીધી છે. સ્વીડનમાં તો મેં તેના કેક પણ બનેલા જોયા. અમુક લોકો તેને દૂધમાં નાંખીને નાસ્તો કરે છે. કહે છે કે ડૉક્ટરે સલાહ આપી છે.

આપ (સલ.)ની આદત હતી કે, ભૂખ લાગતી ત્યારે જ ખાતા અને ભૂખ થોડીક બાકી રાખીને ઉઠી જતા હતા. આજે વિજ્ઞાન બહુ વિચિત્ર વાત બતાવે છે. મેં એક વિજ્ઞાનના પુસ્તકમાં વાંચ્યું કે, આજે સજીવોમાં જેટલી જાતિઓ મૌજુદ છે, તેમાં સૌથી લાંબી ઉંમર મગરની હોય છે. આજે પણ તે બસો, ત્રણસો વર્ષ જીવી શકે છે. બીજી ખાસિયત એ છે કે, તે અત્યંત મજબૂત પ્રાણી છે. જો કોઈને પકડી લે તો કોઈ છોડાવી નથી શકતું. તેના લાંબા આયુષ્ય તથા સામર્થ્યનું રહસ્ય એ છે કે, તે બહુ ઓછું ખાય છે. સાતસો કિલો વજન ધરાવતા મગરનો સરેરાશ ખોરાક સાતસો ગ્રામ હોય છે. તો જ્યારે ભૂખ લાગે ત્યારે જ ખાવું જોઈએ. અને જરૂરત પૂરતું જ ખાવું જોઈએ. આપણે તો અકરાંતિયાની જેમ ખાઈને પેટ પર બોજ નાંખીએ છીએ. આપણે જેટલી કેલરી દરરોજ આરોગીએ છીએ, તેટલી કેલરીની વાસ્તવમાં આપણને જરૂર નથી હોતી. શરીર તેમાંથી થોડી કેલરી લઈને બાકી કેલરીને બહાર ફેંકી દે છે. એક ખજૂરમાં એટલી કેલરી હોય છે કે, જો તેને ખાધા પછી કશુંય ખાવામાં ન આવે તો ત્રણ દિવસ સુધી માણસ ભૂખથી નહીં મરશે એમ હકીમોએ કહ્યું છે.

આપ (સલ.) જ્યારે ખાવા બેસતા હતા ત્યારે સીધા પગની જાંઘ ઉભી રાખતા અને ડાબા પગની જાંઘ જમીન પર બિછાવી દેતા હતા. આમ બેસીને ખાઈ જુઓ, ઓછું ખવાશે. એક હદથી વધારે નહીં ખવાય. પેટ દબાયેલું હોવાના કારણે જલ્દી એવું લાગશે કે પેટ ભરાય ગયું. જો તમે પલાંઠી વાળીને ખાવા બેસો કે ટેબલ-ખુરસી પર બેસો તો વધારે ખાવાના બધા રસ્તાઓ ખુલ્લા થઈ જશે. ટેબલ પર જે કાંઈ વજન હશે, તે બધું તમે ખુરસી પર સરળતાથી લાદી શકશો.

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના કાળમાં ઘણી બકરીઓ હતી. બનૂ કલ્બ નામી કબીલા પાસે હજારો બકરીઓ હતી, પરંતુ કોઈ રિવાયતમાં ક્યારેય એવું સાંભળવા નહીં મળે કે આપ ખાવામાં માખણ કે ઘી વાપરતા હતા. બલ્કે આપ ઝૈતૂનનું તેલ ખાતા હતા. આજનું વિજ્ઞાન પણ કહે છે કે, જો તેલ વાપરશો તો કોલેસ્ટ્રોલ ઓછું બનશે. એટલે હવે આજની દુનિયા દેશી ઘી

છોડીને કુકીંગ ઓઈલ પર આવી ગઈ છે. જ્યારે હું આ જોઉં છું તો કહું છું સુબ્હાનલ્લાહ ! મારા મહેબૂબનો ૧૪૦૦ વર્ષ પહેલાંનો અમલ હતો કે, આપ (સલ.) ખોરાકમાં ઘણી વખત ઝૈતુનનું તેલ ખાતા હતા.

બહારના દેશોમાં સૂર્યસ્નાનનો રિવાજ છે. આ વર્ષે હું અમેરિકા ગયો તો મેં અમેરિકન મેડીકલ એસોસિએશનનું એક પેમ્પલેટ જોયું. જેમાં લખ્યું હતું કે, ચામડીના કેન્સર સામાન્યતઃ આ સૂર્યસ્નાનના કારણે થઈ રહ્યા છે. કારણ કે સૂર્યના કિરણોમાં શરીરને હાનિકારક એવા પારજાંબલી કિરણો હોય છે. તેના કારણે કેન્સર થાય છે. હવે ત્યાંના ડૉક્ટરો એમ કહે છે કે, જો તમને સૂર્યસ્નાન કરવું જ હોય તો એક ખાસ પ્રકારની સ્ક્રીન શરીર ઉપર રાખવી જોઈએ.

મને એક અંગ્રેજ કહેવા લાગ્યો કે, તમે કેવી રીતે કહો છો કે પયગમ્બર (સલ.)એ પહેલાંથી જ આની મનાઈ ફરમાવેલી છે ? મેં કહ્યું કે, શરીઅતમાં છે કે, જે પાણી તડકામાં ગરમ થઈ ગયું હોય અને બીજુ સાદુ પાણી મૌજુદ હોય તો સાદા પાણીથી વુઝૂ-ગુસલ કરવું અફઝલ (વધારે સારૂં) છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ આવા પાણીથી વુઝૂ કરવાની મનાઈ ફરમાવી છે. બીજું કે પાણી ન હોવાની સ્થિતિમાં તેનો ઉપયોગ જાઈઝ છે, હરામ નથી. પરંતુ આ મનાઈથી એક ઈશારો જરૂર મળે છે કે, તડકામાં કંઈક હાનિકારક તત્વો મૌજુદ છે.

ઈસ્લામે સુહબત (સંભોગ) પછી સ્નાનને ફરજીયાત કર્યું છે. દરરોજ ન્હાવું અલગ છે, સંભોગ પછી ન્હાવું અલગ છે. ગૈરોમાં એનો રિવાજ નથી. સંભોગ પછી જે વિર્ય સ્ખલન થાય છે, તેની ઉપપેદાશ રૂપે શરીરના છિદ્રોમાંથી જે પાણી પરસેવા રૂપે બહાર નીકળે છે, તેમાં જંતુઓ હોય છે. જો તેના પછી સ્નાન કરવામાં નહીં આવે તો ચામડીના રોગોનો ભોગ બની જવાય છે. આપણે ત્યાં તેનું પ્રમાણ એટલા માટે ઓછું છે કે, આપણે ત્યાં 'ગુસ્લે જનાબત'ની વ્યવસ્થા છે.

એક પુસ્તકમાં મેં વાંચ્યું છે કે, એક નોબલ પ્રાઈઝ વીનરનો ઈન્ટરવ્યુ

હતો. તેને તેની સફળતા વિશે પૂછવામાં આવ્યું તો તેણે કહ્યું કે, હું દરરોજ પંદર મિનીટ શિર્ષાસન કરૂં છું. જેના કારણે મારા દિમાગને પુરતું લોહી પહોંચે છે. પરંતુ મુસ્લિમોએ શિર્ષાસન કરવાની કોઈ જરૂર નથી. જ્યારે તમે નમાઝમાં સજદામાં જાઓ છો, ત્યારે દિલ ઉપર હોય છે અને દિમાગ નીચે હોય છે. થોડોક લાંબો સજદો કરો તો તમને લાગશે કે ચહેરા પર, આંખોમાં, કાનોમાં લોહી એવી રીતે ધસી આવશે કે જાણે પૂર આવ્યું હોય. લાંબા સજદાને શરીઅતે પસંદ કર્યો છે. હવે આપણે નહીં કરીએ તો એમાં આપણી ભૂલ છે. જે માણસ લાંબા સજદા કરશે, તેને નેક લોકોનું નૂર આપવામાં આવશે.

વોશિંગ્ટનમાં બેસીને સૌંદર્ય સ્પેશ્યાલિસ્ટ કહે છે કે, જો નમાઝના ફાયદાઓની ખબર પડી જાય તો કોઈ પણ નમાઝને નહીં છોડે, ખાસ કરીને સ્ત્રીઓ. માણસના ચહેરા ઉપર બહુ નાની-નાની નસો છે, ત્યાં લોહી પહોંચે છે તો ખરૂં, પરંતુ ઓછી માત્રામાં. પરંતુ જ્યારે માણસ સજદામાં હોય છે, તો તે નાની-નાની નસો પણ લોહીથી ભરાય જાય છે. તો ચહેરાની ખૂબસુરતી લોશન કે ક્રીમમાં નથી, લાંબા સજદામાં છે. વાત ક્યાં પહોંચી, ચૌદસો વર્ષ પાછળ !

જાપાનમાં આજકાલ જોગિંગના બદલે ઝડપથી ચાલવામાં આવે છે. ડૉક્ટરો તેની ભલામણ કરી રહ્યા છે. કારણ કે સંશોધનથી પુરવાર થયું છે કે, ઝડપથી ચાલવાથી જોગિંગથી વધારે ફાયદો થાય છે. આ પણ રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત છે કે, આપ ઝડપથી ચાલતા હતા. જ્યારે આપ ચાલતા ત્યારે એવું લાગતું કે ઢોળાવ પરથી નીચે ઉતરી રહ્યા છે.

જાપાનમાં એક બીજી વાત પણ ચાલી રહી છે કે, કસરત એકી સાથે નહીં, બલ્કે આંતરે-આંતરે તથા હળવી કસરત કરવી જોઈએ. મિટીંગ ચાલુ છે, બધા લોકો ઉભા થશે અને કસરત કરવા માંડશે. એક ટાઈપિસ્ટ લેટર ટાઈપ કરી રહ્યો છે, તે ઉભો થશે અને બે મિનિટ કસરત કરી ફરી પાછો બેસી જઈ ટાઈપ કરવા માંડશે. આ બધું તેમના કલ્ચરનો એક ભાગ બનતો જઈ રહ્યો છે. મેં જ્યારે તેમના આ અમલ વિશે સાંભળ્યું તો દિલમાં કહ્યું કે,

કસરતના બદલે તેઓ જો કલિમહ પઢી લેતે અને મુસલમાન બની જતે, તો દિવસમાં પાંચ વખતની નમાઝ તેમના માટે એક સરળ કસરત બની જતે. જ્યારે કે એક મુસ્લિમને પહેલાંથી જ આ નેઅમત મળેલી છે. સુબ્હાનલ્લાહ!

# છીંક વિશે ઈસ્લામી અદબો

એક હદીષમાં કહેવામાં આવ્યુ છે કે, છીંક ખાનારે 'અલ્હમ્દુલિલ્લાહ' કહેવું જોઈએ. અને તેને સાંભળનારે 'યરહમુકલ્લાહ' કહેવું જોઇએ. આ સર્વસામાન્ય સૂચન છે. કેટલીક હદીષોમાં બીજી પણ વિગતો સાંપડે છે, જેનાથી જાણવા મળે છે કે, જ્યારે છીંક આવે તો 'અલ્હમ્દુલિલ્લાહ' કહે, અને જો તેની સાથે 'રબ્બુલ આલમીન'નો વધારો કરે તો બેહતર છે. જો કે ''અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ'' કહેવુ ઘણું જ સારુ છે. મુસન્નફ ઈબ્ને અબી શયબામાં હઝરત અલી રદી.થી નોંધવામાં આવ્યું છે કે, છીંક આવ્યા પછી જે માણસ ''અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન અલા કુલ્લિ હાલ'' કહેતો રહેશે તો તેને કયારેય દાઢ તથા કાનમાં દર્દ થશે નહીં. ઉલમાએ કિરામે અલ્હમ્દુલિલ્લાહ કહેવા પાછળનો આશય એ બતાવ્યો છે કે છીંક સ્વાસ્થ્ય, સ્વચ્છતા, શકિત તથા ચુસ્તિનું ચિહ્ન છે. અને આ બધી બાબતો અલ્લાહ તઆલાની બહુ મોટી નેઅમતો છે. અને દેખીતી વાત છે કે નેઅમત મળવાના લીધે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો જાઈએ.

હઝરત શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.)એ લખ્યું છે કે, છીંક શરીર હળવુફૂલ હોય, છિદ્રો ખૂલેલા હોય અને બહુ વધારે ખાધેલું ન હોય તો આવે છે. એટલે જ એક હદીષ શરીફમાં આવે છે કે, છીંક અલ્લાહપાક તરફથી આવે છે, એટલે તેને રોકવી ન જોઈએ. છીંક પછી અલ્હમ્દુલિલ્લાહ કહેવા પાછળનું એક નિરાળુ કારણ હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)એ દર્શાવ્યું છે કે, અલ્લાહ તઆલાએ માનવમાત્રને સુંદરતા બખ્શી છે, પરંતુ જ્યારે તેને છીંક આવે છે ત્યારે તેનો ચહેરો બગડી જાય છે. છીંક ખાધા પછી ચહેરાનું રૂપ પાછુ આવી જાય છે, તેની વિકૃતિ જતી રહે છે. એટલે હુકમ થયો કે અલ્હમ્દુલિલ્લાહ કહો, જેથી અલ્લાહ તઆલાની એક

મહાન નેઅમત (સૌંદર્ય) જે એક ક્ષણ પુરતી તમારી પાસેથી ઝૂંટવાય ગઈ હતી તે ફરી પાછી આવી ગઈ છે. કેટલાક વિદ્વાનોએ એમ લખ્યું છે કે, છીંક વખતે શ્વાસની ગતિમાં ફરક આવી જાય છે. એટલે અલ્હમ્દુલિલ્લાહ કહી શુક્ર કરવામાં આવે છે કે, હે અલ્લાહપાક ! જો આપ છીંક વખતે મારો શ્વાસ જ થંભાવી દેતે તો તે આપની સત્તા કે શકિતની બહાર ન હતું, પરંતુ આપે શ્વાસની રફતાર પૂર્વવત્ કરી દીધી. એ આપનું બહુ મોટું એહસાન છે, જેની પર અમે જેટલો પાડ માનીએ તેટલો ઓછો છે.

**"હર સાંસકે આને-જાનેમેં ક્યા એક નયા પયગામ નહીં ?"**

છીંકના જવાબ વિશે વિગત એ છે કે, છીંક પછી અલ્હમ્દુલિલ્લાહ કહેનારના જવાબમાં યરહમુકલ્લાહ કહેવું જોઈએ. આ એક મુસલમાનનો બીજા મુસલમાન પર અધિકાર છે. અમુક આલિમોએ જવાબ આપવાને વાજિબ અને અમુક વિદ્વાનોએ સુન્નત કહયો છે. બેહતર એ છે કે, દરેક સાંભળનાર જવાબ આપે, પરંતુ હાજરજનોમાંથી કોઈ એક જવાબ વાળી દે તોય બધાના તરફથી પુરતો થઈ જશે.

શર્હુસ્સુન્નહમાં એક હદીષને આધાર બનાવી લખ્યું છે કે, છીંકનારે અલ્હમ્દુલિલ્લાહ એટલા મોટેથી કહેવું જોઈએ કે બધા હાજરજનો સાંભળી લે. અને તે જવાબનો હકદાર બને. જો છીંકનાર 'અલ્હમ્દુલિલ્લાહ' નહીં કહે તો હદીષ મુજબ તે જવાબનો હકદાર નહીં રહેશે. આવી જ રીતે જો બહુ ધીમેથી અલ્હમ્દુલિલ્લાહ કહયું તો આવી સ્થિતિમાં પણ તે જવાબને લાયક નહીં રહેશે.

હઝરત મકહૂલ (રહ.) ફરમાવે છે કે, એક દિવસ હું હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ની પાસે બેઠો હતો કે, એક માણસે મસ્જિદના એક ખૂણામાં છીંક ખાધી. હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ તેનો અવાજ સાંભળ્યો તો ફરમાવ્યું : જો તેં અલ્લાહપાકની હમ્દ કરી હોય તો અલ્લાહ તઆલા તારા પર રહેમ કરે. ઈમામ શઅબી (રહ.) ફરમાવે છે કે, જો તમને દીવાળની પાછળથી પણ છીંક તથા અલ્હમ્દુલિલ્લાહ સંભળાય તો તેનો

જવાબ આપો, એટલે કે, ''યરહમુકલ્લાહ'' કહો.

જો કોઈ માણસને શરદી-સળેખમના કારણે સતત છીંકો આવવા માંડે તો તેની ત્રણ છીંકો સુધી તો જવાબ આપવો વાજિબ કે સુન્નત રહેશે, ત્યાર પછી જવાબ આપવાની કે ખામોશ રહેવાની છૂટ છે. જવાબ આપો તો મુસ્તહબ છે, નહીં આપો તો કાંઈ નહીં.

'અલ્હમ્દુલિલ્લાહ'નો જવાબ જે માણસે 'યરહમુકલ્લાહ'થી આપ્યો છે, છીંકનારે આ જવાબ આપનાર ભાઈને ''યહદીકુમુલ્લાહુ વયુસ્લિહુ બાલકુમ'' જવાબરૂપે કહેવુ જોઈએ. જેનો અર્થ થાય છે, અલ્લાહપાક તમને સીધો માર્ગ દેખાડે તેમજ તમારું મન કે સ્થિતિને દુરૂસ્ત કરે. જો કોઈ બિનમુસ્લિમને છીંક આવે તો તેને 'યરહમુકલ્લાહ'ના બદલે 'યહદીકુમુલ્લાહ વયુસ્લિહુ બાલકુમ' વડે જ દુઆ આપે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમથી તેનો જ પુરાવો મળે છે.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જ્યારે છીંક ખાતા તો પોતાના ચહેરાને પોતાના હાથ કે પોતાના કોઈક કપડા વડે છુપાવી લેતા હતા. અને પોતાની છીંકની અવાજને દબાવી લેતા હતા. *(તિરમિઝી શરીફ)*

હદીષ શરીફની છણાવટ કરતાં વિદ્વાનોએ લખ્યું છે કે, છીંક વખતે મોઢું ઢાંકી લેવું તથા ધીમા અવાજથી છીંક ખાવી શરીઅતનો પણ તકાદો છે અને સભ્યતાનું પણ ચિહ્ન છે. કારણ કે છીંકવાથી નાક તથા મોઢામાંથી કફ-થૂંક વગેરે ઉડે છે, તેમજ છીંકતી વખતે ચહેરાની મૂળ સ્થિતિ બદલાય જાય છે, એટલે મોઢુ ઢાંકી લેવામાં ભલાઈ છે. એકદમ જોરથી અચાનક છીંક ખાવાથી અમુક લોકો ડરી જતા હોય છે. જોરથી છીંક ખાવાથી વ્યકિતગત ગરિમા જોખમાય છે.

ઉલમાએ કિરામે લખ્યું છે કે, છીંક ખાનારે પોતાની છીંકની અવાજ દબાવવી જોઈએ અને અલ્હમ્દુલિલ્લાહ જોરથી કહેવું જોઈએ, જેથી લોકો સાંભળીને જવાબ આપે. આમ કરવું મુસ્તહબ છે. નમાઝમાં જો છીંક આવી

જાય તો 'અલ્હમ્દુલિલ્લાહ' કહેવાની જરૂર નથી. જો ભૂલથી કહી દીધું તો અલ્હમ્દુલિલ્લાહ કુર્આની શબ્દો હોવાના લીધે નમાઝ ફાસિદ નહીં થશે. જાણી જોઈને કહયું તો જો કે એ વાત બહેતર નથી, પરંતુ તો પણ ઉપરોકત નમાઝ તૂટશે નહીં. હા, અલબત્ત જો નમાઝમાં 'યરહમુકલ્લાહ' ભૂલથી કહેશે કે જાણી જોઈને, તો નમાઝ તૂટી જશે. કારણ કે આ કુર્આનના શબ્દો નથી.

અત્રે એક સ્પષ્ટતા કરી લઈએ. અમુક લોકો છીંકથી અપશુકન લે છે. જો કોઈ કામ માટે નીકળ્યા હોય અને છીંક આવી જાય તો તેઓ એમ સમજે છે કે કામ મરજી મુજબનું નહીં થશે. એટલે તે કામ તે વખત પુરતુ મુલ્તવી રાખે છે.

ઈસ્લામમાં શુભ શુકન લેવાની ગુંજાઈશ છે, (ઈસ્લામ એક હકારાત્મક ધર્મ છે, તેનું આ એક ચિહ્ન છે) પરંતુ કોઈ બાબતને અપશુકનિયાળ સમજવાની ગુંજાઈશ નથી. આપ (સલ.)ના અનેક ફરમાનોથી સાબિત થાય છે કે, અપશુકન ન લો, તેનાથી અકીદો (આસ્થા) ખરાબ થાય છે. અને શિર્ક માટે માર્ગ મોકળો થાય છે.

એક હદીષ શરીફમાં છે કે, જ્યારે તમારામાંથી કોઈ માણસ એવી વસ્તુ જુએ જે તેને નાપસંદ હોય (મતલબ જેનાથી લોકો અપશુકન લે છે અને જેનાથી મનમાં વહેમ ઉભો થતો હોય) તો તેણે આ દુઆ પઢવી જોઈએ : **''અલ્લાહુમ્મ લા યઅતી બિલ્હસનાતિ ઈલ્લા અન્ત· વલા યદફઉસ સય્યિઆતિ ઈલ્લા અન્ત· વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ''**

તર્જમા : ''હે અલ્લાહ ! શુભ-ભલાઈનું કોઈ સર્જન નથી કરતુ, સિવાય કે તું, અને અશુભ-બુરાઈને કોઈ દફે નથી કરતું, પરંતુ તુ. બુરાઈથી બચવાની તથા ભલાઈ મેળવવાની શકિત માત્ર અલ્લાહ પાસે જ છે.'' ઈન્શાઅલ્લાહ આ દુઆથી વહેમ નીકળી જશે, શાંતિ થઈ જશે અને કહેવાતા અપશુકનના આવા પ્રસંગોએ અલ્લાહપાકને મુખ્ય પ્રેરક માની કોઈ કામ છોડી દેવાના બદલે હાથમાં લેવાની હિંમત આવશે.

ઈસ્લામની ખૂબી જુઓ કે જે ઘટનાથી લોકો અપશુકન લે છે, તે ઘટનાને

અલ્લાહની યાદનું નિમિત્ત બનાવી દીધું.

છીંકની વિરોધી ક્રિયા બગાસુ છે. મોઢું ખોલીને શ્વાસ લેવાને બગાસુ કહેવામાં આવે છે. આ વખતે આહ....આહ અથવા હા.... હા....નો બેસુરો અવાજ મોઢામાંથી નીકળે છે. તેની અંદર પણ ચહેરાની કુદરતી સ્થિતિ બદલાય જતી હોય છે. બગાસુ આળસનું ચિહ્ન છે. છીંક રહમાન (ખુદા) તરફથી આવે છે અને બગાસુ શયતાન તરફથી આવે છે. હદીષથી જાણવા મળે છે કે, માણસ જ્યારે બગાસુ ખાય છે, ત્યારે શયતાન તેની પર હસે છે.

એક બીજી હદીષમાં છે કે, જ્યારે તમને બગાસુ આવે તો યથાશકિત તેને રોકે. (જો નહીં રોકાય) તો બગાસુ ખાતી વખતે પોતાના હાથ વડે મોઢુ બંધ કરી દે. કારણ કે શયતાન તેમાં દાખલ થઈ જાય છે. *(મુસ્લિમ શરીફ)*

સામાન્ય સંજોગોમાં જ્યારે બગાસુ આવે તો ડાબા હાથ (પંજા)નો પાછલો ભાગ મોઢા પર રાખવો જોઈએ. અને જો નમાઝમાં રોકવા છતાં બગાસુ આવી જાય તો કયામ-ઉભા રહેવાની સ્થિતિમાં જમણા પંજાનો પાછલો ભાગ અથવા પોતાના કુર્તા કે ખમીસની બાંય મોઢા પર રાખી લેવી જોઈએ. બગાસુ ખાતી વખતે મોઢુ ખુલ્લુ રાખવું મકરૂહ છે. *(ફતાવા આલમગીરી)*

હદીષ શરીફમાં શયતાનના મોઢામાં પ્રવેશવાની જે વાત આવે છે તેના વિશે હદીષની છણાવટ કરનારાઓ (શારિહીન)નો એક મત એ છે કે, તે સ્થૂળ અર્થમાં છે. અને એક મત એ છે કે, આવી સ્થિતિમાં શયતાનને વહેમમાં નાખવાનો વધારે મોકો મળે છે. હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ.)એ લખ્યું છે કે, બગાસુ ખાતી વખતે માણસ મોઢુ ખુલ્લુ રાખે છે તો શયતાન તેમાં માખી-મચ્છર (કે હાનિકારક જીવાણુ) દાખલ કરી દે છે.

રહી ગઈ વાત ઓડકાર તથા આળસ મરડવાની તો અલ્લામા સૈયદ સુલયમાન નદવી (રહ.)એ પોતાની કૃતિ ''સીરતુન્નબી''માં લખ્યું છે કે, ''તેના વિશે અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી કોઈ ખાસ હુકમ જોવા નથી મળતો, છતાં એનો ઈન્કાર શકય નથી કે જાહેરમાં ઓડકાર ખાવી કે આળસ મરડવી એ સભ્યતાની વિરૂદ્ધ બાબત છે. આપ

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વિશેષતાઓ (ખસાઈસ) વર્ણવતી કિતાબોમાં છે કે, આપ બગાસુ ખાતા ન હતા તેમજ આળસ મરડતા ન હતા. હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ફત્હુલ બારીમાં આ હદીષો નોંધી છે અને તેના પર કોઈ વાંધો ઉઠાવ્યો નથી, બલ્કે તે પૈકી અમુક હદીષોને પુષ્ઠિ આપી છે. આ હદીષો ખરી હોય કે ન હોય; પ્રત્યેક સંજોગે એનાથી એટલું જરૂર પુરવાર થાય છે કે, આળસ મરડવાની સ્થિતિમાં માણસ કુરૂપ ભાસે છે. એટલે જાહેરમાં તો કમમાં કમ આનાથી બચવું જોઈએ.

ઓડકાર વિશે તિર્મિઝી શરીફમાં છે કે, એક શખ્સે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સામે ઓડકાર ખાધો. તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે,પોતાના ઓડકારને રોકો, કારણ કે જે લોકો દુનિયામાં બહુ વધારે પેટ ભરી લે છે, તે આખિરતમાં સૌથી વધારે ભૂખ્યા રહેશે. આ હદીષ શરીફથી વધારે ખાવાની મનાઈ સહિત ઓડકાર પ્રત્યે નાપસંદગી પણ સાબિત થાય છે. *(સીરતુન્નબી : ૮૬૭)*

છીંક, બગાસુ, ઓડકાર અને આળસ સબંધી ઉપર જે ઈસ્લામી આચારસંહિતાઓ બયાન કરવામાં આવી તે અત્યંત સાયન્ટીફિક પણ છે. તેનાથી આખિરતની તો ભલાઈ મળે જ છે, દુનિયાની પણ ભલાઈ મળે છે.

## લિબાસ સબંધી ઈસ્લામી આદેશ

પોતાના ગુપ્ત અંગોને ઢાંકવું માનવ સ્વભાવ છે. દુનિયાનો પ્રત્યેક મનુષ્ય તેની કાળજી લે છે. અલ્લાહપાકે હઝરત આદમ અલયહિસ્સલામને સૌથી પહેલાં જન્નતનો પોશાક પહેરાવ્યો. પરંતુ જ્યારે 'મના કરેલ ઝાડ' (શજરે મમનૂઆ) ખાવાથી તેઓ ઉઘાડા થઈ ગયા, તો હઝરત આદમ તથા હઝરત હવ્વા અલયહિમુસ્સલામે જન્નતના પાંદડાઓથી પોતાના ગુપ્ત અંગો ઢાંકયા.

*(સૂરએ અઅ્રાફ : ૨૨)*

લિબાસ અલ્લાહ તઆલાની એક મહાન નેઅમત છે. કુર્આન શરીફમાં છે કે, ''હે આદમના પુત્રો ! અમે તમારી ઉપર લિબાસ ઉતાર્યો, જે તમારા ગુપ્ત અંગોને છુપાવે છે. અને (તમારા શરીર માટે) શણગારરૂપ (પણ) છે.

અને ખુદાના ખૌફનું વસ્ત્ર તે (તો સૌથી) બેહતર છે.'' *(અઅ્રાફ : ૨૬)*

ઉપરોકત આયતમાં લિબાસના બે મુખ્ય ફાયદાઓ દર્શાવવામાં આવ્યા છે : (૧) ગુપ્ત અંગોને છુપાવે છે. (૨) શરીરને શણગારે છે. કુર્આન શરીફની એક બીજી આયત એમ દર્શાવે છે કે, અલ્લાહપાકે કુર્તા જેવા વસ્ત્રો તમારા માટે એટલા માટે સર્જયા છે કે તમે ગરમીથી બચી શકો. *(૧૬:૮૧)*

ગુપ્ત અંગોને ઢાંકવાનો મતલબ એ છે કે, પુરૂષો માટે દૂંટીથી લઈ ઘુંટણની નીચે સુધી અને સ્ત્રીઓ માટે ચહેરો, બન્ને હાથ-પગ સિવાય સમગ્ર શરીરને છુપાવવું વાજિબ (ફરજીયાત) છે. જે લિબાસથી આ હેતુ સિધ્ધ ન થાય, શરીઅતના હિસાબથી તે લિબાસ જ નથી. વસ્ત્રો એટલા ટૂંકા, પાતળા તથા એટલા તંગ ન હોવા જોઈએ કે તેમાંથી શરીર કે તેનો આકાર દેખાય.

લિબાસનો બીજો હેતુ સૌંદર્ય છે. નિર્વસ્ત્ર અવસ્થામાં કોઈ પણ માણસ સુંદર દેખાય ન શકે. શરીર વસ્ત્રો થકી સુંદર દેખાય છે. એટલે પોશાક સારો હોવો જોઈએ. લઘરવઘર હાલતમાં રહેવું, જેનાથી લોકોને ચીતરી ચઢે, ઈસ્લામી દ્રષ્ટિબિંદુથી ખોટી વાત છે.

ત્રીજો મકસદ એ છે કે, કોઈ પણ ઋતુની પ્રતિકૂળતા સામે ઝીંક ઝીલવામાં લિબાસ સહાયક બને છે. ઉનાળો હોય કે શિયાળો, વસ્ત્રો દરેક મોસમમાં માણસને સાથ આપે છે. ઉનાળામાં આગ ઝરતી ગરમીથી બચાવે છે અને શિયાળામાં કડકડતી ઠંડીથી રક્ષણ પુરૂ પાડે છે. શરીર અલ્લાહ તઆલાની અમાનત છે. તેની સાચવણી આપણી નૈતિક જવાબદારી છે, તથા તર્કનો પણ તકાદો છે.

ઈસ્લામી શરીઅતે વસ્ત્રોની બાબતમાં કોઈ ખાસ આકાર નક્કી કર્યો નથી, બલ્કે દેશકાળ મુજબ વિવિધ પોશાક પહેરવાની શરીઅતે પરવાનગી આપી છે. અલબત્ત શરત એ છે કે, તે લિબાસ યોગ્ય રીતે શરીરને ઢાંકનાર હોય. તેનો હેતુ દેખાડો કરવાનો ન હોય. તેનાથી ઘમંડ ટપકતો ન હોય. તે લિબાસ ગુનેહગારોના લિબાસ જેવો ન હોય. આ શરતો પર પૂરો ઉતરતો લિબાસ શરઈ દ્રષ્ટિબિંદુથી જાઈઝ (અવૈદ્ય) છે.

સ્થિતિ સારી હોવા છતાં લઘરવઘર રહેવું અને સારા વસ્ત્રોને હરામ સમજવું ઈસ્લામમાં જાઈઝ નથી. અલ્લાહ તઆલાએ જે ખાવા-પીવા તથા પહેરવાની વસ્તુઓ હલાલ કરી છે, તેને હરામ સમજવાવાળાઓ વિશે અલ્લાહપાક ફરમાવે છે કે, આપ કહી દો, અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓના સાજ-શણગાર માટે જે કપડાંઓ બનાવ્યા છે, તેને તથા ખાવા-પીવાની પવિત્ર વસ્તુઓને કોણે હરામ કરી છે ? તમે કહો; આ બધી વસ્તુઓ દુન્યવી જીવનમાં ઈમાનવાળાઓ માટે હલાલ છે. અને કિયામતના દિવસે ખાસ તેમના માટે જ હશે. *(અઅ્રાફ : ૩૨)*

શરીઅત માનવપ્રકૃતિથી સુસંગત છે. એટલે તેણે શ્રેષ્ઠ વસ્ત્રો ધારણ કરવા પર પણ ભાર આપ્યો છે. કુર્આને પાકમાં છે, ‘‘હે આદમના પુત્રો ! તમે મસ્જિદ જતી વેળા પોતાનો સુંદર લિબાસ ધારણ કરી લો. અને ખાઓ તથા પીઓ, પરંતુ બગાડ ન કરો. નિશંક, અલ્લાહપાક હદ પાર કરનારાઓને પસંદ નથી કરતો.’’ *(૭:૩૧)*

હઝ. મૂફ્તી શફી સાહેબ આ આયત હેઠળ લખે છે કે, ‘‘આ આયતથી સાબિત થાય છે કે, નમાઝમાં વસ્ત્રો ધારણ કરવા જરૂરી (ફર્ઝ) છે. સાથો-સાથ એ પણ સાબિત થાય છે કે નમાઝમાં સ્વચ્છ તથા સુંદર વસ્ત્રો ધારણ કરવાને પણ પસંદ કરવામાં આવ્યું છે. *(મઆરિફુલ કુર્આન : ૩/૫૪૩)* એટલે દરેક માણસે પોતાની હેસિયત મુજબ પોશાક પહેરવો જોઈએ. પોતાની હેસિયત કરતાં ઉતરતી કક્ષાનો લિબાસ પહેરવાને શરીઅતમાં પસંદ કરવામાં આવ્યો નથી.

અબૂ દાવૂદની રિવાયત છે કે, એક સહાબી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં લઘરવઘર હાલતમાં આવ્યા. તો આપ (સલ.)એ તેમને તેમની આર્થિક સ્થિતિ વિશે પૂછયુ. જ્યારે જાણવા મળ્યું કે તેઓ સધ્ધર સ્થિતિ ધરાવે છે. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહપાકે તમને માલ આપ્યો છે, તથા તમારા પર નેઅમત વરસાવી છે. તેમજ અલ્લાહપાકે તમને જે માન આપ્યું છે, તો તેની અસર તમારા પર વર્તાવી જોઈએ.

*(અબૂ દાવૂદ શરીફ : ૪૦૬૩)*

સ્વયં અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે નોંધવામાં આવ્યુ છે કે, આપે સુંદર-શ્રેષ્ઠ વસ્ત્રો પણ ધારણ કર્યા હતા. મુહદ્દિષીન (હદીષશાસ્ત્રી) તથા ફુકહા (કાયદાશાસ્ત્રીઓ)થી પણ સાબિત છે કે, તેઓ સારો લિબાસ પહેરતા હતા.

અલ્લાહના રસૂલ (સલ.)એ એક ૨૭ ઊંટડીઓની કિંમતની કપડાંની એક જોડી ખરીદી તથા પહેરી છે. *(શેખ ઝકરિય્યા : ખસાઈલે નબવી, તર્જુમા શમાઈલે તિરમિઝી, પૃ. ૫૫)* મૂફ્તી તકી ઉષ્માની સાહેબે કદાચ એ કપડા વિશે લખ્યું છે કે, "એક વખત આપ (સલ.)એ એવો ઝબ્બો પહેર્યો, જેની કિંમત બે હજાર દિરહમ (ચાંદીનું ચલણ) હતી." *(ઈસ્લાહી ખુત્બાત : ૫/૨૭૯)* મૂફ્તી શફી સાહેબે લખ્યું છે કે, "આપ (સલ.)એ એક વખત એવી ચાદર ઓઢી, જેનું મૂલ્ય ચાર હજાર દિરહમ હતું."

*(મઆરિફુલ કુર્આન : ૩/૫૪, ફતાવા આલમગીરી : ૫/૩૩૨)*

સહાબાએ કિરામ, હદીષજ્ઞો, કાનૂનવિદો કે અન્ય બુઝુર્ગો જો કે થીંગડા મારેલા કપડાં જ બહુધા પહેરતા. પરંતુ મોંઘા કપડાંઓ પહેરવાનું પણ તેમનાથી સાબિત છે. હઝ. ઈમામ માલિક બિન અનસ (રહ.) માટે તેમના કોઈ સ્નેહીએ એક વર્ષના ત્રણસો સાંઈઠ જોડા સિવડાવવાની વ્યવસ્થા કરી હતી. આપ દરરોજ નવા કપડાં પહેરતા અને ઉતારેલા કપડાં કોઈ ગરીબ વિદ્યાર્થીને હદિયારૂપે આપી દેતા. *(મઆરિફુલ કુર્આન : ૩/૫૫૦)* હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) વિશે નોંધવામાં આવ્યું છે કે, આપે કયારેક ચારસો દીનાર (સોનામહોર) કિંમતની ચાદર પણ વાપરી છે. *(ફતાવા આલમગીરી : ૫/૩૩૩, તઝકિરતુન્નુઅમાન)* એમ પણ આપ હંમેશ સુંદર વસ્ત્રો જ પહેરતા હતા.

જેમ શરીઅતે સારા તથા કિંમતી લિબાસ પહેરવાની પરવાનગી આપી છે, તેવી જ રીતે તે બાબતે અમુક પાબંદીઓ પણ લગાડી છે. દા.ત. લિબાસથી ઘમંડ ન વર્તાય, ગુનેહગારો જેવા વસ્ત્રો ન હોય, વિજાતીય પાત્રો જેવા કપડાં ન પહેરે, કપડાં પાછળ પૈસાનો બગાડ ન થતો હોય, વગેરે.

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ખાઓ, પીઓ અને

સદકા કરો. અને એવા કપડાં પહેરો જેમાં બગાડ તથા ગર્વ ભળેલો ન હોય. *(મિશ્કાત શરીફ : ૩૭૭)* એક અન્ય રિવાયતમાં છે કે, “જે માણસ અભિમાનનું વસ્ત્ર ધારણ કરશે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને અપમાનના વસ્ત્રો પહેરાવશે. (વહનકર્તા અબૂ અવાનાની નોંધમાં એટલો વધારો પણ છે કે) પછી તે વસ્ત્રોમાં આગ ભડકાવી દેવામાં આવશે.”

*(અબૂ દાવૂદ શરીફ : ૨/૫૫૮, હદીષ ૪૦૨૯, ૪૦૩૦)*

શરીઅત મુજબ વસ્ત્રો બાબતે જેની મનાઈ ફરમાવવામાં આવી છે તથા જેને આચરવાથી દીન-દુન્યામાં મળનારી સખત સજાઓનું વર્ણન છે, તેમાંથી એક એ છે કે પગની ઘૂંટીથી નીચે સુધી ઈજાર, લૂંગી કે પેંટ પહેરવામાં આવે. તે વિષય સબંધી ઘણી હદીષો આપ (સલ.)થી સાબિત છે.

## ઈસ્લામમાં તંદુરસ્તીનું મહત્વ

એ વાત જગજાહેર છે કે ઈસ્લામ પ્રાકૃતિક ધર્મ છે. તેના મોટાથી લઈ નાના આદેશો માનવીની તમામ બાબતોને સ્પર્શે છે. અને તે બાબતે માર્ગદર્શન પુરૂ પાડે છે. એ વાત તદ્દન ખોટી છે કે ઈસ્લામ માત્ર આધ્યાત્મિક (રૂહાની) ધર્મ છે. તે આધ્યાત્મિક બાબતોની સાથોસાથ ભૌતિક બાબતો, વિશેષ કરીને શારીરિક સ્વાસ્થ્યના તકાદાઓને પણ ધ્યાનમાં રાખે છે. કારણ કે તન દુરૂસ્ત તો મન દુરૂસ્ત. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું છે કે, સશકત ઈમાનવાળો નિર્બળ ઈમાનવાળાથી બહેતર તથા સારો છે. આ કથનથી માનવીય સ્વાસ્થ્યની સુરક્ષાને અનુમોદન મળે છે.

સ્વાસ્થ્ય સાચવણીની ઈસ્લામે જે તાલીમ આપી છે તેની આધુનિક તબીબી સંશોધન દ્વારા વધારે છણાવટ થઈ છે. કુર્આને પાકમાં પાક-સાફ રહેનારાઓની પ્રસંશા કરતા કહેવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલા તૌબા કરનારાઓ તથા પાક રહેનારાઓને પસંદ કરે છે. *(૨:૨૨)*

અહીં તૌબાથી મુરાદ અંદરની પાકી છે. અને તહારતથી બહારની પાકી મુરાદ છે. ઉપરની પાકી માણસને સ્વસ્થ રાખે છે અને અંદરની પાકી (જે ક્ષમાયાચનાથી મળે છે) તેનાથી દિલ શુધ્ધ થાય છે.

કુર્આન તબીબશાસ્ત્રનો ગ્રંથ નથી કે તેમાં રોગો કે ઉપચારો વિશે જણાવવામાં આવ્યું હોય. બલ્કે તે ખુદા સુધી લઈ જતો માર્ગ બતાવે છે. તેનો મુખ્ય મુદ્દો એ છે કે, લોકો અનેક દેવોની પૂજા છોડી એક અલ્લાહ પાકની ઈબાદત કરે. આ વાત કહેવા માટે જ આ વિશ્વપટ પર ઘણા પયગમ્બરો આવ્યા. પરંતુ માણસ માત્ર આત્માનું નામ નથી. તેના સાથે તેનું શરીર પણ હોય છે. એટલે તેના માટે જરૂરી છે કે તે પોતાના શરીરની સારસંભાળ રાખે. શરીર તંદુરસ્ત હશે તો તેની આધ્યાત્મિક ઝિમ્મેદારીઓને પણ તે સારી પેઠે અદા કરી શકશે. આ કારણે શરીરના વિકાસ માટે કેટલાક આદેશો આપવામાં આવ્યા છે.

કુર્આને પાકમાં છે કે, હે લોકો ! જમીનમાં જે કાંઈ હલાલ-પવિત્ર ચીજો છે તે ખાઓ. *(૨:૧૬૮)* આ કારણે જ અમુક વસ્તુઓ ખાવાની મનાઈ ફરમાવવામાં આવી છે. તેનાથી રૂહાની બદનને તો હાનિ પહોંચે જ છે, શારીરિક બદનને પણ નુકસાન થાય છે.

કુર્આન શરીફમાં છે કે, ''આ લોકો તમારાથી શરાબ તથા જુગાર વિશે પૂછે છે તો તમે કહી દો કે તે બન્નેમાં બહુ મોટું પાપ છે. તેમાં લોકો માટે અમુક ફાયદા છે (તેની ના નથી) પરંતુ તેમનું પાપ તેમના ફાયદાથી વધારે છે.'' *(૨:૨૧૯)*

અન્ય સ્થળે એમ કહેવામા આવ્યું છે કે, હે ઈમાનવાળાઓ ! સાચે જ શરાબ, જુગાર તથા મૂર્તિઓ અને તીરના પાંસાર એ સૌ ગંદા શયતાની કામ છે; માટે તેનાથી તદ્દન દૂર રહો, કે જેથી તમે મુકિત મેળવો. *(માઈદહ : ૯૦)*

કુર્આન શરીફે તો ચૌદસો વર્ષ પહેલાંથી જ શરાબને હરામ ઠરાવી દીધી. સ્વાસ્થ્ય પર તેની વિપરિત અસરો વિશે તો આજકાલ તબીબી વિજ્ઞાને ઘણી સ્પષ્ટતા કરી દીધી છે. તેનાથી લીવરનું કેન્સર થાય છે. કિડની બગડી જાય છે કે ફેલ થઈ જાય છે. મગજ બહેર મારી જાય છે. અકસ્માતો થાય છે, વિગેરે.

કુર્આન પોતાના અનુયાયીઓને પાક-સાફ રહેવાની સૂચના આપે છે.

તે પાંચ વખત વુઝૂનો હુકમ આપે છે. સંભોગ પછી ગુસ્લ કરવાને જરૂરી ઠેરવે છે. તેનાથી સ્વાસ્થ્ય પણ સારું થાય છે. તે વ્યભિચારથી પણ રોકે છે. કારણ કે તે ઉપદંશ (Syphilis) પ્રમેહ (Gonorrhoea) તથા એઈડ્સ જેવી મહાભયાનક બીમારીઓ નોતરે છે. તથા સામાજિક ક્ષેત્રે અફરાતફરી ફેલાવે છે. સજાતીય સબંધોને કુર્આને પાક જરાય સાંખી નથી લેતું.

કુર્આન શરીફમાં હઝરત લૂત અલયહિસ્સલામની ઘટના આ પ્રમાણે વર્ણવવામાં આવી છે : ''અને લૂત અલયહિસ્સલામે જ્યારે પોતાની કૌમથી કહ્યું કે, શું તમે બુરૂ કાર્ય કરો છો જે જગતમાં તમારી પહેલાં કોઈને ન કર્યુ ? તમે ઈચ્છાપૂર્તિ માટે સ્ત્રીઓને છોડીને પુરૂષો પાસે જાઓ છો ? (આ કાંઈ સારૂં ન કહેવાય) બલ્કે તમે તો હદ વટાવી જનારા લોકો છો.''

પત્નિ માસિકમાં હોય તે સમયે સંભોગની મનાઈ ફરમાવવામાં આવી છે. તેના કારણે માણસ અનેક કષ્ટસાધ્ય ચેપી રોગોથી બચી જાય છે. કુર્આન શ.ના આદેશો આજના આધુનિક વિજ્ઞાન સાથે મેળ ખાય છે. તે દર્શાવે છે કે, આ કોઈ માનવીય વાણી નથી બલ્કે ખુદાઈ કલામ છે. જે હઝરત મુહમ્મદ (સલ.) પર ઉતારવામાં આવ્યું. જેમાં સ્વાસ્થ્ય માટે બુનિયાદી સિદ્ધાંતો બતાવવામાં આવ્યા છે. જો તેના પર અમલ કરવામાં આવશે તો રોગોને ઉગતાં જ ડામી શકાશે.

કુર્આન શરીફે સ્વાસ્થ્ય જાળવવા માટેના સૂચનો તથા સ્વાસ્થ્ય પર વિપરિત અસર કરતી બાબતો વિશે પણ ટૂંકમાં સ્પષ્ટતા કરી છે. દા.ત. જો રમઝાનના દિવસોમાં કોઈ માણસ બીમાર હોય અથવા પ્રવાસમાં હોય તો પછી રાખી લેવાના શર્તે તે વખતે રોઝા છોડી દેવાની તેને છૂટ આપવામાં આવી છે. આની પાછળનો હેતુ સ્વાસ્થ્યની જાળવણી સિવાય શું હોય શકે ? તેવી જ રીતે વુઝૂ તથા ગુસ્લની હાજત હોય અને પાણીના ઉપયોગથી કોઈ બીમારીના કારણે તકલીફ ઉભી થતી હોય તો પાક માટી પર હાથ મારી મોઢા તથા હાથો પર ફેરવી લો. (ઈસ્લામી શરીઅતમાં આ ક્રિયાને તયમ્મુમ કહેવામાં આવે છે.) એક અંગ્રેજી પુસ્તકમાં તેના માટે "dryvuzu"ના શબ્દો

પણ લખ્યા છે.) અહીં પાણીના ઉપયોગથી થતા સંભવિત નુકસાનથી બચાવવાનો આશય છે.

આનાથી પુરવાર થાય છે કે, ઈસ્લામે સ્વાસ્થ્યની જાળવણી પર ભાર રાખવાની સાથોસાથ તેના સિદ્ધાંતો પણ સૂચવ્યા છે. તેમજ બીમારી તરફ દોરી જતી બાબતોની પણ મનાઈ કરવામાં આવી છે. દા.ત. નીચેની આયતથી સ્વાસ્થ્ય જાળવણીની એક સ્પષ્ટ રૂપરેખા ઉપસી આવે છે.

“તમારા માટે હરામ કરવામાં આવ્યું મુરદાર જાનવર અને (વહેતુ અથવા વહી શકે તેવું) લોહી અને ડુક્કરનું માંસ (તથા તેની સઘળી જ વસ્તુઓ) અને જે જાનવર પર અલ્લાહના સિવાય બીજાનું નામ પોકારવામાં આવે. અને જે જાનવર ગળુ દબાવાના કારણે કે મારના કારણે અથવા ઉંચેથી પડી જવાના કારણે શીંગડું વાગવાના કારણે મરણ પામે, અને તે જાનવર જેને હિંસક પ્રાણી ફાડી ખાય, પરંતુ જેને તમે (પ્રાણ નીકળવા પહેલાં) ઝબ્હ કરી શકયા (તે હલાલ છે.) તેમજ તે જાનવર જે કોઈ (મૂર્તિ વગેરેની) થાનક પર વધ થયું હોય, અને ફાલના તીરોથી (ગોશ્તની) વહેંચણી કરવી પણ, એ બધું ગુનાહનું કામ છે. આજે કાફિરો તમારા દીન (ના વિનાશ કે નિર્બળ થવા)થી નિરાશ થઈ ગયા માટે તેઓથી ડરો નહી, પણ મારાથી ડરતા રહો, આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે, અને (એથી મેં તમારા ઉપર પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે. ફરી (એ પણ જાણી લો કે) જે કોઈ ભૂખનો માર્યો લાચાર થઈ જાય (અને હરામ વસ્તુઓ ખાઈ લે) એ શરતે કે ગુનાહના તરફ તેનું વલણ ન હોય તો બેશક, અલ્લાહ તઆલા બખ્શનાર (અને) દયાળુ છે.” *(માઈદહ : ૨)*

આ આયતમાં એવી વસ્તુ જે ખાવાથી માણસના આધ્યાત્મિક અસ્તિત્વને હાનિ પહોંચે છે તે સહિત શારીરિક અસ્તિત્વને નુકસાન થાય એવી વસ્તુઓની મનાઈ પણ સ્પષ્ટપણે જોઈ શકાય છે. દા.ત. મરેલા જાનવર ખાવાની મનાઈ એ કારણે છે કે તેનું લોહી બહાર ન નીકળવાના લીધે તેનું ગોશ્ત (માંસ)

ગંધાય જાય છે. તથા બીમારીઓ (યુરીક એસીડ વગેરે) નોતરે છે. આ કારણે જ લોહીના સેવનને પણ હરામ ઠેરવ્યું છે. કારણ કે તે જઠરમાં જઈ પચતું નથી.

ભૂંડ એટલા માટે હરામ છે કે, તે ગંદકી આરોગે છે. તેના ખાવાથી પણ બીમારીઓ થાય છે. ડુક્કરનું ગોશ્ત ખાવાથી પેટના કીડાઓની બીમારી થાય છે. જે મુશ્કેલીથી સારી થાય એવી હોય છે. આ જ બીમારીના કુળની એક બીજી બીમારી (Tineasolium) તો ખાસ સુવ્વરના સેવનથી જ થાય છે. તેનાથી અનેક મનોશારીરિક રોગો ઉત્પન્ન થાય છે. જેના કારણે વાઈની બીમારી પણ થઈ જાય છે. અને દર્દી મરી પણ શકે છે. સુવ્વરના માંસના સેવન પછી પાચનતંત્રની ગરબડ, સામાન્ય શારીરિક નબળાઈ અને લોહીની ઓછપ સામાન્ય બાબત છે. આમ કુર્આન વડે અલ્લાહે એવા માર્ગદર્શક સિદ્ધાંતો દર્શાવ્યા છે જેને અનુસરી આપણે આપણું સ્વાસ્થ્ય જાળવી શકીએ છીએ તથા બીમારીઓથી બચી શકીએ છીએ.

## પાકી અને સફાઈ

હઝ. મૌલાના તકી ઉસ્માની સા. (દા.બ.) લખે છે કે, અમુક વર્ષ પહેલાં હું બ્રિટનના પ્રવાસ દરમિયાન બર્મિંગહામથી ટ્રેન દ્વારા એડન્બરા જઈ રહ્યો હતો. સફર દરમિયાન મને શૌચાલયના ઉપયોગની જરૂર પડી. હું મારી સીટ પરથી ઉભો થઈ શૌચાલય પાસે ગયો તો જોયું કે ત્યાં એક અંગ્રેજ સન્નારી પહેલાંથી રાહ જોઈને ઉભી છે. જેનાથી મને એમ લાગ્યું કે, શૌચાલયમાં કોઈ ગયું હશે. એટલે હું ત્યાં જ નજીકની સીટ પર બેસી પ્રતિક્ષા કરવા લાગ્યો. જ્યારે થોડીક વાર થઈ ગઈ, તો અચાનક શૌચાલયના દરવાજા પર મારી નજર પડી. ત્યાં Vacantનું પાટિયું સ્પષ્ટપણે દેખાય રહ્યુ હતું. જેનો મતલબ એ હતો કે શૌચાલય ખાલી છે. અને તેમાં કોઈ નથી. તેમ છતાં તે સન્નારી હજુ પણ દરવાજાની સામે પહેલાંની જેમ ઉભેલી હતી. મને લાગ્યુ કદાચ તેણીને કોઈ ગેરસમજ થઈ ગઈ છે. મેં નજીક જઈ તેમનાથી કહ્યું કે, શૌચાલય તો ખાલી છે, જો તમે અંદર જવા માંગતા હોવ તો ચાલ્યા જાઓ. તેણીએ

કહ્યું : વાસ્તવમાં શૌચાલયની અંદર હું જ હતી, પરંતુ જ્યારે હું લઘુશંકાથી ફારેગ થઈ તો ટ્રેન પ્લેટફોર્મ પર થોભી ગઈ અને હું કમોડને ફલશ નહીં કરી શકી. (અર્થાત્ તેના પર પાણી નાંખી નહીં શકી) કારણ કે જ્યારે ગાડી પ્લેટફોર્મ પર ઉભેલી હોય ત્યારે ફલશ કરવું યોગ્ય નથી. હવે બહાર આવી હું એ રાહ જોઈ રહી છું કે, ગાડી ચાલવા માંડે તો હું અંદર જઈ કમોડને ફલશ કરૂં, પછી મારી સીટ પર જઈને બેસું.

આમ જુઓ તો આ એક નાની અમથી સામાન્ય ઘટના હતી. પરંતુ તે મારા મન પર એક છાપ છોડી ગઈ. તે અંગ્રેજ સન્નારી હતી અને સ્વાભાવિક છે કે, તે હતી બિનમુસ્લિમ, પરંતુ તેણીએ જે વર્તન કર્યું તે વાસ્તવમાં ઈસ્લામની શિક્ષા (તઅલીમ) હતી. મને યાદ છે કે, મારા બાળપણમાં એક ભાઈથી એક વખત આવી જ ભૂલ થઈ હતી. તે શૌચાલયના ઉપયોગ પછી તેને ફલશ કર્યા વગર બહાર આવી ગયા. તો મારા વાલિદ માજિદ (હઝરત મૌલાના મૂફતી મુહમ્મદ શફીઅ સાહેબ રહ.)એ આના લીધે તેમને સખત શબ્દોમાં ટોક્યા અને ફરમાવ્યું : આમ કરવું ઈસ્લામી શિક્ષણના હિસાબથી બહુ મોટો ગુનોહ છે. કારણકે આવી રીતે ગંદકી ફેલાવવાથી આવનાર શખ્સને તકલીફ થશે અને કોઈપણ માણસને તકલીફ પહોંચાડવી ગુનોહ છે.

બીજી બાજુ જ્યારે ગાડી પ્લેટફોર્મ પર ઉભેલી હોય તે વખતે શૌચાલયનો ઉપયોગ કરવાથી કે તેને ફલશ કરવાથી રેલ્વેના નિયમ હેઠળ એટલા માટે રોકવામાં આવે છે કે, તેના પરિણામે રેલ્વે સ્ટેશનનું વાતાવરણ કલુષિત થાય છે અને પ્લેટફોર્મ પર ઉભેલા લોકોને રેલ્વે લાઈન પર પડેલી ગંદકીથી માનસિક ત્રાસ પણ થાય છે. અને તે ગંદકી બીમારીઓ ફેલાવા માટેનું નિમિત્ત પણ બની શકે છે. તે સન્નારીએ એકીસમયે બે બાબતોનું ધ્યાન રાખ્યું. ટ્રેન ઉભેલી હતી તે સ્થિતિમાં પાણી નાખવાનું પણ પસંદ નહીં કર્યું અને પાણી નાંખ્યા વગર સીટ પર આવીને બેસી જવાનું પણ પસંદ નહીં કર્યું. જેથી કોઈ માણસને તકલીફ નહીં થાય.

આપણે મુસલમાન છીએ અને આપણી દીની તઅલીમની શરૂઆત જ પાકી (તહારત)થી થાય છે. જેને આપ અલયહિસ્સલામે "ઈમાનનો અડધો

ભાગ'' કહ્યો છે. તેમજ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અત્યંત ઝિણવટપૂર્વક તે દરેક કાર્યની મનાઈ ફરમાવી છે, જે બેકારમાં કોઈની તકલીફનું કારણ બને, પરંતુ એ વાત કહેતાં પણ શરમ અનુભવાય છે કે, આપણાં જાહેર શૌચાલયો, ભલે તે ટ્રેનમાં હોય કે હવાઈજહાજમાં, બજારમાં હોય કે મસ્જિદોમાં, શિક્ષણ સંસ્થાઓમાં હોય કે દવાખાના-હોસ્પિટલોમાં, દરેક જગ્યાએ સામાન્યપણે એવી પારાવાર ગંદકી હોય છે કે, તેની નજીકથી પસાર થવું પણ મુશ્કેલ હોય છે. અને જ્યાં સુધી કોઈ સખત મજબૂરી ન હોય, ત્યાં સુધી કોઈ સુસભ્ય માણસ માટે તેનો ઉપયોગ એક અઘરી કસોટીથી ઓછો નથી. આ પરિસ્થિતિનું સૌથી મોટું કારણ એ છે કે, આ મામલાઓમાં આપણે દીનની તઅલીમાત (શિક્ષાઓ)ને તદ્દન નજરઅંદાજ કરી દીધી છે. અને જાહેર ઉપયોગની જગ્યાએ ગંદકી ફેલાવ્યા પછી આપણને એ વિચાર પણ નથી આવતો કે, આપણે બીજાને તકલીફ આપવાના પાપનું આચરણ કરી રહ્યા છીએ, જેનો આપણે જવાબ આપવો પડશે.

આપણા દેશમાં પણ ટ્રેનના શૌચાલય (સંડાસ) માટે એ સૂચના આપવામાં આવે જ છે કે, જ્યાં સુધી ગાડી કોઈ સ્ટેશન પર ઉભેલી હોય, ત્યાં સુધી શૌચાલયનો ઉપયોગ નહીં કરવામાં આવે. પરંતુ વ્યવહારિક સ્થિતિ એ છે કે, કોઈ સ્ટેશન જ મુશ્કેલીથી એવુ મળી આવશે, જેની રેલ્વે લાઈન પર આ સૂચનાના ભંગના દૃશ્યો દેખાતા ન હોય. એવી રીતે હવાઈજહાજના શૌચાલયોમાં એવી સૂચના લખેલી હોય છે કે, સંડાસમાં કોઈ કઠણ વસ્તુ ફેંકવામાં ન આવે તેમજ એ કે હાથ-મોઢું ધોવા માટે જે બેસિન લાગેલું હોય છે, તેનો ઉપયોગ કર્યા પછી આવનારા મુસાફરની સગવડ માટે તેને કાગળના ટુવાલથી સાફ કરી દેવામાં આવે, પરંતુ આ સૂચનાઓ ઉપર જેવું થવું જોઈએ તેવો અમલ નથી થતો. એ કારણે હવે આપણા હવાઈજહાજના શૌચાલયો પણ આપણી સામૂહિક રાષ્ટ્રીય માનસિકતાનું અત્યંત ભૂંડું ચિત્ર રજૂ કરે છે. જ્યારે હકીકત એ છે કે, જો આ સુચનાઓ પર અમલ કરીને આપણે બીજા લોકો માટે રાહતરૂપ બનીશું, તો એ માત્ર સંસ્કારિતાની જ વાત નહીં હશે, બલ્કે ચોક્કસ જ અજ્ર (સવાબ)નું કામ હશે.

આપ (સલ.)નું ફરમાન એટલું મશહૂર છે કે, ઘણા બધા મુસલમાનોને તેની જાણકારી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ઈમાનની સિત્તેરથી પણ વધારે શાખા (ડાળી)ઓ છે. અને તેની સૌથી નાની ડાળી એ છે કે, રસ્તામાં પડેલી ગંદકી કે તકલીફદાયક વસ્તુને હટાવવામાં આવે. આ ઈર્શાદે નબવી (સલ.)ના પ્રકાશમાં મુઅમિનનું કામ તો એ છે કે, જો કોઈ બીજા માણસે પણ ગંદકી ફેલાવી દીધી હોય અને ભય હોય કે લોકોને તેનાથી તકલીફ થશે, તો તે ખુદ તેને સાફ કરી દે કે હટાવી દે. ખુદ ગંદકી કરે એ મુઅમિનનું કામ નથી. જો ગંદકી દૂર કરવી ઈમાનની શાખ (વિભાગ) છે, તો ગંદકી ફેલાવવી કઈ બાબતની શાખ હશે ? દેખીતી વાત છે કે, કુફ્ર કે ફિસ્કની અથવા બેઈમાનીની ! પરંતુ આપણે આપણી હરકતોથી કંઈક એવો ભાવ દર્શાવી રહ્યા છીએ કે, સાફ-સફાઈ વાસ્તવમાં આપણી નહીં, બલ્કે પશ્ચિમી રાષ્ટ્રોના બિનમુસ્લિમોની રીતભાત છે.

વાસ્તવિક્તા એ છે કે, ઈસ્લામે સાફ-સફાઈથી પણ બહુ આગળ વધી તહારત (પવિત્રતા)નો એ વિચાર રજૂ કર્યો છે, જે બાહ્ય સાફ-સફાઈથી ક્યાંય ઉંચો છે. તેમજ ઈસ્લામ શરીરની સાથોસાથ આત્મશુધ્ધિની તે રીતો શીખવાડે છે, જેનાથી ઘણીખરી પશ્ચિમી પ્રજાઓ વંચિત છે. આનું જ પરિણામ એ છે કે, જે પશ્ચિમી પ્રજાઓની બાહ્ય સફાઈપસંદીનો ઉલ્લેખ આગળ કર્યો. તેઓની આ માનસિકતા માત્ર એ સફાઈ સુધી સીમિત છે, જે બીજાઓને દેખાય. પરંતુ જ્યાં સુધી વ્યક્તિગત તથા આંતરિક સફાઈનો સબંધ છે, તેનાથી તેમની મહરૂમી (વંચિતતા)નો થોડોક અંદાજો એ રીતભાત જોઈને લગાવી શકાય છે, જે તેઓ શૌચાલયના ઉપયોગ પછી પોતાના શરીરની સાફ-સફાઈ માટે અપનાવે છે. શરીર પરથી ગંદકી દૂર કરવા માટે પાણીના ઉપયોગની તેમને ત્યાં કોઈ વિભાવના (વિચાર) નથી. તેઓ એ વાતની તો ઘણી કાળજી રાખે છે કે, શૌચાલયના ફર્શ પર પાક પાણીનો એક છાંટો પણ નહીં પડે, પરંતુ શરીર પર લાગેલી ગંદકીને સાફ કરવા માટે માત્ર ટોયલેટ પેપરને પુરતુ સમજવામાં આવે છે. જો કે પાણી વગર ગંદકીની સંપૂર્ણપણે સાફ-સફાઈ મુશ્કેલ છે. એટલે જ જો ગંદકીના એકદમ નાના અંશો શરીર અથવા કપડા પર એવી

રીતે લાગેલા રહી જાય કે, તે દેખાય નહીં તો તેને સાફ કરવાની આટલી ચિંતા તેમને નથી હોતી. આવી ક્રિયા પછી જો સ્નાન પણ કરવાનું થાય તો સામાન્યપણે તેની રીત એ છે કે, ટબમાં પાણી ભરી તે જ સ્થિતિમાં પાણીની અંદર બેસી જાય છે. ટબનું પાણી ટબમાં જ રહે છે, બહાર તો નીકળતું નથી. એટલે ગંદકીના બાકી રહી ગયેલા સુક્ષ્મ કણો ક્યારેક આખા પાણીને નાપાક કરી શકે છે.

આ બધી રીતો એટલા માટે અપનાવવામાં આવી છે કે, સમગ્ર ભાર તે બાહ્ય સફાઈ પર છે, જે બીજાને દેખાય. વ્યક્તિગત કે આંતરિક સફાઈ જેને ઈસ્લામી પરિભાષામાં ''તહારત'' અર્થાત્ પવિત્રતા કહેવામાં આવે છે, તેનો કોઈ વિચાર (યુરોપમાં) નથી. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ઈસ્લામે આપણને બાહ્ય નઝાફત (સાફ-સફાઈ)ની સાથે આંતરિક પવિત્રતા (તહારત)ની પણ વિગતવાર રીતો આદેશાત્મક સ્વરૂપે દર્શાવી છે. એટલે ઈસ્લામમાં સાફ-સફાઈની વિભાવના ઘણી સર્વ-સમાવેશી, સર્વગ્રાહી તથા સર્વોચ્ચ છે. ઈસ્લામ પવિત્રતા પણ ઈચ્છે છે અને સાફ-સફાઈ પણ. પવિત્રતાનો આશય એ છે કે, માનવી વ્યક્તિગત સ્તરે સાચા અર્થમાં પાક-સાફ રહે. અને સાફ-સફાઈનો અર્થ એ છે કે, માનવી કોઈ પણ રીતે ગંદકી ન ફેલાવે, જે બીજાઓની તકલીફ માટે કારણભૂત બને.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાળમાં મસ્જીદે નબવી (સલ.) એટલી બધી વિશાળ ન હતી. સામાન્યપણે આપના પવિત્ર સાથીઓ (સહાબા-એ-કિરામ) શ્રમજીવી હતા. અને જાડા કપડાં પહેરતા. ઉનાળાની ઋતુમાં પરસેવો વળતો તો કપડાં ભીના થઈ જતા. અને જુમ્આના દિવસે વધારે સંખ્યામાં સભ્યો મસ્જીદમાં એકત્ર થતા એટલે તો પરસેવાની દુર્ગંધ ફેલાવવાનો ભય હતો. એટલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ભારપૂર્વક આદેશ આપ્યો કે, જુમ્આના દિવસે બધા લોકો સ્નાન કરીને, યથાશક્તિ સાફ કપડાં પહેરીને અને અત્તર (ખુશબૂ) લગાવીને મસ્જીદમાં આવે. સ્વાભાવિક છે કે, પવિત્રતાનો ઓછામાં ઓછો તકાદો તો એવી રીતે પણ પૂરો થઈ શકતો હતો કે, લોકો માત્ર વુઝૂ કરીને આવી જાય. અને તેમના

કપડાંઓ બાહ્ય નાપાકીથી પાક હોય, પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને અપુરતું સમજી ઉપરોક્ત (સ્નાન કે સુગંધિત પદાર્થના ઉપયોગના) આદેશો સાફ-સફાઈના મહત્વતાના કારણે આપ્યા. જેથી કોઈ માણસ બીજા માણસ માટે તકલીફનું નિમિત્ત નહીં બને. આ નાનકડા ઉદાહરણથી જ એ વાત સ્પષ્ટ થાય છે કે, પવિત્રતાની સાથોસાથ ઈસ્લામ સાફ-સફાઈને પણ ઈચ્છે છે અને કોઈ એવી હરકત જાઈઝ નથી, જેના કારણે વાતાવરણમાં ગંદકી ફેલાતી હોય. આ દરેક માણસની જવાબદારી છે. તેને પૂરો કરવા માટે થોડીક કાળજી રાખવાની જરૂર છે. જો આ કાળજી લેવામાં આવે તો જોતજોતામાં વાતાવરણ સુધરી જાય.

## મિસ્વાક અને તેની વિશેષતાઓ

મિસ્વાક દાંતોને સાફ કરે છે, ચમકદાર બનાવે છે, મોઢાની દુર્ગંધ દૂર કરે છે, પાચનતંત્રને સુધારે છે અને સૌથી મહત્વપૂર્ણ વાત એ કે, મિસ્વાક પરવરદિગારે આલમને રાઝી કરવાનું કામ કરે છે. બલ્કે કેટલાક આલિમોનું તો એ પણ કહેવું છે કે, મિસ્વાક એ શારીરિક તથા માનસિક સ્વાસ્થ્ય માટે પણ અકસીર છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)નું ફરમાન છે : ''મિસ્વાક મોઢાને પાક કરવાનું અને માલિકને રાજી કરવાનું સાધન છે.'' મિસ્વાકની આગવી વિશેષતા એ છે કે, તે મોઢાને સાફ રાખે છે અને ખાદ્યપદાર્થોના કણોના સડવાના કારણે ઉત્પન્ન થતા કિટાણુંઓથી મોઢાને સુરક્ષિત રાખે છે. મિસ્વાકની એક વિશેષતા એ છે, જે કોઈ ટૂથબ્રશમાં નથી. સર્વપ્રથમ તો તમે મિસ્વાકને તમારી જરૂરિયાત મુજબ પાતળુ-જાડુ કરી શકો છો. ટુથબ્રશ માટે ટુથપેસ્ટની જરૂર રહે છે, પરંતુ મિસ્વાક માટે પેસ્ટની પણ જરૂર નથી. કારણ કે મિસ્વાકમાં જે ભિનાશ હોય છે, તે મોઢાની લાળ સાથે મળી એક પેસ્ટ બની જાય છે. અને આ નૈસર્ગિક પેસ્ટ બજારમાં મળતાં કૃત્રિમ (બનાવટી) પેસ્ટથી બહુ અલગ હોય છે. આ પેસ્ટની અસર બે કલાક સુધી રહે છે. જુના કિટાણુંઓ તેનાથી નાશ પામે છે અને નવા કિટાણું (જીવાણું)ઓ બે કલાક સુધી ઉત્પન્ન નથી થતાં. જ્યારે કૃત્રિમ પેસ્ટના ઉપયોગના માત્ર ૪૦ મિનિટ પછી નવા કિટાણુંઓ જન્મવા માંડે છે.

મિસ્વાકની ફઝીલત વિશે અનેક હદીષો નોંધાયેલી છે. એક હદીષમાં છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, જો મારી ઉમ્મત માટે તકલીફનો ડર ન હોતે, તો હું દરેક નમાઝ વખતે તેમના માટે મિસ્વાકને ફરજીયાત કરી દેતે. એક અન્ય રિવાયતમાં છે કે, દરેક વુઝૂ વખતે મિસ્વાકને ફરજ ઠરાવી દેતે. એક રિવાયતમાં હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, તમને લોકોને શું થઈ ગયું છે કે, તમારા દાંત મને પીળા દેખાય રહ્યા છે, મિસ્વાક કરો. એક હદીષમાં છે કે, આપ (સલ.) જ્યારે તહજ્જુદ (રાતની છેલ્લી પળોમાં પઢવામાં આવતી નમાઝ) માટે ઉઠતા તો મિસ્વાક કરતા હતા. હઝ. આયશા સિદ્દીકા (રદી.) ફરમાવે છે કે, જ્યારે આપ (સલ.) માટે વુઝૂનું પાણી મૂકવામાં આવતું, ત્યારે તેની સાથે મિસ્વાક પણ મૂકવામાં આવતું. રાત્રિ દરમિયાન જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉઠતા તો હાજતથી ફારિગ થઈ ગયા પછી પણ આપ મિસ્વાક કરતા હતા. હઝ. આયશા (રદી.) ફરમાવે છે કે, જ્યારે અલ્લાહપાકના રસૂલ (સલ.) ઘરમાં તશરીફ લાવતા તો સૌથી પહેલાં મિસ્વાક કરતા હતા. હઝરત અબૂ બુરદહ્ (રદી.) પોતાના વાલિદ (રદી.)થી નોંધે છે કે, હું આપ (સલ.)ની સેવામાં હાજર થયો તો આપ તે વખતે મિસ્વાક કરી રહ્યા હતા. મિસ્વાક આપના હાથમાં હતું અને આપ અઅ્ અઅ્ કરી રહ્યા હતા. બીજા શબ્દોમાં કહો તો આપ (સલ.) ઉબકા ખાઈને સારી રીતે ગળુ સાફ કરી રહ્યા હતા.

**પીલુડીનું ઝાડ** : પીલુડીનું ઝાડ સલ્ફાડોરિયા ઝાડની પેટાજાતિમાંથી ઉગે છે. આ ઝાડ રણ વિસ્તારમાં સારી માત્રામાં જોવા મળે છે. પર્વતીય વિસ્તારોમાં ઓછા જોવા મળે છે. એનું ઝાડ દાડમના ઝાડ જેવું હોય છે. અત્યંત સુંદર, હર્યુંભર્યું અને લંબાઈ બે થી પાંચ મીટર સુધી હોય છે. અને તેના થડની ગોળાઈ એક ફૂટ હોય છે. તેના પાંદડાં ચમકદાર હોય છે. કારણ કે તેમાં ઓલિવ (ઝૈતુન)નું તેલ પણ હોય છે. તેની કળીમાંથી પીળા રંગનું પ્રવાહી પણ નીકળે છે, જે મીઠું તથા સ્વાદિષ્ટ હોય છે. અને તે જ કળીઓમાંથી ફૂલોના ગુચ્છાને ગુચ્છાઓ નીકળે છે. જે પનીર જેવા દેખાય છે અને બહુ મજેદાર હોય છે.

આપણાં મોઢામાં અત્યંત સુક્ષ્મ અનેક કણો હોય છે, જેને “Composition of oral microbile” કહેવામાં આવે છે. એ મોઢાની ખાલી જગ્યાઓમાં પેસી જાય છે. હોઠમાં, બે દાંતો કે દાઢોની વચ્ચે ખાલી જગ્યાઓ હોય છે.

મિસ્વાક પર કરવામાં આવેલા સંશોધનથી એ વાત જાણવા મળે છે કે, પીલુડીના ઝાડના તાજા મિસ્વાકમાં “Tannins”નું તત્વ સારી માત્રામાં હોય છે. અને આ તત્વ કિટાણુંનાશક તથા દુર્ગંધ દૂર કરનાર હોય છે. તદુપરાંત તે પેઢાને મજબૂત બનાવે છે. એવી જ રીતે મિસ્વાકમાં Sageran નામી એક તત્વ હોય છે, જે સુગંધીદાર હોય છે તથા કિટાણુંનો નાશ કરવામાં સહાયક હોય છે. તેમાં ક્લોરાઈડ પણ હોય છે. આ તત્વ દાંતોને સ્વચ્છ અને ચમકદાર બનાવે છે અને દાંતોમાં કિટાણું લાગવા નથી દેતું. આ પેઢાના રોગોની શ્રેષ્ઠ દવા છે. તે ખાલી જગ્યાઓને ભરી નાંખે છે, જ્યાં કિટાણું જન્મવાનો ભય હોય છે. સોજો ઉતારવા માટેનું પણ એક તત્વ મિસ્વાકમાં હોય છે. તેમાં ફલોરીનનું તત્વ પણ હોય છે. તેની ખાસિયત એ હોય છે કે, તે દાંતોને મજબૂત બનાવે છે, પાચનતંત્રને મજબૂત બનાવે છે. એવી જ રીતે સંશોધનથી એ પણ જાણવા મળ્યું છે કે, તેમાં કલોરીન પણ હોય છે, જે દાંતોની પીળાશને દૂર કરે છે અને તેને સફેદ તથા ચમકદાર બનાવે છે.

ખોરાક પેટમાં મોઢા દ્વારા જાય છે અને એટલે તે કિટાણુંનો ભોગ પણ જલ્દી બને છે. આ કિટાણુંઓ પાચનતંત્રને કમઝોર બનાવી નાંખે છે. જો આ કિટાણુંઓનો નાશ કરવામાં નહીં આવે, તો મોટી બીમારીનું સ્વરૂપ ધારણ કરી લે છે. તે મોઢામાં દુર્ગંધ ઉત્પન્ન કરે છે. દાંતોને કમજોર બનાવે છે, પેઢામાં બળતરા અને જઠરમાં ગરમી પેદા કરે છે. દાંત અલ્લાહની બહુ મોટી નેઅમત છે અને એનું કાર્ય બહુ જ મહત્વનું છે. એટલે દાંતોને સ્વસ્થ રાખવા, બીમારીથી બચાવવા અને તેને કાર્યક્ષમ રાખવા માટે અલ્લાહ તઆલાએ આપણને મિસ્વાકનો તોહફો આપ્યો છે. જો દાંતોની સાફ-સફાઈની કાળજી નહીં રાખવામાં આવે તો દાંતોમાં રોકાયેલી લાળ ક્ષાર બની જાય છે. અને તે ક્ષાર પેઢાંઓમાં જામી જાય છે. તે વખતે આ કિટાણુંઓ ખોરાકના કણોથી મળીને દાંતોને નુકસાન પહોંચાડવા લાગે છે. એમાં પીળાશ પેદા કરે છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ દાંતોની પીળાશ જોઈને પણ મિસ્વાક તરફ અંગુલિનિર્દેશ કર્યો છે.

ડોક્ટર અલી બારનું કહેવું છે કે, દાંતોની સાફસફાઈમાં બેદરકારીના પરિણામે પેઢાં પર સોજા આવી જાય છે. અને તેનું સૌથી મોટું નુકસાન દાંત પડી જવા છે. દાંત અલ્લાહપાકની એક એવી નેઅમત છે, જેનો કોઈ વિકલ્પ નથી. અને એ વાત પણ વિચારવા લાયક છે કે, પાચનતંત્ર ત્યાં સુધી સ્વસ્થ નથી રહી શકતું, જ્યાં સુધી ખોરાકને બરાબર ચાવી લેવામાં ન આવે. અને આ ત્યારે જ શક્ય છે, જ્યારે કે દાંત સ્વસ્થ અને પ્રત્યેક બીમારીથી સુરક્ષિત હોય.

## રમતગમત-મનોરંજન ઈસ્લામની નજરે

ઈસ્લામ પ્રાકૃતિક-કુદરતી ધર્મ છે. તે પ્રકૃતિના તમામ તકાદાઓને સાચવે છે. વિશ્વમાં ઈસ્લામ જ એક એવો ધર્મ છે, જે જીવનના દરેક વળાંક પર માનવજાતને માર્ગદર્શન પુરૂ પાડવા સક્ષમ છે. એટલે જીવનના જે પાસાં વિશે પણ પ્રશ્ન કરવામાં આવશે, ઈસ્લામ તેનો જવાબ આપશે. એટલે રમતગમત જેનો પ્રથમ નજરે ધર્મ સાથે કોઈ સબંધ નથી દેખાતો, તેના વિશે પણ ઈસ્લામમાં સૂચનાઓ આપવામાં આવી છે. અને તેના પ્રકાશમાં વર્તમાનકાળની રમતો વિશે ઈસ્લામી દષ્ટિકોણ સમજી શકાય છે....

અલ્લાહ તઆલાએ માનવીનો સ્વભાવ એવો બનાવ્યો છે કે, તે એક જ સ્થિતિમાં નથી રહેતો. માનવી એ માનવી છે, ફરિશ્તો નથી કે એક જ મુદ્રામાં સ્થિર રહે, જરા પણ બેધ્યાનીનો ભોગ ન બને. માનવી માટે શક્ય જ નથી કે તે પ્રત્યેક ક્ષણે ગંભીર બનેલો રહે અને કોઈ પણ દિવસ હંસી-મજાક ન કરે. અને એ પણ શક્ય છે કે, દરેક વખતે હંસી-મજાક કરતો રહે અને દરેક વખતે બેકારના કામોમાં લાગેલો રહે. આ બન્ને સ્થિતિ શક્ય નથી. માનવીય પ્રકૃતિ ક્યારેક ગંભીરતા ઈચ્છે છે, તો ક્યારેક ગમ્મત. ક્યારેક દોસ્તોની મહેફિલ, તો ક્યારેક લડાઈ ઝઘડો. આ પરસ્પર વિરોધાભાસી બાબતો માનવીય સ્વભાવની જરૂરિયાતો છે, જેને ક્યારેય ખતમ કરી શકાય એમ નથી.

આપ (સલ.)ના કેટલાક સહાબીઓને એવો વિચાર આવવા માંડ્યો કે,

તેમણે સંસારના બધા સુખો ત્યાગીને પ્રત્યેક ક્ષણ ખુદાપાકની ઈબાદતમાં લાગી જવું જોઈએ. જ્યારે આમ કરવું શક્ય ન બન્યું, તો તેઓ પોતાને દંભી સમજવા લાગ્યા, તો અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેઓને સાચી વાત દર્શાવી.

મશહૂર ઘટના છે કે, હઝરત હન્ઝલહ્ (રદી.) અલ્લાહપાકના રસૂલ (સલ.) પાસે તશરીફ લઈ ગયા અને કહ્યું કે, ''હન્ઝલા તો દંભી બની ગયો.'' અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પૂછ્યું : ''શું વાત છે ?'' હઝરત હન્ઝલહ્ (રદી.)એ જવાબ આપ્યો : ''હે અલ્લાહપાકના રસૂલ (સલ.)! તમે જન્નત-જહન્નમની વાતો કરો છો, તો અમને એવું લાગે છે કે એ બન્નેવ અમારી નજરોની સામે છે. અને જ્યારે અમે તમારી પાસેથી ઉઠી ઘરે બાળકો તથા પત્ની પાસે જઈએ છીએ તો તેમના પ્રેમમાં પડી જઈએ છીએ અને પાછલી સ્થિતિ કે વાતો વિસરાય જાય છે.''

આપ (સલ.)એ જવાબ આપ્યો : ''ખુદાના સોગંદ ! જો તમારી મનઃસ્થિતિ એ જ રહે, જે મારી પાસે બેસેલા હોવાની હાલતમાં હોય છે, તો ફરિશ્તાઓ તમારાથી હસ્તધૂનન કરવા માંડે. પરંતુ હે હન્ઝલા ! ક્યારેક આ અને ક્યારેક તે.'' છેલ્લા વાક્યને અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ત્રણ વખત દોહરાવ્યું.

આ હદીષ શરીફમાં માનવીના આ જ સ્વભાવનું રહસ્ય છતું કરવામાં આવ્યું છે કે, એકસમાન સ્થિતિમાં રહેવું માનવી માટે શક્ય નથી. તેનું મન ચંચળ છે. તેની સ્થિતિ બદલતી રહે છે.

માનવીય જીવન જવાબદારીઓના બોજ હેઠળ પસાર થાય છે. જીવનનો આ પ્રવાસ ત્યારે જ આરામદાયક બનશે, જ્યારે તેમાં થોડીક રમત-ગમત હોય. એનાથી મન હળવુ થાય છે, બેચેની દૂર થાય છે.

આ કારણોસર જ અલ્લાહપાકના રસૂલ (સલ.)ના જીવનમાં આપણને એવી કેટલીય ઘટનાઓ મળી આવે છે, જેનાથી જાણવા મળે છે કે, રમત-ગમત કે મનોરંજનને સંપૂર્ણપણે નજરઅંદાજ કરી શકાય એમ નથી. આપ (સલ.) પર સમગ્ર માનવજાત સુધી અલ્લાહનો પયગામ પહોંચાડવાની જે

ભારે ભરખમ જવાબદારી હતી, તેને ધ્યાનમાં રાખો. પછી નીચેની ઘટનાઓ જુઓ તો અંદાજો આવશે કે, ઈસ્લામે માનવીય સ્વભાવનું કેટલું ધ્યાન રાખ્યું છે ! *(મુસ્તદરક હાકિમ : ૩/૧૭૦)*

- અલ્લાહપાકના રસૂલ (સલ.) પાસે એક વૃદ્ધા આવી અને કહ્યું : મારા માટે દુઆ કરી દો કે, હું જન્નતમાં જાઉં. આપ (સલ.)એ ફરમાવ્યું કે, વૃદ્ધ સ્ત્રી જન્નતમાં નહીં જાય. પેલી વૃદ્ધા પરેશાન થઈ ગઈ. જ્યારે આપ (સલ.)એ તેની પરેશાની જોઈ તો ફરમાવ્યું : "વૃદ્ધ સ્ત્રી જન્નતમાં જશે, પરંતુ તે યુવાન બનીને જશે." *(તિરમિઝી : હદીષ-૩૭૫)*
- આપ (સલ.)એ એક વખત હઝરત આઈશા (રદી.) સાથે દોડવાની શરત લગાવી. પહેલી વખત હઝરત આઈશા (રદી.) આગળ વધી ગયા. થોડાક વર્ષો પછી ફરી દોડનો મુકાબલો થયો તો આપ (સલ.) આગળ વધી ગયા. આપ (સલ.)એ કહ્યું : "આ પહેલી વખતનો બદલો છે." *(અબૂ દાવૂદ : હદીષ-૧૫૭૮)*
- બાળકો માટે આપના પ્રેમનું ઉદાહરણ એ છે કે, આપ (સલ.) હઝરત હસન તથા હઝરત હુસૈન (રદી.)ને પોતાની પીઠ પર બેસાડી લેતા હતા. આપ આમાં જરા પણ નાનમ અનુભવતા ન હતા. એક વખત એક સહાબી (રદી.)એ આપ (સલ.)ને આમ કરતાં જોયા તો કહ્યું : "વાહ ! શું શાનદાર સવારી પર તમે બન્ને સવાર છો." આપ (સલ.)એ ફરમાવ્યું કે, "અરે ! સવાર લોકો પણ તો બહુ સારા છે."
- એક સહાબી (રદી.)એ અલ્લાહપાકના રસૂલ (સલ.)થી માંગણી કરી કે, મને સવારી માટે એક ઉંટ જોઈએ છે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું તને ઉંટડીનું બચ્ચું આપીશ. તેણે કહ્યું : "હું ઉંટડીના બચ્ચાને શું કરીશ ?" આપ (સલ.)એ ફરમાવ્યું : "દરેક ઉંટ ઉંટડીનું બચ્ચું જ હોય છે." *(મુસ્નદે અહમદ : હદીષ-૧૩૮૧૭)*
- એક સહાબિય્યા જેમનું નામ હઝરત ઉમ્મે અયમન (રદી.) હતું. આપ (સલ.) પાસે આવ્યા અને કહેવા લાગી : "મારા પતિએ આપને પોતાના

ઘરે આવવાની દઅવત આપી છે.'' આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''તમારા પતિ તો એ જ ને, જેના આંખમાં સફેદી છે ?'' પેલી સહાબિય્યાએ કહ્યું કે, તેમની આંખમાં તો સફેદી નથી. આપ (સલ.)એ ફરમાવ્યું : ''અરે ! તેની આંખમાં સફેદી છે.'' તેણીએ કસમ ખાઈને કહ્યું કે, એના પતિના આંખમાં સફેદી નથી. આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''દરેક માનવીના આંખમાં સફેદ ભાગ હોય છે.'' *(કિતાબુલ ફુકાહતે વલ મિઝાહ)*

- હઝરત અબૂ તલ્હા (રદી.)ના એક પુત્રનું નામ અબૂ ઉમૈર હતું. તે એક ચકલીથી રમતો રહેતો હતો. એક દિવસ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ જોયું કે અબૂ ઉમૈર પાસે ચકલી નથી. તો આપ (સલ.)એ ફરમાવ્યું : ''હે અબૂ ઉમૈર ! ચકલી ક્યાં ગઈ ?'' *(કિતાબુલ ફુકાહતે વલ મિઝાહ)*

- હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે, મારી પાસે અલ્લાહપાકના રસૂલ (સલ.) અને હઝરત સવદહ્ બિન્તે ઝમઆ (રદી.) બેઠા હતા. હું હરીરો (આટો અને દૂધ કે ઘીથી બને છે) બનાવી લઈ આવી. મેં સવદહ્થી કહ્યું : ખાઓ ! તેમણે કહ્યું : મને નથી ગમતું. મેં કહ્યું કે, ખાઓ, નહીંતર મોઢા પર ચોપડી દઈશ. તે કહેવા લાગી કે, હું આ નથી ખાતી. એટલે મેં પ્લેટમાંથી થોડોક હરીરો લઈને તેમના ચહેરા પર લગાડી દીધો. અલ્લાહપાકના રસૂલ (સલ.) વચ્ચે બેઠા હતા. આપ (સલ.)એ પોતાના પગથી ઈશારો કર્યો કે, તેનાથી બદલો લઈ લો. તો હઝરત સવદહ્એ પણ થોડોક હરીરો લઈને મારા મોઢા પર મસળી દીધો અને આપ (સલ.) હસવા લાગ્યા. *(બુખારી : હદીષ-૬૧૧૯)*

ખૂશીના પ્રસંગે આપ ખાસ કરીને એમ ઈચ્છતા હતા કે, ખૂશી વિખેરવામાં આવે અને લોકો એ પ્રસંગની ખૂબ મજા માણે.

- એક વખત ઈદના દિવસે હઝરત અબૂબક્ર (રદી.) આપ (સલ.)ના ઘરે તશરીફ લાવ્યા તો જોયું કે, નાની બાળકીઓ કંઈક કવિતાઓ ગાય રહી છે. હઝરત અબૂબક્ર (રદી.) નારાજ થઈ ગયા. આપ (સલ.)એ કહ્યું : અબૂબક્ર ! તેમને જવા દો, કારણ કે આ ઈદનો દિવસ છે. અને કેટલીક

રિવાયતોમાં છે કે, દરેક કૌમનો એક તહેવાર હોય છે અને આ અમારો તહેવાર છે. *(મુસ્નદે અબૂ યઅલા)*

- કેટલાક હબ્શીઓને આપ (સલ.)એ મસ્જિદમાં ભાલા વડે કરતબ કરવાની પરવાનગી આપી અને માત્ર એટલું જ નહીં, આપ (સલ.) તેમને પ્રોત્સાહન આપી રહ્યા હતા અને કહેતા હતા કે, ''હે બની અરફદહ્ ! આને કરતા રહો.''
- હઝરત આઈશા (રદી.) આપ (સલ.)ના ખભ્ભાની આડમાં તે રમત જોઈ રહ્યા હતા. તેમને જોવાનો મોકો આપ્યો. *(બુખારી : હદીષ-૫૧૨)*
- અન્સારમાં શાદી થઈ અને દુલ્હન (વહુ)ની વિદાય (રૂખ્સતી) બહુ ચૂપચાપ થઈ. ન કોઈ મસ્તી, ન કોઈ શોર. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પૂછ્યું : કોઈ મનોરંજનની વસ્તુ સાથે ન હતી ? અરે, અન્સારને તો રમતગમત પસંદ છે. *(બુખારી શરીફ : હદીષ-૫૧૬૨)*

કેટલીક રિવાયતોમાં છે કે, તમે વહુની સાથે કોઈ કવિતા ગાનારને કેમ ન મોકલ્યો, જે એવી રીતે ગાતો : અમે આવી ગયા, અમે આવી ગયા. અમને સલામ કરો, અમે પણ સલામ કરીશું. *(મુસ્નદે અહમદ : ૧૫૨૦૯)*

હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ ઈહ્યાઉલ ઉલૂમમાં આ પ્રકારની રિવાયતોને સામે રાખીને એ તારણ કાઢ્યું છે કે, મનોરંજનને ઈસ્લામે એક વાસ્તવિક્તા તરીકે સ્વીકાર્યું છે, તેનો સંપૂર્ણપણે ઈન્કાર શક્ય નથી.

## ખેલકૂદના કેટલાક નિયમો :

બીજા વિશ્વયુદ્ધ પછી વૈશ્વિક સ્તરે એવી લાગણી જન્મી કે, ફાજલ સમયને કામમાં લેવામાં આવે. અને તેને કળા તરીકે વિકસાવવામાં આવે. અને **"Sociology of Leisurer"**ના નામે એક શાસ્ત્ર અસ્તિત્વમાં આવ્યું. ધીમે ધીમે તેમાં બહુ પ્રગતિ થઈ. અને આજે દરેક માનવી ક્યાં તો સીધી રીતે કોઈ રમત રમે છે, ક્યાં તો કોઈ રમતમાં રસ ધરાવે છે.

આજે જાતજાતના ખેલો પ્રચલિત છે. બધી રમતોમાં એક જ નિયમ કામ

કરે છે કે તેનાથી મનને સાંત્વના મળે છે. પરંતુ કોઈ વસ્તુ સાચી કે ખોટી હોવા માટે આટલો નિયમ પૂરતો નથી. અને તે રમતોનું જ્યારે આપણે સ્વાસ્થ્ય, વિચાર સ્વાતંત્ર્ય, માનવ ગૌરવ અને શરીઅતના અન્ય હિતકારી નિયમોની રોશનીમાં મૂલ્યાંકન કરીશું, તો આપણને અંદાજો આવશે કે, આજે દુન્યામાં જે રમતો પ્રચલિત છે, તે સાચી તથા ખોટી રમતોનું મિશ્રણ છે. એટલે તે રમતો વિશે આપણે થોડોક વિચાર કરવાની જરૂર છે.

તે રમતો વિશે કોઈ મંતવ્ય ઘડતાં પહેલાં યોગ્ય છે કે, પહેલાં તે રમતોની કેટેગરી નક્કી કરી લઈએ. (૧) સ્વાસ્થ્યવર્ધક રમતો. દા.ત. જીમ્નાસ્ટીક, સ્કેટીંગ. (૨) એવી રમતો જે સ્વરક્ષામાં સહાયક નીવડે. દા.ત. કુશ્તી, કરાટે, બોક્સીંગ, શુટીંગ, તલવારબાજી, તીરબાજી વગેરે. (૩) મનોરંજન માટેની રમતો. દા.ત. શતરંજ વગેરે.

જ્યાં સુધી એ રમતોનો સબંધ છે, જે સ્વાસ્થ્ય માટે ફાયદાકારક હોય તેમજ એવી રમતો જે સ્વરક્ષા માટે સહાયક નીવડે, તો આવી રમતોને ઈસ્લામ જાઈઝ ઠરાવે છે. એટલું જ નહીં, તેને ગમતી નજરથી જુએ છે. સ્વયં આપ (સલ.)એ ષનિય્યતુલ વિદાઅ્ અને મસ્જિદે બની હનીફ વચ્ચે ઘોડદોડ કરાવી છે. *(નસઈ શરીફ)* આપ (સલ.)એ તીરબાજી, તલવારબાજી, ઉંટ તથા ઘોડા વચ્ચે મુકાબલાને પ્રોત્સાહન આપ્યું છે. *(નસઈ શરીફ)* હઝરત ઉમર (રદી.)નું કથન બયહકીમાં નોંધવામાં આવ્યું છે : ‘‘પોતાના સંતાનોને તરવાનું, તીર ચલાવવાનું અને ઘોડેસવારી શીખવાડો.’’ *(બયહકી શરીફ)*

એવી જ રીતે વર્તમાનકાળમાં જે રમતોથી શારીરિક કસરત થાય છે, જેમકે કબડ્ડી, ફુટબોલ, વોલીબોલ, તે બધી જ રમતો શરીઅતની હદમાં હોય તો જાઈઝ છે. ગાડીઓની રેસને ઘોડદોડ સાથે સરખાવો તો તેના આદેશો પણ ઘોડદોડના આદેશો સમાન હશે.

એવી જ રીતે એ રમતો, જેનાથી માનવી પોતાની કે પોતાના દેશની કે ધર્મની સુરક્ષા કરી શકે, માત્ર જાઈઝ નથી બલ્કે બહેતર હશે. દા.ત. કુશ્તી, કરાટે, શુટીંગ વગેરે.

અલબત્ત, આ ખેલોનું જાઈઝ હોવું તે જ વખતે છે, જ્યારે શરીઅતના અહકામની પૂરેપૂરી જાળવણી થતી હોય. અને છોકરા-છોકરીઓ વચ્ચે મેળમિલાપ ન થતો હોય.

હા, કેટલીક રમતો એવી પણ છે, જે ઈસ્લામના હેતુઓ વિરૂદ્ધ હોવાના કારણે વૈદ્ય (મમ્નૂઅ્) ઠરાવવામાં આવશે :

- એવી રમત જેમાં જાનનો સખત ખતરો છે અને એની કોઈ જરૂરિયાત પણ નથી. દા.ત. બોક્સીંગ. એમાં અકારણે મોઢા પર મારવામાં આવે છે. હા, કુશ્તીમાં આવી તકલીફ પહોંચાડવામાં નથી આવતી.
- એવી રમતો, જેમાં સ્ત્રીઓનું અંગપ્રદર્શન થતું હોય. જેવી રીતે તરણ સ્પર્ધાઓ અને જિમ્નાસ્ટીકમાં થાય છે. હા, જો છોકરીઓ માટે સ્વીમીંગ પૂલ અલગ હોય અને ત્યાં પુરૂષોના પ્રવેશ પર પ્રતિબંધ હોય તો કોઈ વાંધો નથી.
- જાદુના બધા ખેલ હરામ હશે.
- એવા ખેલ, જેમાં ધોકેબાજી વડે લોકોના પૈસા લૂંટી લેવામાં આવતા હોય તેવા ખેલો પણ હરામ છે.
- એવી રમતો, જેમાં જાનવરો વચ્ચે સ્પર્ધા થાય છે. જેનાથી તેઓને અત્યંત પીડા થાય છે. હદીષ શરીફમાં જાનવરોને હેરાન કરવાની મનાઈ ફરમાવવામાં આવી છે. આવી બધી રમતો પણ હરામ છે.
- એ બધી રમતો, જેમાં જુગાર તેમજ ખોટી શરતો લાગેલી હોય છે. અહીં એ વાત પણ સ્પષ્ટ કરી દેવી જરૂરી છે કે, રમત પર ઈનામ રાખવું બરાબર નથી. અલબત્ત, ઈનામ કે શરત ત્રણ સ્થિતિમાં બરાબર છે : (ક) ઈનામ એવા માણસ તરફથી હોય, જે સ્પર્ધામાં ભાગ લેનાર જ ન હોય. (ખ) સ્પર્ધા બે માણસ વચ્ચે હોય. પરંતુ શરત એક બાજુથી હોય. દા.ત. રશીદ તથા હમીદમાંથી જો રશીદ જીતી જાય તો હમીદ તેને શરત મુજબ માલ આપે અને હમીદ જીતી જાય તો રશીદ કાંઈ નહીં આપે. (ગ) રમતમાં ત્રણ કે તેનાથી વધારે સભ્યો ભાગ લઈ રહ્યા હોય, તેમાંથી માત્ર

બે માણસો વચ્ચે એ શરત લાગે કે જે હારી જશે તે જીતનારને કંઈક આપશે. જો સ્પર્ધામાં ભાગ લેતા બધા જ સભ્યો શરતમાં શામેલ હોય તો એ જુગાર હશે અને એ રમત નાજાઈઝ ઠરશે.

- તે બધી રમતો, જેમાં કોઈ માનવીનું અપમાન થતું હોય અથવા કોઈની ઠેકડી ઉડાવવામાં આવતી હોય તે રમત પણ હરામ છે.
- ખેલકૂદમાં એટલા ખૂંપી જવું કે બીજી બધી જરૂરિયાત પ્રત્યે બેધ્યાન થઈ જાય, તો પછી દરેક રમતની મનાઈ છે. અને આ માત્ર ખેલનો મસ્અલો નથી, બલ્કે કોઈ પણ જાઈઝ કામમાં અતિરેક થશે તો તેની મનાઈ ફરમાવવામાં આવશે.

ટેલિવિઝન, ઈન્ટરનેટ એક એવુ ખતરનાક અને વિનાશકારી સાધન છે કે, એની નહૂસતને કારણે આજે આપણા કુમળાં અને માસૂમ ભૂલકાંઓની જીભે તથા યુવાધનના મુખડે અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ), સહાબાએ કિરામ (રદી.) અને અવલિયાએ ઈઝામ (રહ.)ના મુબારક અને ફૈઝદાયી નામોને બદલે ફિલ્મી અભિનેતાઓ અને અભિનેત્રીઓના મન્હૂસ નામો અને કુર્આની આયાતને બદલે બેહયાઈભર્યા ગીતો રાત-દિન સાંભળવા મળે છે. તેમને ઈસ્લામના અહકામ અને આદર્શોનું જરાય ભાન નથી. સુન્નતે નબવી (સલ.)થી તેઓ હર સેકંડે દૂર જઈ રહ્યા છે. બિન-ઈસ્લામી રીત-રિવાજો, તરીકા અને અદાઓ પાછળ તેઓ ગાંડાતૂર બની રહ્યા છે. ઈસ્લામી રહેણી-કરણી અને સંસ્કૃતી મુસલમાનોમાંથી લુપ્ત થતી જાય છે. નહૂસતનાં આવા કાળાડિબાંગ ઓળા મુસ્લિમ સમાજ પર ટી.વી.ના પ્રતાપે જ ઉતરી રહ્યા છે.

ટેલિવિઝનમાં પ્રસારિત થતા પ્રોગ્રામોથી ઘણી બુરાઈઓ, ગેરઅખ્લાકી વાતો અને બેશરમીભર્યા કામો રિવાજ પામે છે.

આમ, ટેલિવિઝન ઈસ્લામે હરામ અને નિષિદ્ધ ઠરાવેલ વાતો અને કૃત્યોને રિવાજ આપે છે. ઈસ્લામ એવી પ્રવૃત્તિઓને સહન કરી શકતો નથી, જે માનવીની આત્મિક (રૂહાની), માનસિક, નૈતિક, આર્થિક અને સાંસ્કૃતિક

ઉન્નતીને અવરોધતી અને ગૂંગરાવતી હોય. ટી.વી.ની જીવલેણ અસરોને કારણે દીની મૂલ્યોનો હ્રાસ થઈ રહ્યો છે અને અધર્મતા તથા નાસ્તિકતાને વેગ મળી રહ્યો છે.

એક હદીષ શરીફમાં છે કે, અલ્લાહ તઆલા સમાજના અમુક લોકોના કોઈ નાજાઈઝ કામ કરવાથી આમ અઝાબ નાઝિલ કરે છે, જ્યારે કે એ કામ લોકોની સામે છડેચોક કરવામાં આવે અને તેઓ એને રોકવા શકિતમાન હોય, છતાંય રોકટોક ન કરે, જ્યારે આવો સમય આવી લાગે તો આમ અને ખાસ બધા જ લોકો અઝાબગ્રસ્ત થઈ જાય છે. *(મિશ્કાત શરીફ)*

આજે નવી નવી અસાધ્ય બીમારીઓ, નિતનવી આફતો અને જટીલ સમસ્યાઓ જાણે આપણું ભાગ્ય (દુર્ભાગ્ય) બની ચૂકી છે. આખો મુસ્લિમ સમાજ તથા મુસ્લિમ કૌમ અસ્ત વ્યસ્ત અને આકુળ વ્યાકુળ છે. ઈસ્લામ પર જાતજાતના પ્રહારો અને મુસલમાનો પર વિનાશક આક્રમણોનો એક અતૂટ સિલસિલો છે. કહેવાની જરૂર છે ખરી કે આજે આપણી આવી અવદશા કેમ થવા પામી છે ? ! શું આપણે પોતાનું કર્તવ્ય ભાન અને ફરજ પાલન ચૂકયા નથી ?

આપણી ગયરત અને શર્મ કયાં ગઈ ? માલદાર અને ગરીબ સર્વે આ બલામાં સપડાયેલાં છે. ટી.વી. અને મોબાઈલમાં ગંદી ફિલ્મો જોવી તેઓની દરરોજની આદત અને મોજ-શોખનું કારણ બની રહ્યું છે. પરંતુ આ ફખ્રની વાત સમજવામાં આવે છે કે, પોતાની માસૂમ સ્ત્રીઓ અને પરદામાં બેસનાર વહુ-છોકરીઓને સાથે બેસાડીને સીનેમા, ડાન્સ, સર્કસ અને ખરાબ તમાશા જોવાઈ રહ્યા છે. તબરાની શરીફમાં છે કે હઝરત અમ્માર બિન યાસિર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, "ત્રણ માણસ કદી પણ જન્નતમાં દાખલ થશે નહીં, (૧) ડય્યૂસ, (૨) મર્દો જેવી સૂરત ધારણ કરનાર સ્ત્રીઓ, (૩) હમેંશા શરાબ પીનાર." ત્યારે સહાબા રદી. અર્ઝ કરી કે ડય્યૂસ કોણ છે ? તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, "જેમની ઓરતો પરદા વગર પરાયા મર્દો સાથે મળતી રહે, એટલે શર્મ હયાનો

ખ્યાલ ન રાખે.'' હુઝૂર (સલ.) ફરમાવે છે કે, **"ખુદા તઆલાએ મને હિદાયત માટે રસૂલ બનાવ્યો અને હુકમ આપ્યો કે દુનિયામાંથી વાજા-ગાજાને મિટાવી દઉં."** *(અબૂ દાવૂદ શરીફ)*

આજે આપણાં સમાજમાં ગાયનો સાંભળવાનો તથા સંભળાવવાનો ઘણો જ રિવાજ થઈ ચૂકયો છે. ઘર-ઘર, ગલી-ગલી, શેરી-શેરી અને બજાર ફિલ્મી ગાયનો અને મ્યુઝિકથી ગુંજે છે. ટી.વી; વી.સી.આર; ડીશ એન્ટેના અને ચેનલોએ તેના અવાજને ઉચ્ચ શિખરો પર પહોંચાડયો છે. અમુક મુસ્લિમો શાદીના પ્રસંગે ગાયનોનો અવાજ બુલંદ કરી પૂરા મહોલ્લાને, બલ્કે આખા ઈલાકાવાળાઓને ફિલ્મી ગાયનો અને મ્યુઝિક સંભળાવે છે. ભલે ને તે સમયે કોઈ નમાઝ પઢી રહ્યો હોય યા કુર્આને કરીમની તિલાવત કરી રહ્યો હોય યા ઝિક્રે ખુદામાં મશ્ગૂલ હોય યા અભ્યાસમાં વ્યસ્ત હોય અથવા આરામ કરતો હોય.

ગાયનોની કેસેટોનો કારોબાર કરનારાઓ, અમુક વેપારી અને હોટલ-વાળાઓ પોતાની દુકાનો પર બુલંદ અવાજથી ગાયનો ચાલુ રાખે છે. આવી જ રીતે વેગન અને બસ, રિક્ષા ચાલકો પણ સફર દરમિયાન ગાયનો સંભળાવવાનો સિલસિલો ચાલુ રાખે છે. વિમાન મથકોમાં પણ ધીમા અવાજે સંગીત-મ્યુઝિક સંભળાવાય છે.

### સમયનું મહત્વ :

સમયના સર્જનહાર અલ્લાહ તઆલાએ પોતે જ પોતાના સદાબહાર અને જીવંત કુર્આને મજીદમાં સમયની કસમ ખાઈને એની અગત્યતા અને મહત્વતાનું પ્રમાણ આપ્યું છે. એક આખી સૂરત ''સમય''ના નામથી નાઝિલ ફરમાવી છે. જેને સૂરએ અસ્ર કહેવામાં આવે છે. કુર્આને પાકની સૌથી નાની સૂરતમાં અલ્લાહપાક ફરમાવે છે : **"સમયની કસમ ! નિઃશંક, માનવજાત નુકસાનમાં જ છે, સિવાય તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા અને સદ્કાર્યો (સારા કામો) કર્યા, અને એકબીજાને હકની શિખામણ આપી, અને એકબીજાને સબ્રની સમજૂતિ આપી."** અર્થાત્ જે શખ્સ સમયની

કદર નથી કરતો અને એને વેડફી નાંખે છે, તે દુનિયા અને આખિરત બન્ને જગ્યાએ સંપૂર્ણ નુકસાનમાં જ રહેશે.

મુહસિને ઈન્સાનિયત, ખાતિમુલ અમ્બિયા હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ચેતવણી આપતા ફરમાવ્યું છે કે, **“બે નેઅમતો એવી છે કે, જેમાં વધુ પ્રમાણમાં લોકો ધોકામાં જ રહે છે. એક તંદુરસ્તી અને બીજી ફુરસદ (સમય).”** *(બુખારી શરીફ)*

યુરોપની પ્રજાએ ‘સમય’ની કિંમત જાણી લીધી છે. તેથી તેઓ જરા પણ સમયને વેડફતા નથી અને એમના સમયને સાચવી લેવાની આ જ આવડતના લીધે યુરોપ-અમેરિકાએ ભૌતિક, આર્થિક અને વૈજ્ઞાનિક ક્ષેત્રે હરણફાળ પ્રગતિ સાધીને સિદ્ધિના સોપાન સર કર્યા છે. અંગ્રેજીની આ કહેવત ઘણી જ પ્રચલિત છે, **“The Time is Gold”** સમય તો સોના જેવી કિમતી વસ્તુ છે, એને વેડફી ન શકાય, એની તો કદર કરીને તેનો સદ્‌ઉપયોગ કરવો જોઈએ.

પરંતુ ઈસ્લામ તો દુનિયાનો સર્વોચ્ચ મઝહબ છે. તેથી જ ઈસ્લામની જીવંત અને સદાબહાર અરબી ભાષામાં જ “સમય”ની ખરી કિંમત આંકવામાં આવી છે. અરબી કહેવત છે, **“અલ વક્તુ હુવલ હયાત”** સમય તો જીવન સમાન અતિ મૂલ્યવાન વસ્તુ છે. કારણ કે સોનુ અગર ચોરાઈ જાય, ખોવાઈ જાય કે વપરાઈ જાય તો પણ માનવી મહેનત કરીને પાછું મેળવી શકે છે. પહેલાં કરતાં પણ વધુ મેળવી લેવાની શકયતા છે, પરંતુ સમય તો જીવન સમાન છે કે જેવી રીતે ગુજરી ગયેલું જીવન પાછું મેળવી શકાતુ નથી, એવી જ રીતે પસાર થયેલ સમયને પાછું પ્રાપ્ત કરવું અશકય હોય છે.

અલ્લાહપાક આપણને સૌને આ બધી બાબતો વિશે સહીહ સમજ આપે અને સમયની કદર કરવાની તૌફીક આપે. આમીન.

